

# स्वर्गनुं विमान


लेखक-स्व० अमृतलाल सुंदरजी पढीआर

સ્થળ: ચોરવાડ (કાઠિયાવાડ)



प्रकाशक—सस्तुं साहित्य वर्धक कार्यालय

સ્થળ: અમદાવાદ અને મુંબઈ


હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.


આવૃત્તિ ચોથી-સં૦૧૯૮૧-કુલપ્રત ૯૩૦૦

કાર્યાલયમાં રૂ ૧)= પાકું પૂંઠું ૧।= પો૦ જુદું

બહારગામમાં બે આના વધુ લેશે.



# स्वर्गनुं विमान


लेखक-स्व० अमृतलाल सुंदरजी पढीआर

સ્થળ: ચોરવાડ (કાઠિયાવાડ)



सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

છપાવી પ્રસિદ્ધકર્તા: ભિક્ષુ—અખંડાનંદ

સ્થળ: અમદાવાદ અને મુંબઈ


હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;

હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.


આવૃત્તિ ચોથી—પૃષ્ઠ ૩૮૪—પ્રત ૩૩૦૦—કુલ પ્રત ૯૩૦૦

વિક્રમ સંવત ૧૯૮૧—ઈ૦સ૦ ૧૯૨૫

**અમદાવાદમાં રૂ ૧)= પાકું પૂંઠું ૧।=**

અન્યત્ર બબ્બે આના વધુ, પો૦જૂદું

# ચોથી આવૃત્તિનું નિવેદન

'સ્વર્ગના વિમાન'ની ત્રીજી આવૃત્તિ આજથી સત્તર વર્ષપર નીકળી હતી. સ્વર્ગનાં પુસ્તકોના સુવિખ્યાત લેખક સ્વ૦ વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયારના સ્વર્ગવાસને પણ છ વર્ષ થવા આવ્યાં.

સુયોગ્ય પત્ની અને સારી આર્થિક સ્થિતિવિના વિવાહિત જીવનમાં પડવાનું તેમને પસંદ ન હતું અને ઘરમાં રસોઇપાણીને માટે ઓરમાન માતુશ્રી પણ હતાં; એટલે છેવટ સુધી પઢિયાર અવિવાહિતજ રહ્યા હતા. આથી તેઓ પોતાની પાછળ એક પણ માનવસંતતિ મૂકી ગયા નથી; પરંતુ તેને બદલે તેમના નામને દીર્ઘકાળપર્યંત દીપાવે એવી ગ્રંથસંતતિ તો ઠીક સંખ્યામાં મૂકી ગયા છે.

જનસમાજ સ્વર્ગનાં પુસ્તકોનો છૂટથી લાભ લઇ શકે તેટલા માટે તેઓ તેનું મૂલ્ય પણ અન્ય લેખકોની અપેક્ષાએ બને તેટલું ઓછુંજ રાખતા; અને તે છતાં પણ પોતાનાં પુસ્તકો હજી વધારે સસ્તાં નહિ આપી શકાવા માટે તેમને અસંતોષ રહેતો. એ અસંતોષ તેઓ પ્રસંગોપાત પુસ્તકોની પ્રસ્તાવનામાં પણ દર્શાવતા અને પ્રાર્થના કરતા કે પોતાનાં પુસ્તકો કાંઇપણ નફાવિના વેચી શકાય એવા સંયોગો પ્રભુ આપે.

છેવટે તેમની એ પ્રાર્થના ઈશ્વરે સાંભળી હતી અને કેટલાક ધનપાત્ર સજ્જનોએ તેમને નિર્વાહની નચિંતાઇ આપવા માટે અમુક હજારની રકમ અલગ કહાડવાનું નક્કી કર્યું હતું; પરંતુ એ અનુકૂળતાનો તેઓ લાભ લેવા પામે તે અગાઉજ તેમના શરીરને દૈવે ઝડપી લીધું !

પોતે હયાત ન હોય ત્યારે પોતાનાં પુસ્તકોને લગતા હક્ક પોતાના દેશને આપી ચૂકેલા હોવાનું તો તેઓ અનેક પ્રસંગે કહેતા; એટલુંજ નહિ પણ એક વેળા તો તેમણે તેમનાં પુસ્તકો તેમની હયાતીમાં પણ પ્રસિદ્ધ કરવાની રજા ( નરનારાયણની ભજનમંડળીમાં) લખી આપી હતી.

સ્વર્ગસ્થની હયાતીમાં જે મિત્રોએ તેમને નિર્વાહની ચિંતામાંથી મુક્ત કરવા ગોઠવણ કરેલી, તેઓ તેમજ અન્ય સજ્જનોએ મળીને તેમની પાછળ તેમના સ્મારકમાટે મ૦ ગાંધીજીના પ્રમુખપણા નીચે સભા મેળવીને એક કમીટી નિમી હતી તથા ફંડ ભરાવવાનું શરૂ કર્યું હતું. આ ફંડમાં ૨૦–૩૦ હજાર જેટલી રકમ ભરાવવાની ગણતરી રાખીને ફંડને ત્રણ કાર્યોમાં ત્રણ કમીટીઓહસ્તક વહેંચી દેવાનો ઠરાવ થએલો; પણ ધારેલો પ્રયત્ન નહિ થતાં શરૂઆતમાં સહજ પ્રકારે થએલા દશ બાર હજારેજ વાત અટકી રહી, કે જેમાંથી ઠરાવ મુજબની ચોથા ભાગની રકમવડે પુસ્તકકમીટી માત્ર એકાદજ પુસ્તક પ્રસિદ્ધ કરી શકે, અને આશ્રમકમીટીનું કાર્ય પણ અરધી રકમથી અધુરૂંજ રહે.

સ્વર્ગસ્થની કેટલીક અગવડોને લઇને તેમનાં પુસ્તકો સાચવવા તથા

વેચત્રાની વ્યવસ્થા તેમની હયાતીથીજ સસ્તા સાહિત્યનાં પુસ્તકોના ભેગી ( તેમના ખર્ચે ) રહેતી આવી હતી. તેમના દેહાવસાન પછી એ બાબતને લગતો હિસાબ તેમજ ભેગી થએલી રકમ તેમનાં માતુશ્રીને તેમજ ભાઇને સોંપી આપવા સમયે તેમના તથા સ્વર્ગસ્થના હિતની કેટલીક ભલામણો આ લખનારે કરી હતી; તેને અનુસરીને તેમણે સ્વર્ગસ્થનાં પુસ્તકોના હક્ક પુસ્તકકમીટીને, તેમજ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયને પણ હોવા–આપવાની સંમતિ ખુશીની સાથે લખી આપી હતી; તેમજ સ્વગનાં જે કેટલાંક પુસ્તકો શિલક હતાં તે (તેની આવક), તેમના અમુક કરજનિમિત્ત શુભ કાર્યમાં રોકવાખર્ચવા માટે એક કમીટી નિમીને તેના અધિકારમાં સોંપ્યાં હતાં.

કમીટીઓમાં કામ કરવાનું આ લખનારને માફક નહિ હોવાથી ઉપલી કમીટીમાં આ લખનારે પોતાનું નામ નહિ આપતાં કાર્યસંબંધને લઇને સસ્તા સાહિત્ય તરફના માણસતરીકે ( તે સમયે સસ્તા સાહિત્યમાં કામ કરનાર ) ભાઈ વેણીશંકરનું નામ નખાવ્યું હતું. એજ પ્રમાણે મુંબઈની સ્મારકકમીટી તરફથી જ્યારે પુસ્તકકમીટી નિમાઇ. ત્યારે તેમાં પણ એજ ભાઇનું નામ આ લખનારે દાખલ કરાવેલું અને પોતાનું નામ તેમાંથી કમી કરવા વિનતિ કરેલી, પણ તે માન્ય રહી ન હતી.

પરંતુ એ પછી પઢિયારનું સ્મારકફંડ અધુરૂંજ રહેવાનું જણાતાં આ લખનારે અને ભાઈ વેણીશંકરે કમીટીમાંથી નીકળી જવા માટે રાજીનામાં મોકલી આપ્યાં. આ લખનારે રાજીનામાની સાથે એવા ભાવનું સૂચવ્યું હતું કે ધારણા કરતાં બહુ ઓછી રકમ હોય તો પછી તેનો નિકાલ ફરીથી મૂળ કમીટી મેળવીને કરાવી લેવો એજ ઠીક છે. એ રકમના નાના નાના ટુકડા પડી જઇ ત્રણે કાર્યમાં સકાર ન આવે, તેના કરતાં એકાદ કાર્ય પણ રૂડે પ્રકારે થઇ શકે અને સ્વર્ગસ્થના સ્મારકનો વાસ્તવ હેતુ બર આવી, નાણાં આપનારાઓના પૈસા બરબાદ જવા જેવું થાય નહિ, એજ આ સૂચનાનો હેતુ હતો. હજીસુધી એ સૂચના કે રાજીનામાનો નિકાલ જણાયો નથી.

આ લખનારના પઢિયારસ્મારક કમીટી સાથેના સંબંધને લઇને આટલું લખ્યા પછી હવે આ પ્રકાશનવિષે લખવાનું કે:–

સસ્તા સાહિત્ય ખાતાએ તો પઢિયારની ભાવનાને લઇને તેમજ પુસ્તકોની ઉપકારકતાને લીધે પણ સ્વર્ગનાં પુસ્તકો એક યા બીજી રીતે સસ્તામાં પ્રસિદ્ધ થવાની જરૂર પઢિયારના દેહાન્ત સમયથીજ માનેલી હતી, એટલે હવે એ કાર્ય સંસ્થાએ હાથ ધર્યું છે.

**સ્વર્ગનું વિમાન, સ્વર્ગની કુંચી અને સ્વર્ગનો ખજાનો,** આ ત્રણ પુસ્તકો અન્ય પુસ્તકો કરતાં વધારે લોકપ્રિય થએલાં હોઇ તેની માગણી પણ વધુ હતી; અને ત્રણ સ્થળેથી અક્ક પુસ્તકને માટે ઉછીનાં નાણાંની સગવડ પણ પ્રાપ્ત થઈ; એટલે હાલ એ ત્રણ પુસ્તકો છપાવવાનાં

શરૂ કર્યાં છે; એમાંનું આ પહેલું પુસ્તક હોઇને બીજાં બે પુસ્તક પણ થોડાજ સમયમાં ( આવતી હોળીસુધીમાં ) પ્રસિદ્ધ થઇ જશે.

એ ત્રણે પુસ્તકની આગલી આવૃત્તિ સસ્તાપણાના સમયને લીધે અકેક રૂપીઆમાં નીકળેલી; તે જોતાં અત્યારની બમણી ત્રમણી મોંઘારત વચ્ચે પણ આ પુસ્તકો ૨ ૧।⊏ જેટલી કિંમતે નીકળી શકે છે, તેને માટે વાચકોએ પરમ કૃપાળુ પ્રભુનોજ ઉપકાર માનવાનો છે. આ સસ્થાને પ્રૂફવાચન, જાહેરાત, કમીશન, મકાનભાડાં, તેમજ પગાર વગેરેને લગતા ખરચો પણ પુસ્તકોની લાગતમાં ન ગણવા પડતા હોત, તો હજી પણ ઘણી ઓછી કિંમત રાખી શકાત એ તો સ્પષ્ટજ છે.

આ પુસ્તક માટેનાં નાણાં મોટે ભાગે ( એટલે કે રૂપીઆ બે હજાર ) ચોરવાડની ઉપરોક્ત કમીટી તરફથી ઉછી દાખલ ( વિનાવ્યાજે ) મળ્યાં છે; જેને માટે તે કમીટીના સભ્યો શેઠ શામળદાસ હરચંદ, ઝવેરી જમનાદાસ દામોદર તથા ભાઇ વેણીશંકર વહાલજીને સપ્રેમ ધન્યવદ આપી हरि: ॐ तत्सत्

સંવત ૧૯૮૧—માગશર ભિક્ષુ—અખંડાનંદ

# लेखकनी आगली प्रस्तावनाओ

## પહેલી આવૃત્તિની પ્રસ્તાવનાનો સારાંશ

" સ્વર્ગ " અને " વિમાન " એ બે શબ્દમાંજ કાંઈક એવું અલૌકિક બળ છે કે, જયારથી સૃષ્ટિ પેદા થઇ અને જયાંસુધી સૃષ્ટિ રહેશે, ત્યાંસુધી સ્વર્ગના વિમાનની ભાવના માણુસોના દિલમાંથી કદિ પણ જવાની નથી. જેઓ ધર્મને ન માનતા હોય તેઓને પણ સ્વર્ગના વિમાનની ભાવનાને કોઇ ને કોઇ રૂપમાં માનવી પડે છે. પછી ભલે તેઓ સ્વર્ગનો અર્થ સુખ માને, અને વિમાનનો અથ જલદીથી સુખી થવાનો ઉપાય એમ માને, તોપણ કાંઇ અડચણ નથી. એટલો વ્યાવહારિક અર્થ પણ બહુ મોટા હેતુવાળો અને ઉત્તમ ભાવનાવાળો છે. વિમાન જેમ ખરરરરર કરતું એકદમ આકાશમાં ઉડી જાય છે, તેમ સુખના રસ્તામાં ઝપાટાબંધ આગળ વધી શકાય એવી સહેલામાં સહેલી ચાવીઓ બતાવનારૂં જો કાંઇ પુસ્તક હોય અને તેનું નામ "સ્વર્ગનું વિમાન" હોય તો તેમાં કાંઇ ખોટું નથી. આ સ્વર્ગના વિમાનમાં દુનિયાદારીના સુખની તથા ઈશ્વરીઆનંદ લૂટવાની એવી સહેલી ચાવીઓ છે કે નહિ, એ નક્કી કરવાનું કામ વાંચનારાઓનું છે. મારો પોતાનો તો સ્વર્ગના વિમાનમાં આવેલા દાખલાઓને માટે બહુ ઉંચો અભિપ્રાય છે. કારણ કે એ સવા ત્રણસો દાખલાઓમાં મારી તરફના દાખલાઓ તો બહુજ થોડા છે, બાકી બધા દાખલાઓ તો જૂદા જૂદા સાધુઓના

તથા પંડિતોના કહેલા છે અને મને એ દાખલાઓ પૂરા પાડનાર પણ એક અનુભવી ભક્ત છે; એટલુંજ નહિ પણ એક મોટા મંડળ આગળ દરરોજ તે દાખલાઓ કહી બતાવવામાં તથા વાંચી સંભળાવવામાં આવતા હતા અને તે દરેક વખતે લોકો બહુ માનથી સાંભળતા હતા તથા અંતરમાંથી એમ ઇચ્છતા હતા કે હજી એના એ દાખલાઓ વારંવાર વંચાય તો સારૂં. એટલુંજ નહિ પણ આ પુસ્તક છપાવતી વખત એ દાખલાઓનાં વધારાનાં ફારમો અમે છપાવતા હતા તે પણ પાંચ સાત દિવસમાં ખપી જતાં, અને ખપી ગયેલાં તથા નવાં ફારમો માટે ઉપરાઉપાર માગણી થતી હતી.

આ પુસ્તકમાં જે કાંઇ દોષ હોય તે મારીજ ખામી છે અને જે કાંઈ ખુબી હોય તે એ લખાવનાર ભક્તરાજની વિશાળ બુદ્ધિ તથા તેમની જામેલી ભક્તિનોજ પ્રસાદ છે. એ ભક્તરાજનું નામ આ પુસ્તકમાં આપવાથી મને બહુ આનંદ થાત અને લોકોને પણ એ નામ જાણવાથી ફાયદો થાત; પણ તેઓની ઇચ્છા એવી છે કે, તેમનું નામ મારે પુસ્તકમાં લખવું નહિ; એટલે એ નામ આપવું હું બંધ * રાખું છું.

એ ભક્તરાજ તરફથી મને જે દાખલા મળેલા છે; તે સાદા, સહેલા અને હિંદુધર્મને બરાબર લાગુ પડે તેવા, તથા મંદિરોમાં છુટથી આપી શકાય તેવા હતા; પણ મેં તેમાં જમાનાને અનુસરતા છુટાપણાના વિચારો ભેળેલા છે, એટલે એ દાખલામાંથી કોઇ ફટકો જો જરા વધારે સખત લાગે, તો એ મારી તરફનોજ—અંતરની લાગણીનો કડવો ઘુંટડો છે એમ સમજવું.

આ પુસ્તકમાં જે કવિતા તથા પદો આવેલાં છે તે એક ભક્તમંડળમાં પ્રસંગોપાત સ્ત્રી—પુરુષો ગાતાં તેમાંથી લીધેલાં છે, એટલે કોઇ કોઇ ઠેકાણે તેમાં ભૂલો હોય એ બનવાજોગ છે. એ કવિતા તથા પદોના મૂળ કર્તા, તેને છપાવનારાઓ તથા મને એ લખાવનારા સજ્જનોનો હું માનપૂર્વક ઉપકાર માનું છું.

આ પુસ્તક જેમ બને તેમ સહેલી ભાષામાં લખવામાં આવેલું છે એટલે તેમાં કેટલાક કાઠિયાવાડી ગામડી શબ્દો આવી ગયેલા છે. એ શબ્દો ચાહીને રહેવા દીધેલા છે; કારણ કે એવા ગામડિયા શબ્દોનો સંગ્રહ કરવાની પણ જરૂર છે.

આ પુસ્તકના સાંકળિયામાં ઘણા દાખલાઓ બબ્બે ત્રણ ત્રણ મથાળાં નીચે આપેલા છે; તે ભૂલથી નહિ પણ તે તે વિષયમાં તે દાખલા લાગુ પડી શકે તેવા હોવાથીજ આપેલા છે.

આ પુસ્તકમાં આવતા દાખલા જેમણે મને લખાવ્યા તે ભક્તરાજ

* અમે ખુલ્લું કરીશું કે એ ભક્તરાજ તે મુંબઇના નરનારાયણના મંદિરમાં દરરોજ બે વાર ભરાતી ભજનમંડળીમાં સ્મરણ, કીર્તન અને ધૂનની રમઝટ મચાવતા એ ભજનમંડળીના ઉપદેશક, સ્થાપક અને આત્મા શ્રી૦ જાદવજી મહારાજ છે. ભિક્ષુ-અખંડાનંદ

મહારાજ પાસે આવી જાતના હજારો દાખલાઓનો ભંડાર છે. જો તેઓ કૃપા કરશે તો મારી ઇચ્છા એવી છે કે એક હજાર દાખલાઓ લખવા ને છપાવવા; એથી ધર્મના જૂના વિચારો નવા રૂપમાં મૂકી શકાશે અને લોકોની ધર્મભાવના જાગૃત કરી શકાશે.

છેવટ વાંચનાર ભાઇ–બ્હેનોને એજ વિનંતિ કરવાની છે કે જો આ પુસ્તક વારંવાર વાંચશો, તો ધર્મનાં રહસ્યો સહેલાઇથી સમજી શકશો અને બીજાઓને તે સમજાવી શકશો તથા દિનપ્રતિદિન તમારા અંતરમાં પ્રભુપ્રેમ વધતો જશે, એટલે વિકારો ઓછા થઇ જશે; તેથી દુનિયામાં સુખથી રહી શકાશે અને મરતી વખત આત્મિક દિલાસો મેળવી શકાશે.

તા૦ ૮–૮–૧૯૦૨ વૈદ અમૃતલાલ સુંદરજી પઢીઆર

## બીજી આવૃત્તિની પ્રસ્તાવનાનો સારાંશ

પહેલી આવૃત્તિનાં એક હજાર પુસ્તકો સાત મહિનામાં ખપી જવાથી અને તેની ઉપરાઉપરિ માગણી થવાથી આ બીજી આવૃત્તિ છપાવી છે.

આ પુસ્તક બહુ લોકપ્રિય થઇ પડેલું છે અને સૌ ભાઇબ્હેનો તેનો બહુ લાભ લે છે, એમ સેંકડો સેકડો ઠેકાણેથી જાણીને અમને સંતોષ થાય છે. હજી પણ તેનો વધુ ફેલાવો થાય અને આ પછીની આવૃત્તિ આ કરતાં પણ સસ્તી કિંમતે વેચી શકાય એવી અમારી ઇશ્વરપ્રત્યે પ્રાર્થના છે.

મુંબઇ–ગણેશવાડી, સંવત્ ૧૯૫૯ના આસો સુદ ૧ ને મંગળવાર.

વૈદ અમૃતલાલ સુંદરજી પઢીઆર

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવનાનો સારાંશ

ઘણી ખુશીની વાત છે કે "સ્વર્ગના વિમાન" ની બીજી આવૃત્તિની બે હજાર નકલો પણ બહુ ટુંક મુદતમાં ખપી ગઇ છે અને આ ત્રીજી આવૃત્તિની ત્રણ હજાર પ્રતો છપાવવાની અમને તક મળી છે. આ ઉપરથી એ પણ સાબિત થાય છે કે આ પુસ્તક બહુ લોકપ્રિય છે. માટે જો એની કિંમત હજી પણ વધારે સસ્તી હોય તો એની હજારો નકલો ખપી શકે; પણ દિલગીર છું કે મારી પાસે પૈસાસંબંધી સારાં સાધનો નથી. મારાં પુસ્તકો વાંચવાની ખાસ ઇચ્છા છતાં પણ હજારો ગરીબ માણસો તેનો લાભ લઇ શકતાં નથી તેથી મને બહુ ખેદ થાય છે; પણ ઇશ્વર દયાળુ છે એટલે મને આશા છે કે વખત જતાં એનો કાંઇક ઉપાય મળી આવશે અને ગરીબ લોકો તેનો ખાસ લાભ લઇ શકે એવી રીતે હાલના કરતાં ઘણીજ ઓછી કિંમતે મારાં બધાં પુસ્તકો વેચી શકાશે. પરમકૃપાળુ પિતા પરમાત્મા એવી તક મને જલદી આપે એમ હું પ્રાર્થના કરું છું.

ચોરવાડ, તા૦ ૨૨–૬–૧૯૦૮ વૈદ અમૃતલાલ સુંદરજી પઢીઆર

# बाबतवार सांकळियुं

બાબત તથા દાખલાનો નંબર.

# पृष्ठवार अनुक्रमाणिका


राम कथा



# स्वर्गनुं विमान



## ૧–બીજાને નિમકહરામ સમજનાર પોતેજ ઘણી વાર પ્રભુનો મોટો નિમકહરામ હોય છે.

એક શેઠ ગાડીમાં બેસીને ફરવા જતો હતો, તેને રસ્તામાં તેની પીછાનવાળો એક સાધુ મળ્યો. સાધુએ પૂછયું કે શેઠ કેમ છે ? શેઠે કહ્યું કે આ ઘોડાની પંચાતીમાં છું. એ ઘોડા ઉપર બહુ રૂપિયા ખર્ચ્યા પણ તે સુધરતો નથી. એ ઘોડાને બહુ ખવરાવું છું, બહુ ફેરવું છું, તેને શિખવવા માટે ઉસ્તાદ કોચમેન રાખેલો છે, પણ એની ચાલ સુધરતી નથી. એ તો માથે પડયો. શેઠની એ વાત સાંભળી તે સાધુએ કહ્યું કે, પ્રભુને પણ તમારા જેવુંજ દુઃખ છે. શેઠે પૂછયું, પ્રભુને અમારા જેવું શું દુઃખ છે ? સાધુએ કહ્યું, તમે જેમ ઘોડાને ખૂબ ખવરાવો પીવરાવો છો, ને તોપણ તે સરખો ચાલતો નથી, તેમજ પ્રભુ તમોને ઘણું જ્ઞાન આપે છે, બહુ વૈભવ આપે છે, ઘણું સુખ આપે છે, અને તમોને સુધરવાની બહુ તક આપે છે. સારા સારા મહાત્માઓ ને ભક્તોને શિક્ષકતરીકે સત્સંગમાટે તમારી પાસે મોકલે છે, તોપણ તમે તમારી ચાલ સુધારતા નથી. એ પ્રભુને મોટું દુઃખ છે. શેઠ ! તમારો ઘોડો નહિ સુધરે તો ચાલશે; પણ તમે નહિ સુધરો તો ચાલી શકવાનું નથી. માટે તમારા ઘોડાને સરખો ચલાવવાની મહેનત ને ખર્ચ કરો છો, તેટલી મહેનત ને તેટલો ખર્ચ તમારી પોતાની ચાલ સુધારવાને માટે તો કરો.



## ૨–ભક્ત થવામાટે બહુ જાણવાની જરૂર નથી પણ કાંઈક કરવાની જરૂર છે.

કોઇએક માણસના ઘરમાં રાતે ચોર આવ્યો. ત્યારે તેની બાયડીએ કહ્યું કે, ઘરમાં કાંઇ ખટખટ ભડભડ થાય છે. ધણીએ કહ્યું કે હું સાંભળું છું. બાયડીએ કહ્યું કે બારી ઉઘડી. ધણીએ કહ્યું કે, હું જોઉં છું. બાઈડીએ કહ્યું કે, પેટીનું તાળું ઉઘડ્યું, તો કહે હું જાણું છું. પછી કહ્યું કે માલ કાઢયો, તો કહે હું જાણું છું. ચોર બહાર નીકળે છે, તો કહે હું જાણું છું. ચોર ગયો, તો કહે હું જાણું છું. ત્યારે બાયડીએ કહ્યું કે ધૂળ પડી તમારા જાણવામાં. એ જાણ્યું શું કામનું ? જાણ્યા છતાં કાંઇ કર્યું નહિ ને ચોરને માલ લઈ જવા દીધો એ જાણ્યું શા કામનું ? એવું જાણ્યા કરતાં તો ન જાણ્યુંજ સારૂં. તેમજ માણસમાં ડહાપણ હોય, ચતુરાઈ હોય, પણ જો તેને કામમાં ન લીધું તો એ શું કામનું ? બહુ વાતો કરે, બહુ શાસ્ત્રો ભણે, બહુ લોટધામ કરે, બહુ તીર્થ કરે, અને બહુ આભડછેટ પાળે, પણ જો અંતરના વિકારો ઓછા ન કરે તો એ જ્ઞાન શું કામનું ? એમ તો ઉંદર પણ એકાન્તમાં રહે છે, વાંદરાંઓ ફળફૂલ ખાઇને રહે છે; માછલાંઓ પાણીમાં ભીંજાએલાંજ રહે છે, ગધેડાં પણ રાખમાં લોટે છે, અને સાપ પણ ઘર બાંધતા નથી; પણ એથી કાંઇ મોક્ષ થાય નહિ. જ્ઞાન અનુભવમાં આવે ત્યારેજ કામનું છે. અનુભવમાં ન આવે ત્યાંસુધીનું જ્ઞાન તે આંધળું જ્ઞાન છે અને ત્યાંસુધીનો વિશ્વાસ તે મુવેલો વિશ્વાસ છે. માટે ભાઈઓ ! એવા મુવેલા વિશ્વાસમાં પડી ન રહો.

## ૩–પ્રભુ બહારના ડોળથી નહિ પણ અંતરની શુદ્ધિથી રીઝે છે.

લશ્કરી પોશાક પહેરીને ગામમાં ફરવું, નરમ બિછાનામાં સુવું, દોસ્તોને મિજબાનીઓ આપવી, અને જ્યાં બાનુઓની હાજરી વધારે હોય તેવાં મંડળોમાં બેસીને ગપ્પાં મારવાં, પણ બંદુકનો અવાજ પણ સાંભળવો નહિ; તરવાર સરખી રીતે પકડતાં પણ આવડે નહિ, અને લડાઈનું મેદાન તો સ્વપ્નામાં પણ જોયું ન હોય, એવા લશ્કરી અમલદારોનાં નામ કાંઇ જગતના ઇતિહાસમાં હોય નહિ. જેણે ખરી બહાદુરી કરી હોય, જેણે દુશ્મનોનાં

ભાલાં પોતાની છાતી ઉપર ઝીલ્યાં હોય, જેના ઘાને દુશ્મનો પણ વખાણતા હોય, લડાઈનું મેદાન એજ જેને આનંદનું સ્થાન હોય, દુશ્મનોનું લોહી એજ જેની સમશેરનો શરાબ હોય, દુશ્મનોનાં માથાંની ખોપરી એજ જેનો પ્યાલો હોય, અને જેણે પોતાનાં માથાં દેશને અર્થે આપ્યાં હોય, તેનાંજ નામ ઇતિહાસમાં હોય છે. તેમજ યાદ રાખજો કે પ્રભુના દરબારમાં પણ માત્ર ટીલાં-ટપકાંવાળાનાંજ નામ નથી. સોનામાં ગંઠેલી સુંદર માળાઓ, સુશોભિત ટીલાંઓ, બારીક યજ્ઞોપવીત, મનમોહક પ્રસાદો, લાભલોભનાં દર્શન, વારે વારે ન્હાવું, છાંટાથી છોવાઈ જવું, અને ઉપર ઉપરથી બહુ બહુ જંગોપાલ તો ઘણાંઓને કરતાં આવડે છે પણ તેથી કાંઇ પ્રભુના દરબારમાં નામ નોંધાય નહિ. એ બધું તો બહારના લશ્કરી પોશાક જેવું છે. જેમ પોશાક એ કાંઈક જૂદીજ વસ્તુ છે, અને શૂરવીરતા એ કાંઈક જૂદીજ વસ્તુ છે; તેમ ટીલાંટપકાં એ કાંઈક જૂદીજ વસ્તુ છે, ને અંતરની ખરી ભક્તિ એ પણ કાંઈક જૂદીજ વસ્તુ છે, માટે ભાઇઓ! એ બહારના ડોળ ડીમાકમાં ને દાંભિકપણામાંજ ફસાઈ જવાય ને અંતર ખાલી રહી જાય, એમ ન થાય એ સંભાળજો.

## ૪–હરિને શરણ થયેલાં સદાય નિર્ભય રહે છે.

એક પાંચ છ વર્ષનો આંધળો છોકરો પોતાના બાપના ખોળામાં બેઠો હતો. તેને કોઇ અજાણ્યા માણસે તેડી લીધો, પણ તે કાંઇ બોલ્યો નહિ. ત્યારે પાસે બેઠેલા બીજા માણસે તે છોકરાને પૂછ્યું કે, તને તેડ્યો તે માણસને તું ઓળખે છે? ત્યારે છોકરાએ કહ્યું કે ના. ત્યારે તે માણસે કહ્યું કે, અજાણ્યા માણસ પાસે તું કેમ ગયો? એ તને કયાંઇ લઇ જશે અથવા મારશે તો? ત્યારે તે છોકરાએ કહ્યું કે, મને એ ફિકર નથી, કારણ કે હું મારા બાપના ખોળામાં બેઠો છું, ત્યાંથી તેણે મને તેડ્યો છે એટલે હું તેને નથી ઓળખતો પણ મારો બાપ તો તેને ઓળખે છે. આવીજ રીતે એ આંધળા છોકરાની પેઠે આપણે પણ આપણા પિતા પ્રભુના ખોળામાં બેસી જઇએ તો આપણને પણ કાંઇ ભય રહે નહિ; માટે સર્વ ભાવથી, સર્વ મનથી, સર્વ હૃદયથી પ્રભુને આધીન થવાની કોશીશ કરો. એના ચરણમાં પડવાથી ભય ભાગી જાય છે અને આપણે આંધળા છતાં, એટલે અજ્ઞાની છતાં બાપના ખોળા-

માં બેસી જવાથી નિર્ભય થઇ જઇએ છીએ; માટે પૂર્ણ પ્રેમથી પ્રભુનું શરણ ધરો, પ્રભુનું શરણ ધરો.

## ૫–માણસે હમેશાં સત્સંગમાં રહેવાની જરૂર છે.

કુદરતનો એવો કાયદો છે કે જો આપણે સફાઇ ન રાખીએ તો બધી વસ્તુઓ પોતાની મેળેજ ખરાબ થતી જાય છે. વાસણને જો ન ઘસીયે તો કાટ ચડે છે. પુસ્તકો ને કપડાં ન સંભાળીએ તો તેમાં જંતુઓ લાગી જાય છે. ઘરમાંથી ઝાડુ ન કાઢીએ તો એની મેળેજ કચરો ભરાતો જાય છે. કુવામાંથી પાણી ન કાઢીએ તો તે વાસ મારી જાય છે. ગાયને ઘણા દહાડા સુધી ન દોહીએ તો તે વસુકી જાય છે. ઘોડાને ઘણા દહાડા સુધી ન ફેરવીએ તો તે મસ્તીખોર થઇ જાય છે. અને ફળને ઝાડપરથી વખતસર ન તોડી લઇએ તો એની મેળેજ તૂટી પડીને સડતાં જાય છે; તેમજ આપણા મનને પણ જો ન સંભાળીએ, તો તે સ્વભાવથીજ ખરાબ થતું જાય છે, માટે તેને પ્રભુના નામસ્મરણરૂપી લગામ ચડાવવી જોઇએ અને ભગવત્‌સેવાથી તેને ઘસવું જોઈએ. બીજા હલકા વિષયોમાં જઇને મન ખરાબ ન થાય માટે તેને ભક્તિના રસ્તામાં લઇ જઇ, પ્રભુના નામસ્મરણરૂપી મણિકામાં પ્રોઈ દેવું જોઈએ. જો એમ નહિ કરીએ તો આપણુંજ મન આપણને મહા નીચતામાં લઇ જશે, ને તેથી આપણી અધોગતિ થશે. એમ ન થાય માટે ભટકતા મનને ભક્તિમાં જોડી દો, સત્સંગમાં જોડી દો.

## ૬–પાપનો તુરતજ નાશ કરવો.

એક ખેતરમાં કેટલાંક માણસો કામ કરતાં હતાં. તેમાંથી બે માણસને સાપ કરડયો. એ બેમાથી એક માણસે પોતાની આંગળીએ સાપ કરડયો હતો, તે આંગળી કાપી નાખી અને બીજા માણસે સાપના ડંખવાળો ભાગ એમને એમ રહેવા દીધો. પરિણામ એ થયું કે, જેણે સાપ કરડેલો ભાગ કાપી નાખ્યો તે બચી ગયો અને નહિ કાપ્યું તેના શરીરમાં ઝેર ચડી ગયું, તેથી તે મરી ગયો. એવીજ રીતે મનમાં પાપનો વિચાર થાય તે સાપ કરડવા બરોબર છે. જો એ વિચારને દાબીજ દેવામાં આવે, જો

એ પાપનેજ કાપી નાખવામા આવે તો બચી જવાય છે; પણ જો તેને એમને એમ રાખી મૂકવામાં આવે, તો તેનું ઝેર ફેલાઈ જાય છે, અને અંતે નાશ થાય છે. માટે ભાઇઓ ! પાપને–દુષ્ટ વિચારને તો તુરતજ મૂળમાંથીજ કાપી નાખજો તોજ બચી શકાશે; નહિ તો બચવાની આશા નથી; કારણ કે કાળોતરા નાગના ઝેર કરતાં પણ પાપનું ઝેર હજારો દરજ્જે ખરાબ છે. માટે પાપના જખમથી ચેતેલા રહેજો, ચેતેલા રહેજો. એ ઝેરને વધવા દેશો નહિ. એ ઝેર ઉતારવાનો મંત્ર પ્રભુના નામસ્મરણ વિના બીજો એકે નથી, એ યાદ રાખજો.

## ૭–બહારથી દુકાન બંધ કરીને અંદર પોતાનું કામ-કાજ કરનારાના જેવું ભક્તિમાં ન કરો.

અગ્યારસ, અમાસ, રવિવાર વિગેરે દિવસે કેટલાક લોકો પોતાની દુકાન બંધ રાખે છે, પણ તેમાં ઘણા લોક માત્ર બહારથીજ બારણાં બંધ રાખે છે, અને અંદર તો પોતાનું કામકાજ કર્યા કરે છે. રિવાજને ખાતર અથવા ફરજ પડવાથી લોકોને બતાવવાસારૂ તેઓ બહારથી દુકાનના દરવાજા બંધ કરે છે, પણ અંદર તો બધું કામકાજ ચાલે છે. કોઇ કાપડની ગડી વાળે છે, કોઈ તાકા ગણે છે, કોઈ નામું માંડે છે, અને કોઈ માલ ગોઠવે છે. એમ અંદર તો કામ ચાલતુંજ હોય છે; માત્ર બહારથીજ તેઓ દુકાનનાં બારણાં બંધ કરે છે. આવી રીતે કરવું એ દુકાનોમાં તો કદાચ ચાલી શકશે, પણ આપણા પ્રભુ પાસે ચાલવાનું નથી. દર્શન કરવા માટે મંદિરમાં જઈએ કે ઘરમાં પ્રાર્થના કરવા બેસીએ, ત્યાં એમ ચલાવવું જોઈતું નથી. બહારનો ડોળ બધો ભક્તિ કરવાનો રાખીએ, ને દર્શન તથા પ્રાર્થના વખતે પણ મનમાં બીજા વિચારો રાખીએ, તો એ પ્રભુને છેતરવા જેવું છે; પણ પ્રભુ કાંઇ એમ છેતરાય તેવો નથી. બહારથી બારણાં બંધ કરીને અંદર કામ કરવાનું દુકાનોમાં પરવડે, પણ મંદિરમાં પ્રભુ પાસે તે પરવડે નહિ. એકાગ્રતાવિના ભક્તિ થાય નહિ. બહારથી ભક્તિનો ઠાઠમાઠ રાખીને અંદર બીજા વિચારો કરવા, એનું નામ ભક્તિ નથી, પણ દાંભિકપણું છે. વ્યવહારમાં એવા ગોટાળા કદાચ નભી શકે, પણ પ્રભુ પાસે તે નભી શકે નહિ; એ સૌ ભાઇબહેનોએ બરોબર રીતે સમજવું જોઇએ.

પદ

જૂઠા જૂઠી ન ઝાલો માળા–હાં રે જૂઠા૦–માળા માળા માળા રે–જૂઠા૦
હાલતાં ને ચાલતાં, મણકા રે મૂકે (૨) જગ ધૂતવાના ચાળા રે–જૂઠા૦
જગતમાં ભકતપણું દેખાડે (૨) કરમ કરે છે કાળાં રે–જૂઠા૦
વ્યાસ વલ્લભ કહે જૂઠા જનમના (૨) ખાશે જમના ભાલા રે–જૂઠા૦

## ૮–વિશ્વાસ વિનાનું મન એ લંગર વિનાના વહાણજેવું છે.

આપણે જોઇએ છીએ કે, જે વહાણને લંગર નાખેલું હોય છે તે ઠેકાણાસર રહી શકે છે. એટલે પવનથી તેને ઉછળવું પડતું નથી કે ભરતીઓટથી તેને આગળ પાછળ ઘસડાવું પડતું નથી. તેમજ જે માણસ ઇશ્વરનો આશરો રાખે છે, જે માણસ પ્રભુના વિશ્વાસ-રૂપી લંગર નાખે છે, તેને જૂદાં જૂદાં માણસોના જૂદા જૂદા વિચારોથી ભટકવું પડતું નથી. તેને કલ્પનાની જાળમાં પડવું પડતું નથી. તેની બુદ્ધિ તેને ઠગતી નથી, ને તેનું મન તેને ભમાવતું નથી; કારણ કે તેણે વિશ્વાસનું લંગર નાખેલું છે. પણ જેઓ આસ્થાવિનાના છે, ધર્મવિનાના છે, પ્રભુ ઉપરના પ્રેમ વિનાના છે, તેઓ લંગર વગરના વહાણના જેવા છે. તેઓ જન્મ–મરણના ફેરામાં ભટકાય છે ને ઉંચ નીચ યોનિમાં પડી આગળ પાછળ ગબડ્યા કરે છે. એમ ન થાય માટે ભાઇઓ ! ભગવદ્-આશરાનું લંગર નાખો.

## ૯–બધાં વિના ચાલશે, પણ વિશ્વાસ વિના નહિ ચાલે.

તમો ગરીબ હો ને દાન ન કરી શકો તો ચાલી શકશે, તમે બિમાર હો તેથી તપ ન કરી શકો તો ચાલી શકશે, તમે બહુ જંજાળી હો તેથી યોગ ન સાધી શકો તો તે ચાલી શકશે, તમને સારા પ્રસંગો ને સારા ગુરુઓ ન મળી શક્યા હોય, તેથી વધારે ઉંડું જ્ઞાન ન મળ્યું હોય તો તે પણ ચાલી શકશે, અને તમે પાપ કર્યાં હોય તો તે પણ કદાચ ચાલી શકશે–તેની પણ ભક્તિથી માફી મળી શકશે, પણ જો તમારામાં વિશ્વાસ ન હોય તો એ ચાલી શકવાનું નથી. તમારૂં વહાણ બહુ સારી ચીજોથી ભરેલું હોય, પણ જો તેના તળિયામાં કાણું હોય,તો તે ડુબી ગયા વિના રહેતું નથી. તેમજ તમે ગમે તેવા રૂડા હો, પણ જો તમારામાં

વિશ્વાસ ન હોય, તો એ વહાણના તળિયામાં ગાબડાં જેવું જ છે અને અવિશ્વાસરૂપી ગાબડું એટલું બધું મોટું છે કે તેને થીગડાં દઈને ચલાવી લઇ શકાય તેમ નથી. આપણે ઉપરથી ઇમારત બહુ મોટી ને ભભકાદાર બાંધીએ અને તેમાં ફેન્સી ફરનીચર ગોઠવીએ, પણ તેનો પાયો વંટોળિયાથી ઉડી જતી રેતી ઉપર બાંધવો એ જેવું કામ છે, તેવું જ વિશ્વાસવિનાનાં બીજાં કામો કરવાં એ પણ છે; કારણ કે વિશ્વાસ એજ ધર્મનો પાયો છે. માટે જે કરો તે પૂર્ણ પ્રેમથી ને પૂર્ણ શ્રદ્ધાથી કરો. શ્રદ્ધાવિના ઇશ્વરને જાણી શકાય, ને પ્રસન્ન કરી શકાય એવો બીજો કોઇ પણ રસ્તો નથી; નથીજ. માટે ઈશ્વરી શ્રદ્ધાને આપણા જીવનનું તત્ત્વ બનાવો, તોજ દિલાસો મેળવી શકશો ને તોજ સંસારસાગર તરી શકશો એ નક્કી સમજજો.

## ૧૦—શોક કરવો એ પ્રભુ સાથે કજીયો કરવા જેવું છે.

એક માણસે પોતાના બીજા ઓળખાણવાળાને પૂછયું કે હમણાં કેમ દેખાતા નથી? ત્યારે તેણે કહ્યું કે, હમણાં મને સોગ છે, એટલે બહાર નીકળતો નથી. ત્યારે પેલા માણસે કહ્યું કે, તમે તો બહુ કજીયાખોર દેખાઓ છો. હજુ કજીયો છોડતા નથી? એ સાંભળી સોગવાળાએ અજબ થઇને પૂછયું કે, આ તમે શું બોલો છો? અમે કોની સાથે કજીયો કર્યો? ત્યારે પેલા માણસે કહ્યું કે તમે પ્રભુ સાથે કજીયા કરો છો. પ્રભુએ તમારૂં માણસ લીધું તે સારૂ તમે પ્રભુ સાથે વેર રાખો છો. આપણી દિલગીરી અને આ પણા સોગનો અર્થ પ્રભુ સાથે કજીયો કર્યા વિના બીજો શો છે? જે પ્રભુનું હતું, તે પ્રભુએ લીધું તેમાં શોક શાનો? ખરી દિલગીરી તો એનું નામ છે કે, જેમ મરનાર મરી ગયું તેમ આપણે પણ મોડાવહેલું મરી જવું છે. માટે આપણું મોત સુધારી લેવું; ને ખરી ફરજ તો એજ છે કે, મરનારની પછવાડે આપણા સ્નેહ અને આપણી સ્થિતિ પ્રમાણે રૂડાં કામો કરવાં, કે જે તેને પ્રભુ પાસે મદદગાર થાય અને આપણને ફરજ બજાવ્યાનો દિલાસો મળે. ઘરમાં ભરાઇ રહેવું ને દેવદર્શનથી તથા ભગવત્ સેવાથી—એટલે કે રૂડાં કામોમાં ભાગ લેવાથી અલગ રહેવું, એનું નામ કાંઈ સોગ નથી, પણ પ્રભુ સાથે વેર બાંધવા બરોબર છે, એ સૌ લોકોએ બરોબર યાદ રાખવું જોઈએ.

## ૧૧–પ્રભુને દયા ગમે છે; ઠાઠમાઠ નહિ.

સાધુઓ વારંવાર કહે છે કે, પ્રભુને દયા ગમે છે; ઠાઠમાઠ નહિ. આપણે હાથે, પગે, કેડે, કોટે, નાકે ને માથે અણુખપતી રીતે દાગીનાઓ પહેરીએ, દાગીનાથી કંટાળીએ તોપણ પહેરીએ, ન ઉપડી શકે તોપણ પહેરીએ, કાન દુઃખે તોપણ પહેરીએ, પગે પાટા બાંધવા પડે તોપણ પહેરીએ, હાથ છોલાઈ જાય તેવી હુંકી બંગડીઓ અકળાઈ પછડાઇને પણ પહેરીએ, કરજ કરીને પણ–ઘણી સાથે કજીયો કરીને પણ દાગીના પહેરીએ, અને હીરા મોતી લટકાવી મલપતાં મહાલીએ, ને આપણા ભાઇબંધો રોટલાના ટુકડાવિના મરી જાય, આપણા ભાઈબંધો કપડાંના કટકા વિના ટાઢે ઠરીને મરી જાય, આપણા ભાઇબંધો દવા વિના મરી જાય, અને આપણા ભાઇબંધો પશુઓના જેવી સ્થિતિમાં રહે, તેને સુધારવા તથા બચાવવા માટે આપણે કાંઇ પણ તજવીજ ન કરીએ, ને માત્ર ઘરેણાં સારૂજ બધી દોડધામ કરીએ, એનું નામ શું રાક્ષસીપણું નથી ? આવું આવું જોઇને પણ આપણા હૃદયમાં દયા ન આવે, તો પછી માણસમાં ને રાક્ષસમાં ફેર શું ? એવી રીતે દાગીના પહેરીને લટક મટક ચાલવું, એ દેખાવ તો પડયા ઉપર પાટું મારવા જેવો, દુઃખીને ડામ દેવા જેવો, રોનાર સામે હસવા જેવો, ને મરણ પામેલાંને તીર ભોંકવા જેવો છે. એવા દેખાવથી પ્રભુ રાજી થતો નથી; કારણ કે દયા વિનાના ભભકાનો દેખાવજ કઠોર છે, માટે પ્રભુને રીઝાવવો હોય તો હીરામોતીના નહિ, પણ દયાના દાગીના પહેરવા જોઇએ.

## ૧૨–જરૂર ન હોય તેને આપણે પરાણે ખવરાવીએ છીએ, પણ ભૂખ્યાને ટુકડો આપતા નથી.

આપણાં સગાંઓને, આપણા મિત્રોને, આપણા વેહેવાઇઓને આપણે બળાત્કારથી ખવરાવીએ છીએ, તેઓનું પેટ ભરાઈ ગયું હોય તોપણ વધારે ખાવાનો આગ્રહ કરીએ છીએ, તેઓને ભૂખ ન લાગી હોય તોપણ મરાણે જમાડીએ છીએ, તેઓને બદામી હલવો ને બાસુંદી ન ભાવે તોય ખવરાવીએ છીએ, તેઓને ઢોકળાં ને ભજીયાં ન પચે તોપણ ખવરાવીએ છીએ, અને તેઓ જમવા આવવાની ચોખ્ખી ના પાડે તોપણ ઉપરાઉપરિ તેડાંનોતરાં કરીને, જોર કરીને, ગુસ્સો કરીને, લાગવગ વાપરીને, શરમાવીને, પણ

તેઓને તેડી લાવીએ છીએ; અને વગર તેડયે આવેલાં, પેટ કૂટતાં, ભૂખથી રોતાં, અન્નવિના દુર્બળ થયેલાં, આપણા ઘર નીચે ઉભેલાં ને ગટર પાસે પડેલી એઠી પતરાવળિયોમાંથી ભાતના દાણા વીણતાં અનાથ છોકરાંઓને તેઓની કાલાવાલાભરેલી આજીજી છતાં, અને આપણા ઘરમાં તૈયાર રસોઇ વધારે છતાં પણ તેને આપવાને આપણો જીવ ચાલતો નથી ! એ શું માણસાઇ છે? પ્રભુને ખુશી કરવાનો રસ્તો ખુલ્લું મન રાખી આપણાં ગરીબ ભાઇબંધોને છૂટથી મદદ કરવી એજ છે. એ સિવાય-સાર્વજનિક ઉદારતા સિવાય પ્રભુને ખુશી કરવાને બીજો કોઇ પણ સહેલો રસ્તો નથી. માટે આપવું એજ આપણો મહામંત્ર હોવો જોઇએ. તોજ કલ્યાણ છે.

---

## ૧૩-ઇશ્વરનું જ્ઞાન થાય છે ત્યારે માયા છૂટી જાય છે.

એક નાના છોકરામાટે ધાવ રાખેલી હતી. એ ધાવને તે છોકરો પોતાની મા સમજતો હતો. તેથી તેનું કહ્યું માનતો, તેની પાસે દોડી જતો, તેને ન દેખે તો રોઇ પડતો અને તે ધાવ ઉપર બહુ પ્રેમ રાખતો હતો. એ છોકરાની ખરી મા તેને બહુ હેતથી લાંબા લાંબા હાથ કરીને બોલાવે તોપણ તેની પાસે જતો નહિ. કારણ કે એ મારી મા છે એમ તેને ખબર નહોતી. એ પછી જ્યારે એ છોકરો મોટો થયો, અને તેણે જાણ્યું કે આ ધાવ તો મારી નોકર છે; મારી ખરી મા તો બીજીજ છે. ત્યારે પછી તે કામવિના ધાવ પાસે જતો નહિ. ધાવ તેને બહુએ બોલાવે, પણ તે છોકરો કહેતો કે, તું તો મારા બાપની દાસી છે. તું કાંઇ મારી મા નથી. હવે હું તારી પાસે નહિ આવું. તું મારાથી છેટી રહે.

આવીજ રીતે માયા પ્રભુની દાસી છે, પણ આપણે પેલા બાળક જેવા અજ્ઞાન છીએ. માટે ખોટી માયાને મા સમજીએ છીએ, અને આપણા ખરા પિતા સમર્થ ઇશ્વરને વિસરી જઇએ છીએ; પણ જ્યારે ઈશ્વરનું સ્વરૂપ સમજાય છે ત્યારે માયા આપણી દાસી બની જાય છે. એ પછી હરિનાં ચરણનું શરણ છોડીને-ખરાં માબાપને છોડીને દાસી પાસે જવાનું મન થતું નથી, એજ ભક્તનું લક્ષણ છે.

---

## ૧૪–પ્રભુને સર્વવ્યાપી સમજે તે કોઇથી ડરતા નથી.

ઇશ્વરને સર્વવ્યાપક સમજવાથી જેમ પાપથી બચાય છે તેમજ એવા અનુભવથી આપણે નિર્ભય થઇએ છીએ. તેને માટે કહ્યું છે કે, એક માણસ કોઇ નાના છોકરાને પોતાની નજીવી રમુજને ખાતર, વિના કારણ "હાઉ" એમ બોલીને બીવરાવ્યા કરતો હતો. તેથી એ છોકરો એકલો હોય ત્યારે હાઉનું નામ સાંભળીને બીતો હતો. એક દિવસ તે છોકરો પોતાના બાપનો હાથ પકડીને અંધારા રસ્તામાંથી જતો હતો, એટલામાં તે માણસ સામેથી આવીને બોલ્યો કે "હાઉ." ત્યારે પેલા છોકરાએ કહ્યું કે, મેં મારા બાપની આંગળી પકડેલી છે; માટે હવે હું તમારા હાઉથી બીહું નહિ. એ તો હું એકલો હોઉં તો તમારા હાઉથી ડરૂં.

આવીજ રીતે ઇશ્વરને સાથે રાખી ચાલવાથી–ઇશ્વરને સર્વશક્તિમાન અને સર્વવ્યાપી સમજી તેવા અનુભવવાથી પેલા બાળકની પેઠે આપણે પણ નિર્ભય થઈ જઇએ છીએ. માટે હમેશાં એવીજ ભાવના રાખવી કે,

સવૈયો

દૂર હુ રામ નજીક હુ રામ હી, દેશ હુ રામ પ્રદેશ હુ રામે;  
પૂરવ રામ હી પશ્ચિમ રામ હી, દક્ષિન રામ હી ઉત્તર ધામે.  
આગે હુ રામ હી પીછે હુ રામ હી, વ્યાપક રામ હી હૈ બનગ્રામે;  
સુંદર રામ દશો દિશ પૂરણ, સ્વર્ગ હુ રામ પતાલ હુ તામે.

## ૧૫–ગરીબો વિના સ્વર્ગ સુધી બોજો કોણ ઉપાડશે?

એક જ્ઞાની ભક્તે કહ્યું છે કે, ગરીબોને ધિક્કારો નહિ; કારણ કે તે તો આપણા મોટા મિત્રો છે; તે આપણો બોજો ઉપાડનારા છે. તમે વિચાર તો કરી જુઓ, આપણા ધર્મનો બોજો સ્વર્ગ સુધી ઉપાડી જનાર ભિખારીઓ વિના બીજું કોણ છે? આપણું એક પોટલું સ્ટેશન સુધી લઈ જવું હોય, તો એટલા સુધીના પણ હેલકરી કેટલા બધા પૈસા માગે છે? તે તો વિચારી જુઓ. આપણે હેલકરીને એક માઇલે એક આનો તેની મજુરીનો આપીએ તો સ્વર્ગ સુધીની મજુરી શું થાય, એ ખ્યાલ તો કરી જુઓ? સ્વર્ગ સુધીની મજુરીના દુનિયામાં પૈસાજ કોની પાસે છે? અને ધારો કે કદી એટલા મજુરીના પૈસા કોઇ આપે તોપણ ભિખારીઓ વિના સ્વર્ગ સુધી આપણો બોજો ઉપાડી જવાનું કબૂલ

કરે તેમ કોણ છે ? આપણને અહીં ફોલી ફોલીને ખાધાં છતાં આપણાં બાઈડી છોકરાં, કે આપણા શેઠો કે નોકરો, આપણા દોસ્તો કે ખુશામતિયાઓ કોઈ પણ ત્યાં આપણા ધર્મના બોજાને પોતાને માથે ઉપાડીને પહોંચાડી શકશે નહિ. માત્ર ભિખારીઓજ આપણા બોજાને સ્વર્ગ સુધી પહોંચાડશે, અને તે પણ મુફત. મુફત એટલુંજ નહિ, પણ એકનું હજારોગણું અપાવવાની સરતે. આવા સ્વર્ગમાં મદદ કરનારાં–પ્રભુની સામે આપણા ધર્મની સાક્ષી પૂરનારાં ભિખારીઓ વિના બીજા ખરા મિત્રો આપણને કોણ મળનાર છે ? માટે ભાઈઓ ! ભિખારીઓ ઉપર તો દયાજ રાખો, દયાજ રાખો; ને જે બને તે આપ્યાજ કરો.

## ૧૬–ભગવદિચ્છાને આધીન થવા વિષે

જે લુગડાં સારાં હોય તેનેજ ધોકા મારી મારીને ધોવાય છે. ફાડી નાંખવા સારૂ કાંઈ તેને ધોકા મારતા નથી, પણ તેનો મેલ કાઢવા સારૂજ તેને ધોકા મારવામાં આવે છે. તેમજ પ્રભુના વહાલા ભક્તો છે, તેનેજ દુઃખ હોય છે; કારણકે દુઃખરૂપી ધોકાથીજ તે પવિત્ર થાય છે, પણ જે ફાટેલાં, સડેલાં, ગંદીલાં ચીથરાં હોય છે, તેને તો કાકડીમાં કે મસાલોમાં બાળીજ દેવામાં આવે છે. એવાં બળી જવાને યોગ્ય રખડતાં ચીથરાંઓને ધોવાની મહેનત કોઈ લેય નહિ; સારાં કપડાં હોય તેજ ધોવાય. તેમજ જે પ્રભુનાં વહાલાંહોય છે, તેનેજ દુઃખ હોય છે. માટે દુઃખથી હિંમત હારી જાઓ, પણ તેને ખુશીથી ભોગવો. એમાં ખુબી એજ છે કે દિલગીર થઈને ભોગવશો તો દુઃખમાં ડુબી જશો ને ભગવદઇચ્છાને આધીન થઈને શાંતિથી ભોગવશો તો તરી જશો.

## ૧૭–દુઃખો પણ કેટલીકવાર પ્રભુની દયારૂપજ હોય છે.

કોઈ માણસ કૂવામાં પડી ગયો હોય, ને બૂડી મરતો હોય, તેની કોઈ દયાળુ માણસ ચોટલી પકડી લઈને મરતો બચાવે, તો એ બચાવનાર માણસ ઉપર કાંઈ એવી ફરિયાદ મંડાય નહિ કે તેં મારા વાળ કેમ ખેંચ્યા ? કારણ કે તેને મરતો બચાવ્યો, એ ઉપકારના બદલામાં વાળ ખેંચ્યા એ શું બિસાતમાં ? અને તે પણ પોતાને ખાતર નહિ પણ પરમાર્થને ખાતરજ તેણે વાળ ખેંચેલા હતા. એવીજ રીતે આપણે આ સંસારરૂપી સમુદ્રમાં ડુબેલા છીએ,

ને પાપરૂપી કીચડમાં ફસાઈ ગએલા છીએ. તેમાંથી બચાવવા માટે પ્રભુ આપણને જરા તરા દુઃખ આપે છે, અને તેમ છતાં પણ એ બચાવવાનો ઉપકાર તો બાજુએ રહ્યો, પણ આપણે વાળ ખેંચાવાની એટલે કે દુઃખની ફરિયાદ કરીએ છીએ. આપણી આ નીચતા અને પ્રભુની ઉત્તમતા તો જુઓ ? એ નીચતામાંથી બચવાનો ઉપાય એજ છે કે પ્રભુનું સ્મરણ કરતે કરતે શાંતિથી દુઃખોને ભોગવી લેવાં.

## ૧૮–ગમે તેટલું જ્ઞાન છતાં ભક્તિ વિના પાર પડાય નહિ.

કોઇ એક શેઠ હોડીમાં બેસીને પાસેના બંદરે જતો હતો. તેની સાથે એક મોટું ઘડીઆળ હતું. હોડી ચાલ્યા પછી થોડીવારે ખારવાએ ઘડીઆળ પાસે ઉભીને પૂછયું કે, શેઠ કેટલા વાગ્યા છે ? શેઠે કહ્યું કે, તું ઘડીઆળમાં જોય છે, ને મને શું પૂછે છે ? ખારવાએ કહ્યું કે, મને ઘડીઆળ જોતાં આવડતું નથી. શેઠે કહ્યું કે, અરે ! અરે ! તને ઘડીઆળ જોતાં પણ નથી આવડતું ? કાંઈ ભણ્યો ગણ્યો છે કે નહિ ? ખારવાએ કહ્યું, નારે માબાપ, ભણે કયાંથી ? અમને તે ભણતાં કોણ શીખવે ? શેઠે કહ્યું, અરે ભલા માણસ ! ત્યારે તો તારી પા જીંદગી નકામી ગઇ. વારૂ, પરણ્યો છે કે નહિ ? ખારવાએ કહ્યું, પેટનું પૂરૂં થતું નથી ને પરણવાની પીડામાં કયાં પડું ? શેઠે કહ્યું, બાઇડી છોકરાં વિના તે દુનિયામાં સુખ શેનું ? ત્યારે તો તારી અરધી જીંદગી રદ ગઈ. ભલા કાંઈ વેપાર ધંધો કે પટેલાઇ કરતાં આવડે છે કે નહિ ? ખારવાએ કહ્યું, આપણને તો એક હોડી હાંકતાં આવડે, બીજું કાંઇ ન આવડે. શેઠે કહ્યું, ઓય મૂરખો ! વેપાર કે પટેલાઇ પણ ન આવડે ? ત્યારે તો તારી પોણી જીંદગી ફોકટ ગઈ. આમ વાત ચાલે છે, એટલામાં એક તોફાની મોજો આવ્યો. તેથી પાસેના ખડક સાથે અથડાઇને અબઘડી હોડીના ટુકડા થઈ જશે એમ લાગ્યું. ત્યારે ખારવાએ પૂછયું કે, શેઠ ! તરતાં આવડે છે કે નહિ ? શેઠે કહ્યું કે ના. હું બધું શીખ્યો પણ તરતાં નથી શીખ્યો. ત્યારે ખારવાએ કહ્યું કે, મારી તો પોણી જીંદગી એળે ગઇ પણ તારી તો આખી જીંદગી ગઇ. એમ કહી ખારવો દરિયામાં કૂદી પડયો. તે તરીને કિનારે પહોંચ્યો, ને બીજુ બધું જાણનારો પણ તરવું નહિ જાણનારો શેઠ બિચારો ડૂબી મુવો.

આપણે પણ ઘણું એ જાણીએ છીએ, અને બીજાંઓ પાસે ડંફાસ મારીએ છીએ કે, અમે તો સોળેય સરાવ્યાં છે; પણ ભાઈઓ યાદ રાખજો કે, આપણે હજી પ્રભુનું નામ જાણતા નથી. એ ન જાણીએ ત્યાંસુધી તરતાં આવડતું નથી, અને તરતાં ન આવડે ત્યાંસુધી બીજું જાણ્યું શું કામનું ? કારણ કે સંસારસમુદ્રમાં કાળનું તોફાન તો લાગવાનું છેજ. માટે ભાઇઓ, તરતાં શીખો, તરતાં શીખો. પ્રભુનું નામ લેતાં શીખો.

## ૧૯–સત્સંગના મહિમાવિષે ઉદ્ધવજીને ઉપદેશ

"દૈત્યો, રાક્ષસો, પશુઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગલોકો, સિદ્ધલોકો, ચારણો, યક્ષો, વિદ્યાધરો, મનુષ્યોમાં પણ વૈશ્યો, શૂદ્રો, સ્ત્રીઓ તથા ચાડાલો કે જેઓ રજોગુણી તથા તમોગુણી હતા, તેઓ પણ તે તે યુગમાં હે ઉદ્ધવ! કેવળ સત્સંગથીજ મને પામ્યા છે. વળી વૃત્રાસુર, પ્રલ્હાદ, વૃષપર્વા, બળીરાજા, બાણાસુર, મયદાવન, વિભીષણ, સુગ્રીવ, હનુમાન, જાંબુવાન, ગજેંદ્ર, જટાયુ પક્ષી, તુલાધાર, વાણીયો, ધર્મવ્યાધ, કુબ્જા, વ્રજની ગોપીઓ, યજ્ઞ કરનારા બ્રાહ્મણોની સ્ત્રીઓ, તથા તેવા બીજા પણ ઘણા સત્સંગથી મને પામ્યા છે. આ લોકો વેદ ભણ્યા નહોતા. તેઓએ ભણવા માટે મહાત્માઓની સેવા પણ કરી નહોતી, તેમ તપ પણ કર્યું નહોતું, તોપણ માત્ર સત્સંગથીજ મને પામ્યા હતા. માટે હે ઉદ્ધવ ! તમે પણ વિધિ–નિષેધને છોડીને સત્સંગને રસ્તે સર્વાત્મભાવથી મારે શરણે આવો, અને મને પ્રાપ્ત થઇને સંસારના સર્વ ભયમાંથી છુટા થાઓ."

સવૈયા

જો કોઇ જાઇ મિલે ઉનસો નર, હોત પવિત્ર લગે હરિગંગા;
દોષ કલંક સબે મિટિ જાઇ સુ, નીચ હુ જાઇ જુ હોત ઉતંગા.
જ્યું જલ ઔર મર્દન મહા અતિ, ગંગ મિલ્યો હુઇ જાત હે ગંગા;
સુંદર શુદ્ધ કરે તત્કાલ જુ, હે જગમાંહિ બડો સતસંગા.

## ૨૦–મીઠાઇનો સ્વાદ ખાવાથી સમજાય, વાતોથી નહિ.

એક છોકરાને કોઇ ભલા માણસે બહુ ઉત્તમ પ્રકારની મીઠાઇ ખવરાવી. એ મીઠાઇ ખાવાથી તે છોકરો બહુજ ખુશીમાં આવી

ગયો ને ઘેર જઈ પોતાના બાપને કહ્યું કે મને આપણા પાડોશી-એ મીઠાઇ આપી તે બહુજ સારી હતી. એવી સ્વાદિષ્ટ મીઠાઈ મેં કદિ પણ ખાધી નહોતી. એ મીઠાઈ મને લાવી આપો. બાપ વિચાર કરવા લાગ્યો કે, એ તે કયી જાતની મીઠાઇ હશે ? પછી તે છોકરાને તેડી એ મીઠાઇ આપનાર ગૃહસ્થ પાસે ગયો, ને પૂછ્યું કે, ભાઇ ! આ છોકરો તમારી મીઠાઇનાં બહુજ વખાણ કરે છે; એ મીઠાઈનો સ્વાદ તે કેવો છે ? ત્યારે તે મીઠાઇવાળા-એ કહ્યું કે, એ તો જે ખાય તેને ખબર પડે. એનો સ્વાદ કેવો છે તે કાંઇ શબ્દોથી કહી શકાય નહિ. એ તો ખાનારનેજ ખબર પડે. સાંભળનારના મોઢામાં એ સ્વાદ આવેજ નહિ; માટેજ વ્રજની પ્રેમઘેલુડી ગોપીઓના અનુભવ ઉપરથી આજે પણ વૈષ્ણવો ગાયછે કે,

જાણ્યું કેમ આવે રે, માણ્યાને પરમાણે.

તેવીજ રીતે ધર્મનો આનંદ, ભક્તિનાં સુખ ને સત્સંગની મજે તો જે અનુભવે તેજ જાણે. એ સુખ કાંઇ કહ્યાં જાય નહિ. આપણે નવી જાતનું શાક કે ફળ ખાધું હોય, તેનો સ્વાદ પણ બીજાને સમજાવી શકતા નથી, ત્યારે આપણા હૃદયમાં ભરેલો ઇશ્વરી આનંદ બીજાને કેમ સમજાવી શકાય ? એ આનંદનો સ્વાદ વાણીની બહાર છે. પોથાંથોથાંમાં એ આનંદ નથી, તેમજ બીજાઓના કહેવા સાંભળવાથી પણ એ આનંદ સમજી શકાય તેવો નથી. પણ એ તો અનુભવથીજ જાણી શકાય તેમ છે. માટે ભાઇઓ ! જો એવો અલૌકિક આનંદ લૂંટવો હોય તો સત્સંગમાં લાગી જાઓ ને તન, મન, ધનથી પ્રભુમય બની જાઓ.

## ૨૧–માયાથી જે ખોટી વસ્તુઓ ઉંચી ઉંચી લાગે છે, તે સત્સંગથી નીચી પડી જાય છે.

બે માણસ વાલકેશ્વરની ટેકરી ઉપર ચડવા લાગ્યાં. તેઓને એ ટેકરી ચડતાં થાક લાગ્યો, તેથી હારીને એક માણસ પાછો નીચે ઉતરી ગયો અને બીજો માણસ વિસામો લેતે લેતે હિમ્મતથી ધીરે ધીરે ઉપર ચડી ગયો. જે માણસ ટેકરી ઉપર ચડી ગયો તેને નીચેથી જે બહુ મોટું મોટું લાગતું હતું તે પણ નાનું થઇ ગયું. કોલાબાની દીવાદાંડી, રાજાબાઇ ટાવર, બોરીબંદર, સેક્રેટરિયટ, મ્યુનિસિપાલ ઑફિસ, અને મીલોનાં ભુંગળાં તેની આગળ

નીચાં થઇ ગયાં; પણ જે માણસ નીચે ઉતરી ગયો, તેને એ સૌ ઉંચું ઉંચું લાગવા માંડયું.

આવીજ રીતે સત્સંગની આગળ–ભક્તિની આગળ સૌ નીચું થઇ જાય છે. અને સત્સંગવિના માયાની આગળ સૌ ઉંચું થઇ જાય છે. માયા એટલે વ્યવહારની જાળ, તે ગૅક–બેનો ખાડો છે, કે જ્યાંથી બધું ઉંચું લાગે છે અને ભક્તિ તે વાલકેશ્વરની શીતળ ટેકરી છે, કે જ્યાંથી બધું નીચું લાગે છે. સત્સંગમાં–ભક્તિમાં ને માયામાં–વ્યવહારમાં એજ ભેદ છે, એજ રહસ્ય છે. એ રહસ્ય સમજીને અનુભવવું એનુંજ નામ ડહાપણ છે, એનુંજ નામ ભક્તિ છે, ને એજ જીંદગીની સફળતા છે; પણ એ બધું સત્સંગથીજ થાય છે. માટે સૌ ભાઇઓએ સત્સંગથી ભક્તિની શાંત ટેકરી ઉપર ચડવાની હિંમત રાખવી જોઇએ. સત્સંગના રસ્તામાંથી હારીને પાછું ફરવું નહિ જોઇએ. પાછું ફરવાથી તો ખાડામાંજ ઉતરાય છે. માટે ભાઇઓ ! સત્સંગના રસ્તામાં આગળ વધવાનીજ પ્રબળ ઇચ્છા રાખો, પ્રબળ ઇચ્છા રાખો.

## ૨૨–સત્સંગમાં પડયા રહ્યા વિના પાર પમાય નહિ.

કોઈ માણસ એક મોટા માણસ પાસે કામે ગયો. એ વખતે તે શેઠનું બારણું બંધ હતું તેથી તે માણસે બારણું ઠોકયું, પણ અંદરથી તે શેઠ બારણું ઉઘાડે એટલા વખતમાં તે માણસ ચાલ્યો ગયો. એ પછી થોડા દહાડા બાદ બીજી વખત તે માણસ પાછો ત્યાં ગયો, ને બારણું ઠોકયું. ત્યારે શેઠ ઉઠીને બારણું ઉઘાડવા લાગ્યા, એટલામાં પાછો પણ તે માણસ ચાલ્યો ગયો. આવી રીતે ઘણી વખત તે માણસ ત્યાં આવ્યો, પણ બારણું ઉઘાડવાનું થાય તે પહેલાં તે પાછો ચાલ્યો જતો. તે માણસ આવા અધીરા સ્વભાવથી તે શેઠને મળી શકયો નહિ અને તેનું કામ થયું નહિ.

આપણે પણ તે માણસના જેવાજ અધીરા છીએ. આપણે સત્સંગમાં જઇએ છીએ, અને ભક્તિ કરવા લાગીએ છીએ પણ તેનું ફળ મેળવવાનો વખત આવે તે પહેલાં સત્સંગને છોડી દઇએ છીએ. વળી પાછા જ્યારે કાંઇ પ્રસંગ આવી પડે ત્યારે અથવા દીવાળી–હોળીએ કે અગ્યારસ, અમાસે પાછા ફરતા ફરતા ચાલ્યા આવીએ છીએ. તેથી કાંઇ સત્સંગનો ખરો લાભ

મળે નહિ; કારણ કે સત્સંગનો ખરો લાભ જે ઇશ્વરની કૃપા, તે આપણી ઉપર ઉતરે તે પહેલાં આપણે સત્સંગ-ભકિત છોડી દઈએ છીએ. એટલે ઇશ્વરી કૃપા મેળવી શકતા નથી, માટે પૂર્ણ પ્રેમથી ને ધીરજથી સત્સંગમાં મચ્યા રહેવું જોઇએ, અને એકાગ્રતાથી તથા પૂર્ણ વિશ્વાસથી ભકિત કરવી જોઇએ, તોજ પ્રભુની કૃપા મેળવી શકાય. નજીવા નજીવા સ્વાર્થ સારૂ વચમાં વચમાં ભકિત નહિ છોડી દેવી જોઇએ, પણ ઘણો સત્સંગ ને અખંડ ભકિત કરવી જોઇએ. તોજ સંસારસાગર તરી શકાશે. યાદ રાખજો કે સંસારસાગર તરવા માટે સત્સંગના જેવો બીજો કોઈ પણ સહેલો રસ્તો નથી; નથી જ.

---

## ૨૩—આપણે સત્સંગમાં જતા નથી તેનું કારણ શું ?

કારણ એજ કે આપણે સત્સંગની કિમ્મત સમજતા નથી. જેમ એક નાના બાળકના હાથમાં પતાસું ને રૂપિયો બંને વાનાં આપીએ, તો તે પતાસાને પકડી રાખશે, કારણ કે મીઠું લાગે છે; અને રૂપિયાને ફેંકી દેશે, કારણ કે અજ્ઞાનને લીધે રૂપિયાની કિમ્મતની તેને ખબર નથી.

આ દાખલો આપણને મજેનો લાગે છે, પણ આપણને ખબર નથી કે તે આપણીજ ઉપર લાગુ પડે છે. પતાસારૂપી મીઠી લાગતી માયાને, એટલે કે નાટકશાળાને, નાચને, અને મીજબાનીઓને, વરઘોડાઓને, શૃંગારરસની ચોપડીઓને, અને લુખા મોજશોખની નજીવી વસ્તુઓને આપણે વળગી રહીએ છીએ, અને સત્સંગરૂપી રૂપિયો કે જેથી પ્રભુરૂપી હીરાને મેળવી શકાય છે તેને આપણે ગુમાવી નાખીએ છીએ; પણ આપણે એટલું વિચારતા નથી કે જેમ રૂપિયામાંથી ઘણાંએ પતાસાં આવી શકે છે, તેમ આ વ્યવહારના ટુંક વખતનાં ઉપલક મોજશોખ એ તો માયાની જાળ છે. એમાં ફસાઇ જઈને ઇશ્વરને ભૂલી જવો એનું-જ નામ અજ્ઞાનતા છે. સત્સંગરૂપી રૂપિયાની ખામીને લીધેજ એમ થાય છે. માટે ભાઈઓ! અનંત બ્રહ્માંડના નાથ સમર્થ પ્રભુને વિસરી જવાય એવી ભૂલ ન કરો; ન કરો. એવી ભૂલ ન થાય માટે પૂર્ણ પ્રેમથી હમેશાં સત્સંગમાં પડયા રહો.

---

## ૨૪–જેને સત્સંગનો રંગ લાગતાંજ માયા છૂટી જાય છે.

એક નાની છોકરી પોતાના બાપને ઘેર હતી ત્યારે તેના જેવડી બીજી નાની છોકરીઓ સાથે છૂટથી હસતી, બોલતી ને ફળીયામાં રમતી હતી. એ પછી તે છોકરીનું લગ્ન થયું ત્યારે તે શરમમાં આવી ગઇ, અને ઘરના કામકાજમાં લાગી ગઇ. એ પછી પેલી બીજી છોકરીઓ પોતાની સાથે રમવા માટે તે પરણેલી છોકરીને બોલાવવા લાગી, ત્યારે તેણે કહ્યું કે હવે મારૂં લગ્ન થયું છે, માટે મારાથી હવે તમારી સાથે રમવા અવાય નહિ.

આવીજ રીતે જ્યારે આપણે સત્સંગમાં ભળી જઇએ છીએ ત્યારે આપણું ઇશ્વર સાથે લગ્ન થઇ જાય છે. એ પછી તે પરણેલી છોકરી પેઠે આપણને પણ સત્સંગ છોડીને પારકા ઘરના ઓટલા ભાંગવા ગમતા નથી, અને પ્રભુના નામનો રસ મૂકીને લોકની મારી–તારી સાંભળવાની ઇચ્છા થતી નથી. એવી હલકી ઇચ્છાઓ તો જ્યાંસુધી આપણે સત્સંગમાં ન ભળીએ ત્યાં સુધીજ રહે છે. પ્રભુ સાથે લગ્ન થયા પછી પ્રભુ જેવા આનંદસ્વરૂપ ધણીને છોડીને બીજાઓની મફતની મોકાણો સાંભળવા તે કોણ જાય! પણ યાદ રાખજો કે એવા સુખસ્વરૂપ ધણી સાથે સત્સંગથીજ લગ્ન થાય છે. સત્સંગ વિના એવો રૂડો રૂપાળો, એવો છેલછબીલો, એવો કનૈયા કુંવર જેવો વર મળશેજ નહિ, એ નક્કી સમજજો.

## ૨૫–સત્સંગથી આપણી ભૂલો સમજાય છે, અને આપણે પ્રભુના રસ્તામાં આવી શકીએ છીએ.

કોઇ એક શહેરમાં બહુ ચોરી થતી હતી. તેથી ત્યાંના રાજાએ શહેરના દરવાજા બંધ કરાવ્યા ને કિલ્લા ઉપર તથા દરવાજા ઉપર મજબૂત ચોકી પહેરા રાખ્યા. એમ ઘણા દિવસ સુધી કર્યું, પણ ચોરી થતી અટકી નહિ; કારણ કે ચોર ગામની અંદરનાજ હતા. બહાર ગામના ચોર કાંઇ એ ગામમાં ચોરી કરવા આવતા નહોતા. અંતે જ્યારે ગામની અંદરના ચોરને પકડવા લાગ્યા ત્યારે ચોરી થવી બંધ થઇ.

તેવીજ રીતે આપણે જે પાપ કરીએ છીએ તે પણ અંદરના વિકારોથીજ, એ પાપ દૂર કરવાને માટે બહારના દરવાજા બંધ

કરીએ, એટલે બહુ ઉપવાસ પાળીએ, બહુ સ્નાન કરીએ, બહુ આભડછેટ પાળીએ, બહુ ટીલાંટપકાં કરીએ, બહુ માળા કંઠી બાંધીએ અને બહુ મોટી મોટી વાતો કરીએ પણ તેથી કાંઇ અંતરનાં પાપ ટળે નહિ; કારણ કે એ તો બહારના દરવાજા બંધ કરવા જેવું છે; પણ અંદરના ચોર પકડવા માટે તો સત્સંગની જરૂર છે. આપણામાં જે જે બૂરી ઇચ્છાઓ છુપી રીતે રહેલી હોય છે, તેની સત્સંગથી ખબર પડી જાય છે; જેમ કે આપણામાં અદેખાઈ હોય, નિંદા કરવાનો સ્વભાવ હોય, લોભની ઇચ્છા હોય, મોટાઈનું અભિમાન હોય, ધનનો, રૂપનો કે જુવાનીનો મદ હોય, વ્યભિચારની ઇચ્છા હોય, ધૂળ જેવી વાતમાં પણ જીવ બાળ્યા કરવાની ટેવ હોય, અને બીજી જે કાંઇ એવી બૂરી ટેવો હોય, તે અંતરના ચોરો છે; અને એ ચોરોને સત્સંગથીજ પકડી શકાય છે. બહારના દરવાજા બંધ કરવાથી કાંઇ એ ચોરોને પકડી શકાય નહીં. તો બહારના દરવાજા બંધ કરવાની જરૂર છેજ. માટે અંદરના વિકારો—અંદરના દુર્ગુણો છોડવા સારૂ તથા પાપથી બચવા સારૂ અને સમર્થ ઇશ્વરને જાણવા સારૂ દ્રઢતાથી હમેશાં સત્સંગમાં મચ્યા રહો.

## ૨૬—સંસારીઓને સત્સંગ ગમતો નથી તે વિષે.

એક ગામમાં મૅડ હાઉસમાં, એટલે જ્યાં ઘેલાઓને ભેળા કરીને રાખે છે તે મકાનમાં કાંઇ અકસ્માતથી મોટી આગ લાગી, ને ચોતરફથી મોટા મોટા ભડકા નીકળવા લાગ્યા. એ જોઇને ગામનાં માણસો ત્યાં દોડતાં આવ્યાં, ને બંબાખાનાવાળા પણ ત્યાં આવી પહોંચ્યા. તે બધા લોકો નીચે ઉભા રહીને જુએ છે તો એ મકાનમાં રહેલા ગાંડાઓ નાચવા તથા કૂદવા મંડી ગયા હતા અને ગાયનો લલકારતા હતા, તથા સર્વે જણા બહુ ખુશીમાં આવી ગયા હતા. એ જોઇને નીચે ઉભેલા બંબાવાળાઓએ કહ્યું કે ભાઇઓ ! જલદી નીચે આવો, નીચે આવો; નહિ તો બળી મરશો. તમારા ઘરમાં આગ લાગેલી છે. જલદી કરો, વાર ન લગાડો. આ સાંભળીને પેલા ગાંડાઓ તેને કહેવા લાગ્યા કે, જાઓ, જાઓ, મૂર્ખાઓ દૂર જાઓ. નીકળો અહીંથી. તમને કોણે ડાહ્યા કર્યા છે? અમારા મકાનમાં કોઈ દિવસ એક દીવો પણ બળતો દેખ્યો ન હતો, અને આજે જ્યારે માંડ માંડ અમારે માટે જ્યુબીલીના જેવી મોટી

લાઇટ થઇ છે, ત્યારે તમે કહેવા બેઠા છે કે નીચે આવો; પણ અમે કંઈ એવા ગાંડા નથી કે તમારૂં કહ્યું માનીને આવી મોટી જ્યુબીલીની લાઇટની મઝા છોડી દઇએ. એમ કહીને નાચતે નાચતે ને કૂદતે કૂદતે તે ગાંડાઓ એકબીજાને કહેવા લાગ્યા કે, એ મૂર્ખાઓ ગમે એટલું કહે પણ આપણે નીચે જવું નહિ હો. એ ગાંડાઓના કહેવાથી આપણે આપણી આવી મોટી મોજ છોડી દઈએ કે ? સરકારી બંબાવાળાઓ બહુ બહુ પ્રકારે આજીજી કરીને એ ગાંડાઓને સમજાવવા લાગ્યા, ને પટાવવા લાગ્યા, પણ એ ગાંડાઓ કાંઈ સમજ્યા નહિ. તેથી અંતે બે ચાર જણા નીચે ઉતરી આવ્યા તે બચી ગયા ને બાકીના બધા ગાંડાઓ બળી મુઆ.

આ વાત કહેવાનો સાર એ છે કે, સરકારી બંબાવાળારૂપી સંતજનો માયામાં બળતા સંસારીઓને ઘણા ઘણા પ્રકારે સમજુતી આપીને કહે છે કે; માયાની લાહ્યથી બચવાને માટે સત્સંગ કરો–સત્સંગ કરો; પણ તેને સંસારીઓ ઉલટા એમ કહે છે કે, આજે જ્યારે અમને ધન મળ્યું છે, આજે જ્યારે અમને વાડી બંગલા મળ્યા છે, આજે જ્યારે અમને ગાડીઘોડાઓ મળેલા છે, આજે જ્યારે સુંદર સ્ત્રીઓ અને અમારે ઘેરે મોટાં મોટાં કારખાનાંઓ છે, આજે જ્યારે અમારી મોટી મોટી પેઢીઓ ચાલે છે, આજે જ્યારે ગામમાં અમારૂં મોટું નામ થયું છે, આજે જ્યારે નાટકશાળાઓ, સરકસો અને રમતગમતનાં સાધનો મળેલાં છે, આજે જ્યારે પારકે પૈસે મોજ ઉડાવીને, પછી દેવાળાં કહાડી નાદારી કોર્ટનો લાભ લેવાની તક મળી છે, આજે જ્યારે છાપામાં અમારાં નામ આવે છે, આજે જ્યારે ઠેકાણે ઠેકાણે અમારાં વખાણ થાય છે, અને આજે જ્યારે અમને ખીતાબો મળેલા છે તથા મળવાના છે ત્યારે, આવા જ્યુબીલીના દિવસે તમે કહેવા લાગ્યા છો કે, ભગતડાઓમાં ભળો. જાઓ જાઓ. છટ છટ નોનસન્સ. અમે આવી મોજ મૂકીને તમારા જેવા વેરાગિયોમાં ભળીએ ? આવાં સુખ મૂકીને વરકતોમાં ભળીએ ?–આવી અમારી આબરૂ મૂકીને હરિજનોમાં ભળીએ? અને આવા અમારા વૈભવો છોડીને વૈષ્ણવડા બનીએ? જાઓ જાઓ, તમો તો મૂર્ખા છો. કહેતલ દીવાના છે પણ કાંઈ સુણુતલ દીવાના નથી. અમારી આવી સાહેબીમાં તમારા સત્સંગ બત્સંગનું કાંઈ ચાલવાનું નથી. તમારા સત્સંગને તમારી પાસેજ રાખી મૂકો. અમે તો અમારી મોજ ઉડાવશું. જો

મગતડાઓ ડાહ્યા થઈને આવ્યા છે તે ! માંડ માડ આવા સુખ મળ્યાં છે ત્યારે કહે છે કે, એ છોડીને સત્સંગમાં ભળો. દીવાનાઓ છે, કે છે બીજું કાંઈ? જાઓ, જાઓ, અમારી પાસે તમારૂં કાંઈ ચાલવાનું નથી.

ભાઈઓ ! આમાં દીવાના તે કેણુ? માયાવાદીઓ કે હરિજનો? આવી રીતે મૅડ હાઉસના દીવાનાઓની પેઠે આપણે પણ માયાના ભડકાઓને જ્યુબીલીની લાઈટ સમજીએ છીએ; તેથી તેમાં પડ્યા રહીએ છીએ ને સત્સંગનો લાભ લઈ શકતા નથી; પણ આ દાખલાથી આપણે સમજવું જોઇએ કે, પ્રભુના પવિત્ર નામ વિના બધાં માયાની ઝાળ જેવાં છે. એ ઝાળમા પેલા દીવાનાઓની પેઠે આપણે પણ ન બળી મરીએ એ સંભાળજો.

સવૈયો

તાત મિલે પુનિ માત મિલે, સુત ભ્રાત મિલે યુવતિ સુખદાઇ;
રાજ મિલે ગજ બાજિ મિલે, સબ સાજ મિલે મનવાંછિત પાઇ.
લોક મિલે સુરલોક મિલે, વિધિલોક મિલે વૈકુંઠ હુ જાઇ;
સુંદર ઔર મિલે સબહી સુખ, સંત સમાગમ દુર્લભ ભાઈ.

## ૨૭—સત્સંગમાં જવાથી જેમ આપણને લાભ થાય છે, તેમ આપણા કુટુંબને પણ લાભ થાય છે.

સત્સંગ કરનારને તો લાભ થાય છેજ, પણ તેના કુટુંબને તથા તેના વંશ વારસોને પણ મોટો લાભ થાય છે. પૂરાવાવિના આજના સુધરેલા ગણાતા લોકો આ વાત માની શકશે નહિ. તેઓ કહેશે કે એ કેમ બને ? પણ એ ખરી વાત છે. એને માટે સાધુઓ દાખલો આપે છે કે—

એક બહેરો માણસ રોજ કોઇ ભકતમંડળમાં કથા સાંભળવા જતો હતો. તેને એક દિવસે કોઈ બીજા માણસે પૂછ્યું કે, કાકા તમે કથામાં જઇને શું કરો છો ? કાંઈ સાંભળતા તો નથી, ત્યારે મફતના ધક્કા શામાટે ખાવ છો ? એ સાંભળી તે બહેરા માણસે કહ્યું કે, ભાઈ ! મારે માટે નહિ પણ મારાં છોકરાંઓના ફાયદા માટે હું સત્સંગમાં જાઉં છું. ત્યારે તે માણસે કહ્યું કે, તમે પોતેજ સાંભળી શકતા નથી ને તમારાં છોકરાંઓને ફાયદો કયાંથી થશે ? તે બુઢ્ઢા કાકાએ કહ્યું, હું સાંભળતો નથી એ સાચી વાત છે, પણ મને સત્સંગમાં જતાં મારાં છોકરાંઓ રોજ રોજ

જુએ છે, તેથી તેઓના દિલમા એ જાતના સંસ્કારો પડી જાય છે. હાલમાં તો એ બી વાવવા જેવું છે, પણ વખત આવ્યે તેઓમાં એ સંસ્કારો ખીલી નીકળશે, અને મારી પેઠે મારાં છોકરાંઓ પણ સત્સંગમાં જવા લાગશે. એ લાભ કાંઇ જેવો તેવો નથી. છોકરાંઓમાં નકલ કરવાની ટેવ બહુ જબરી હોય છે, અને તેમાં પણ માબાપનાં કામોની તો તે આબેહુબ નકલ કરી શકે છે. માટે મારાં છોકરાંઓની નજર આગળ સારો દાખલો મૂકવા સારૂ અને તેઓનાં મનમાં સત્સંગની છાપ બેસાડવા સારૂ હું સાંભળતો નથી તોપણ રોજ સત્સંગમાં જાઉં છું.

સૌ ભાઇઓએ આ વાત બહુ ધ્યાનમાં રાખવા જેવી છે. સત્સંગની મોટાઇ કેટલી બધી છે તે આમાંથી શીખવું જોઇએ. સત્સંગથી તો તુરતજ ફાયદો થાય છે; પણ કદિ આપણને ફાયદો ન થાય તોપણ આપણાં છોકરાંઓનાં કલ્યાણ સારૂ પણ આપણે સત્સંગ કરવો જોઇએ.

---

## ૨૮–સત્સંગથી તરત મોક્ષ ન મળે છતાં અંતઃકરણ તો પવિત્ર થવાનુંજ.

એક ચેલાએ પોતાના ગુરુને કહ્યું કે, મહારાજ! હું રોજ રોજ સત્સંગમાં જાઉં છું, પણ મને કાંઈ ફાયદો થતો જણાતો નથી. હું તો જાણતો કે સત્સંગમાં જવાથી પ્રભુસાક્ષાત્કાર થઇ જશે, અને સ્વર્ગનાં સુખ મારા ઘરમાં આવી પડશે; પણ આજ સુધી એમ તો કાંઇ થયું નહિ, ત્યારે સત્સંગમાં આવવાથી શું ફાયદો? ત્યારે ગુરુએ કહ્યું કે, બેટા તું એક કામ કર, એટલે તારા એ સવાલનો જવાબ તને એની મેળેજ મળી જશે. એમ કહી ગુરુએ તેને વાંસની એક ટોપલી આપીને કહ્યું કે, આ ટોપલીમાં પાણી ભરી લાવ. એ ટોપલી લઇને તે ચેલો પાસેની નદી ઉપર ગયો, અને તેને નદીમાં બોળી. પાણીમાં ટોપલી રાખી એટલો વખત તે પાણીથી ભરેલી રહી, પણ જ્યારે બહાર કહાડી ત્યારે તુરતજ તેમાંથી બધું પાણી નીકળી ગયું, દસ વીસ વખત ચેલાએ એમ માથાફોડ કરી, પણ ટોપલીમાં પાણી ભરાયું નહિ ત્યારે થાકીને તે પાછો ગુરુ પાસે આવ્યો, ને કહ્યું કે, મહારાજ, આમાં તો પાણી રહેતું નથી. કયાંઇ ટોપલીમાં તે પાણી ભરાય? ગુરુએ કહ્યું બેટા, જે તો ખરો. ધીરજ રાખીશ તો

એમાંથી પણ કાંઈક મેળવીશ. એ પછી બીજે દિવસે પણ એજ ટોપલી આપીને પાછો તેને પાણી ભરવા મોકલ્યો. એમ પાંચ સાત દિવસ સુધી ચાલ્યું, પણ કાંઈ ટોપલીમાં પાણી આવે નહિ. ત્યારે કંટાળીને ચેલાએ કહ્યું કે મહારાજ! આવા ઉંધા ઉંધા ધંધા તે શું બતાવો છો? કયાંય ટોપલીમાં તે પાણી ભરાયાં? રોજ રોજ આ તે શું રમત માંડી છે? ત્યારે ગુરુએ કહ્યું કે, બેટા! ટોપલીમાં પાણી ન રહે એ તો ખરી વાત, પણ જો તો ખરો રોજ રોજ પાણીમાં ભીંજાવાથી એ ટોપલીમાં બીજો કાંઈ ફેરફાર થયો છે કે નહિ? ચેલાએ કહ્યું, પ્રથમ એ ટોપલી બહુ મેલી હતી, તે હવે ધોવાઇને સાફ થઇ છે, અને બહુ કઠણ હતી તે હવે પોચી થઇ છે, એટલો ફેરફાર થયો છે. ગુરુએ કહ્યું, બેટા એ શું થોડું છે? ટોપલીમાં પાણી નહિ આવ્યું તો રહ્યું, પણ ચોખ્ખી તો થઈ.

તેમજ આપણાં મન પણ એ વાંસની ટોપલી જેવાં થઈ ગએલાં છે. એટલે તેમાં માયાનો જાડો કચરો ભરાઇ શકે છે, પણ પાણી જેવી પાતળી—પાણી કરતાં પણ ઝીણી—સૂક્ષ્મ પ્રભુની વાતો તેમાં રહી શકતી નથી; તેથી પ્રભુનું સ્વરૂપ ન સમજાય તોપણ જેમ વારે વારે પાણીમાં બોળવાથી ટોપલી ઉપરનો મેલ ઓછો થાય છે, તેમ રોજ રોજ સત્સંગમાં જવાથી આપણા મનમાંથી પાપનો મેલ ઓછો થતો જાય છે, અને દુનિયાનાં દુઃખોના ઘાથી તથા સુખોના અભિમાનથી આપણાં દિલ કઠોર થઈ ગએલાં છે, તે સત્સંગથી નરમ તો પડશેજ. એ શું ઓછો લાભ છે? પાપ ધોવાય ને અંતર કોમળ થાય તો ધીરે ધીરે એની મેળેજ પ્રભુનો આનંદ પણ મળવા લાગશે. માટે ભાઇઓ! શરૂઆતમાં કદાચ ખુલ્લી રીતે લાભ ન દેખાય તોપણ સત્સંગમાં મચ્યા રહો. સત્સંગમાં મચ્યા રહો.

ધોળ

સુખ કહ્યું ન જાય સત્સંગનું રે (૨) આઠે અંગમાં આનંદ થાય. સુખ૦
અડસઠ તીરથ એને આંગણે રે (૨) સત્સંગેથી ભેળાં થાય. સુખ૦
એ સુખ ઇંદ્રના લોકથી અધિક છે રે(૨) વૈકુંઠેથી વધતું જાય. સુખ૦
એ સુખ બ્રહ્માના લોકથી ભારે ઘણું રે(૨) એ તો વેદ પુરાણે વંચાય. સુખ૦
ન્હેતા નરસિંહ એમાં તો એમ ભણે રે(૨) એ તો ઓળખાવે અવિનાશ. સુખ૦

## ૨૯—સત્સંગની ખરી મઝા દૂરથી જોવાથી નહિ પણ એમાં તરબોળ થવાથીજ સમજાય છે.

શિયાળાના દિવસોમાં નહાવા માટે આપણે જ્યારે નદીમાં કે તળાવમાં ઉતરીએ છીએ, ત્યારે પ્રથમ પાણી બહુ ઠંડું લાગે છે. થોડા થોડા પગ ભીંજાય ત્યાંસુધી પણ નહાવાનું મન થતું નથી. કમર સુધી પાણીમાં ઉતરીએ તોપણ ઠંડી લાગ્યા કરે છે, પણ જ્યારે પાણીમાં ડૂબકો મારી દઈએ ત્યારે ટાઢ ઉડી જાય છે, અને ખૂબ ચોળી મસળીને નહાવાનું મન થાય છે, તથા તરવાની ઇચ્છા થાય છે. તેવીજ રીતે શરૂઆતમાં સત્સંગ કરવો તથા ધર્મ પાળવો આપણને કઠિન લાગે છે, પણ જ્યારે તેમાં ભુસ્કો મારીએ, જ્યારે તેમાં ઉંડા ઉતરીએ ત્યારે આપણી મુશ્કેલીઓ ભાગી જાય છે, અને આપણને આનંદ આનંદ થાય છે. સત્સંગની ખામીને લીધે આપણામાં ધર્મની તીવ્ર લાગણી જાગૃત થએલી નથી, એજ આપણો શિયાળો છે, ને તેથીજ ધર્મનું શાંત જળ આપણને ટાઢું લાગે છે; પણ એ ટાઢ બહાર હોઇએ ત્યાં સુધીનીજ છે. અંદર ઉંડા ઉતર્યા પછી તો તરવામાંજ મજે પડે છે. તેમજ સત્સંગને માટે તથા ધર્મને માટે પણ સમજવાનું છે. આપણે જ્યાંસુધી હરિજન થયા નથી ત્યાંસુધીજ ધર્મ પાળવો કઠિન લાગે છે, પણ જ્યારે નિશ્ચય કરીને તેમાં કૂદી પડીએ ત્યારે એ મુશ્કેલીઓ એની મેળેજ ભાગી જાય છે. માટે નજીવી અડચણોથી નહિ ડરી જતાં સત્સંગની પાળ ઉપરથી ધર્મના ઝરામાં કૂદી પડો. એમાં ટાઢ નથી પણ આનંદ છે. ટાઢ તો બહાર ઉભેલાંઓને છે. અંદર ડૂબેલાંઓને તો આનંદજ છે, એ યાદ રાખજો.

## ૩૦—બહારની અડચણોથી સત્સંગ ન છોડી દો; ખરી મઝા તો અંદર છે.

એક બગીચાવાળાએ કોઇ માણસને કહ્યું કે, શેઠ ! મારી વાડીમાં બોર બહુ સારાં થાય છે, તમારે ખાવાલાયક છે; ત્યારે તે શેઠે કહ્યું કે, ભલે કોઈ દિવસ વાત. કુરસદે આવી જઇશ. એ પછી તે શેઠ એ વાડી પાસેથી નીકળ્યો, ત્યારે ત્યાં રસ્તાપર પડેલાં બોર ચાખી જોયાં, પણ તે બહુ ખાટાં લાગ્યાં. એ પછી પેલો બગીચાવાળો તેને મળ્યો. ત્યારે તે શેઠે કહ્યું કે, તમે તો તમારી

વાડીનાં ફળ બહુ વખાણુતા હતા, પણ તે તો બહુ ખાટાં છે. મેં એક દિવસ ચાખી જોયાં. ત્યારે તે બગીચાવાળાએ પૂછયું કે તમે એ બોર કયાંથી ખાધાં? શેઠે કહ્યું કે તમારી વાડી પાસેથી હું નીકળ્યો હતો ત્યારે રસ્તા ઉપર પડેલાં થોડાં બોર ચાખી જોયાં પણ તે બધાં ખાટાં. ત્યારે તે બગીચાવાળાએ કહ્યું કે, એ ખાટાં બોર તો બહુ દૂરથી મંગાવીને ખાસ ત્યાં વાવેલાં છે, મીઠાં બોર તો વાડીની અંદર વચ્ચોવચ છે. આ સાંભળી તે શેઠે પૂછયું કે, એમ કરવાનું શું કારણ? ખાટાં બોર તે ચાહીને કોણ વાવે? તે બગીચાવાળાએ કહ્યું કે, મીઠાં ફળનું રક્ષણ કરવા માટે બહાર ખાટાં ફળ રોપલાં છે. અટકચાળાં છોકરાંઓ બહારનાં ખાટાં ફળ જોઈને ચાલ્યાં જાય, ને અંદરનાં મીઠાં ફળને નુકસાન ન કરે, માટે એ ખાટાં બોર તો રસ્તા ઉપર ને દરવાજા ઉપર ખાસ રોપવામાં આવેલાં છે. એ પછે તે શેઠે બગીચાવાળા સાથે વાડીમાં ગયો, અને અંદરનાં મીઠાં ફળ ખાઇને ખુશી થયો. આવીજ રીતે વ્રત, ઉપવાસ, તીર્થ, સ્નાન, દાન, દર્શન, યમ, નિયમ વિગેરે ધર્મની શરૂઆતનાં પગથિયાંનું જ્ઞાન આપણુને સત્સંગમાં મળે છે, અને તે આપણુને કઠિન લાગે છે; પણ અંદરના અ ત્મિક આનંદનું રહસ્ય કાંઇ ઓરજ છે. માટે દરવાજા ઉપરનાં ખાટાં ફળથી નિરાશ નહિ થતાં અંદર ઘુસો. જે મઝા છે તે અંદર છે. ધર્મના રસ્તામાં આવતાં સ્નાન, દાન, વ્રત ને ઉપવાસ વગેરે તો ધર્મની વાડ છે. ખરાં ફળ તો સત્સંગથી ઉત્પન્ન થતી ભક્તિની અંદર છે, માટે ભાઈઓ! કાંટાવાળી વાડ જોઈને ફળની મઝા ન છોડી દો.

## ૩૧—પાપીઓ સત્સંગમાં આવતા નથી તેનું કારણ.

એક ભગતે કોઇ મહાત્માને સવાલ પૂછયો કે, પાપીઓ સત્સંગમાં આવતા નથી તેનું શું કારણ છે? ત્યારે તે મહાત્માએ કહ્યું કે, સત્સંગ એ એક પ્રકારની તોપ છે, ને તેમાં થતો ઉપદેશ એ સત્સંગની તોપના ગોળા છે. તે ગોળા પાપીઓની છાતી ફાડી નાંખે છે. માટે પાપીઓથી સત્સંગની તોપ સામે ટકી શકાતું નથી એટલે તેઓ સત્સંગમાં આવતા નથી. જેઓ સત્સંગમાં ન ભળે તેઓને માટે નક્કી સમજવું કે તેઓ પાપી છે, તેઓ અભાગિયા છે. તેઓને ધર્મજ્ઞાનની અને ઇશ્વરી જ્ઞાનની હજી પ્રબળ

ઇચ્છા થએલી નથી, માટે તેઓ દયાને પાત્ર છે; કારણ કે પોતાનું કલ્યાણ તેઓને હજી સમજાતું નથી, એટલે સત્સંગની તોપના ઉપદેશરૂપી ગોળા તેઓ સહન કરી શકતા નથી. પ્રભુ! એવા અભાગીઓની ઉપર દયા કર, અને તેઓને સત્સંગમાં ભળવાની બુદ્ધિ આપ.

## ૩૨–વખત અને સગવડ છતાં પણ સત્સંગનો લાભ નહિ લે તેઓને પસ્તાવું પડશે.

ચોમાસાની અગાઉ જે ખેડુત પોતાનાં ખેતર ખેડીને તૈયાર નથી રાખતો તેનું આખું વરસ બગડે છે. તેમજ જે માણસ પોતાની આ અમૂલ્ય જીંદગીમાં સત્સંગમાં ભળીને ઇશ્વરની પિછાન નથી કરી લેતો તેનો આખો ભવ બગડે છે. આ ચાલુ જીંદગી એ આપણી મોસમ છે. આ મનુષ્ય અવતાર એ ઇશ્વરની કૃપાનું ફળ છે. એ મોસમનો–એ કૃપાનો લાભ સત્સંગને રસ્તે આપણે નહિ લઈ શકએ તો એ ફરી ફરી મળે એવી નકામી ચીજ નથી. દુનિયાની ઘણી ચીજો આપણને પાછી મળી શકશે; પણ એક ક્ષણ પણ કોઇ જીંદગી આપી શકે તેમ છે? જગતના સઘળા વૈભવ અને આખી પૃથ્વીનું રાજ્ય આપ્યાથી પણ એક ક્ષણ પણ વધારે જીંદગી મળી શકે તેમ નથી. આવી અમૂલ્ય જીંદગી સત્સંગનો આનંદ ભોગવ્યા વિના, ઈશ્વરને યાદ કર્યા વિના, ઈશ્વરનું સ્વરૂપ સમજ્યા વિના અને ઇશ્વરની આજ્ઞા પાળ્યા વિના ચાલી જાય, એ શું દિલગીરીની વાત નથી? એમ ન થાય માટે ભાઇઓ! ચેતો, ચેતો, અને હમેશાં સત્સંગમાં મચ્યા રહો.

પદ

જિને ન કિયો સત્સંગ જનમ ધરી, જિને ન કિયો સત્સંગ રે;
તાકો કેવળ પશુ કરી માનો, જદપિ મનુષ્યકો અંગ રે. જિને ન કિયો૦
કા ભયો પાટ પીતાંબર પહેરણ, ચડવે હસ્તી તુરંગ રે;
તામેં કા બડાઈ પાયો, ફુલ્યો હૃદય ઉમંગ રે. જિને ન કિયો૦
અહાર નિદ્રા ભય કરતહે મૈથુન, લાગો વિષયકો રંગ રે;
ચેતત નાહીં બડો હે મૂરખ, કાલ કરેગો ભંગ રે. જિને ન કિયો૦
નિર્મળ ચિત્ત કરી કબહુ ન નાહ્યો, સંત સ્વરૂપી ગંગ રે:
કહે દેશો કેસે કરી પાવે, પૂરણ પદ અભંગ રે. જિને ન કિયો૦

## ૩૩–આવેલા દુઃખની સામે નહિ જોતાં તે મોકલનાર પ્રભુની સામે જોવું જોઇએ.

કૂતરાને મારવા કોઇએ પથરો ફેંક્યો. એ પથરો કૂતરાને વાગ્યો. ત્યારે કૂતરો તે પથરા સાથે લડ્યો નહિ, પણ તે પથરો ફેંકનારની સામે ભસવા લાગ્યો. કૂતરાને પણ એટલું જ્ઞાન હોય છે કે ફેંકાએલા પથરાને બચકાં ભરવામાં શું વળે? તે ફેંકનારની જ સામે લડવું જોઇએ; પણ અફસોસ કે આપણને એટલું પણ જ્ઞાન નથી. જો એટલું જ્ઞાન રાખીએ તો પછી દુઃખની સામે આપણે થવું પડે નહિ. એટલે કે દુઃખોથી દિલગીર થવું પડે નહિ; કારણ કે આપણી ઉપર આવી પડતાં દુઃખો પણ ફેંકાયલા પથરા જેવાંજ છે. તેની સાથે તાણતોડ ને મુક્કાબાજી કરવામાં શું વળે? એ દુઃખો આપણને જે આપે છે તેની સામે જોવું જોઇએ; કારણ કે એ દુઃખો કાંઈ પોતાની મેળે પોતાની ખુશીથી આવતાં નથી, પણ ( આપણાંજ કોઈ પાપનાં ફળ તરીકે ) પ્રભુના મોકલવાથી તે આવેલાં છે. માટે આપણે દુઃખોની સામે નહિ જોતાં એટલે કે દુઃખોથી દિલગીર નહિ થતાં તે દુઃખો મોકલનારની સામે જોવું જોઇએ, એટલે કે દુઃખોથી બચવા માટે પ્રભુની પ્રાર્થના કરવી જોઈએ, અને ભવિષ્યમાં દુઃખો ન થાય એવાં કામો કરવાં જોઈએ. એજ બચાવનો રસ્તો છે. દુઃખથી નિરાશ થઇને હારી જવું એ કાંઇ બચાવનો રસ્તો નથી. એ તો ડુબવાનો રસ્તો છે.

## ૩૪–હરિજનો દુઃખમાં નિરાશ થતા નથી.

તમે જોયુ હશે કે જે પક્ષી પાળેલાં હોય છે તેની કોઇ કોઇ વખત પાંખો કાપવાનાં આવે છે. શા માટે તેની પાંખો કાપવામાં આવે છે? પક્ષીઓ ઉપરના વેરને લીધે નહિ, પણ તે પક્ષી ઘરમાંથી ઉડી ન જાય માટે તેની પાંખો કાપવામાં આવે છે. એ પક્ષીને દુઃખ દેવા સારૂ નહિ પણ તે ધણીને વહાલું છે માટે તેની પાંખો કાપવામાં આવે છે. તેમજ બરોબર યાદ રાખજો કે, જે પ્રભુના વહાલા ભક્તો હોય છે, તેનેજ દુઃખ હોય છે. ધણીનો પ્રેમ છતાં પણ જે પક્ષી ઘરમાંથી ઉડી જવા ઇચ્છે છે, તેમ પ્રભુની આપણા ઉપર અનંત દયા છતાં પણ આપણે તેની કૃપામાંથી નીકળી જવા

ઇચ્છીએ છીએ; પણ દયાળુ પ્રભુ જબરદસ્તીથી આપણને પોતાના ઘરમાંજ રાખવા ઇચ્છે છે. એટલે સ્વર્ગમાં ને મોક્ષમાંજ રાખવા ઇચ્છે છે. પણ આપણે એવા અભાગિયા છીએ કે દુનિયાદારીનાં તુચ્છ સુખો સારૂ સ્વર્ગ છોડી દેવા તૈયાર થઇએ છીએ. તેથી લાચાર થઇને પ્રભુ આપણને દુઃખ આપે છે. એટલે જેમ પાંખ કાપેલું પક્ષી ઘરમાંથી ઉડી જઇ શકે નહિ, તેમજ દુઃખને લીધે આપણે પણ પ્રભુના રસ્તમાંથી બહાર નીકળી શકતા નથી. માટે આજથી સમજી રાખજો કે, દુઃખ એ દુઃખ નથી પણ દુઃખ એ પ્રભુની કૃપા છે. દુઃખ એ પાપથી બચવાનો ઉપાય છે. દુઃખ એ સંસારસમુદ્ર તરવાની સલામત મનવાર છે.

## ૩૫–જનાવરો પણ ધણીની આજ્ઞા પાળે છે, તો મનુષ્યે પ્રભુઇચ્છાને આધીન ન થવું એ કેટલું ખરાબ ?

આપણે પ્રભુની ઇચ્છાને આધીન થવું જોઇએ; કારણ કે તે આપણો ધણી છે. તેણે આપણને સર્વ પ્રકારનું સુખ આપેલું છે, તેની અનંત દયા છે. જે પ્રભુની આજ્ઞા નથી પાળતો, જે પ્રભુના સ્વરૂપને જાણવા નથી ઇચ્છતો, તે પશુઓ કરતાં પણ ઉતરતો છે; કારણ કે આપણે જોઇએ છીએ કે, કટકા રોટલા સારૂ કુતરો તેના ધણી તરફ કેટલો બધો નીમકહલાલ રહે છે. વાંદરો મદારીની કેટલી બધી આજ્ઞા પાળે છે ? અને ગાય પોતાના ગોવાળ ઉપર કેટલું બધું હેત રાખે છે ? માત્ર જરાક જેટલા ફાયદા સારૂ પશુઓ પણ પોતાના ધણી માટે એટલું બધું કરે છે, ત્યારે વિચાર તો કરો કે આપણે તો જનાવરો કરતાં હજારો દરજ્જે ચઢિયાતા છીએ, અને જાનવરોના ધણી કરતાં આપણો ધણી પ્રભુ અનંતગણો સમર્થ છે, તોપણ આપણે તે દયાળુ પ્રભુને જાણવા જીગરથી ઇચ્છતા નથી, ને તેની સહેલામાં સહેલી આજ્ઞાઓ પણ પાળતા નથી,એ શું પશુઓ કરતાં પણ ઉતરતાપણું નથી ? ઝેરી નાગ પણ પોતાના પાળનાર વાદીને આધીન રહે છે, ત્યારે શું આપણે સાપ કરતાં પણ બૂરા છીએ કે પ્રભુની ઇચ્છાને આધીન ન રહીએ ? જુવો, તમારૂં મન પોતાની ભૂલ કબૂલ કરે છે, અને તમારૂં અંતઃકરણ કહે છે કે, આજથી પ્રભુની ઇચ્છાને આધીન થવાનો ઠરાવ કરો. તમારા એ ઠરાવમાં બળ આવવા માટે નિખાલસ દિલથી પ્રભુની પ્રાર્થના કરો, અને પ્રેમપૂર્વક માગો

કે તારી ઇચ્છાને આધીન થવાનું બળ આપ. કૃપાભિલાષિઓ ! જુઓ તો ખરા કે થોડા દિવસમાં શું ચમત્કાર થાય છે ? તમારા ઉપર ઇશ્વરની દયા કેટલી બધી ઉતરે છે, ને તમે કેવા બદલાઈ જાઓ છો, તે જુઓ તો ખરા. એ સ્વાદ તો ચાખો. એની આગળ દુનિયાદારીના વિષયના સર્વે આનંદ તુચ્છ છે.

## ૩૬–વ્યભિચારિણી સ્ત્રી કરતાં પણ પ્રભુ તરફ નિમકહરામ રહેનાર વધારે ખરાબ છે.

જે સ્ત્રી પોતાના ધણીથી સૌભાગ્ય મેળવે છે, ધણીના પૈસાથી મોજશોખ કરે છે, ધણીનાં લુગડાં ઘરેણાં વાપરે છે, ધણીની સાથે ઇશ્વરના સોગન ખાઇને પવિત્ર રહેવા માટે લગ્ન વખતે બંધાએલી છે,અને જેને ધણીએ પોતાના સુખની ભાગીદાર બનાવી છે, જેની ઉપર ધણીએ વિશ્વાસ મૂકેલો છે, જેને ધણીએ પોતાનું હૃદય આપેલું છે, અને જેના સુખને માટે ધણી હજારો જાતની જંજાળ ઉઠાવે છે, તે સ્ત્રી ધણીને છોડી જો વ્યભિચાર કરે તો તેને કેટલી બધી નીચ સમજવી ? અને તેને કેવી સખ્ત શિક્ષા થવી જોઇએ ? શાસ્ત્રો કહે છે કે એવી નીચ સ્ત્રીઓને ચૌટા વચ્ચે નાગી ઉભી રાખી સૌ લોકોના દેખતાં શિકારી કુતરાઓ પાસે તેને ફાડી ખવરાવવી જોઇએ. પોતાના મનુષ્ય ધણીથી બેવફા થાય–નિમકહરામ થાય, તે સ્ત્રીને જ્યારે આટલી બધી શિક્ષા થાય છે, ત્યારે આપણે કે જે આપણા મહાન ધણી પ્રભુથી વિમુખ થઇએ છીએ, તેને કેટલી બધી સખ્ત શિક્ષા થશે, એ વિચારી તો જુઓ ! એ વખતે આપણી પાસે આપણા બચાવનું બીજું શું સાધન છે? ભાઇઓ ! પ્રભુના નામસ્મરણ વિના બીજું એકે સાધન ત્યાં કામ આવવાનું નથી, માટે પૂરો પ્રેમ આણીને પ્રભુનું સ્મરણ કરો. પ્રભુની ભક્તિ કરો.

## ૩૭–ધણીને નિમકહરામ થનારા નોકર કરતાં પણ પ્રભુના ગુણ ન માને તે વધારે ધિક્કારવા યોગ્ય છે.

કોઇ નોકર પોતાના ધણીનો પગાર ખાઇને જો તે ધણીના દુશ્મન સાથે મળી જાય તો તે કેટલો બધો ખરાબ ? લોકોમાં તેની કેટલી બધી આબરૂ જાય ? અને સરકારી કાયદા પ્રમાણે તે કેવો ગુન્હેગાર થાય ? આપણે બધા તેને કેવો ધિક્કારીએ ?

આપણે એવા માણસને ધિક્કારીએ છીએ, પણ આપણા અંતરને તો પૂછી જુઓ કે આપણે આપણા ધણી પ્રભુની તરફ કેમ વર્તીએ છીએ ? આપણે તેની કેટલી આજ્ઞાઓ પાળી છે ? શું આ પાપ તમારા અંતઃકરણમાં જ્યારે ત્યારે નથી ડંખતું ? અને તોપણ એ પાપને માટે ઈશ્વર ઉપર પ્રેમ આણીને ખરો પશ્ચાત્તાપ તમે કદિ પણ કર્યો છે કે ? ભાઇઓ ! થએલાં પાપ છૂટવા માટે અને નવાં પાપ નહિ થવા માટે શુદ્ધ અંતઃકરણથી—હૃદયના ઉમળકાથી પશ્ચાત્તાપ કરો. પ્રભુ દયાળુ છે. તમારો પશ્ચાત્તાપ ખરેખરો હશે તો પાપ કપાઈ જતાં વાર લાગવાની નથી; કારણ કે પાપ કરનાર તો આપણે અલ્પજ્ઞ મનુષ્ય છીએ, પણ કૃપા કરનાર તો સર્વજ્ઞ પ્રભુ છે, એટલે પ્રભુની કૃપાની આગળ પાપની શું બિસાત છે ? પણ સુદ્દાની વાત એટલીજ છે કે કરવું જોઈએ. કર્યા વિના કાંઈ થાય નહિ. કરવાનું બીજું કાંઇ નથી, માત્ર એટલુંજ કે અને તો પોતાના ભાઇબંધોને કોઇને કોઈ રસ્તે મદદ કરવી, અને પ્રભુનું નામસ્મરણ કરવું, એ સૌ સાધનોનું પણ સાધન છે. માટે સૂતાં, ઉઠતાં, બેસતાં, હરતાં, ફરતાં, ખાતાં, પીતાં અને કામકાજ કરતાં પણ પ્રભુનું નામ સ્મરણ કરો. પ્રભુનું નામ એ અગ્નિ છે, ને પાપ લાકડાં છે. અગ્નિ જરાક હોય તોપણ લાકડાંને બાળી નાખવાં તેને મુશ્કેલ નથી. માટે ભાઇઓ ! નામસ્મરણ કરો.

---

## ૩૮—માબાપની સામે થનાર છોકરાને આપણે હરામખોર કહીએ છીએ, પણ આપણે આપણા પ્રભુની તરફ કેમ વર્તીએ છીએ ?

જે છોકરાંઓએ માબાપથી જન્મ મેળવ્યો, માબાપથી પોષણ મેળવ્યું, માબાપથી કેળવણી મેળવી, માબાપથી ધન—દોલત મેળવી, માબાપથી આબરૂ મેળવી, અને માબાપની મદદથી ઐરાંછોકરાંવાળા થયા, તે છોકરાંઓ માબાપના અનંત ગુણ વિસરી જઇને માબાપથી વિરુદ્ધ ચાલે તો એ કેટલું બધું ખરાબ ? એવી નાલાયક ચાલ માટે સૌ લોકો તેને કેટલાં બધાં ધિક્કારે ? માબાપના નિસાસા તેનું કેટલું બધું બૂરૂં કરે ? માબાપના લાખો ઉપકારોને બદલો એવો હોય કે ? આ કેટલું મોટું પાપ? આખી દુનિયાનાં ધર્મશાસ્ત્રો કહે છે કે, આવાં હરામખોર છોકરાંઓને

માટે તો જાણે નરક છેજ, પણ ત્યારે આપણે માટે શું ? કારણ કે આપણે આપણા પિતા પ્રભુ ઉપર કયાં પ્રેમ રાખી શકીએ છીએ ? આપણે તેની ઈચ્છાને આધીન થવા માટે શું શું કર્યું છે? તેની મહત્તા, તેનું સ્વરૂપ સમજવા માટે આપણે ક્યાં ધ્યાન આપ્યું છે ? માત્ર બીજાઓને ખરાબ કહેવું એજ આપણને આવડે છે, પણ આપણી પહાડ જેવી ખામીઓ પણ આપણે કયાં જોઈ શકીએ છીએ ? માબાપની આજ્ઞા નહિ પાળનાર છોકરાંઓને આપણે હરામખોર કહીએ છીએ, પણ આપણું ઘર તો તપાસો. આપણા હૃદયને તો પૂછી જુઓ ? આપણે આપણા પિતા પ્રભુ તરફ કેમ વર્તીએ છીએ. તે તો વિચારી જુઓ. પ્રભુ આપણી પાસેથી માત્ર એકજ ચીજ–સદાચાર માગે છે. બીજું તે કાંઈ પણ માગ તો નથી. દુનિયા ને સ્વર્ગનાં સર્વ સુખો ને સર્વ વૈભવો તેણે આપણે માટે રાખેલા છે. તેને માટે તો માત્ર સદાચાર; પણ સદાચાર સેંકડો પ્રકારના છે, અને તે એક એકને પકડવા જતાં તો કેટલાએ જન્મો ચાલ્યા જાય તોપણ આરો આવે નહિ. તેને માટે સહેલા માં સહેલો ને સસ્તામાં સસ્તો માત્ર એકજ ઉપાય છે, અને તે એજ કે પ્રભુનું નામસ્મરણ. નામસ્મરણમાં સર્વ સદાચારનો સમાવેશ થઈ જાય છે. માટે પ્રભુનું નામસ્મરણ કરો નામમાં અનંતગણું બળ છે અને તે પ્રભુને વ્હાલું છે. પ્રભુએ પણ કહેલું છે કે, '**यज्ञानां जपयज्ञोऽस्मि** '। અર્થઃ–સર્વ યજ્ઞોમાં જપયજ્ઞ તે હું છું. માટે ભાઈઓ ! પ્રભુનું નામસ્મરણ કરો; નામસ્મરણ કરો.

## ૩૯–છાશથી જેમ માખણ જૂદું છે, તેમ ભક્ત જગતથી જૂદા છે.

ભાઈઓ ! ભક્ત કાંઇ જગતથી જૂદા હોતા નથી. જગતમાં-જ ભક્ત હોય છે, અને તોપણ તે જગતથી ન્યારાજ રહે છે. જેમ દૂધમાંથી દહીં, દહીંમાંથી છાશ, ને છાશમાંથીજ માખણ થાય છે; પણ માખણ થઈ ગયા પછી પાછું તે છાશમાં મળી શકતું નથી; એટલુંજ નહિ પણ છાશમાં રહ્યા છતાં છાશથી જૂદું રહે છે, તેમ ભક્ત જગતમાં રહેવા છતાં છાશ માખણની પેઠે માયાથી જૂદા રહે છે, પણ માયામાં મળી જતા નથી. ગીતામાં પણ શ્રીભગવાને કહેલું છે કેઃ–

જ્ઞાનીઓ ને અજ્ઞાનીઓમાં એજ ફેર છે કે, અજ્ઞાનીઓ

દરેક કર્મ પોતાને માટેજ અતિ આસકિતથી ને અહંભાવથી કરે છે, અને જ્ઞાનીઓ અહંભાવ છોડીને દરેક કામ જગતના હિતને અર્થે તથા ઈશ્વરાર્પણ કરે છે. ભકતમાં ને વ્યાવહારિક લોકોમાં એજ ભેદ છે.

## ૪૦–સ્વર્ગમાં બધાએ છે; માત્ર આળસુઓ નથી.

એક માણસે કોઇ મહાત્માને પૂછયું કે સ્વર્ગમાં કેવાં કેવાં માણસો છે ? ત્યારે તે મહાત્માએ કહ્યું કે, સ્વર્ગમાં ભલાં માણસો છે તેમજ બૂરાં માણસો પણ છે. ત્યાં ચોર છે, લુચ્ચાઓ છે, વ્યભિચારીઓ છે, ક્રોધી છે, લોભી છે, નિંદાખોરો છે, લૂટારાઓ છે, લાંચીઆઓ છે, હત્યારાઓ છે, જૂઠું બોલનારાઓ છે, અને બીજા ઘણાએ અપરાધીઓ સ્વર્ગમાં છે. પેલા માણસે પૂછયું કે, તેઓ સ્વર્ગમાં કેમ આવી શકયા ? મહાત્માએ કહ્યું કે, હરિને શરણે જવાથી તેઓનાં પાપ હરાઇ ગયાં, તેથી તેઓ સ્વર્ગમાં આવી શકયા છે. પેલા માણસે પૂછયું, આવા પાપીઓ પણ શુદ્ધ થઈને સ્વર્ગમાં આવી શકે છે ત્યારે સ્વર્ગમાં ન આવી શકે એવું કોણ છે ? મહાત્માએ કહ્યું કે સ્વર્ગમાં સર્વ આવી શકે છે, માત્ર આળસુઓ ત્યાં આવી શકતા નથી. આળસુઓ ભલા હોય તોપણ સ્વર્ગના અધિકારી નથી; કારણ કે, તેઓ દરરોજ સાંભળે છે પણ પોતાનાં આળસથી કાંઇ કરી શકતા નથી, અને બીજાઓએ ભલે પૂર્વાવસ્થામાં કદાચ પાપ કર્યાં હોય, તોપણ હરિના ચરણનું શરણ ધરવાથી તેઓનાં સર્વ પાપ કપાઈ જાય છે, અને તે સ્વર્ગમાં જાય છે. માટે ભાઇઓ ! આળસ તજીને ઈશ્વરભજન કરો.

## ૪૧–માયા આપણને પકડતી નથી પણ આપણેજ માયાને પકડી રાખીએ છીએ.

સાંકડા મોંના ઘડામાં ચણા ભરેલા હતા. તે લેવા સારૂ વાંદરાએ તેમાં હાથ ઘાલી ચણાની મુઠી ભરી. એ પછી તે હાથ ખેંચવા લાગ્યો, પણ મુઠી મોટી ને ઘડાનું મોં સાંકડું હોવાથી તેમાંથી હાથ નીકળે નહિ. એથી વાંદરાને એમ લાગ્યું કે ઘડાની અંદરથી કોઈએ મારો હાથ પકડી રાખ્યો છે. તેથી તે બહુ જોર કરવા લાગ્યો, અને રોઈને બીજા વાંદરાઓને કહેવા લાગ્યો કે, મારો

હાથ આ ઘડામાંથી કોઈ કાઢો રે કાઢો, પણ બીજા કોઇથી કાંઇ થઇ શક્યું નહિ. એટલામાં તે વાંદરાના ઉસ્તાદ મદારીએ આવી. ને તે વાંદરાને સમજાવ્યો કે, મુઠી ઉઘાડી નાખ, એટલે હાથ નીકળી જશે. તેણે મુઠી ખોલી, એટલે તરતજ તે છુટો થયો.

આવીજ રીતે માયા આપણને પકડતી નથી, પણ આપણે જાૂઠી માયાને પકડી રાખીએ છીએ ને તેથીજ હેરાન થઇએ છીએ. માટે માયાથી દરેક રીતે બચવું જોઇએ. માયાને છોડવી એટલે કાંઇ ઘરબાર છોડીને જંગલમાં ચાલ્યા જવું એમ નથી, પણ માયાને છોડવી એનો અર્થ એટલોજ કે,

સંસારસું સરસા રહે, ને મન મારી પાસ;
સંસારમાં લુબ્ધ નહિ, તે જાણુ મારો દાસ;
અર્જુન સુણો ગીતા સાર, પાંડવ માનજો નિર્ધાર.

## ૪૨–આવતી કાલનો ભરૂંસો નથી, માટે પણ ધર્મના કામમાં ઉતાવળ કરો.

એક મંદિરમાં કોઈ વ્યાસ કથા વાચતો હતો, તેમાં એવી વાત આવી કે, માયા મિથ્યા છે, દેહ ક્ષણભંગુર છે, કાળચક્ર સદાય ફર્યાજ કરે છે, માટે જે કામ કરવું હોય તે આજેજ કરી લેવું. કાલ ઉપર રાખવું નહિ, કારણ કે કાલનો ભરૂંસો શું ? કાલ કોણે દીઠી છે ?

એ વાત એક છોકરાએ સાંભળી, ને તે પછી તે પોતાને ઘેરે ગયો. એ છોકરાનો બાપ તે છોકરાને સારૂ વારંવાર કાંઈ સારૂં સારૂં ખાવાનું લઈ આવતો, તેમાંથી જરૂર જેટલું છોકરાને આપતો, અને બાકીનું તે છોકરા માટે બીજા દિવસ સારૂ રાખી મૂકતો. છોકરો કથા સાંભળીને આવ્યો તે દહાડે પણ તેનો બાપ કાંઇ સારૂં સારૂં ખાવાનું લાવ્યો હતો. તેમાંથી તેણે થોડું છોકરાને આપ્યું, અને વધારાનું બીજા દિવસ સારૂ રાખી મૂકવા લાગ્યો. ત્યારે છોકરાએ કહ્યું કે, બાપા! આજ તો બધું ખાવાનું મને આપી દો. બાપે પૂછ્યું કે કેમ ? આજે શું છે ? છોકરાએ કહ્યું કે, આજે કથામાં એમ આવ્યું કે, માયા મિથ્યા છે, ને કાલનો ભરૂંસો નથી; માટે કાલ કરવાનું કામ આજેજ કરી લેવું. એથી મેં પણ વિચાર કર્યો છે કે કાલ ખાવાની મીઠાઈ આજેજ ખાઇ લઉં; કાલની કોને ખબર છે ?

ભાઇઓ ! આપણે પણ ઘણી વખત આપણાં શાસ્રોના અર્થ ઉપલા છોકરાના જેવાજ કરીએ છીએ. કથા વાંચનારનો કહેવાનો હેતુ એમ હતો કે, માયા મિથ્યા છે માટે જેમ બચાય તેમ બચવું ને સારાં કામો જલદી કરવાં. એજ વચનનો માયાવાદીઓ ઉલટો અર્થ કરે છે. એવી રીતે કે કાલનો ભરૂંસો નથી માટે આજેજ મોજમજા કરી લઇએ. જગતના મિથ્યાપણાને એવા અર્થમાં વાપરવું જોઇએ નહિ. ઇશ્વરને જાણવાની પ્રબળ ઇચ્છા માયાને મિથ્યા માનવાથીજ થઇ શકે છે. જ્યાંસુધી માયાની જાળમાં વધારે ને વધારે ગુંચવાતા જઇએ, ત્યાંસુધી ઇશ્વરનું સ્વરૂપ સમજી શકાય નહિ. માટે ઇશ્વરને જાણવા સારૂ માયાને મિથ્યા કહેલી છે. કાલનો ભરૂંસો નથી માટે માયાને આજેજ ભોગવી લેવી, એવો ટુંકો સ્વાર્થી ને મલિન વિકારોને વધારનારો અર્થ કદિ પણ ન કરવો જોઇએ.

## ૪૩–કોઇ ભીખારી દાતાનેજ લૂંટે, તેમ ઇશ્વિરે આપેલી શક્તિઓને તેનીજ સામે આપણે વાપરીએ છીએ.

કોઈ ગરીબ ભીખારી એક બહુ સારા માણસ પાસે ભીખ માગવા લાગ્યો, તેથી તે ભલા માણસે દયા કરીને તે ભીખારીને એક રૂપિયો આપ્યો. તે લઇને પેલો ભીખારી પોતાના જેવાજ બીજા લુચ્ચાઓને મળી ગયો, અને તેઓને કહ્યું કે, આ માણસ પાસે બહુ પૈસા છે, માટે ચાલો, આપણે તેને લૂંટી લઇએ. ભાઇઓ ! એ ભીખારીની નીચતા કેટલી બધી ? જેણે કૃપા કરીને તેને રૂપિયો આપ્યો, તેનેજ લૂંટી લેવા તે તૈયાર થયો.

એ ભીખારી બીજો કોઇજ નહિ પણ આપણે પોતેજ છીએ. આપણે જ્યારે બહુ બહુ પ્રાર્થના કરી છે, હજારો વખત પ્રભુ પાસે વિનયથી ભિક્ષા માગી છે ત્યારે કૃપા કરીને તેણે આ મનુષ્ય અવતાર આપેલો છે; પણ તેની આપણે કયાં સાર્થકતા કરી શકીએ છીએ ? ઉલટો ઇશ્વરી શક્તિનો ખરાબ ઉપયોગ કરીએ છીએ. કૃપા કરીને ઇશ્વરે જેઓને રૂપ આપ્યું છે તેઓ વ્યભિચારી થાય છે. જેને બળ આપ્યું છે તે બીજાઓ ઉપર જુલમ ગુજારે છે, જેઓને ગુણ આપ્યા છે તેઓ એકલપેટા થાય છે, જેઓને જ્ઞાન આપ્યું છે તેઓ બીજાઓને ગણકારતા નથી. જેઓને સત્તા આપી છે તેઓ અભિમાની થાય છે. જેઓને પૈસા આપ્યા છે તેઓ પો-

તાની નીચ ઇચ્છાઓને પોષવામાંજ મજે માને છે જેઓને ત્યાગી બનાવ્યા છે તેઓ ક્રોધીજ હોય છે, અને જેઓને પ્રભુએ પોતાના મંદિરના રખેવાળ (ગુરુ) બનાવેલા છે તેઓ પ્રભુનો દરવાજોજ બંધ કરે છે. આવી રીતે પેલા ભીખારીની પેઠે આપણે આપણા દાતા પ્રભુનેજ લૂંટવાનુંજ કરીએ છીએ, એનુંજ નામ પાપ છે, અને ઇશ્વરી બક્ષીસનો સારામાં સારો ઉપયોગ કરવો તેનું નામ પુણ્ય છે.

## ૪૪–સર્વ સુખોના દાતા પ્રભુનાજ હુકમો આપણે માનતા નથી તેથી આપણું શું થશે એ તો વિચારો

એક હરણની પાછળ શિકારી લાગ્યો એટલે તે હરણ બહુ ઝડપથી દોડીને ઝાડીમાં છુપાઇ ગયું. શિકારી તેની પાછળ પાછળ ગયો, પણ બહુ ઘાટી ઝાડીને લીધે હરણ દેખાયું નહિ. તેથી શિકારી ત્યાં હરણની વાટ જોતો બેઠો રહ્યો. હરણ જે ઝાડની ઓથમાં, જે પાંદડાંના ગુચ્છાઓમાં છુપાઈ રહ્યું હતું તેજ પાંદડાં ખાવા લાગ્યું. થોડા વખતમાં એ પાંદડાં ખવાઇ રહ્યાં, ને હરણનું મોં ખુલ્લું થઇ ગયું. તેથી ત્યાં આજુબાજુમાં ફરતા પેલા શિકારીએ તેને દીઠું એટલે તે હરણ પાસે આવ્યો ને બોલ્યો કે હવે તું ભાગીને કયાં જઇશ ? એ વખતે હરણે કહ્યું કે, હવે મને માર. હું મરવાને યોગ્ય છું, કારણ કે જે ઝાડીએ મદદ આપીને મને બચાવ્યું તેનેજ હું ખાઈ જવા લાગ્યું, ને તેનોજ નાશ કરવા લાગ્યું, માટે હું મરવાને યોગ્ય છું.

આપણું પણ આવુંજ છે હો. પ્રભુ આપણને મદદ કરે છે, પ્રભુ આપણને બચાવે છે, અને તોપણ આપણે તેની સામે થઇએ છીએ. આપણે તેની આજ્ઞા માનતા નથી, માટે આપણા પણ તે હરણના જેવા હાલ થાય તો તેમાં કાંઈ અજબ જેવું નથી. માટે ભાઇઓ ! ચેતો, ચેતો.

## ૪૫–ફળ નહિ આપનારા ઝાડને બાળી કાપી નાખે છે તેવાજ હાલ ભગવદ્દઇચ્છાને આધીન નહિ થનાર આપણા પણ થવાના.

એક બગીચામાં ઘણાંએ ઝાડો છે. તે સૌને માળી પાણી પાય

છે, ખાતર પૂરે છે, તેનો રસ ચુસી જાય તેવાં તેની પાસેનાં નકામાં મૂળિયાંને ખોદી નાખે છે, અને તેની દરેક રીતે બહુ તજવીજ રાખે છે, એવી આશાથી કે તે ફળ આપશે. ઘણાં વરસો સુધી માળીએ એ પ્રમાણે ઝાડની તજવીજ રાખી પણ અંતે મુદત વીતી ગયા છતાં પણ જે ઝાડ ફળ્યું નહિ, તેને છેવટ દિલગીર થઇને માળીએ કાપી નાખ્યું. એ કાપતાં પણ માળીને દિલગીરી લાગી, પણ બીજો ઉપાય નહોતો; એટલે લાચારીથી તેને તે કાપવું પડયું તેણે ખાતરપાણી આપવામાં અને ફળ માટે ધીરજથી વાટ જોવામાં કાંઈ ખામી રાખી નહિ, પણ અંતે જ્યારે ઝાડ નજ ફળ્યું ત્યારે માળીએ તેને કાપી નાખ્યું ને બાળી દીધું.

આપણે પણ જો ન સમજીએ તો અંતે એવાજ હાલ છે. ઈશ્વર આપણો માળી છે. તે આપણને ભરણપોષણ આપે છે, આપણને દુઃખદરદોથી બચાવે છે, ને ભક્તિરૂપી ફળની આશા રાખે છે. એટલુંજ નહિ પણ તે માટે ધીરજથી વાટ જુએ છે; પણ આપણે જો પ્રભુનાં નામને યાદ કરશું નહિ, પ્રભુની દયાને સમજશું નહિ, પ્રભુના કાયદાને પાળશું નહિ, અને પ્રભુની ઈચ્છાને માન આપશું નહિ, તો આપણો પણ પેલા ઝાડની પેઠે નાશ થશે.

## ૪૬–સર્વ વસ્તુઓ પ્રભુનો હુકમ માને છે, માત્ર માણસોજ માનતાં નથી !

પ્રભુ કહે છે કે, મેં નદીઓને કહ્યું કે, તમે વહ્યા કરો. સમુદ્રને કહ્યું કે, તમારામાં ભરતીઓટ થયા કરો ને મર્યાદામાં રહો. સૂર્યને કહ્યું કે, તમે પ્રકાશ આપ્યા કરો, ઝાડને કહ્યું કે તમે છાયા આપ્યા કરો, ફૂલને કહ્યું કે, તમે ખુબસુરતી વધાર્યા કરો ને ખુબ સુગંધી કરો, તારાઓને કહ્યું કે તમે આકાશમાં ફર્યા કરો, વરસાદને કહ્યું કે, તમે મારા હુકમ પ્રમાણે વરસ્યા કરો, પહાડોને કહ્યું કે તમે સ્થિર રહો, પવનને કહ્યું કે તું પ્રસરતો રહે, અને અગ્નિને કહ્યું કે, તું ગરમી આપતો રહે. તે સર્વ એ પ્રમાણે કરે છે. દુનિયાની દરેક ચીજો મારો હુકમ માને છે, પણ માણસને મેં કહ્યું કે, તું મારી તરફ જો; અને તેણે કહ્યું કે હું તારો હુકમ નહિ માનું ! જેમ એક માતેલો નવો ખુંટિયો (બળદ) પોતાની કાંધ ઉપર ધુંસરી મૂકવા દેવા ઈચ્છતો નથી ને વારંવાર બળ કરીને ધુંસરી નીચેથી નીકળી જાય છે, તેમ માણસ પણ

પ્રભુની આજ્ઞા પાળવામાં એમ કરે છે; પણ પેલા ખુંટિયાની પેઠે તેને ખબર નથી કે, વારંવાર લુચ્ચાઇ કરી ધુંસરી નહિ ઉપાડશે તો તેનેજ નાશ થશે ને ધુંસરી ઉપાડશે તો તેનું સારી રીતે રક્ષણ થશે, ને તેને રાતબ ખાવા મળશે; કારણ કે ઈશ્વરી આજ્ઞા પાળવામાં દુઃખ નથી, પણ આનંદ છે, એ કદી પણ ભૂલવું જોઇએ નહિ.

માણસો પોતે પોતાને દુનિયાની સર્વ વસ્તુ કરતાં બહુ ઉત્તમ સમજે છે, પણ એમ સમજતાં નથી કે, એ ઉત્તમતા ઇશ્વરી માર્ગમાં રહીને–ઇશ્વરને જાણીએ તોજ છે, નહિ તો દુનિયાની બીજી સર્વ વસ્તુઓ કરતાં આપણે ઉતરતાં છીએ; કારણ કે દરેક ચીજો ઈશ્વરનો હુકમ પાળે છે, ને ઈશ્વરનો મહિમા બતાવતી રહેલી છે, પણ આપણે ઇશ્વરની આજ્ઞાઓનો આપણા નજીવા સ્વાર્થને ખાતર ભંગ કરીએ છીએ, અને ઇશ્વરે કૃપા કરીને આપેલી અમૂલ્ય જીંદગી, કિંમતી તકો, તથા જ્ઞાનશક્તિનો ગેરઉપયોગ કરીએ છીએ, એ આપણું સૌ કરતાં ઉતરતાપણું છે. માટે એવું ઉતરતાપણું ન થવા સારૂ પ્રાર્થના કરો કે, હે પ્રભો ! અમોને તારી ભક્તિ કરવાનું અને તારી ઇચ્છાને તાબે થવાનું બળ આપ.

## ૪૭– એકાંતમાં પણ ઈશ્વર છે એમ સમજવાથી ખોટાંથી બચાય છે.

એક મહેતાજીએ છોકરાઓને કહ્યું કે, ઇશ્વર સર્વવ્યાપક છે, તે સર્વત્ર છે, તે આકાશમાં છે, પાતાળમાં છે, ઉચે છે, નીચે છે, સમુદ્રમાં છે, પૃથ્વીમાં છે, ઝાડમાં છે, પાનમાં છે, પાહડમાં છે, તારામાં છે, પાણીમાં છે, પવનમાં છે, અને આપણા મનમાં પણ છે, તેના વિના કોઈ જગ્યા ખાલી નથી. જ્યાં બીજું કોઇ ન હોય ત્યાં પણ તે છે. મહેતાજીની એ શિખામણ એક ખેડુતના છોકરાએ ધ્યાનથી સાંભળી. એ છોકરાનો બાપ બીજા પાડોશિયોના ખેતરમાંથી ડુંડાં ચોરી લેતો હતો. એક દિવસ તે ખેડુતે પોતાના છોકરાને કહ્યું કે, હું આ બાજુના ખેતરમાંથી ડુંડાં કાપું છું; તું કોઈ આવે જાય તેની નજર રાખ. થોડીવાર પછી તે ખેડુતે ધાસ્તી અને અધીરતાથી છોકરાને પૂછયું કે, જો, કોઇ આવતું તો નથી ?

તે છોકરાએ કહ્યું, નહિ બાપા! આપણા બે વિના બીજું કોઈ અહીં દેખાતું નથી, પણ મેહેતાજીએ મને શીખવ્યું છે કે:—

દોહરા

આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ;
શ્વાસશ્વાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ. ૧
ભોંયમાં પેસી ભોંય રે, કરિયે કાંઈ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત; ૨
ખાલી જગ્યા ખોળિયે, કણી મૂકવા કામ,
ક્યાંએ જગકર્તા વિના, ઠાલું ન મળે ઠામ. ૩

છોકરાના મુખમાંથી આ કવિતા સાંભળી તે ખેડુતના હાથમાંથી દાતરડું પડી ગયું, અને તે દિવસથી તેણે ચોરી કરવાનું કામ છોડી દીધું; કારણ કે જેઓ ઇશ્વરનું સર્વવ્યાપકપણું બરોબર રીતે સમજીને અનુભવી શકે છે, તેઓ એકાંતમાં પણ કેમ ખોટું કામ કરી શકે? આપણને એકાંત લાગે છે ત્યાં પણ ઇશ્વર તો છેજ, એ ભૂલી જવું જોઈતું નથી

## ૪૮—રાજાની સામે નોકરથી ખરાબ કામ થાય નહિ.

જેઓ ઇશ્વરને સર્વવ્યાપક સમજે છે તેઓ એકાંતમાં પણ ખોટું કામ કરી શકે નહિ; કારણ કે એકાંતમાં પણ ઇશ્વર તો આપણી પાસે–આપણી સામે–આપણી આજુબાજુ–આપણી સાથે અને આપણામાંજ હોય છે, એટલે જેમ નિશાળિયો મહેતાજીની સામે, છોકરાંઓ માબાપની સામે, સ્ત્રી પોતાના ધણી સામે, નોકર પોતાના શેઠની સામે, અને સિપાઈ પોતાના રાજાની હજુરમાં ખોટું કામ કરી શકે નહિ, તેમજ જેઓ ઈશ્વરને સર્વવ્યાપક સમજે છે, તેવા ભક્તો પણ ઈશ્વરની સામે ખરાબ કામ કે બૂરા વિચાર કરી શકે નહિ, કારણ કે ઇશ્વર સર્વત્ર છે એમ તેઓ માત્ર બોલવાથી નહિ પણ હૃદયથી અનુભવતા હોય છે. માટે પાપથી છુટવા સારૂ આપણે સૌ ભાઈઓએ ઈશ્વરના સર્વવ્યાપીપણાનો અનુભવ વધારવો જોઈએ.

## ૪૯–મહેતાજીએ છોકરાને પૂછયું ઇશ્વર કયાં છે? છોકરાએ કહ્યું ઇશ્વર કયાં નથી?

ઇશ્વરનું સર્વવ્યાપકપણું સમજાવતે સમજાવતે પરીક્ષા લેવા માટે મહેતાજીએ છોકરાઓને પૂછયું કે ઇશ્વર કયાં છે? તે કહે તેને એક નારંગી ઇનામ આપું. ત્યારે એક છોકરાએ જવાબ આપ્યો કે ઇશ્વર કયાં નથી તે કહે તેને હું બે નારંગી ઇનામ આપું. મતલબ કે ઇશ્વર સર્વત્ર છે. માટે કોઇ પણ જગ્યાએ–એકાંતમાં પણ કદિ પાપ કરવું નહિ જોઇએ. ઇશ્વરનું સર્વવ્યાપકપણું સમજવું તે પાપથી બચવા માટે છે. માત્ર મોઢે વાતો કરવા માટે નથી. એ સર્વવ્યાપકપણું જાણવાથી એમ સમજાઇ જાય છે કે, માછલાં જેમ પાણીમાં રહે છે, પક્ષીઓ જેમ હવામાં ઘેરાએલાં રહે છે, અને માળામાં જેમ ફુલ પરોવાયેલાં રહે છે, તેમ આપણે ઇશ્વરમાં અને ઇશ્વર આપણામાં રહેલો છે. પ્રભુએ પણ ગીતામાં કહેલું છે કેઃ—

**मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय ।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥** (ગી૦ અ૦ ૭ શ્લો૦ ૭)

**અર્થ**:–હે અર્જુન! મારા સિવાય બીજું કોઇ પણ સત્ય નથી. જેમ એક દોરામાં ઘણાએ મણિઓ પરોવાએલા હોય છે, તેમ મારામાં આ સર્વ જગત્ પરોવાએલું છે.

વળી પણ પ્રભુએ કહેલું છે કેઃ—

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥** (અ૦ ૬–શ્લો૦ ૩૦)

**અર્થ**:–જે સર્વમાં મને દેખે છે, અને સર્વને મારામાં દેખે છે તેને હું દૂર નથી અને તે મારાથી દૂર નથી.

---

## ૫૦–ભક્તનું બૂરૂં પ્રભુ પણ કરી શકે નહિ તો પછી થોડાંક નિંદાખોર માણસો શું કરી શકશે?

કબીરને કોઇ એક ભકતે પૂછયું કે, તારો પ્રભુ કેવો છે? ત્યારે તેણે કહ્યું કે મારો પ્રભુ સર્વશક્તિમાન્ છે. તે ગમે તે કરી શકે છે. ત્યારે પેલા બીજા ભકતે કહ્યું કે, એ ખોટી વાત. એક બાબત એવી છે કે જે તારા પ્રભુથી પણ થઇ શકે નહિ. કબીરે કહ્યું કે, મારા પ્રભુથી ન થઇ શકે એવી એકે ચીજ દુનિયામા નથી.

ત્યારે પેલા બીજા ભક્તે કહ્યું કે, પોતાના ભક્તનું બૂરૂં કરવું એ ઇશ્વરથી પણ બની શકે તેમ નથી.

આ વાત સાંભળીને કબીર હારી ગયો. તેણે કહ્યું કે તમારી વાત ખરી છે. પ્રભુ સર્વશક્તિમાન્ છે, પણ તે પોતાના ભક્તનું બૂરૂં કરવા સમર્થ નથી. આ મહાન્ ભક્તનો સંવાદ શું થોડો આશ્ચર્યકારક છે? ભક્ત ઉપર ઇશ્વરની અખૂટ દયા તો જુઓ? ભક્તિમાન્ ભાઇઓ! ભલે લોકો તમારી ચેષ્ટા કરે પણ નિરાશ થશો નહિ. પ્રભુ પોતે પણ તમારૂં બૂરૂં કરી શકતો નથી. ત્યારે બીજાઓ તમારી નિંદા કરીને શું સારૂં ફળ મેળવી શકશે? માટે ભક્તિમાં મચ્યા રહો. ભક્તિમાં મચ્યા રહો. અહીં કદાચ ભલે તમારી કિંમત ઓછી હોય, પણ ઇશ્વરના દરબારમાં તમારો હક્ક પહેલો છે ને તમારો દરજ્જો મોટો છે. જેઓ તમારી નિંદા કરે છે, તેને તમારા ઉંચા દરજ્જાની અદેખાઇ લાગે છે એમ સમજજો.એવી નિંદાથી ડરી જઈ ભક્તિ છોડી દેશો નહિ. તમારી વિરુદ્ધમાં તો કેટલાંક ખરાબ માણસોજ હશે, પણ તમારી તરફેણમાં તો ખુદ ઇશ્વર પોતે છે. પ્રભુએ પણ કહેલું છે કેઃ—

अनन्याश्चितयंतो मां ये जना: पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥(ગી. અ. ૯. શ્લો.૨૨)

અર્થઃ-જે માણસ અનન્ય ભાવથી મારૂં ચિંતન કરે છે અને મારીજ ભક્તિ કરે છે, તે સમાન ચિત્તવાળાના યોગક્ષેમને હું સાચવું છું.

પદ

ભક્તિ મહા બળવંતી રે, વહાલો વશ થઇ આવે ઘેર. (ટેક)
ભક્તિને વશ થઇને વહાલો, વસિયા ગોકુળ ગામ;
આહીરડાને લાડ લડાવ્યા, એવા સુંદર શ્યામ. ભક્તિ૦
વેદ પુરાણ પુકારે હરિનું, પતિત પાવન નામ;
એ પાંડવની સાથે રહીને, સઘળાં કીધાં કામ. ભક્તિ૦
અંબરિખને હેતે અવતરિયા, ભક્તન કે ઘેર;
રઘુનાથ કે પામ્યા કેરી, એ ભક્તિની પેર. ભક્તિ૦

## ૫૧–અહીંના કેસને માટે કેટલી બધી તજવીજ ને ખરચ? અને મુક્તિના કેસને માટે કાંઇજ નહિ!

આપણો કોઈ મોટો કેસ હાઈ કોર્ટમાં ચાલતો હોય તો

તેને માટે કેટલી બધી તજવીજ રાખવી પડે છે? કેવા સારા વકીલ બારિસ્ટર રોકવા પડે છે, કેટલું બધું ખર્ચ કરવું પડે છે, ને કેટલી બધી ફિકર રાખવી પડે છે, એ બધું શામાટે? કેસ જીતવા માટે; કારણ કે જો હારી જઇએ તો ખરચ માથે પડે, આબરૂ જાય, અને બહુ નુકસાનીમાં આવી પડીએ.

આવા એક સાધારણ કેસ સારૂ આપણને એટલું બધું કરવું પડે છે, અને એવા કેસમાં હારવાથી પણ કેટલું બધું નુકસાન થાય છે, ત્યારે વિચાર તો કરી જુઓ કે આપણો મુક્તિ મેળવવાનો કેસ કેટલો બધો મોટો છે? એ કેસ જો હારી જઇએ તો કેટલું બધું નુકસાન? આખી જીંદગી રદ થઇ જાય, અને તોપણ જુઓ તો ખરા કે એ કેસ જીતવા માટે આપણે કોઇ પણ જાતની તજવીજ કે જરા પણ ઉતાવળ કરતા નથી. આવી ભયંકર બેદરકરીનો આપણા માલેક આગળ—આપણા પવિત્ર પિતા પાસે શું જવાબ આપી શકશું તે તો વિચારો.

## ૫૨—દુનિયા તો બગડેલી છેજ, ને આપણું મન પણ જો ખરાબ રાખીએ તો કયાં આરો આવે?

એક વહાણને બહારથી પવનનું તોફાન લાગે અને અંદર તળિયામાંથી ગાબડું પડે, એ વહાણને બચવાની આશા કયાંથી? એવા વહાણમાં બેઠેલાં ઉતારૂઓનો તો નાશજ થાય. એવીજ રીતે, બહારના તોફાનની પેઠે એક તો આપણી આજુબાજુની દુનિયા બગડેલી છે અને બીજું તેમાં ગાબડાંની પેઠે જો આપણું મન પણ ખરાબ હોય તો પછી બચવાની આશા કયાંથી? જો વહાણની અંદર ગાબડું ન હોય તો બહારનાં તે ફાનની સામે ટકી શકાય, તેમજ આપણું મન જો મજબૂત ને ભક્તિમાન હોય તો બહારની દુનિયા સામે ટકી શકાય, પણ જો મનજ બગડેલું હોય તોપછી બાર વાગી જતાં વાર શું? માટે ભાઈઓ! તમારાં મનને સુધારો. મનને સુધારવું એજ સૌથી કઠિન કામ છે અને એજ સૌથી જરૂરનું છે; કારણ કે મહાત્માઓએ કહ્યું છે કેઃ—

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।**

**અર્થઃ**—માણસને બંધનનું અને મોક્ષનું કારણ મનજ છે, પ્રભુએ પણ કહેલું છે કેઃ—

बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत्॥(ગી.અ. ૬.શ્લો. ૬)

અર્થઃ-જેણે પોતાના મન (આત્મા) વડે કરીને મનને જીત્યું છે, તેનું મનજ તેનું મિત્ર છે, અને જેણે પોતાના મનને જીત્યું નથી, તેનું મનજ શત્રુ બનીને શત્રુની પેઠે વર્તે છે.

માટે મનને વશ રાખતાં શીખો, અને દુનિયાની કેટલીક બગડેલી રીતોથી બચવા યત્ન કરો.

## ૫૩–બળતા ઘરમાંથી બીજું બધું બચ્યું, પણ છોકરૂં અંદર રહી ગયું!

કોઇ એક ઘરમાં આગ લાગી, ત્યારે ઘરવાળો પોતાનો સામાન આગથી બચાવવા માટે બહાર કહાડવા લાગ્યો. **તેણે** કબાટ, ખુરસી, પેટીઓ, કપડાંનાં બંડલો, પુસ્તકો, ચિત્રો, તિજોરી, વગેરે ઘણી ચીજો બહાર કહાડી. એ પછી આગ વધી ગઈ, ને અંદર જઇ શકાય તેવું રહ્યું નહિ. ત્યારે કોઇએ પૂછયું કે, બધું આવી ગયું કે કાંઈ રહી ગયું? ત્યારે તે ઘરધણીએ કહ્યું કે સબુર કરો, હું જોઇ લઉં. પછી તેણે આગમાંથી બહાર કહાડેલા સામાન તરફ જોઇને કહ્યું કે, હાય, હાય, બધું આવી ગયું; પણ મારો નાનકડો છોકરો સુતેલો છે તે ઘોડિયું અંદર રહી ગયું! આ સાંભળી સૌ લોકો તેને ફિટકાર આપવા લાગ્યાં કે, અરે મૂર્ખા! પેટીઓ, તિજોરી ને લુગડાંનાં પોટલાં બચાવ્યાં ને પોતાના છોકરાને ભૂલી ગયો? અફસોસ, અફસોસ, તે છોકરો આગમાં બળી મુઓ.

ભાઇઓ! આપણે પણ આવીજ રીતે કરીએ છીએ. આપણા આત્મારૂપી નિર્દોષ બાળકને ભૂલી જઇએ છીએ. તેને માયાની આગમાંજ રહેવા દઈએ છીએ અને જે ચીજોની ખરી રીતે જોતાં કાંઈજ કિમ્મત નથી, એવી મોહક ચીજોને વધારવા તથા બચાવવા પાછળજ મંડી પડયા છીએ. માટે ભાઇઓ! આગ તો લાગેલી છેજ, પણ હજુ તે વધી ગઇ નથી. એટલા વખતમાં ખુરસી–કોચને છોડી તમારાં બાળકને બચાવી લો. તમારા આત્માને બચાવી લો. બચાવી લો. એની અધોગતિ ન કરો, તેનો નાશ ન કરો. યાદ રાખજો કે તમારાં ખુરસી, કોચ, પલંગ ને તિજોરીની

કિમ્મત એની પાસે એક કરોડમા ભાગની પણ નથી. હજી પણ વખત છે; તો સમજો, સમજો. વખત ગયા પછી કાંઇ નહિ થઇ શકે.

## ૫૪–લુચ્ચો છોકરો સુધરે એટલે બાપનું તે બધું તેનુંજ છે, તેમ પ્રભુના રસ્તાપર આવો એટલે તેનું બધું સુખ તમારૂંજ છે

એક છોકરો લુચ્ચાઈ કરીને પોતાના ભલા બાપના હુકમનું અપમાન કરવા લાગ્યો, અને નાફરમાન થઇ બાપને છોડી ઘર બહાર ચાલ્યો ગયો. બાપે અને બાપના દોસ્તોએ તેને ઘણી વખત અને ઘણી રીતે પ્રસંગોપાત સમજાવ્યો. પણ તે લુચ્ચો છોકરો માન્યો નહિ. એ પછી થોડા વખતમાં તે છોકરાની બહુ દુર્દશા થઈ. તે બહુ માઠી હાલતમાં આવી ગયો. જૂઠી માયાની મિથ્યા મોજશોખથી તે બહુ ભોગી–બહુ રોગી બની ગયો. ને ચીંથરેહાલ થઈ ગયો. એ પછી બહુ દુ:ખી થઇને હારીને અંતે તે પોતાના પિતાના ઘરમાં ગયો અને પોતાના અપરાધ માટે દીનતાપૂર્વક માફી માગી, ત્યારે તે દયાળુ પિતાએ કહ્યું કે, બેટા ! મારે કાંઇ તારી સાથે વેર નથી. મેં કાંઇ તુંને કહાડી મૂકયો નથી, તું તારી મેળે નીકળી ગયો છે. તું તારી ચાલ સુધાર એટલે તું મારી દોલતનો માલેક છે. તું પાપને છોડી દે એટલે હું તારોજ છું, ને તું મારોજ છે. તે પિતા તો દયાળુ છે, પણ છોકરાની ઉંધાઇ હતી.

આવીજ રીતે આપણો સમર્થ પિતા ઈશ્વર તો મહાન્ દયાળુ છે, પણ આપણેજ તેની દરકાર રાખતા નથી, ને તેને છોડી દઈએ છીએ, તેથીજ દુ:ખી થઈએ છીએ. માટે સુખ પામવાનો ખરો રસ્તો તો એજ છે કે, સર્વાત્મભાવથી પ્રભુને શરણે જવું ને ખુલ્લા દિલથી દીનતા આણીને પ્રેમપૂર્વક પ્રભુની માફી માગવી. તો પ્રભુ આપણોજ છે. પ્રભુએ પણ કહેલું છે કે:–

> समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
> ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥
> ( ગી૦ અ૦ ૯૦ શ્લો૦ ૨૨ )

અર્થ:–હું સર્વ ભૂતોમાં સમાન છું. મને કોઇનો દ્વેષ નથી, અને મને કોઈ વહાલું નથી. તોપણ જે ભક્તિથી મને ભજે છે તે મારામાં છે અને હું તેનામાં છું.

૫૬

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાંહી રે;
પુન્ય કરી અમરાપુરી પામ્યાં, અંતે ચોરાસી માંહી રે. (ટેક)
હરિના જન તો મુક્તિ ન માગે, જન્મો જનમ અવતાર રે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમાર રે. ભૂતળ૦
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
ધન્ય ધન્ય રે એનાં માતપિતાને, સફળ કરી એણે કાયા રે. ભૂતળ૦
ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસી રે;
અષ્ટમાસિદ્ધિ આંગણીયે રે ઉભી, મુક્તિ છે એમની દાસી રે. ભૂતળ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગી રે;
કંઇએક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈયો ભોગી રે. ભૂતળ૦

## ૫૫–નબળા કેસની દાક્તરને વધારે કાળજી હોય છે. તેમજ આપણે પણ પ્રભુને શરણે જઈએ તો આપણી તે વધારે કાળજી રાખે છે.

આપણાથી હાલતાંચાલતાં, બોલતાં, ખાતાંપીતાં, સુતાબેસતાં ઉઠતાં ને કામકાજ કરતાં કોઇને કોઇ પ્રકારનું મનનું, વાણીનું કે કર્મનું કાંઇને કાંઇ નાનું કે મોટું પાપ થઇ જાય છે. એવાં પાપને કોઇથી પણ રોકી શકાય નહિ. પ્રભુએ પણ કહેલું છે કે,–

**सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः॥** (ગી૦અ૦૧૮શ્લો૦૪૮)

**અર્થઃ**–હે અર્જુન ! સર્વ કર્મ દોષવાળાં છે, જેમ ધૂમાડા વિના અગ્નિ હોઇ શકે નહિ, તેમજ દોષ વિનાનાં કર્મ હોઈ શકે નહિ. માટે કર્મ દોષવાળાં છે, તોપણ સ્વભાવથી પ્રાપ્ત થએલાં સહેજ કર્મ કરવાં.

કર્મ દોષવાળાં છે, છતાં પણ તે કર્યા વિના ચાલે તેમ નથી. એમ સમજીને પ્રાચીન આર્ય ઋષિયોએ કહેલું છે કેઃ–

पापोऽहं पापकर्माहं पापात्मा पापसंभवः ।
त्राहि मां पुंडरीकाक्ष सर्वपापहरो हरिः ॥

આવી રીતે આપણે પાપમાંજ પડેલા છીએ, પણ તે પાપ હરિને શરણે જવાથી હરાઈ જાય છે. માટે પાપીઓ પણ જો પ્રભુને શરણે થઈ જાય તો તેઓને પણ કાંઈ દિલગીર થવા જેવું નથી. કારણ કે પ્રભુ દયાળુ છે. એટલો બધો દયાળુ છે કે, તેની

અસીમ દયાનો આપણને ખ્યાલ પણ આવી શકે નહિ. જેમ આપણાં પાપ વધારે તેમ તે વધારે દયાળુ બને છે. માટે પાપીઓએ પણ નિરાશ થવું નહિ. તેને માટે તો વધારે સારો ચાન્સ છે. જેમ માળી સૂકાઇ જતા નબળા છોડને વારે વારે પાણી પાય છે, જેમ માબાપ પોતાનાં આંધળાં, લુલાં, લંગડાં, ગાંડાં કે બિમાર છોકરાંની બીજાં છોકરાંઓ કરતાં વધારે કાળજી રાખે છે, જેમ મહેતાજી બોથડ છોકરાંઓ સાથે વધારે મગજમારી કરે છે, અને જેમ દાકતર નબળા કેસની સૌ કરતાં વધારે સંભાળ લે છે, તેમ દયાળુ પ્રભુ પાપીઓની વધારે સંભાળ લે છે; પણ સરત માત્ર એટલી કે તેને શરણે જવું જોઇએ. તેની આજ્ઞા પાળવી જોઈએ. જો પ્રભુને શરણે જઇએ તો પછી પાપનો ભાર નથી કે તે આપણને નડી શકે. પ્રભુએ પોતે કહેલું છે કેઃ—

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ (ગીતા)

અર્થઃ—સર્વ ધર્મને છોડીને માત્ર મારેજ શરણે આવ. તું શોક કર મા, હું તને સર્વ પાપથી છોડીશ, ને મોક્ષ આપીશ.

પ્રભુની આટલી બધી દયા છે, ને તેણે આવો કોલ આપેલો છે, માટે પાપીઓએ ખોટી દિલગીરીમાં નહિ પડયા રહેતાં દીનતાથી પ્રભુને શરણે જવું જોઇએ, તો હજુ પણ કાંઇ ચાલ્યું ગયું નથી. જો કે મોડું થઇ ગયું છે તોપણ હજી પણ ઇશ્વરનું શરણ ધરવાથી માફી મેળવી શકીએ તેમ છીએ. માટે ભાઈઓ ! પાપની ઉંઘમાંથી જાગૃત થાઓ, જાગૃત થાઓ, ને તમારૂં હિત સમજો. હરિશરણ વિના પાપ નાશ કરવાનો બીજો ઉપાય નથી, માટે થઈ ગએલાં પાપથી નહિ ગભરાતાં પ્રભુનું શરણ શોધો, ને ખરા જીગરથી માફ માગો, એટલે તમારાં પાપ કપાઈ જશે, ને તમોને અવશ્ય માફી મળશે.

## ૫૬—પ્રભુના આપેલા વૈભવો પ્રભુને યાદ કર્યા વિના ભોગવવા એ ચોરી કરવા બરોબર છે.

એક શાહુકારે પોતાને રહેવા માટે બહુ મોટું ને સુંદર મકાન બંધાવ્યું, ને તેમાં લાખો રૂપિયાનું બધું નવી નવી જાતનું ઉમદા ફરનીચર ગોઠવ્યું. એ પછી એક દિવસ તે શાહુકાર એક મહાત્મા-

ને પોતાનું મોટું ઘર દેખાડવા તેડી ગયો. તે મહાત્માને પોતાની સાથે ઘરના દરેક જોવાલાયક ભાગમાં ફેરવીને તે શેઠ પોતાના વૈભવો બતાવવા લાગ્યો. એ વખતે મહાત્માને થુંકવાની ઇચ્છા થઇ, પણ તેણે એ ઘરમાં ક્યાંય થુંકવા જેવું ઠેકાણું જોયું નહિ. જ્યાં જાય ત્યાં સુંદર ગાલીચા, મોટા મોટા આરીસા, ઉંચા ઉંચા છત્રીપલંગો ને સાટીનના ફેન્સી કોચો તથા ખુરસીઓ. એ બધું જોઈ લીધા પછી તે મહાત્માએ પૂછયું, કે, આ ઘરમાં મંદિર કયાં છે? ઇશ્વર-પ્રાર્થનાની જગ્યા કયાં છે? ત્યારે તે શેઠે કહ્યું કે મહારાજ ! એ તો મેં નથી બનાવ્યું. એ સાંભળી તે સાધુએ શેઠના મોં ઉપર થુંકયો, ત્યારે શેઠે ગુસ્સે થઇને કહ્યું કે, અરે મહારાજ ! આ શું ? આ કાંઇ રીત છે? મહારાજે કહ્યું, તમારા સુંદર ઘરમા તમારા મોંવિના બીજી કોઇ થુંકવા જેવી જગ્યો મને મળી નહિ, કારણ કે તમારે માટે આવડું મોટું ને આવું સુંદર ઘર બંધાવ્યું, પણ જેણે એ બધો વૈભવ તમને આપ્યો, તે પ્રભુને યાદ કરવા માટે તેમાં એક નાની ઓરડી પણ નહિ? આ સાંભળી તે શેઠ શરમાઇ ગયો, ને તેનો ગુસ્સો શાંત થયો.

આ વાતમાંથી આપણે શિખવાનું એ છે કે, આપણાં દરેક કામમાં ઇશ્વરને આગળ રાખવો જોઇએ અને આપણાં દરેક શુભ કર્મ પ્રેમપૂર્વક પ્રભુને અર્પણ કરવાં જોઇએ. જો એમ કરી શકીએ તો આપણા બધા વૈભવો ને ઠાઠમાઠ વચ્ચે પણ નિર્દોષ રહી શકીએ છીએ; પણ આપણા પેદા કરનાર પ્રભુને—આપણા દયાળુ પિતાને ભૂલી જઇએ, અને બધું માત્ર આપણા પોતાનેજ સારૂ કરીએ એ તો દેખીતું પાપ છે. પ્રભુએ પણ કહેલું છે કે,

**इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।**
**तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥** (અ૦૩શ્લો૦૧૨)

**અર્થ**:—દેવોએ આપેલું દેવોને અર્પણ કર્યા વિના જે ભોગવે છે, તેને ચોરજ સમજવો.

માટે પાપથી બચવા સારૂ આપણે દરેક કામો મહાન્ પ્રભુના પવિત્ર નામથી પ્રભુને અર્પણ કરવાં જોઇએ.

## ૫૭–તમારા ગામમાં કે નાતમાં તમે મોટા હશો, પણ જગતની અંદર તમે કાંઇ બિસાતમાં નથી.

એક શ્રીમંતે કોઇ જ્ઞાની સંન્યાસીને પોતાને ઘેર જમવા બોલાવ્યો. પછી તે સંન્યાસીની સાથે તે શેઠ પોતાના વૈભવની ને મગરૂરીની વાતો કરવા લાગ્યો ને બતાવવા લાગ્યો કે, આ વાડી મારી છે, સામેનો બંગલો મારો છે, ફલાણી મીલ મારી છે, તેની પાસેનું તળાવ અમારૂં છે. માથેરાનમાં અમારો બંગલો છે, દ્વારિકામાં અમારી વાડી છે, આ બાજુની ચાલી લેવાનો વિચાર છે. એવી એવી રીતની વાતોથી પોતાની બડાઇ બતાવવા લાગ્યો. સંન્યાસી ત્યાગી ને જ્ઞાની હતો, તેથી તેને આવી વાતો રુચી નહિ. તેને લાગ્યું કે, આ માણસ બહુ અભિમાની છે ઇશ્વરના અખૂટ વૈભવમાંથી તેને માત્ર અણુનું પણ અણુ જેટલું મળ્યું છે, તે પણ જીરવી શકતો નથી. તેને કાંઇ એ બાબતમાં સમજાવવો જોઇએ, ગૃહસ્થોને ઘેર સાધુઓ જાય તેનું ફળ એજ હોવું જોઇએ કે, કાંઇ ને કાંઇ ધર્મનું રહસ્ય બતાવવું, ને તેને શ્રદ્ધા ભક્તિમાં લાવવા. પણ આજના વખતના કડક મીજાજના તુમાખી શેઠિયાઓ ગરીબ સાધુઓનાં કઠિન વચનો સાંખી જાય તેવા મજબૂત મનવાળા નથી. માટે તેઓને તો યુક્તિપ્રયુક્તિથી સમજાવવા જોઇએ. એમ ધારી તે સંન્યાસીએ ચાલતી વાત ફેરવી નાખીને તે શેઠનો છોકરો ત્યાં માસ્તર પાસે નકશો શિખતો હતો તેને પૂછ્યું કે, એ શું છે? ત્યારે છોકરાએ કહ્યું કે પૃથ્વીનો નકશો. સંન્યાસીએ પૂછ્યું, તેમાં હિન્દુસ્તાન કયાં છે? છોકરાએ બતાવ્યું. સંન્યાસીએ કહ્યું, એવડા બધા મોટા નકશામાં હિંદુસ્થાન એવડું? છોકરાએ કહ્યું, હા મહારાજ! આખી પૃથ્વીની આગળ હિંદુસ્થાનની શું બિસાત! મહારાજે કહ્યું, એ નકશામાં મુંબઇ કયાં આવ્યું? છોકરાએ એક બિંદુ બતાવ્યું, ને કહ્યું કે એ મુંબઇ. મહારાજે કહ્યું, મુંબઇમાં તારા બાપની મીલ કયાં છે તે નકશામાં બતાવ. છોકરો મહારાજની સામું જોઇ રહ્યો, કે એ તો એમાં નથી. મહારાજે કહ્યું કે, એવડી મોટી મીલ ને એવડો મોટો વાડીબંગલો એમાં નથી કેમ? છોકરાએ કહ્યું મહારાજ! પૃથ્વીના નકશામાં હિંદુસ્થાન એક પેરૂ જેવું છે, ને હિંદુસ્થાનમાં મુંબઇ એક મીંડા જેવું છે. તેમાં અમારો બંગલો કયાંથી હોય? દુનિયાની આગળ અમારો બંગલો શું બિસાતમાં?

મ્હારાજે શેઠ સામું જોઇને કહ્યું, જોયું શેઠજી ! આ તમારો છોકરો શું કહે છે? દુનિયાના એક બિંદુનું તમે એક પરમાણુ પણ નથી, ને તેમ છતાં પણ તમે કેટલું બધું અભિમાન રાખો છો? તમારા મન પાસે તમે ગમે એટલા મોટા થાઓ, પણ જગતના હિસાબમાં ને પ્રભુ પાસે તમે કાંઇ પણ બિસાતમાં નથી; માટે ખોટી ખુમારી ન રાખો. જો જગતમાં મોટું થવું હોય, ને પ્રભુ પાસે રૂડા થવું હોય તો તે દાન કરવાથી—પરમાર્થ કરવાથી થઇ શકશો. મારૂં મારૂં કરવાથી નહિ. અહંકારને તો પ્રભુ આસુરી ભાવ કહે છે. ગીતાજીમાં પ્રભુએ કહ્યું છે કે:—

**दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम्॥**(ગી.અ. ૧૬ શ્લો. ૪)

**અર્થઃ**—હે અર્જુન ! દંભ, દર્પ, અહંકાર ક્રોધ, પારુષ્ય, અને અજ્ઞાન એ આસુરી સંપત્તિ છે. એવી આસુરી સંપત્તિમાં ફસાઈ જવાથી સાચી ભક્તિ થઇ શકે નહિ. માટે કોઇ પણ નાશવંત ચીજનું અભિમાન નહિ કરવું જોઇએ.

આ સાંભળીને તે ગૃહસ્થ શરમાઈ ગયો. તેણે પોતાની ભૂલ ખુલ્લી રીતે જોઇ લીધી, એટલે હવે પછી એવી ભૂલ ન થાય તેની તજવીજ રાખવા લાગ્યો. આપણે પણ એવી ભૂલોથી—એવાં પાપોથી બચવા યત્ન કરવો જોઇએ.

## ૫૮—ઉપર તલવાર ને નીચે આગ

કોઇ રાજાની પાસે એક મશ્કરો રહેતો હતો. તે મશ્કરી કરવાના હુન્નરમાં બહુ જબરો ખબરદાર હતો. ગમે ત્યાંથી કાંઈ ને કાંઇ વિચિત્ર રમુજ ખોળી કાઢી તે બધાને હસાવતો હતો. એક દિવસે રાજાને હસાવવા માટે તે મશ્કરાએ ઘણા ઘણા પ્રકારની રમુજ કરી, ઘણા પ્રકારના ઢોંગ સોંગ કર્યાં ને બીજી ઘણી જાતની રમુજી યુક્તિઓ કરી, પણ કોઈ પણ રીતે રાજા ખુશી થયો નહિ ને હસ્યો નહિ. ત્યારે મશ્કરાએ પૂછ્યું કે, મ્હારાજ ! કોઈ પણ બાબતથી તમે ખુશી થતા નથી તેનું કારણ શું? રાજાએ કહ્યું કે કોઇ વખત તેનો ખુલાસો થશે. એ પછી એ બાબતનો ખુલાસો કરવા માટે રાજા જાણી જોઇને કાંઇ બહાનું કહાડીને તે મશ્કરા

ઉપર ગુસ્સે થયો ને તેને એક ભાંગેલી ખુરસી ઉપર બેસાડયો. એ ખુરસી નીચે બળતી સગડી મૂકાવી, ને તેના માથા ઉપર ઘડીકમાં તૂટી જાય તેવા પાતળા દોરામાં બાંધી લટકતી તલવાર રખાવી. એથી મશ્કરાને બહુ ભય લાગ્યો; કારણ કે ખુરસી તો તૂટેલી હતી અને નીચે ધખધખતો અગ્નિ તથા ઉપર ઝગઝગતી નાગી તલવાર લટકતી હતી. એ તલવાર કયી મિનીટમાં તૂટી પડીને મારી નાખશે તેનો કાંઈ ભરૂંસો નહોતો. તેથી એ જોઇને તે વિદુષક કાંપવા લાગ્યો. એ વખતે રાજાએ વિદુષકના હાથમાં મીઠાઇ આપીને કહ્યું કે ખુશી થઇને ખા, ત્યારે વિદુષકે કહ્યું કે, મહારાજ ! હમણાં કાંઈ મીઠાઈ ભાવે નહિ; આ તલવાર ને સગડી અહીંથી દૂર થાય તો મીઠાઈ ભાવે. આ મોતના ડાચામાં મોજ કેવી ? અત્યારે તો રામ, રામ, રામ વિના બીજું કાંઇ સુઝતું નથી. ત્યારે રાજાએ કહ્યું કે, તે દિવસે તું મને હસાવવા ઇચ્છતો હતો, પણ મને હસવું કેમ આવે ? કારણ કે આપણે માથે મોતરૂપી તલવાર સદાય ફર્યા કરે છે. કયી ક્ષણમાં આપણું આયુષ્ય ખૂટશે તેનો કાંઇ ભરૂંસો નથી, એટલુંજ નહિ પણ ચિતારૂપી સગડી પણ નીચેજ છે. આપણે જોઇએજ છીએ કે મોડું વહેલું પણ આપણે એ અમર પાથરણામાંજ સુવાનું છે–ચિતામાં બળવાનુંજ છે, આપણા એટલુંજ નહિ પણ રાજગાદી અથવા બીજા દરેક પ્રકારના નાના મોટા અધિકારો તૂટેલી ખુરસી જેવાજ છે. એમ જાણ્યા પછી હસવું કેમ આવી શકે ? માટે મને હસવું આવતું નથી. મને તો પ્રભુભજનમાંજ મસ્ત રહેવું ગમે છે.

ભાઈઓ ! આપણી સૌની સ્થિતિ આવીજ છે, માટે વખત છે તો આપણે ચેતવું જોઇએ. ચેતેલાઓને માટે પણ તલવાર ને સગડી તો છેજ; પણ ફેર એટલો કે, ઇશ્વરના પવિત્ર નામથી કાળનો તેઓને ભય લાગતો નથી, અને એ તલવાર તથા સગડીમાંથી પણ તેઓ દિલાસો મેળવી શકે છે, તથા એ તૂટેલી ખુરસી પર બેસીને પણ તેઓ સાર્થકતા કરી લે છે, પણ નહિ ચેતેલાઓ તેથી ભયભીત થાય છે, દુ:ખી થાય છે ને નરકમાં જાય છે. માટે મોત સુધારી લેવું એજ સારૂં છે. પ્રભુએ પણ કહેલું છે કે:—

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ (અ. ૮. શ્લો. ૭.)

અર્થ:-તે માટે સર્વ કાળ મારૂં સ્મરણ કર, ને યુદ્ધ આદિ ક્ષધર્માચરણ કર. મને મન બુદ્ધિ અર્પણ કરવાથી મનેજ પામીશ એમાં શક નથી.

આ પ્રમાણે પ્રભુ આપણને કોલ આપે છે-આપણી સાથે સ્વચનથી બંધાય છે; માટે નજીવાં મોજશોખ ને ઠઠ્ઠા મશ્કરી તથા હાસ્ય તમાસા છોડી ઇશ્વરભજનમાં મસ્ત થવું જોઇએ. એજ જીંદગીની ફરજ ને એજ જીંદગીની સાર્થકતા છે.

## ૫૯-ઝાડ જેમ પથ્થર ફેંકનારને ફળ આપે છે, તેમ સજ્જનો બૂરૂં કરનારનું પણ ભલુંજ કરે છે.

એક રાજા કાંઇ કામે જંગલમાં ગયો હતો, ત્યાં થાક લાગવાથી બોરડીના ઝાડ નીચે સૂતો. એ વખતે એક ગરીબ માણસ ત્યાંથી નીકળ્યો. તેને બહુ ભૂખ લાગી હતી, ને એ બોરડી ઉપર પાકેલાં બોર ઘણાં હતાં, તેથી તે ભિખારીએ દૂરથી તે બોરડી ઉપર કાંકરો ફેંક્યો. એ કાંકરો બોરડીની ડાળમાં ભટકાઇને નીચે સૂતેલા રાજાને વાગ્યો. તુરતજ સિપાઇઓએ તે ભિખારીને પકડ્યો, ને તેને રાજા પાસે લઇ ગયા. રાજાએ ભિખારીને પૂછ્યું કે, તેં મને શા માટે પથરો માર્યો ? ત્યારે ભિખારીએ નમ્રતાથી ખરેખરૂં કહ્યું કે, સાહેબ ! મેં તમને પથ્થર માર્યો નથી, પણ મારી ભૂખ મટાડવા માટે મેં બોરડીને પથ્થર માર્યો છે; એવી આશાથી કે થોડાં બોર પડે તે ખાઇને મારી ભૂખ મટાડું. ભિખારીની આ વાત સાંભળીને તે ભલા રાજાએ તેને ખોબો ભરીને સોનામોહોરો આપી. ત્યારે રાજાના માણસોએ કહ્યું કે, મહારાજ આ શું ? મારનારને કાં આપો ? ત્યારે રાજાએ કહ્યું કે, બોરડી જેવું જડ ઝાડ પણ તેને મારનારને એક ટંકનું ખાવાનું આપે છે, ત્યારે મને મારનારની આખા ભવની ભૂખ ન ભાગું તો હું રાજા શેનો ?

મોટાં માણસોનાં દિલ આવાં મોટાં હોય છે. ગુણ કરનારને તો સૌ ગુણ કરે છે, એમાં નવાઇ શું છે ? પણ અવગુણ ઉપર ગુણ કરવો એમાંજ મોટાઇ છે. સૌને ક્ષમા કરવી, સૌનું કલ્યાણ ઇચ્છવું અને માઠું કરનારનું પણ સારૂં કરવું, એ મહાત્માઓનો સ્વભાવજ હોય છે. આપણે નજીવી નજીવી વાતમાં મન બગાડી નાખીએ છીએ ને દ્વેષબુદ્ધિથી વેર વધારતા જઇએ છીએ, પણ એ કેટલું બધું ખરાબ થાય છે, તે આ દાખલાઓથી સમજવું જોઇએ.

આપણે જો આપણા મનને કાબૂમાં ન રાખી શકીએ, અને આપણું ખોટું કરનારને માફ ન કરી શકીએ, તો આપણા કરતાં જડ વસ્તુઓ વધારે સારી કહેવાય. સુખડને ઘસીએ તોપણુ તે સુગંધ આપે છે, અગરબત્તીને બાળીએ તોપણુ તે સુગંધ આપે છે, અને શેરડીને પીલીએ તોપણુ તે મીઠાશ આપે છે. આવી રીતે બૂરૂં કરનારનું પણ ભલું કરવું એ સજ્જનોનો સ્વભાવજ છે.

રાગ ગુર્જરી

સાચા સંત તે દુઃખ દે તેને, પણ સુખ દે મન સાચે રે;
દોષ ન રાખે કલ્યાણ તેનું, પ્રભુ પાસે જાચે રે. સાચા૦
વણ અપરાધે પ્રલ્હાદ પીડયો, હિરણ્યકશ્યપુ અભાગી રે;
શ્રી નરહરિ પાસે પ્રલ્હાદે, તેની પણ ગતિ માગી રે. સાચા૦
પાંચ પુત્ર પાંચાળી કેરા, અશ્વત્થામાએ માર્યા રે;
ભીમસેન હણુતા હુતા. ધરી દયા દ્રૌપદી વાર્યા રે. સાચા૦
અંબરીખ જે ભક્ત હરિનો, તેને દુર્વાસા ઘણું દમિયો રે;
વર્ષ એક દુઃખ ક્ષુધા બે ગણ્યું, મુનિ સુખી કરીને જમિયો રે. સાચા૦
સાધુપણું તું શીખ વૃક્ષથી, પીડા સહી પર પોષે રે;
દયા પ્રીતમને તે જન વહાલો, રિપુ રંજે ચિત તોષે રે. સાચા૦

## ૬૦—કસાઈના જાડા બકરાની પેઠે પાપીઓને પણ તેમનો નાશ કરવાનેજ મોટા બનાવવામાં આવે છે.

ઘણા લોક કહે છે કે, ઈશ્વર ન્યાયી છે, ત્યારે પાપીઓ સુખી કેમ હોય છે? ઘણી જગ્યાએ એવું જોવામાં આવે છે કે, "ધર્મીને ઘેર ધાડ, ને કસાઈને ઘેર કુશળ" એનો શું ભેદ છે? એનો ભેદ બહુ ખુલ્લો છે. તેને માટે કહ્યું છે કેઃ—

એક કસાઈને ઘેર એક કૂતરો હતો, ને એક બકરો હતો. બકરાને બાંધી રાખતા, તોપણુ સારૂં સારૂં ખાવાનું આપતા ને તે બહુ જાડો પાડો થાય તેમ ઇચ્છતા હતા, અને કૂતરો આખો દિવસ તેની નોકરી કરે તોપણુ તેને વધ્યા ઘટયા એઠા ટુકડા ખાવા આપતા હતા; એથી કૂતરાને મનમાં બહુ બૂરૂં લાગતું ને વિચાર થતો કે આનું કારણુ શું? હું રાતદિવસ નોકરી કરૂં છું તોપણુ મને એઠા ટુકડા મળે છે ને બકરાને કાંઇ પણ કામ કરવું પડતું નથી, તોપણુ તેને ઘણુંએ ખાવાનું આપે છે, તેનું કારણુ શું? અંતે એક દિવસ કૂતરાએ જોયું કે, ધણીની નોકરી કર્યા વિના બેઠે બેઠે મફતનું ખાઇ જાડા પાડા થએલા બકરાનો નાશ થયો હતો, અને ટુકડા ખાવાવાળો કૂતરો બચી ગયો હતો.

આવીજ રીતે નાશ કરવા માટેજ પાપીઓને મોટા બનાવવામાં આવે છે. પાપીઓનો જલદી નાશ થાય માટે તેમના આગલા જન્મોનાં સારાં કર્મોનાં ફળ પ્રભુ તેમને જલદી આપી દે છે. એટલે દુનિયાની નજરમાં તેઓ સુખી દેખાય છે; પણ તેમનું એ સુખ ઘડીવારનું ને તેમના નાશને માટે હોય છે એમાં કાંઇ સંદેહ નથી. માટે કોઇએ પણ પાપીઓનું સુખ જોઇને, તે માટે પોતાના મનમાં કાંઇ પણ ખોટો વિચાર કરવો નહિ; પણ એમજ સમજવું કે એ સુખ તેમના નાશને માટેજ છે. આગલા ભવનાં તેમનાં સારાં કર્મોનું ફળ પ્રભુ જલદી આપી દે છે, એટલે તે ભોગવી લીધા પછી તેમનો જલદી નાશ થાય છે. માટે પાપીઓનું સુખ એ તેમને ભવિષ્યનું દુઃખજ છે,એમ સમજી પાપીઓના ઉપરથી દેખાતાં સુખથી ખુશી થવું નહિ, કે તેમની અદેખાઇ કરવી નહિ. પાપીઓનાં સુખ કેવાં હોય છે, તેને માટે પ્રભુએ પણ કહેલું છે કે,

**यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।**
**निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥** (અ૦ ૧૮ શ્લો.૩૯)

અર્થ—જે સુખ આરંભમાં અને પરિણામમાં પોતાની બુદ્ધિને મોહ ઉપજાવનારૂં છે, તથા જે સુખ નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થએલું છે, તે સુખને તામસ કહેલું છે.

પાપીઓનાં સુખ આવાં તમોગુણી હોય છે, માટે એવા સુખમાં કોઈ પણ ભકતજનોએ લોભાવું નહિ જોઇએ; કારણ કે એ સુખ પેલા બકરાની પેઠે નાશને માટેજ છે—નરકને માટેજ છે, ને ભકતોનાં દુઃખ તે પણ પરિણામે સ્વર્ગનાં સુખ જેવાં છે; તેને માટે પણ પ્રભુએ કહેલું છે કેઃ—

**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।**
**तत्सुखं सात्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥**(અ. ૧૮ શ્લો.૩૭)

અર્થ—જે સુખ આરંભમાં ઝેર જેવું પણ અંતે અમૃત જેવું છે, અને જે સુખ આત્માને જણાવનારી બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થએલું છે તે સુખને યોગીઓએ સાત્વિક સુખ કહેલું છે.

**મનહર છંદ**

મીંઢળ આહાર તે ન જાણીશ આહાર કર્યો,
કરેલા આહાર સુદ્ધાં બહાર તે કઢાવશે;
પાપણીને પરણી ન જાણીશ જે સુખ પામ્યો,
પામેલું એ સુખ દુઃખરૂપ દેખડાવશે;

અનીતિનું નાણું તે ન જાણીશ કમાયો નાણું,
કમાએલ નાણાંના એ કાંકરા કરાવશે;
દૃષ્ટ મિત્ર દેખીને ન રીઝે દલપત કહે,
ખરા મિત્ર સાથે પણ ખેદ ઉપજાવશે

## ૬૧–આપણાં પાપની આપણને ખબર પડતી નથી, પણ ધર્મરાજા પાસે ઈન્સાફ થશે ત્યારે તેની ખબર પડશે.

બ્રહ્મદેશથી ને મલબારથી લાકડાનાં મોટાં મોટાં બીંમ આગબોટમાં આવે છે, તેને કિનારે ઉતારતી વખતે સમુદ્રમાં ફેંકી દે છે. પછી એવાં સો બસો બીંબનાં નાકામાં એક દોરડું પરોવી તે મોટા ત્રાપાને પાણીની અંદર નાના નાના છોકરાઓ ખેંચી જાય છે, પણ જ્યારે એ બીંબના ત્રાપા કિનારે આવે છે, ને તેમાંના બીંબને પાણીમાંથી જમીન ઉપર લાવવાનાં હોય છે, ત્યારે તે એક એક લાકડાંને સો સો બસો બસો મજુરો ખેંચે તોપણ તે ઉપાડતાં બહુ મુશ્કેલી પડે છે.

એવીજ રીતે આપણાં પાપને માટે પણ સમજવાનું છે. જેમ પાણીમાં લાકડાંનો ભાર લાગતો નથી, ને સેંકડો ભારવટિયાને એક માણસ ખેંચી જાય છે, તેમ આપણી ચાલુ જીંદગીમાં આપણાં પાપનો બોજો આપણને સમજાતો નથી, તેથી હજારો પાપો આપણે કરીએ છીએ; પણ મુવા પછી પ્રભુના દરબારમાં ઇન્સાફને વખતે એ બોજો ઉપાડવો બહુ ભારે થઇ પડશે.

પ્રભુનો દરબાર એ જમીનરૂપ છે. ત્યાં લાકડાંના બીંબરૂપી પાપ ઉપાડવાં બહુ ભારે પડે છે. માટે ચેતો, ચેતો. સાધુઓ આપણને આવી સહેલી સહેલી રીતોથી સમજાવે છે, પણ આપણુંજ કમભાગ્ય છે કે આપણે તે સાંભળતા નથી, અને સાંભળતાં છતાં તથા સમજતાં છતાં પણ તે પ્રમાણે વર્તતા નથી. પણ એ આપણી બહુ મોટી ભૂલ છે. માટે ભાઈઓ ! પાપને કદી પણ નાનું સમજવું નહિ. તેનો બોજો, તેનું જોખમ, તેની ભયંકરતા અહીં હાલમાં આપણને સમજાતી નથી; કારણ કે અહીં તે બીજરૂપે છે, પણ પ્રભુના દરબારમાં પહોંચતાં તે વૃક્ષરૂપ થઇ પડશે. અહીં આપણને તે વડના બીજની પેઠે ખસખસના દાણા જેવાં નાનાં દેખાય છે, પણ પ્રભુના દરબારમાં પહોંચતાં તે મોટા વડના

ઝાડ જેવાં બની જશે; અને તે એક એક ઝાડમાં લાખો ખૂરાં ફળ થઈ પડશે, તથા તે એક એક ફળમાં હજારો ઝેરી જીવડાઓ લાગી જશે ને તે બધાં ફળ આપણુનેજ ભોગવવાં પડશે. એ કદી પણ ભૂલી જવું જોઈતું નથી; માટે હજી પણ વખત છે; તો ચેતો, ચેતો, નહિ તો જાણ્યા છતાં ખરાબી થશે, દીવો લઇને કુવામાં પડયા જેવું થશે. માટે ભાઇઓ, હજી પણ કાંઈક વિચારો, વિચારો.

મહુનર છંદ

અરે અપરાધી ખાધી ખોટ તે ઉપાધિ સાધી,
ઠગવા લોકોને કામ કીધું જે ઠગાઇનું;
જરૂર આ વાત તારા જીવમાં તુ જાણી લેજે,
કહે દલપત ફળ દેખીશ કમાઈનું.
છુપાવી છુપાવી છળ કપટથી કીધુ છેક,
લપટ તેં કામ લાંચ ચોરી ને લુચ્ચાઇનુ.
નથી મળ્યો પૂછનાર નરલોકમાં તોપણ,
પરલોકમાં તો નથી રાજ પોપાંબાઇનું.

## ૬૨—પ્રભુના બળની તો મુવા પછીજ ખબર પડશે.

એક બહુ મોટો શૂરવીર પહેલવાન હતો, તેની લોકોમાં બહુ કીર્તિ હતી. એક રાજાએ તે પહેલવાન માટે બહુ બહુ વાતો સાંભળી, તેથી તેને જોવા માટે પોતાની હજુરમાં તેડાવ્યો. એ પહેલવાન શરીરે પાતળો ને કદમાં નાનો હતો, તેથી રાજાએ તેને કહ્યું કે, તારાં પરાક્રમ માટે લોકો બહુ મોટી મોટી વાતો કરે છે, પણ તને જોવાથી તો તારામાં એવું કાંઈ બળ દેખાતું નથી. ત્યારે તે પહેલવાને કહ્યું કે, હજુર સાહેબ, મારા બળની ખબર અહીં ન પડે, એ ખબર તો લડાઇના મેદાનમાં પડે.

તેવીજ રીતે પ્રભુ કહે છે કે, તમે હમણાં મને ઓળખતા નથી; પણ મારા બળની ખબર તો તમોને તમારા ઇનસાફને વખતે પડશે. આપણા ઈનસાફને વખતે આપણુને પ્રભુના બળની ખબર પડે; તે કરતાં અગાઉથીજ તે સમર્થ પ્રભુનું સામર્થ્ય સમજી લેવું. ને તેને આધીન રહેવું, એમાંજ આપણી શોભા છે, ને એજ બચવાનો રસ્તો છે પ્રભુનું બળ મુવા પછી અનુભવવું, નરકમાં અનુભવવું, તે કરતાં તેની કૃપામાં જીવવું, અને સ્વર્ગનું

ઐશ્વર્ય ભોગવવામાં તે બળ અનુભવવું એનુંજ નામ માણસાઈ છે. એનુંજ નામ પુરુષાર્થ છે અને એજ ઈચ્છવા યોગ્ય છે.

## ૬૩–ધર્મીને ઘેર ધાડ કાં હોય છે ? સારૂં આપવા માટેજ પ્રભુ ખરાબને લઈ જાય છે.

અસલના વખતમાં એક મહાત્મા હતો. તેને માટે એમ કહે વાય છે કે, તે ઇશ્વર સાથે વાતો કરતો હતો. તે મહાત્માને કોઇ એક ગરીબ ભકતે કહ્યું કે, તું ડાહ્યો છે, ને પ્રભુને વહાલો છે, માટે મારી એક વાતનો ખુલાસો કર. મહાત્માએ કહ્યું કે બોલ, તારી શું વાત છે ? મારાથી બને તે ખુલાસો કરવા હું તૈયાર છું. ત્યારે તે ગરીબ ભકતે કહ્યું કે, હું બહુ ગરીબ માણસ છું, ને તેમ છતાં દરરોજ વધારે ને વધારે ગરીબ થતો જાઉં છું. હવે મારી પાસે કાંઈ રહ્યું નથી. માત્ર એક ઘાસની ઝુંપડી મને રહેવા માટે હતી, તેમાં પણ કાલે આગ લાગી ગઈ તેનું કારણ શું ? પ્રભુ જેને આપે છે, તેને ઘણુંજ આપે છે, ને જેનું લઇ લે છે તેનું સર્વ લઈ લે છે. મારા જેવા " દુઃખી ઉપર ડામ ને પડયા ઉપર પાટુ " જેવું દુનિયામાં ઘણે ઠેકાણે બને છે, તેનું કારણ શું છે ? એ ભેદ જાણવા હું ઇચ્છું છું. પેલા ગરીબ માણસની આ વાત સાંભળી તે મહાત્મા વિચારમાં પડયો. તેણે પણ આવા ઘણા કેસ પોતાની નજરે જોયા હતા; પણ તેનો ભેદ તેનાથી સમજાયો નહિ તેથી તેણે તે ભક્તને જવાબ આપ્યો કે, હું પ્રભુને એ બાબત પૂછીને તેનો ખુલાસો તને કહીશ.

પછી તે મહાત્માએ પ્રભુને કહ્યું કે, ઓ ઇશ્વર ! તું અનંત દયાળુ છે, તું અદલ ઇન્સાફી છે, તું ગરીબોનો બેલી છે, અને તું ભક્તનું યોગક્ષેમ કરનારો છે; છતાં પણ તારો કાયદો અવળો કેમ છે ? તારા ભકતોજ કેમ દુઃખી હોય છે ? પડયા ઉપર કેમ પાટુ મારે છે ? અને જે ગરીબ છે, તેનેજ વધારે ગરીબ કેમ બનાવે છે ? મને એ સવાલ એક ભકતે પૂછેલો છે, માટે કૃપા કરીને તેનો ખુલાસો કર.

ત્યારે પ્રભુએ તે મહાત્માને કહ્યું કે, મને એક ઇંટ જોઇએ છે, તે લાવી આપ. એ પછી હું તને એ વાતનો ખુલાસો આપીશ. મહાત્મા એક મોટા શહેરના સુંદર મોહોલ્લામાંના ભભકાદાર મહેલોમાં ગયો, પણ તે સુંદર મકાનોમાંથી ઇંટ લેવાની તેની

ઇચ્છા થઇ નહિ. એ પછી તે ગરીબોના લત્તામાં ગયો. ત્યાં એક તુટેલી દીવાલ પડી જવાને માટે ઝુકી રહી હતી, તેમાંથી એક ઈંટ ખેંચી લીધી, ને પ્રભુ પાસે લઈ ગયો. પ્રભુએ કહ્યું કે, આ ઇંટ તું કયાંથી લાવ્યો? ત્યારે મહાત્માએ કહ્યું કે, એક અરધી તુટેલી ને વધારે તુટવા માટે ઝુકી પડેલી એક ગરીબ માણુસની દીવાલમાંથી તે લાવ્યો. પ્રભુએ કહ્યું કે, ગજબ! ગજબ! એ તો તેં બહુ ગેરવાજબી કર્યું. મોટા મોટા મહેલ છોડીને એક ગરીબ માણુસની તુટેલી દીવાલમાંથી તેં શામાટે ઇંટ લીધી? એ તુટેલી દીવાલને તેવીજ સ્થિતિમાં વધારે વખત રહેવા દીધી હોત ને તેને બદલે કોઇ મોટા મહેલમાંથી એક ઇંટ ખેંચી લીધી હોત તો તને શું અડચણ હતી? શામાટે તેં એમ ન કર્યું?

ત્યારે મહાત્માએ કહ્યું કે, મહારાજ! મોટા મહેલમાંથી એક ઈંટ ખેંચવાથી તેની સુંદરતા બગડી જાત, ને ભાંગેલી દીવાલમાંથી ઇંટ ખેંચી કહાડવાથી તે દીવાલ પડી ગઈ, ને હવે ત્યાં બીજી નવી દીવાલ બંધાશે. આ સાંભળી પ્રભુએ કહ્યું, એજ મારો કાયદો છે ને એમાંજ દુનિયાને ફાયદો છે. તે ભક્તને કહેજે કે, તને વધારે આપવા સારૂ તારૂં થોડું લઈ લેવામાં આવે છે. તને સારૂં આપવા સારૂ તારૂં ખરાબ લઈ લેવામાં આવે છે. તને નિવૃત્તિ આપવા માટે તારો પ્રપંચ લઇ લેવામાં આવે છે ને તને સ્વર્ગ આપવા માટે તારી પાસેથી માયા ખેંચી લેવામાં આવે છે. એ તો ભક્તોની કસોટી છે. એવી કસોટીમાં જે મારી ઈચ્છાને આધીન રહી શકે તેજ ભક્ત મને વહાલા છે.

સૌ ભાઈઓએ આ વાત યાદ રાખવા જેવી છે; કારણ કે એથી આપણી સ્થિતિમાં આપણને દિલાસો મળે છે ને પ્રભુની ઇચ્છાને આધીન થવાનું આપણામાં બળ આવે છે, માટે કદાચ કાંઈ નુકશાન થાય તોપણ તે ભલાને માટેજ છે, એમ સમજી ભક્તજનોએ તેનો શોક કરવો નહિ જોઈએ. નજીવી વસ્તુનો શોક કરવાથી બચીએ તોજ શાંતિમાં રહી શકાય છે, માટે ભક્તજનોએ ગરીબાઇથી દિલગીર થવું નહિ જોઈએ.

## ૬૪–દાન કરવાથી કાંઈ માણુસ ગરીબ થઈ જાય નહિ.

કોઇ મોટા સરોવરમાંથી થોડાંક પક્ષીઓ પાણી પી જાય, તો તેમાં સરોવરનું શું ઘટી જવાનું છે? તેવીજ રીતે શ્રીમંતો યથા-

શક્તિ ગરીબોને પ્રસંગોપાત મદદ કરે તો તેથી કાંઇ તેઓ નિર્ધન થઈ જતા નથી.

મહાત્માઓ કહે છે કે, ધનની ત્રણજ ગતિ છેઃ—દાન, ભોગ ને નાશ. જેઓ દાન દેતા નથી, અને ભોગ પણ ભોગવતા નથી તેઓના ધનનો નાશજ થાય છે. દાન આપવું તે બીજ વાવવા બરોબર છે. તેમાંથી એકનું સેંકડોગણું થાય છે, માટે જેને પ્રભુએ આપ્યું હોય તેઓએ દાન દેવામાં સંકોચ કરવો નહિ જોઈએ. જેઓ અહીં આપતાં સંકોચ કરશે તેઓને પ્રભુની પાસે ખાલી હાથે જવું પડશે.જીંદગી તો ક્ષણિક છે પણ ત્યાં તો અનંતકાળ છે, માટે ક્ષણિકવાર ભરેલું રહેવું, ને અનંતકાળ સુધી ખાલી રહેવું એ કાંઈ ડહાપણનું કામ નથી; એટલુંજ નહિ પણ યથાશક્તિ દાન આપવાથી કાંઈ માણસ ખાલી થઈ જતો નથી. ભક્તરાજ તુલસીદાસજી કહે છે કેઃ—

દોહો

તુલસી પંછીનકે પીએ, ઘટે ન સરિતા નીર;
ધર્મ કિયે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર.

---

## ૬૫—કૂવામાંથી પાણી નીકળે તેમ તેમ નવું આવતું જાય છે, તેમ પરોપકાર કરવાથી ધન વધતું જાય છે.

જેમ કૂવામાંથી પાણી ખેંચી લઇએ એટલે તેમાં નવું નવું તાજું પાણી આવતું જાય છે; તેમજ દાન કરવાથી ધન ઘટતું નથી, પણ દાનથી ધન પવિત્ર થાય છે, એટલે તે વધે છે. કારણ કે દાન હમેશાં ગરીબોને અપાય છે અને ગરીબોનાં અંતઃકરણના આશીર્વાદ એ એવી અલૌકિક વસ્તુ છે કે જે પાણીમાં ડુબતા નથી, અગ્નિમાં બળતા નથી, હથીઆરથી કપાતા નથી, ચોરથી ચોરાતા નથી, ઉપાડવામાં ભાર લાગતો નથી, તેમાં કોઈ ભાગ માગતું નથી, અને તે વાયુથી સૂકાતા નથી. આવા અલૌકિક આશીર્વાદ કે જે કલ્યાણ મેળવવાનું સીધું સાધન છે તે દાનથીજ મળે છે; માટે જે બને તે પાત્રને આપવું એજ મહાત્માઓનો સિદ્ધાંત છે, ને એજ આપણા ધર્મની ઉત્તમતા છે. માટે જેમ બને તેમ આપણા ગરીબ ભાઇબંધોને કોઈ પણ રસ્તે મદદ કરો.

છપ્પો

અતિશય બની ઉદાર, કરો પ્રીતે પરમારથ,
વ્યર્થ બીજો વ્યવહાર, એજ સાચો છે સ્વારથ;
રીઝે જગનો રાય, થાય નાણું જો થોડે,
નહિ રહે કશું ન્યૂન, પુણ્ય ફળશે પરલોકે;
ટપકે ટપકે સરોવર ભરે, પાળ કાંકરે કાંકરે,
હિંમત ધરી હાથોહાથથી, નાખો કણ નવટાંક રે.

## ૬૬—પ્રભુ કહે છે કે, બીજી કોઈ પણ બાબત કરતાં આપવું એ મને વધારે ગમે છે.

પ્રભુ કહે છે કે, મને જેટલી વસ્તુ વહાલી છે તે સૌમાં સૌ કરતાં બીજાઓને આપવું તે મને વધારે વહાલું છે. મારૂં સર્વસ્વ છે, અનંત બ્રહ્માંડો મારાં છે અને તેપણ મેં મારી પાસે કાંઈ પણ રાખ્યું નથી. સર્વ તમોને તમારાં સુખ સારૂ આપી દીધેલું છે; તેમજ તમે પણ યથાશક્તિ તમારાં ભાઈબહેનોને આપો. આપવામાં જેવી મજા છે તેવી બીજી કોઈ વસ્તુમાં નથી. આપવાથી જેમ લેનારનું અંતઃકરણ ખુશી થાય છે તેમ દેનારને પણ એક ઉત્તમ પ્રકારનો માનસિક આનંદ ને આત્મિક દિલાસો મળે છે. પ્રભુએ કહેલું છે કેઃ—

**यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥** (અ. ૧૮ શ્લો. ૫)

અર્થઃ—યજ્ઞ, દાન ને તપ, એ કર્મ તો છોડવાંજ નહિ, કારણ કે તે મનુષ્યને પવિત્ર કરનારાં છે.

પ્રભુ કહે છે કે, દાન મનુષ્યને પાવન કરનાર છે. એ કરતાં વધારે ખાતરી આપણને શું જોઈએ? એ કરતાં બીજું વધારે **આપણને શું જોઈએ? કારણ કે પાવન થવાથીજ—શુદ્ધ થવાથીજ આપણે પ્રભુની સમીપ જઈ શકીએ છીએ, અને દાનથી શુદ્ધ થવાય છે, માટે દરેક માણસે હમેશાં યથાશક્તિ મન, વચન કે કર્મથી પણ દાન કરવું જોઈએ.**

## ૬૭—તોપનો ગોળો તો ત્રણ ચાર માઈલજ જાય, પણ અન્નનો ગોળો તો સ્વર્ગ સુધી જાય છે.

**દાનની મહત્તા કેટલી બધી છે, એ તમોને ખબર છે? એક**

સાધુએ કોઈને પૂછયું કે; ભાઇ, વધારેમાં વધારે કેટલે દૂર સુધી ઘા પહોંચી શકે? ત્યારે તે માણસે કહ્યું કે, સાધારણ ઘા સો હાથ સુધી, ને ગોફણથી ઘા ફેંકયો હોય તો ત્રણસો હાથ સુધી પહોંચી શકે. સાધુએ પૂછયું કે, એથી વધારે દૂર જાય એવું કાંઈ છે? ત્યારે પેલા માણસે કહ્યું કે, બંદુકની ગોળી હજાર હાથ સુધી દૂર જાય છે, ને તોપનો ગોળો ત્રણ ચાર માઇલ સુધી જઇ શકે છે. સાધુએ પૂછયું, એથી વધારે દૂર જાય એવું કાંઇ સાધન છે? તે માણસે કહ્યું, નહિ. ત્યારે તે સાધુ મહાત્માએ કહ્યું કે, બેટા! ભૂખ્યા માણસને ખવરાવેલા અન્નનો ગોળો સ્વર્ગ સુધી પહોંચી શકે છે.

દાનની મહત્તા આવી છે, માટે જેને પ્રભુએ આપ્યું હોય તેણે આપવામાં સંકોચ કરવો નહિ. જેઓની પાસે લાચારોને આપવા માટે હોય, તેમ છતાં પણ જે ખરે વખતે મદદ કરતા નથી તેઓ કમનશીબ છે, તેઓ અભાગિયા છે, તેઓ અરસપરસને મદદ કરવાના ઇશ્વરના મહા નિયમની સામે થનારા છે. તેઓને એ મહા અપરાધ માટે કેવી સખ્ત શિક્ષા થશે એ વિચારતાં અમોને દિલગીરી લાગે છે. પ્રભુ! એવાઓની ઉપર દયા કર અને તેઓને દાન કરવાની સન્મતિ આપ.

દોહો

દયા ધર્મકો મૂલ હૈ, પાપમૂલ અભિમાન;
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાન.

---

## ૬૮–પ્રભુના કરજદાર રહીને કેમ સુખી રહી શકાશે?

દુનિયાના સર્વ ધર્મોનું એ એક મોટું ફરમાન છે કે, કોઇના પણ કરજદાર રહેવું નહિ, બનતાં સુધી સર્વનું લેણું બરાબર ચૂકવી આપવું. સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્રે પોતાની મહારાણીને વેચીને તથા ઢેડને ઘેર વેચાઈને પણ કરજ ચૂકવેલું છે. આપણામાં કહેવત છે કે, “જો આ ભવમાં ન આપીએ તો બીજા ભવમાં માગનારના બળદ બનીને પણ આપવું પડશે.” દુનિયાના લેણાને માટે જ્યારે આમ છે, પૈસાના લેણાંને માટે જ્યારે આટલું બધું છે ત્યારે હૃદયના લેણા માટે અને પ્રભુના લેણા માટે કેટલું બધું હોવું જોઈએ? એ ખ્યાલ તો કરી જુઓ. આપણને પ્રભુએ જે કાંઇ આપેલું છે, તેમાંથી થોડુંઘણું પણ પ્રભુના પવિત્ર

નામથી પ્રભુનાં બાળકોને—અરે ! આપણાજ ભાઈઓને આપવું જોઈએ. પ્રભુએ બીજાઓને આપવાની શરતેજ આપણી ઉપર કૃપા કરીને આપણને ઘણુંએ આપેલું છે. આપણી તીજોરીમાં ઈશ્વિરના ઐશ્વર્યને કેદ કરવા માટેજ તે ઐશ્વર્ય કાંઈ આપણને આપવામાં આવ્યું નથી. ઈશ્વરી ઐશ્વર્ય સાર્વજનિક છે. તેને કેદ કરવાનો કોઈને પણ અધિકાર નથી. જે ઈશ્વિરના ઐશ્વર્યને પોતાનું બનાવીને કેદ કરે છે, તે પ્રભુના મોટા ગુન્હેગાર છે; કારણ કે ઈશ્વરી ઐશ્વર્યને પોતાની તીજોરીમાં કેદ કરવું એ ઈશ્વરની સામે થવા જેવું છે, એ ઈશ્વરી સત્તાનો ખુલ્લો અનાદર છે, એ ઈશ્વરના તેજને ઝાંખું કરી નાખવા જેવું છે, અને છતા પૈસાએ બીજા હક્કદારોને નાહક રોવરાવવા સારૂ દીવાળું કહાડવા જેવું છે; પણ જરૂર યાદ રાખવું કે એવી રીતે બદદાનત રાખવાથી કાંઈ પ્રભુના કરજમાંથી છૂટી જવાય તેમ નથી, એની મઝા તો આગળ છે. એવા પાપીઓને અહીં પોતાના નજીવા સ્વાર્થમાં મઝા પડે છે, એટલે આડાંઅવળાં બહાનાં કરી ધર્મના, વ્યવહારના ને રાજ્યના કાયદા તોડી પોતાના મનનું ને બીજાઓના મનનું સમાધાન કરે છે; પણ એવાઓએ યાદ રાખવું જોઈએ કે, તેઓનાં અહીંનાં બહાનાં યમદૂત પાસે કાંઈ કામ આવવાનાં નથી, ને પ્રભુના દરબારમાં કાંઈ પોપાંબાઈનું રાજ નથી; માટે જેમ બને તેમ જલદીથી ગરીબો તરફની તમારી ફરજ બજાવો. ગરીબો તરફની ફરજ બજાવવી તેનું નામ પ્રભુનું કરજ ચૂકાવવું છે.

## ૬૯—રાજાનું લેણું ચૂકાવ્યા વિના નહિ ચાલે, ત્યારે પ્રભુનું લેણું ચૂકાવ્યા વિના કેમ ચાલશે?

એક માણસ ઉપર રાજાનું લેણું હતું. તેની પાસે તે ચૂકાવી દેવાનાં સાધનો હતાં, તોપણ કાંઈ કાંઈ બહાનાં કહાડી તેણે પોતાનું કરજ ચૂકાવ્યું નહિ, અને અંતે પોતાને માથે રાજાનું લેણું રાખી તે મરી ગયો. એ પછી તેના છોકરા ઉપર રાજાની ઈતરાજી થઈ. રાજાએ તેના ઘર ઉપર જપ્તી બેસાડી, ને પોતાના લેણા માટે તેનું ઘર હરાજ કરાવી તેની મોટી મિલ્કત ખેદાન મેદાન કરી નાખી. બીજા માણસોનું કરજ ચૂકાવવામાં પણ કાંઈ ઘાલમેલ ચાલતી નથી, ત્યારે રાજાનું કરજ ચૂકાવવામાં બહાનાં

કેમ ચાલે ? કારણ કે એ સત્તાવાન છે, ત્યારે પ્રભુ તો રાજાઓનો પણ રાજા અને મહારાજાઓનો પણ મહારાજા છે. તેના કરજમાંથી ખોટાં બહાનાંઓથી કેમ છૂટી શકાશે ? તેની ઈતરાજીથી કેમ બચી શકાશે ? માટે હજાર કામ પડતાં મૂકીને પ્રભુનું કરજ સૌથી પહેલું ચૂકાવવું જોઇએ. એમ કરવામાં આબરૂ છે. એ કરજ ચૂકાવવામાંજ મઝા છે અને એ કરજ ચૂકાવવાથીજ પ્રભુની કૃપા મેળવી શકાય છે. એ કરજ ચૂકાવવું એટલે બીજું કાંઈજ નહિ પણ આપણાં ગરીબ ભાઇબહેનોને જરૂર વખતે બનતી મદદ કરવી એજ છે.

## ૭૦—ઘંટીમાં ખીલાને આશરે રહેલા દાણા બચી જાય છે, તેમજ પ્રભુને શરણ થનાર જીવો પણ બચી જાય.

દુહો

માયા એસી ડાકિની, ખાયો સબ સંસાર;
એક ન ખાયો કબીર જો, જીસો રામ આધાર.

સમર્થ પ્રભુનું શરણ ધર્યા વિના નરકથી બચી શકાય એવો બીજો કોઈ પણ રસ્તો નથી. મોક્ષમાં જવાનો રસ્તો માત્ર પ્રભુનું શરણજ છે. વ્યવહારમાં પણ જુઓ કે ઘંટીમાં જે દાણા પડે છે તે સર્વ દળાઈ જાય છે; પણ તેમાંથી જે દાણા ઘંટીના ખીલાની ઓથમાં ભરાઈ જાય, ખીલાના શરણમાં રહી જાય તે ઘંટીની વચ્ચે રહેવા છતાં પણ બચી જાય છે. તેમજ દુનિયાનું ચક્ર એ કાળની ઘંટી છે, તેમાં પ્રભુ એ ખીલો છે. જેઓ એ ખીલાના શરણમાં જાય છે તેઓ બચી જાય છે, પણ જેઓ ખીલાને છોડી દે છે તેઓનો તો નાશજ થાય છે. આપણે નાની બાબતો સારૂ અને નજીવી નજીવી સારવિનાની વાતો સારૂ પણ મોટાઓનો આશરો શોધીએ છીએ; કારણ કે મોટાઓના આશ્રયથી કામ પાર પડે છે. ત્યારે વિચાર તો કરો કે પ્રભુ કરતાં મોટું બીજું કોણ છે ? આપણે જે સાધુસંતનો, પીર, પેગમ્બરનો કે દેવ દાનવોનો આશ્રય શોધીએ છીએ, તે પણ પ્રભુનો આશ્રય શોધે છે; માટે આપણે સર્વશક્તિમાન પ્રભુને છોડીને બીજાઓનો આશરો શામાટે શોધવો જોઇએ ? આપણે તો મોટામાં મોટા, દયાળુમાં દયાળુ અને સૌ આશ્રયના પણ આશ્રય સમર્થ પ્રભુનું સર્વાત્મભાવથી શરણ લેવું જોઇએ. એજ દુઃખથી, પાપથી તથા નરકથી બચવાનો

અને પરમ કલ્યાણનો રસ્તો છે. પ્રભુએ પણ કહેલું છે કેઃ—

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।**
**तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम्** (અ.૧૮શ્લો.૬૨.)

અર્થઃ—હે અર્જુન! સર્વભાવથી પ્રભુનાજ શરણમાં જા. તેની કૃપાથી પરમ શાંતિને તથા નહિ નાશ થાય તેવા અખંડ સ્થાનને પામીશ.

આવી રીતે પ્રભુ આપણને કોલ આપે છે, માટે અનંત કાળના મોક્ષનો આનંદ ભોગવવા સારૂ ભાઇઓ! તનમનધનથી પ્રભુને શરણે જાઓ, પ્રભુને શરણે જાઓ.

પદ

સુખ છે તમારા શરણમાં—હો શામળીયાજી;
એ મારા ગુરુએ કહ્યું કરણમાં—હો શામળીયાજી. (ટેક)
જપ તપ તીરથ ચારે પદારથ (૨)
એ મારા ગુરુજીના ચરણમાં—હો શામળીયાજી—સુખ છે૦
પ્રેમે કરીને મારે મંદિરે પધારો વહાલા (૨)
ન જોશો જાત કુળ વરણમાં—હો શામળીયાજી—સુખ છે૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વહાલા(૨)
આડે આવજો મારા મરણમાં—હો શામળીયાજી—સુખ છે૦

## ૭૧–થોડા કાળને માટે અહીં આટલો બધો સંગ્રહ અને અનંત કાળના પરલોક માટે કાંઈજ નહિ?

બે ભાઈઓ હતા તે બંને પૈસાદાર હતા. તેમનો મોટો ભાઈ બહુ ઉદાર ને નાનો ભાઇ લોભીઓ હતો. મોટો ભાઇ સારી સારી સખાવત કરતો, ગરીબોની ખબર રાખતો, પાડોશીઓને મદદ કરતો, દુઃખીને દિલાસો આપતો, બિમારોની સેવા કરતો, વિદ્યાર્થીઓને મદદ કરતો અને અનાથોની સંભાળ લેતો હતો. એવાં ભલાં કામોમાં ખુલ્લા દિલે ને છૂટા હાથે તે પૈસા ખર્ચતો હતો; પણ નાનો ભાઇ ધર્મના કામમાં એક દમડી પણ ખર્ચતો નહોતો, તે તો બધું ભેળુંજ કર્યા કરતો હતો. એક વખત મોટો ભાઈ બહુ બિમાર પડયો, ત્યારે તેણે સર્વેનાં ખાતાં ચૂકતે કર્યાં, એ વખતે તેનો નાનો ભાઇ પણ ત્યાં આવ્યો. ત્યારે મોટા ભાઇએ તેને કહ્યું કે;મારી પાસે તારૂં લેણું હોય તે ચૂકવી જા. ત્યારે તે નાના ભાઇએ કહ્યું કે, હું તમારી પાસે કાંઇ માગતો નથી, પણ તમારા

આઠ આના મારી પાસે લહેણા છે, તે આપી જઇશ. ત્યારે મોટા ભાઈએ કહ્યું કે; હવે તો હું હમણાં જાઉં છું, માટે એ આઠ આના તું આવે ત્યારે સ્વર્ગમાં લેતો આવજે. નાના ભાઈએ કહ્યું કે; એ કેમ બને ? ત્યાં કેમ લાવી શકાય ? ત્યારે મોટા ભાઈએ કહ્યું કે, તારા લાખો રૂપિયા ત્યાં તું લઇ જઇશ, ને મારા આઠ આના નહિ લાવી શકે ? એમાં તને શું ભાર લાગી જવાનો છે ? નાના-ભાઈએ કહ્યું; ત્યાં તો કાંઇ લાવી શકાય નહિ. ત્યારે મોટા ભાઇ-એ કહ્યું કે; અહીં તો આપણને થોડો વખત રહેવાનું છે, ને ત્યાં તો અનંત કાળ સુધી રહેવાનું છે. થોડા વખતને માટે આટલી બધી ધામધૂમ ને આટલો બધો સંગ્રહ અને અનંત કાળને માટે કાંઇ નહિ ! જ્યાં તારે વધારે વખત રહેવું છે ત્યાં જ્યારે કાંઈ લઈ જઈ શકીશ નહિ, ત્યારે અહીં ભેગું કરેલું તને શું કામ આવશે? મોટા ભાઇની આ વાતથી નાના ભાઇને પોતાની ભૂલ ખુલ્લી રીતે માલૂમ પડી ગઈ, તે શરમાઇ ગયો ને તે દિવસથી પરમાર્થના કામમાં લાગી ગયો.

સૌ ભાઇઓએ બરાબર રીતે યાદ રાખવું જોઇએ કે, અહીં ભેગું કરેલું ત્યાં કામ આવતું નથી, પણ અહીં સારી રીતે ખ-ર્ચેલુંજ કામ આવે છે, માટે જેને પ્રભુએ આપ્યું હોય તેણે પર-માર્થમાં પાછું પડવું નહિ. પ્રભુ કહે છે કે, મારાં બાળકોની સેવા એજ મારી સેવા છે; માટે જો મને રીઝવવો હોય તો તનથી, મનથી, ધનથી, કે બીજી કોઈ પણ રીતે જેનાથી જેવી રીતે બને તેવી રીતે બાલકોની સેવા કરો. સૃષ્ટિની સુંદરતા વધારો. જગતને પૂર્ણતાએ પહોંચાડવાના અને મનુષ્યને દેવ બનાવવાના મારા ઉદ્દેશમાં મદદ કરો. એમાં જગતનો ઉદ્ધાર છે, ને એમાંજ હું છું; માટે પરમાર્થ એજ તમારો હમેશનો મંત્ર રાખો.

છપ્પો

જેમ ઘાંચીનો બળદ, રાત ને દિવસે ફરિયો;
જેમ ગધ્ધો ગુણ હીણુ, ભાર અણુ લેખે ભરિયો;
પાડો જેમ પખાલ, પૂંઠે પણ પરખે પાણી;
વેઠે પકડી વીર, તડફડીને તે તાણી,
જર રજ્યા થઇ રાંકડા, વેઠ દુઃખ વધારિયો;
સામળ નવ ખાધું ખરચિયું, તે જીતી બાજી હારિયો.

## ૭૨—ગાડા નીચે ચાલતા કૂતરાની પેઠે હું જ ગાડું ખેંચી જાઉં છું એવું અભિમાન ન રાખો.

પરમાર્થ કરવામાં ઘણાં માણસો વિશેષતા સમજે છે, પણ એ ભૂલ છે. મહાત્માઓ કહે છે કે પરમાર્થ કરવો એ તો ખાસ ફરજ છે. એમા કાંઈ અભિમાન કરવા જેવું નથી. જ્ઞાની ગુરુ નાનકે કહેલું છે કે:—

તું કહેગા મૈં દાતા હું, પર માલ કહાંસે લાયા હૈ ?
દાન કરો ગરીબસેં બાબા, મગરૂરીસેં ધોખા હૈ.

આપણે દાતા બનીએ છીએ, પણ આપણને આપવાવાળો કોણ છે ? આપણને પ્રભુએ આપ્યું છે, માટે પ્રભુના પવિત્ર નામથી બ્રહ્માર્પણ કરવું જોઇએ. કૂતરું ગાડા નીચે ચાલ્યું જાય, ને મનમાં એમ માની લે કે હું ગાડું ખેંચી જાઉં છું, એવું મિથ્યા અભિમાન આપણે ન કરવું જોઇએ. પ્રભુની આપેલી ચીજો પ્રભુના પવિત્ર નામથી, પ્રભુને અર્થે, પ્રભુનાં બાળકોને, આપણાં ભાઇબહેનોને આપવી જોઇએ. દુનિયાના સર્વ ધર્મોએ એ મુખ્ય ફરજ માનેલી છે. યજ્ઞ, દાન, અને તપ કરવામાં અભિમાન નહિ કરવા માટે પ્રભુએ પણ કહેલું છે કે:—

**एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।**
**कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥** (અ૦ ૧૮ શ્લો૦ ૬)

અર્થ:—હે અર્જુન ! એ કર્મો પણ ફળની ઇચ્છા છોડીને તથા અભિમાન છોડીને કરવાં જોઇએ, એ મારો ઉત્તમ અને નક્કી મત છે.

યજ્ઞ એટલે પ્રભુ તરફની ફરજ, દાન એટલે મનુષ્યજાત અને પ્રાણિયો તરફની આપણી ફરજ, અને તપ એટલે મનને કાબૂમાં રાખવું. એ ત્રણ મુખ્ય કર્મ કે જેને કર્તવ્ય કહેવામાં આવે છે, તે પ્રભુને અર્થેજ કરવાનાં છે. એમાં અભિમાન કરવાથી એ કર્મોની મહત્તા ઘટી જાય છે. તે માટે પ્રભુએ કહેલું છે કે:—

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।**
**तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥** ( અ૦૩ શ્લો૦ ૯ )

અર્થ:—મારે માટેનાં જે કર્મો છે, તે સિવાયનાં સર્વે કર્મો બંધનકારક છે; માટે હે અર્જુન ! આસક્તિ છોડીને તું પ્રભુને અર્થે કર્મ કર.

પ્રભુની આવી ખુલ્લી આજ્ઞા છતાં પણ જો આપણે આપણા અહંભાવમાંથીજ પરમાર્થ કરીએ તો એ પરમાર્થ પણ બંધન-

કારક થઈ પડે છે. એમ ન થાય માટે આપણાં દાનધર્મ ખાસ પ્રભુપ્રીત્યર્થેજ હોવાં જોઈએ; તેમાં જરા પણ વિશેષતા નહિ સમજવી જોઇએ, અને જરાપણ કર્તાપણાનું અભિમાન ન કરવું જોઇએ. જો તેમાં જરા પણ અભિમાનનો અંશ આવી જશે તો એ રૂડાં કર્મો પણ બંધનકારક થઇ પડશે. માટે ભાઇઓ ! ક્ષુદ્ર માનપાન સારૂ ને ઘડીક વારના માનમર્તબા સારૂ નહિ, પણ પ્રભુને અર્થે અંતરની શુભેચ્છાથી પરમાર્થ કરો.

## ૭૩–અભિમાન કરવાથી આપણાં શુભ કર્મો પણ ઓછી સત્તાવાળાં ને મલિન થઈ જાય છે.

વ્યવહારમાં આપણે જોઇએ છીએ કે, નિખાલસતાથી જે નાનાં કર્મો કરવામાં આવે છે, તેની કિંમત પણ મોટી થઇ પડે છે, ત્યારે પરમાર્થને ખાતર કરેલાં, અને તે પણ વળી બ્રહ્માર્પણ થયેલાં કર્મોની કિમ્મત ઇશ્વરના દરબારમાં કેટલી બધી મોટી થઇ પડશે, ને અહંભાવવાળાં કર્મો ત્યાં કેટલાં બધાં નીચાં થઇ પડશે, એ ખ્યાલ તો કરો. આપણાં ભલાં કામોની કિંમત ઓછી ન થઇ જાય, પણ તેની કિંમત વધારેમાં વધારે થાય તે સારૂ દયા કરીને એની એ વાત પ્રભુ આપણને વારંવાર કહે છે કે:—

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ (અ૦ ૯ શ્લો૦ ૨૭)

અર્થ:—જે કરો, જે ખાઓ, જે હોમો, જે આપો, જે તપ કરો, તે સર્વ હે અર્જુન ! મને અર્પણ કરો.

પ્રભુની આ બહુ ખુલ્લી અને મોટી આજ્ઞા છે. એમ કરવાથી શું થાય છે, તેને માટે પ્રભુએ કહેલું છે કે:—

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥ (અ૦ ૫ શ્લો૦ ૧૦)

અર્થ:—જેમ કમળનું પાંદડું પાણીમાં રહેવા છતાં કોરૂં રહે છે, તેમ આસક્તિ છોડીને કર્મો પ્રભુને અર્પણ કરવ થી કર્મ કર્યા છતાં પણ તમે બંધનમાં આવશો નહિ.

પ્રભુને કર્મ અર્પણ કરવાથી આવી રીતે કર્મના સ્વાભાવિક દોષથી બચાય છે. માટે કદિ પણ પરમાર્થ કરવામાં અભિમાન કરવું નહિ કે ફુલાઈ જવું નહિ; પણ ઇશ્વરી ફરજ સમજીને, મનુષ્યનું મનુષ્યત્વ સમજીને, આત્માની ઉન્નતિ સમજીને, જીંદ-

ગીની સાર્થકતા સમજીને, ધર્મનું તત્ત્વ સમજીને, આપણું કર્તવ્ય સમજીને, અને પ્રભુની આજ્ઞા સમજીને, શુદ્ધ અંતઃકરણથી, ખુલ્લા દીલે, મહાન્ ઈશ્વરના પવિત્ર નામથી પ્રભુપ્રીત્યર્થે પરમાર્થ કરવો જોઇએ. જો એમાં સંકોચ કરીએ અથવા અહંભાવ રાખીએ તો આપણે હાથે કરીને તેની કિંમત ઘટાડી નાખીએ છીએ, અને તેનું ફળ ઓછું કરી નાખીએ છીએ, એમ સમજવું. માટે કદિ પણ પરમાર્થમાં અહંભાવ રાખવો નહિ જોઇએ. એજ મનુષ્યની ઉત્તમતા છે, એજ મહાત્માઓનો છેવટનો ઉપદેશ છે ને એજ ઇશ્વરની ઇચ્છા છે.

## ૭૪–બીજાઓની ચીજોનો આપણે લાભ લઇએ છીએ, માટે આપણે પણ બીજાઓને માટે કાંઇ કરવું જોઇએ.

પ્રભુની ઈચ્છા છે માટે ને શાસ્ત્રોની આજ્ઞા છે માટે દાન કરવું જરૂરનું છે; એટલુંજ નહિ પણ વ્યાવહારિક રીતે પણ દાન કરવાને આપણે બંધાએલા છીએ, કારણ કે કોઇકનાં વાવેલાં ઝાડોનાં ફળ આપણે ખાઇએ છીએ. બીજાઓનાં લખેલાં પુસ્તકો વાંચીને આપણે જ્ઞાન મેળવીએ છીએ. બીજાઓએ ખોદાવેલા કુવાતળાવનાં પાણી આપણે વાપરીએ છીએ. બીજાઓએ બનાવેલાં કપડાંઓ આપણે પહેરીએ છીએ. બીજાઓએ વાવેલાં અનાજથી આપણે નભીએ છીએ. બીજાઓની જમીનપર આપણે ફરીએ હરીએ છીએ. બીજાઓની ગાડીઓમાં આપણે બેસીએ છીએ. બીજાઓએ શોધેલી દવાઓનો આપણે લાભ લઈએ છીએ. બીજાઓએ બાંધેલાં ઘરોમાં આપણે રહીએ છીએ. બીજાઓએ શોધેલાં યંત્રો અને યુક્તિઓનો આપણે લાભ લઇએ છીએ અને આપણે આપણા પોતાથીજ નહિ પણ બીજાઓની મદદથીજ ઉત્પન્ન થયા છીએ. ટુંકામાં આપણી જીંદગીનો દરેક શ્વાસ ઇશ્વરકૃપાથી ને બીજાઓની મદદથીજ લઈ શકાય છે. આમ હોવાથી જાણ્યે કે અજાણ્યે પણ આપણે બીજાઓના ઉપકારમાં હમેશાં દબાએલાજ છીએ, માટે આપણે પણ બીજાઓને માટે કાંઇક ને કાંઇક પણ ભલું કામ કરવુંજ જોઇએ. જે એવી રીતે ન કરે તે નગુણા છે. આપણી ઉપર કરેલા ઉપકારનો

બદલો વાળવા તક ન લેવી, યત્ન ન કરવો એનુંજ નામ પાપ છે ને એજ અધમપણું છે; માટે એવા અધમપણાથી બચવા સારૂ ઇશ્વરના પવિત્ર નામથી ઈશ્વરને અર્થે આપણાં ગરીબ ભાઇબહેનોને યથાશક્તિ મદદ કરવી જોઇએ.

## ૭૫–દાન આપવું તે થાપણ મૂકવા બરોબર છે.

દોહરો

કરીએ સારૂં કોઇનું, એજ ધર્મનું કર્મ;
બીજા કલ્પિત ધર્મ છે, મનમાં સમજો મર્મ.

દાન આપવું એનો અર્થ શું? તમે ધારો છો તેમ દાન દેવાનો અર્થ આપી દેવું એવો નથી. આપણે દાન દેવાનો ખરો અર્થ સમજતા નથી, માટેજ આપણે છૂટથી દાન આપી શકતા નથી. મહાત્માઓ કહે છે કે, દાન દેવું એનો અર્થ આપી દેવું એવો નથી, પણ દાન દેવું એનો અર્થ ઇશ્વરને ત્યાં થાપણ મૂકવી એવો છે. દાનરૂપે ઇશ્વરને ત્યાં મૂકેલી થાપણ ખરે વખતે આપણને વ્યાજ સાથે કામ આવે છે. જ્યારે જાણે અજાણે થઈ ગએલાં બૂરાં કર્મોમાંથી પેદા થએલા પાપરૂપી દુશ્મનો આપણી ઉપર હુમલો કરે છે, ને તેથી આપણે આફતમાં આવી પડીએ છીએ ત્યારે આપણા બચાવ માટે ઇશ્વરને ત્યાં અનામત મૂકેલી દાનરૂપી મુડી વ્યાજ સાથે કામ લાગે છે. આ વાતમાં કોઇએ સંદેહ રાખવો નહિ જોઇએ, કારણ કે આપણે નજરે જોઇએ છીએ કે, કોઇ પણ સારો માણસ બીજાઓની થાપણ ખાઈ જતો નથી, ત્યારે સૌથી સારામાં સારો ઈશ્વર આપણી થાપણ કેમ ડૂબાવશે? એટલો તો આપણે જરૂર વિશ્વાસ રાખી શકશું કે દાનરૂપે ઇશ્વરને સોંપેલી આપણી નાનકડી રકમ સારૂ તેને દીવાળું તો નહિજ કહાડવું પડે; માટે ભાઈઓ! દાન કરો, દાન કરો. દાન કરવું તે આપી દેવું એમ નથી, પણ આપણાજ બચાવ સારૂ અનામત મૂકવું એ છે. એ અનામત રકમ–એ રીઝર્વ ફંડ–એ સેવિંગ્સ બેંકમાં મૂકેલું નાણું, જેમ વધારે હોય તેમ વધારે લાભ છે–વધારે બચાવ છે; માટે આપણાં ગરીબ ભાઇબહેનોને મદદ કરતાં હાથ પાછો ખેંચો નહિ, ખેંચો નહિ. મદદનો હાથ તો લંબાવવામાંજ મઝા છે.

પદ

કોઈનો ભાર ન રાખે મારારી, આપે વ્યાજશકિ ગર્યવાળી. (ટેક)
સુદામાજીના તાંદુલ લીધા, તેના મહેલ કનકના રે કીધા.
દ્રૌપદીજીનું આવ્યું રે ટાણું, ચીર પૂર્યા તે નવસો નવાણું.
કુબજાનું રે ચંદન લીધું, એને રૂપ અનુપમ દીધું.
ગોવાળીએ ઓચ્છવ કીધો, વહાલે કરપર ગોવરધન લીધો;
ધન્ય ધન્ય નરસિંહ તારી વાણી, એમ બોલ્યા તે સારંગપાણી.

## ૭૬–દાન આપવું તે બીજ વાવવા બરોબર છે.

ગરીબોને દાન આપવું એનો અર્થ નાખી દેવું એવો નથી, પણ બીજ વાવવું છે. અહીં પૃથ્વીમાં આપણે એક બાજરીનો દાણો વાવીએ તો તેના હજારો દાણા થાય છે. એક આંબાની ગોટલી વાવીએ તો તેમાંથી હજારો ફળ સેંકડો વરસો સુધી મળે છે, ત્યારે સ્વર્ગની ભૂમિ તો પૃથ્વી કરતાં લાખોગણી સારી છે, અને બાજરીના દાણા કે આંબાની ગોટલી કરતાં દાનનું બીજ તો હજારોગણું ચઢીઆતું છે, એટલે એમાંથી કેવાં સરસ અને કેટલાં બધાં ફળ થશે તથા એ ફળનો લાભ કેટલા લાંબા વખત સુધી મળશે એ ખ્યાલ તો કરી જુઓ. શાસ્ત્રો કહે છે કે, સાત પેઢી સુધી પુણ્યની અસર પહોચે છે; માટેજ આપણામાં કહેવાય છે કે, મોટેરાનાં પુણ્યથી અમે સુખી છીએ.

પરમાર્થનાં બીજ વાવવામાં આટલી બધી ખુબી ને આટલી બધી મઝા છે, એટલે એમ સમજવાનું છે કે, દાન કરવું તે માત્ર આપણે સારૂજ નહિ, પણ આપણાં બચ્ચાંઓ, અને તેનાં બચ્ચાંઓના હિત સારૂ પણ આપણે પુણ્ય કરવું જોઇએ. પૃથ્વી ઉપરની જમીન અને અનાજનું બીજ જ્યારે સેંકડોગણું આપી શકે છે, ત્યારે સ્વર્ગ જેવી ભૂમિ ને પરમાર્થ જેવું બીજ કેટલું બધું આપી શકે? એ ખ્યાલ કરતાં પણ અમોને તો આનંદ થાય છે; માટે ભાઇઓ ! જેમ બને તેમ ગરીબોને મદદ કરો. આપવામાંજ મઝા છે, કારણ કે આપવું તે નાખી દેવું નથી; પણ મોસમમાં બીજ વાવવુ છે. જે છતાં સાધનોએ એવાં બીજ નહિ વાવે તે ફળ વિનાનાં રહી જશે, અને વખત આવ્યે તેઓને પસ્તાવોજ થશે; માટે હજી પણ વખત છે તો બીજ વાવો. ધર્મનાં બીજ વાવો. એજ માણસાઇ છે. એજ પ્રભુની આજ્ઞા છે ને એમાંજ કલ્યાણ છે.

## ૭૭–દાન આપવાથી કોઇ ગરીબ થતું નથી, ને કદાચ થાય તોપણ તેમાં તેઓ શોભે છે.

દાન આપવાથી દુનિયામાં કોઇ ગરીબ થઈ ગયા નથી ને કદિ દાન આપવાથી કોઈ ગરીબ થઇ ગયા હોય, તો તે ગરીબાઇમાં પણ બીજા સૌ કરતાં તે વધારે શોભે છે દુનિયામાં માગવાવાળા-જ ગરીબ છે; આપવાવાળા ગરીબ નથી. પરમેશ્વરે જેને આપ્યું હોય, તેનું યથાશક્તિ પાત્રને આપવાથી કાંઇ ઘટી જતું નથી. કવિયોએ કહેલું છે કે:–

દોહો

કુંજર મુખતેં ગિર પડયો, સો ઘટયો ન ગજકો અહાર;
લાખો કીડી લે ચલી, સો વરતાવન પરિવાર.

આવીજ રીતે રાજાઓ અને શ્રીમંતો એ કુંજર સમાન છે અને ગરીબો તે કીડી સમાન છે. પોતાને માટે જે નહિ ખાઇ શકાય એટલું બધું ખાવાનું છે તેમાંથી થોડું ગરીબોને મોઢે જાય તો તેથી શ્રીમંતોનું કાંઈ ઘટી જતું નથી, પણ એટલામા ગરીબો કુટુંબસહિત નભી જાય છે. વાલકેશ્વરના મેળામાંથી બે ચાર રમકડાં ઓછાં લે તો એક શ્રીમંત દશ વીશ રૂપિયા બચાવી શકે છે, અને તેજ પૈસાનાં કોઇ ગરીબ વિદ્યાર્થીને પુસ્તકો અપાવે તો બહુ વધારે હિત કરી શકે છે. રેલ્વેમાં મુસાફરી કરતાં ફર્સ્ટ કલાસને બદલે સેકન્ડ કલાસમાં બેસે, ને તે પૈસા ગરીબ રાંડીરાંડોને મદદ કરવામાં ખર્ચે તો એમાં કાંઇ તેઓનું ઓછું થઈ જતું નથી. પરેલથી કોલાબે જતાં વિકટો-રિયાનો રૂપીયો ખર્ચવાને બદલે ટ્રામથી એક આનામાં ચલાવી લે, ને એક રૂપીયાની સોળ શેર પૂરી લઇ ગરીબોને અપાવે તો સોળ માણસનો એક ટંક ગુજારો થઇ શકે છે. બૈરીના દાગીનામાં જેઓ પચીસ હજાર રૂપિયા રોકતા હોય તેઓ દશ હજારના દાગીનાથી ચલાવી લે, અને પંદર હજાર રૂપિયાનું વ્યાજ દર સાલ ધર્માદામાં ખર્ચ્યા કરે તો શું તે શ્રીમંતની બૈરી બેડોળ બની જવાની છે ? નહિજ, ઉલટું દાનથી તેનું તેજ વધશે, પણ એ બનવું મુશ્કેલ છે; કારણ કે આપણા અહંભાવને આપણે વળગેલા છીએ, એટલે ઇશ્વરને અર્થે જે આપવાનું છે તે આપી શકતા નથી. એજ બંધન છે, એજ પામરપણું છે ને એજ–નહિ આપવું એજ ઇશ્વરી રસ્તામાં આગળ નહિ વધવા

કે તેવી મોટી અડચણ છે. માટે જેમ બને તેમ આપવાનો રસ્તો ખુલ્લો કરો, એટલે સ્વર્ગનો સાંકડો રસ્તો પણ વિશાળ થઈ પડશે.

## ૭૮–આપનારને ઘેર હાથીઘોડા છે, લેનારને ઘેર નહિ.

દુનિયામાં આપવામાંજ મઝા છે, લેવામાં નહિ. જગતમાં જે સુંદર મકાનો છે, બગીચાઓ છે, ઝવેરાતો છે, ગાડીઘોડાઓ છે, કારખાનાંઓ છે, દુકાનો છે, તિજોરીઓ છે, ને મોટા મોટા વૈભવો છે તે સર્વ દેનારને ત્યાં છે; લેનારને ત્યાં તેમાંનું કાંઈ પણ નથી, એ બરોબર યાદ રાખજો. એક મોટા ધર્મઉપદેશકે પોતાના ઉપદેશ વખતે જાહેરમાં કહ્યું હતું કે, હવે હું બુઢ્ઢો થયો છું, ને જ્યારથી છેક નાનો હતો ત્યારથી હજારો જણ પાસેથી કાંઈ ને કાંઈ રોજ રોજ લેતો આવ્યો છું, તોપણ હું તો ગરીબનો ગરીબજ રહ્યો છું " ભિખનાં હાંડલાં સીંકે ચડે નહિ " એ કહેવત ખરેખરી છે, માટે લેવાની ઇચ્છા રાખો નહિ, પણ આપવાનીજ ઇચ્છા રાખો. જગતમાં આપવામાં મઝા છે.

વિદ્વાનો કહે છે કે, આપણે માત્ર આપણી જાતને માટેજ નહિ પણ જગતને માટે જન્મ્યા છીએ, માટે આપો. આપવામાં સુખ છે, કારણ કે આપવું તે પ્રભુને બહુ વહાલું છે. આપવાથી પ્રભુ બહુ રાજી થાય છે, માટેજ તેણે આપણને ઘણુંએ આપેલું છે; અને આપણે બીજાઓને ઘણુંએ આપીએ એમ તે ઇચ્છે છે, માટે જેમ બને તેમ કોઈને કોઈ રસ્તે પણ આપણાં ભાઈબહેનો મદદ કરો.

કુંડળિયા–ભુજંગી છંદ

રાખી દયા હૃદયવિષે, કરો લોક ઉપકાર;
ઉત્તમ કારજ એજ છે, સર્વ ધર્મનો સાર.
બધા ધર્મનો સારમાં સાર એ છે;
કથા વારતા ગ્રંથકારો કહે છે.
શિખી સાંભળીને જુઓ શબ્દ સાંખી;
બનો ઉપકારી દયા દીલ રાખી. (દલપતરામ કવિ)

## ૭૯–અસલના લોકો દાન આપવાને કેવી કેવી યુક્તિઓ કરતા?

અસલના ઋષિઓ કંદમૂળ ખાઈને રહેતા અને તે પણ ન

મળવાથી કદાચ અપવાસ કરવો પડે તો તે પણ કબૂલ કરતા, પણ દાન માગવા જતા નહોતા. માગવા જવું તો બાજુએ રહ્યું, પણ રાજાઓ અને શ્રીમંતો તેમના પગમાં પડી પડીને તેઓની ઇચ્છા મુજબ કાંઇ પણ વસ્તુ માગવાની પ્રાર્થના કરતા હતા, તોપણ તેઓ કોઇ પાસેથી કાંઇ લેતા નહોતા; પણ જાતમહેનતથી, ઇશ્વર ઇચ્છાથી જે કાંઇ મળે તે ઉપર ગુજારો કરતા હતા; કારણ કે દાન લેવાથી પુણ્યનો, તપનો, ધર્મનો, યશનો, આયુષ્યનો તથા ઇશ્વર-કૃપાનો ક્ષય થાય છે, એમ તેઓ પૂર્ણ રીતે સમજતા હતા; તેથી બનતાં સુધી હાલના કળજુગિયા સાધુઓની પેઠે તેઓ કોઇની ઉપર બોજારૂપ થઇ પડતા નહોતા. જો માગવું સારૂં હોય, દાન લેવું એ સારૂં હોય તો ઋષિ-મુનિઓ શામાટે તેનો ઇનકાર કરે? જૂની વાતોમાં અને પુરાણોમાંથી આપણે સાંભળીએ છીએ કે, બ્રાહ્મણોને એટલે કે વિદ્વાનોને, ભક્તોને દાન દેવા માટે દાની રાજાઓને ઘણા ઘણા પ્રકારની યુક્તિઓ કરવી પડતી હતી; જેમકે પાનનાં બીડાંમાં દાન આપવાનાં ગામોનાં નામ લખી આપવાં તથા ફળો-માં સોનામહોરો છુપાવવી, વિગેરે. એમ કરીને ખબર વિના બ્રાહ્મણોને તે ફળ તથા પાનબીડાં આપી દેતા; કારણ કે જો ખબર પડે તો ખરા બ્રાહ્મણો દાન લે નહિ, માટે દાન આપવા સારૂ આવી આવી ઘણા પ્રકારની યુક્તિઓ કરવી પડતી હતી અને તો-પણ સાચા ભક્તો તેનો ઇનકાર કરતા હતા.

ઉત્તમ પાત્રોને દાન આપવામાં કેટલું બધું ફળ છે, અને દાન લેવું એ કેવું ખરાબ છે, તે સમજવા માટે આપણે આવી વાતો જાણવાની તથા તેમાંથી એ શિખવાની જરૂર છે કે, જેમ બને તેમ આપણાં ગરીબ ભાઇબહેનોને--ઉછરતા વિદ્વાનોને તથા જ્ઞાની ભક્તો-ને યથાશક્તિ મદદ કરવી, એજ પ્રભુનું વહાલામાં વહાલું કામ છે.

---

## ૮૦—ભગવાને કહ્યું છે કે, લેનાર તો હલકો છે, પણ આપનારનો તો હું દાસ છું.

દાન માગવું એ તો બહુ ખરાબ છે, એ તો શરમભર્યું છે. તેને માટે કહેલું છે કે, ભગવાનને બળિરાજાને ત્યાં માગવા જવું પડયું, ત્યારે તેને પણ નાનું રૂપ લેવું પડયું હતું; કારણ કે માગવું એ લઘુપણું–નીચાપણું છે. મોટાઓને માગવું શોભે નહિ અને જે માગે તેનામાં મોટાઇ રહેજ નહિ, માટે પ્રભુએ પોતે પણ

માગતી વખતે વામનરૂપ—નાનું રૂપ લીધું હતું. પ્રભુએ એમ કરીને પોતાનાજ દાખલાથી વામનરૂપ ધરીને જગતને બતાવેલું છે કે, માગવું એ હલકું કામ છે ને આપવું એજ ઉત્તમ છે; એટલુંજ નહિ પણ દાન આપનાર બળિના દ્વારપાળ બનીને ભગવાને દુનિયાને શિખવ્યું છે કે, આપનારનો તો હું દાસ છું ને લેનાર તો હલકો છે. માટે દાન લેવાની ઈચ્છા ન રાખો; કારણ કે જે લે છે તેને નથી મળતું, પણ જે આપે છે તેને મળે છે. માટે જે લેવું તે પણ આપવાને માટેજ લેવું જોઇએ, તો એ લેવું ખરાબ નથી.

## ૮૧–આખી દુનિયાના આપણે કરજદાર છીએ, અને કરજ ન ચૂકાવવું એનુંજ નામ પાપ છે.

છતાં સાધનોએ બીજાઓને ન આપવું એ તો માથે કરજ રાખવા બરોબર છે. છતાં સાધનોએ બીજાઓને ન આપવું એ તો કર્તવ્ય ન બજાવ્યા બરોબર છે. છતાં સાધનોએ બીજાઓને તેઓના વાજબી હક્કો ન આપવા એ તો ઈશ્વરની સામે થવા જેવું છે, અને છતાં સાધનોએ દાન ન કરવું એનુંજ નામ નરક છે.

એક મહાત્માએ ઈશ્વરની પ્રાર્થના કરતાં કહ્યું છે કે, હે પ્રભુ અમોને અમારૂં કરજ ચૂકાવવાની તક આપ, કે જેથી મરતી વખતે તેઓને જોઇને શરમથી અમારે વહેલી આંખો મીંચવી ન પડે. આપણે આખી દુનિયાના ઉપકારમાં ડૂબેલા છીએ, આખી દુનિયાના કરજદાર છીએ અને પ્રભુના કરજદાર છીએ એ સર્વ કરજ દાન આપવાથી છૂટી શકે છે; દાન લેવાથી નહિ. લેવાથી તો કરજદારી વધે છે, માટે પ્રાર્થના કરો કે હે પ્રભુ! અમોને અમારૂં કરજ ચૂકાવવાની તક આપ.

હરિગીત છંદ

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો, ધર્મ જાણીને ખરો,
વૈરાગ્યથી વસ્તી તજીને, વનવિષે જઇને વસ્યો;
ભગવાં ધરીને ભટકતો રહી, પેટ ભીખાને ભર્યું,
**શી રીતે ઇશ્વર રીઝશે તેં સારૂં કોઇનું શું કર્યું?** ૧
તેં નિત્ય સ્નાન ત્રિકાળ કીધું, ચાહી ગોમય ગોળીને,
તેં પંચગવ્ય વિશેષ પ્રાશન, કીધું ઘોળીઘોળીને;
આહાર એકજ વાર કરવો, એવું વ્રત તેં આચર્યું,
**શી રીતે ઈશ્વર રીઝશે તેં સારૂં કોઇનું શું કર્યું?** ૨

તેં હોમ હવન ઘણા કર્યા, ઘી હવનમાં હોમ્યાં ઘણાં,
તેં ચાલતી નદીને ચઢાવ્યાં, દૂધ દહીં ગાયો તણાં;
બહુ વર્ષ સુખ મુનિવ્રત ધર્યું, તે ઠીક તુજ મનમાં ઠર્યું,
**શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારૂં કોઈનું શું કર્યું ?** ૩
તેં નવ નવાં નૈવેદ્ય કરીને, તે પ્રસાદી તું જમ્યો,
ઉપવાસ ને એકાસણાં કરી, દેહને બહુ તેં દમ્યો;
ખાડો ખણીને દાટિયું, જે અન્ન જમતાં ઊગર્યું;
**શી રીતે ઈશ્વર રિઝશે, તેં સારૂં કોઈનું શું કર્યું?** ૪
તેં પ્રાર્થના પ્રભુની કરી, મુખ વિવિધ વચન ઉચ્ચારીને,
તેં સ્તોત્ર પાઠ ઘણા કર્યા, નિત્ય નિત્ય નિયમો ધારીને;
ગદગદ સ્વરે ગુણગાન કરતાં, આંખથી આંસુ ઝર્યું,
**શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારૂં કોઈનું શું કર્યું ?** ૫
ભગવાન લખી ભક્તિથી, રીઝે નહિ રજ માત્ર તે,
પણ ભક્તિ પર ઉપકાર સાથે, થાય પ્રભુ પ્રિયપાત્ર તે;
તે વગર વાદ વિવાદ કીધા, કામ તેથી શું સર્યું,
**શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારૂં કોઈનું શું કર્યું ?** ૬
(કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ)

## ૮૨–શેઠે નોકરને ધન આપીને ધર્મશાળા બંધાવવા મોકલ્યો, પણ નોકરે તો તે મોજશોખમાં ઉડાવી દીધું !

ધર્મશાળા બંધાવવા તથા સદાવ્રત ચલાવવા માટે એક શેઠે પોતાના નોકરને ઘણી દોલત આપીને કાશી મોકલ્યો. તે નોકરે ત્યાં જઈને શેઠના હુકમ પ્રમાણે કાંઈ કર્યું નહિ, પણ ઉલટો શેઠના પૈસાને ગેરવાજબી રીતે પોતાના સ્વાર્થમાં ઉડાવવા લાગ્યો ને થોડા વખતમાં બધા પૈસા ધૂળધાણી કરી નાખ્યા. શેઠે તેની પાસે હિસાબ માગ્યો, એ વખતે તે નોકર સપડાઈ ગયો. તે કાંઈ જવાબ દઈ શક્યો નહિ, તેથી શેઠે તે નિમકહરામ નોકરને પોલિસના હાથમાં સોંપ્યો. ત્યાં તેને બહુ માર પડયો, ને તે ઉપરાંત સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા થઈ.

આપણને શું શિક્ષા થશે એ તમે જાણો છો ? શેઠે તો પોતાના નોકરને પોલિસમાં સોંપ્યો, પણ પ્રભુ તો આપણને જમદૂતના હાથમાં સોંપશે; કારણ કે આપણે પણ પ્રભુના નોકર છીએ, ને સારાં કામો કરવાનો તેની પાસે એકરાર કરીને અહીં આવેલા

છીએ; પણ એ સરત ઉપર–આપણા એ જૂના કરાર ઉપર આપણે પોતેજ પાણી ફેરવીએ છીએ, આપણી પોતાની કબૂલાત આપણે પોતેજ તોડીએ છીએ, એ શું આપણી નીચતા નથી? ને એ શું પ્રભુનું અપમાન નથી? પ્રભુની ઇચ્છા પોતાની લીલા વિસ્તારવાની છે, પ્રભુની ઇચ્છા સૃષ્ટિનું સૌન્દર્ય વધારવાની છે, પ્રભુની ઇચ્છા પોતાનાં બાલકોને–આપણાં ભાઈબહેનોને ખુશી રાખવાની છે અને આપણી પ્રભુ સાથેની કબૂલાત પણ એજ છે; માટે એ કબૂલાત તોડીને આપણે તેની શિક્ષામાંથી કેમ બચી શકશું? એ શિક્ષામાંથી બચવાનો માત્ર એકજ ઉપાય છે, ને તે એજ કે ઇશ્વરની માયાનો સદુપયોગ કરવો. એ સદુપયોગ, મન સાફ રાખવું ને દાન કરવું એજ છે; માટે ભાઈઓ! જે પ્રભુનું છે તે પ્રભુને અર્થે ખર્ચતાં હાથ પાછો ન ખેંચો, ન ખેંચો.

પદ

જ્યાંલગી આતમા આંગમાં છે, ત્યાં લગી હરિ હારે તું રહે. (ટેક)
હાલતાં હરિ ને ચાલતાં હરિ, ને બેસતાં હરિ ગુણ કહે;
સૂતાં પહેલાં જે સ્મરણ કરે ભાઇ, ત્યારે ઓનો જય જય. જ્યાં લગી૦
લીધા સરીખું નામ હરિનું, લઈ શકે તો લે;
દીધા સરીખું દાન છે અન્નનું, દઇ શકે તો દે. જ્યાં લગી૦
આ રે સંસારિયો સર્વે જૂઠો, ને સાચી વસ્તુ બે;
એક તો પુણ્ય બીજું હરિભજન ભાઇ, છૂટકો સમજી લે. જ્યાં લગી૦
દૃષ્ટ પદારથ સરવ ખોટા, તો આતમા અખંડ છે;
કીડી થકી તે કુંજર લગણ ભાઇ, કાળ ચક્કરનો ભય. જ્યાં લગી૦
એક દિન આંગણે દીવા વિવાહ ને વળી ઢોલ શરણાઇ વાગે;
કહે જીવણ એવો એક દિન આવશે, સમશાણે ધખશે. જ્યાં લગી૦

---

## ૮૩–સાચી દાનતવાળાને પ્રભુ અણધારી મદદ કરે છે.

એક બાપે મરતી વખતે પોતાના છોકરાને પાસે બોલાવીને પૂછ્યું કે, આપણા પૈસાનું હું શું કરૂં? છોકરાએ કહ્યું કે, તમારી મરજી પડે તે કરો. ત્યારે બાપે ફરીથી પૂછ્યું કે, એ પૈસા તને આપું કે ઇશ્વરને આપું? છોકરાએ કહ્યું કે, તમારૂં ને મારૂં ભલું થાય તેમ કરો. એ સાંભળી બાપે પોતાની બધી દોલત પરમાર્થમાં આપી દીધી, ને તે શાંતિથી હરિશરણ થયો. એ પછી તે છોકરો ગરીબીથી કોઇ મંદિરમાં રહીને ઇશ્વરભક્તિ કરવા લાગ્યો; એટલામાં બહારગામના કોઈ શેઠિયાએ ઇશ્વરપ્રેરણાથી

એ ગરીબ ભક્તને પોતાના જમાઈતરીકે પસંદ કર્યો. તેને બીજાં કંઈ છોકરાં નહોતાં, એટલે પોતાની એકની એક દીકરી મોટી દોલત સાથે તેને આપી; તેથી તે ભક્તને પોતાના બાપની દોલત કરતાં પણ ઘણી વધારે દોલત ટુંક વખતમાં મળી ગઇ.

આપણને વિશ્વાસ નથી, બાકી ખાત્રી રાખવી કે પ્રભુ કાંઇ પોતાના ભકતને કદિ પણ છોડી દેતો નથી; પરમાર્થી માણસને તે કોઇ ને કોઇ રસ્તે મદદ કરી દે છે; માટે પ્રભુને નામે ગરીબોને આપવામાં હિંમત હારવી નહિ.

પદ

હરિજનકો હરિનામ બડો ધન, હરિજનકો હરિનામ;
બિન રખવાલે ચોર ન લૂંટે, સોવત હે સુખધામ. બડો ધન૦
દિન દિન હોત સવાયો દોનું, ઘટત ન એક બદામ; બડો ધન૦
સુરદાસ પ્રભુ સેવા જાકો, પારસસેં કહે કામ. બડો ધન૦

## ૮૪–છોકરાંઓને શેઠિયા બનાવવા સારૂ તમે પંડે નરકમાં ન જાઓ.

આપણી એક બહુ મોટી ભૂલ થાય છે એ તમને ખબર છે? એ ભૂલ બીજી કાંઇજ નહિ પણ આપણાં છોકરાંઓને શેઠિયા બનાવવા સારૂ આપણે પોતે નરકમાં જવું એ છે. આપણાં છોકરાંઓને ભરેલાં રાખવા સારૂ આપણે ખાલી હાથે જવું એ છે. આપણાં છોકરાંઓ ઘડીક વારની મોજમજા મારીને પાપમાં પડે તે સારૂ આપણે આપણા પિતા પાસે સુકીવિના–ધર્મવિના જવું એ છે. આપણાં છોકરાંઓને મહેનત કરવી ન પડે, માટે આપણે સ્વર્ગ છોડી દેવું એ છે અને આપણાં છોકરાંઓ જરાકવાર ભરેલાં રહે તે સારૂ આપણે હમેશ સુધી ખાલી રહેવું એ છે.એ ભૂલ કાંઇ નાની નથી. એનો અર્થ એટલોજ છે કે, આપણે ઈશ્વર ઉપર વિશ્વાસ રાખી શકતા નથી. આપણાં છોકરાંઓને શેઠિયા બનાવવા સારૂ આપણે નરકમાં જવું તેનો અર્થ એટલોજ છે કે, ઈશ્વરની અનંત દયા તથા ઇશ્વરનું સર્વજ્ઞપણું આપણે જાણતા નથી; પણ આપણે સમજવું જોઇએ કે, આપણાં છોકરાંઓ એ ઇશ્વરની કૃપાનું ફળ છે, ને તેનું પણ નશીબ તેઓની સાથે હોય છે એ વાત આપણે ભૂલી જઇએ છીએ. બેશક એટલું ખરૂં છે કે, છોકરાંઓને રખડતાં મૂકી જવાનું કોઇ કહેતું નથી, એમ કરવું તે પાપ છે. દુનિયાના

સર્વ ધર્મો, શાસ્ત્રો તથા મહાત્માઓ કહે છે કે, બચ્ચાંઓને કેળવો ને સુખી રાખો; પણ તેમને શેઠિયા બનાવવા સારૂ તમે નરકમાં જાઓ એમ કોઇ કહેતું નથી. એ તોસ તો આપણે આપણી મેળે-જ આપણા ગળામાં નાખીએ છીએ; માટે ભાઈઓ ! છોકરાંઓને શેઠિયા બનાવવા સારૂ તમોને પોતાને નરકમાં જવું ન પડે એ સંભાળજો.

## ૮૫–તમે તળાવ ન ખોદાવી શકો પણ તરસ્યાને પાણી તો પાઇ શકશો.

ખરૂં છે કે કાંઇ દરેક માણસ કૂવા કે તળાવો ખોદાવી શકતા નથી, પણ જો ધારે તો ઘેરે આવી ચઢેલા કોઇ તરસ્યા માણસને પાણીનો લોટો આપી શકે તેમ છે. આપણે સડકો ને રસ્તાઓ ન બંધાવી શકીએ, પણ કોઇને આંગળી ચીંધીને રસ્તો બતાવી શકીએ તેમ તો છીએ, તથા રસ્તામાં પડેલા કાચના કટકા, પથરા કે કાંટાઓને તો ઉપાડી શકીએ તેમ છીએ. આપણે સદાવ્રતો ન ચલાવી શકીએ, પણ ભૂખ્યાને ટુકડો રોટલો આપી શકીએ તેમ તો છીએ. આપણે ધર્માદાનાં દવાખાનાં ન ખોલી શકીએ પણ પાડોશીને જરૂરને વખતે સુંઠ, મરી કે હળદર તો આપી શકીએ તેમ છીએ. આપણે પાઠશાળાઓ ન ખોલી શકીએ, પણ તેમાં આપણાં છોકરાંઓને મોકલી શકીએ તથા કોઇ ગરીબ વિદ્યાર્થીને પુસ્તકોની મદદ કે સલાહ ને હિંમત આપી શકીએ તેમ તો છીએ. આપણે હમેશાં બિમારોની સારવાર ન કરી શકીએ, તોપણ એકલી પડેલી કોઇ દુઃખી ડોશીને કોઈ વખત દવાખાનેથી દવા લાવી આપી શકીએ તેમ તો છીએ. આપણે મોટી મોટી જાત્રાઓ ન કરી શકીએ, પણ પ્રાર્થના કરવા મંદિરમાં જઇ શકીએ તેમ તો છીએ. આપણે આખા ગામનું અંધારૂં દૂર ન કરી શકીએ, પણ બીજાઓને અજવાળું પડે તેવી રીતે આપણા ઘર પાસે નાનો દીવો મૂકી શકીએ તેમ તો છીએ. આપણે પુસ્તકો ન રચી શકીએ પણ તે વાંચી શકીએ તથા બીજાઓને વંચાવી શકીએ તેમ તો છીએ. આપણે દુનિયાને સુધારી ન શકીએ, પણ આપણે પોતે સુધરી શકીએ તેમ તો છીએ, આપણે નવી શોધો ન કરી શકીએ તોપણ એવી શોધો કરનારને કાંઇ ને કોઈ રીતે મદદ આપી શકીએ તેમ તો છીએ; અને કાંઇ નહિ તો મનમાં ભલા વિચારો રાખીને હસી

ખુશીથી, બીજાઓને રૂડી રીતે મીઠી જીભે બોલાવી શકીએ તેમ તો છીએ.

આવું આવું કાંઈ કાંઈ બને તોપણ ઘણું છે. ઈશ્વરી જ્ઞાનમાં આગળ વધવાનાં એ પગથિયાં છે, અને ગરીબમાં ગરીબ માણસોથી પણ એવું કાંઈને કાંઈ બની શકે તેમ છે; માટે ભલે નાનું હોય તોપણ કાંઈ ભલું કામ કરો. ભલાં કામને નાનાં નહિ સમજો. મહાત્માઓ કહે છે કે નાનાં બીજ તરફ નહિ, પણ મોટાં ફળ તરફ જોઈને પ્રભુપ્રીત્યર્થે ભલાં કામો કરો; એની અસર ફોગટ નહિ જાય. પ્રભુએ કહેલું છે કેઃ—

**पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।**
**न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥**અ૦૬ શ્લો૦૪૦

અર્થઃ—હે અર્જુન, સારૂં કરેલું કદી પણ વ્યર્થ જતું નથી, એટલુંજ નહિ પણ ભલું કરનારની કદીપણ માઠી ગતિ થતી નથી.

આવી રીતે પ્રભુ આપણને બહુ ખુલ્લી રીતે કબુલાત આપે છે, માટે ભાઈઓ ! સારાં કામ કરવામાં પછાત ન રહો.

---

## ૮૬—કરની કરે સો પિતા હમેરા !

મહાત્માઓ કહે છે કે,

કરની કરે સો પિતા હમેરા, કથની કથે સો નાતી;
રહેની રખે સો ગુરુ હમેરા, હમ રહેનીકા સાથી,
લૈયા હમ રહેનીકા સાથી.

**અર્થ**:—જે કર્મ કરે તે અમારો બાપ છે; જે નિંદા કરે તે અમારો નાતી એટલે દીકરાનો દીકરો છે, મતલબ કે તેને ને અમારે તો ત્રણ પેઢીનું છેટું છે; અને જે રહેણી રાખે એટલે કે બોલ્યા પ્રમાણે ચાલે, મતલબ કે જેનાં મન-વચન ને કર્મની એકતા હોય તે અમારો ગુરુ છે અને અમે તેનાજ સાથી છીએ.

કેટલાકો સારાં કર્મ કરે છે પણ તે માન સારૂ—મોટાઈ સારૂ અથવા કાંઈ બીજી ઈચ્છાઓને આધીન થઈને કરે છે. તેઓ નહિ, પણ જે આંતરવૃત્તિની પ્રેરણા પ્રમાણે આત્માની શાંતિ સારૂ બ્રહ્માર્પણ કર્મો કરે છે, તેઓનીજ રહેણી કહેણી એક હોય છે, ને તેજ અમારા ગુરુ છે. આજના જમાનામાં આપણી જીભો લાંબી થઈ છે ને હાથ ટુંકા થયા છે, એટલે કે આપણે બહુ

વાતોડા થઈ ગયા છીએ. આસમાનની ને પાતાળની વાતો કરીએ છીએ, પણ આપણા હાથ બહુ ટુંકા છે એટલે આપણે ભલાઇનાં કામો બહુ થોડાં કરીએ છીએ. પવિત્ર થવા માટે,સદ્દિના નિયમોને અનુસરવા માટે અને ઇશ્વરને રીઝવવા માટે આપણે માત્ર મોઢાની વાતો નહિ, પણ ભલાં કામો કરવાં જોઇએ. લુખી પુખી વાતમાં કાંઈ વળે નહિ, એમ સમજીને અસલના સાધુઓ સુનિ-વ્રત લેતા હતા; કારણ કે તેઓ સમજતા કે વાતો કરવાથી આપણું કલ્યાણ થવાનું નથી, પણ કરણી કરવાથી કલ્યાણ થઈ શકે છે, માટે ભાઈઓ! "સાપને ઘેર સાપ પરોણો ને જીભના લબરકા" એમ માત્ર જીભના લબરકા નહિ કરતાં આપણી જાતને અને આપણાં ભાઇબહેનોને સુધારવામાં તથા દુનિયાને આગળ વધવામાં મદદ કરો. એગ કરવું એનુંજ નામ ધર્મ છે ને એમાંજ પ્રભુ રાજી છે. યાદ રાખજો કે ખાલી લાંબી લાંબી વાતો કરવી એનુંજ નામ કાંઇ ધર્મ નથી, પણ એ તો પ્રપંચીપણું ને ઉપલકપણું છે, માટે ભાઈઓ! વાતોમાંજ પડયા નહિ રહેતાં કરણી કરતાં શીખો. કરણી કરતાં શીખો.

પદ

સુકૃત કર લે રામ સમર લે, કો જાને કલકી;  
કો જાને કલકી રે, ખબર નહિ આ જુગમે પલકી. (ટેક)  
કોડી કોડી માયા જોડી, કર બાતાં છલકી;  
શિરપર તેરે પાપ ગઠડિયાં, કિસ બિધ હોય હલકી;  
કીસ બિધ હોય હલકી રે, ખબર નહિ આ જુગમેં પલકી. સુકૃ૦  
તારામંડલ ઓર રવિ ચંદ્રમા, ઓર ચરાચરકી;  
ચાર દિનોકી ચમક તારમાં, બિજલિયાં ચમકી;  
બીજલીયાં ચમકી રે, ખબર નહિ આ જુગમેં પલકી. સુકૃ૦  
ભાઇબંધ ઓર કુટુંબ કબીલા, મહોબત મતલબકી;  
દયા ધરમ કર સાહેબ સમરો, સમરો બિનતિ નાનકકી;  
બિનતિ નાનકકી રે, ખબર નહિ આ જુગમેં પલકી. સુકૃત૦

## ૮૭—જીંદગી વીજળીના ઝબકારા જેવી છે; તેમાં મોતી પ્રોઇ લેવું તેનુંજ નામ ચેતવું છે.

ભાઈઓ! આપણે કહીએ છીએ કે, પછી વાત આગળ ઉપર કરશું, હજુ કયાં વખત ચાલ્યો ગયો છે? આજ નહિ તો કાલે

કરશું; પણ ના ના, એમ ન કરો. સારૂં કામ કરવામાં, પ્રભુનું નામ લેવામાં, પ્રભુની સેવા કરવામાં, એમ ન કરો. આપણે કહીએ છીએ કે હજી તો અમે બાળક છીએ, હજી તો અમે જુવાન છીએ, હજી તો અમારે ઘણાં વરસો બાકી છે, પણ એમ નહિ સમજો શાસ્ત્રો કહે છે કે, દેહ ક્ષણભંગુર છે. મહાત્માઓ કહે છે કે જીંદગી વીજળીના ઝબકારા જેવી છે, તેમાં ઇશ્વરને ઓળખી લેવો એ વીજળીના ઝબકારામાં મોતી પ્રોઇ લેવા જેવું છે. વીજળીના ઝબકારાને ગુમ થઇ જતાં વાર લાગતી નથી. એટલા વખતમાં મોતી ન પ્રોવાઇ જાય તો એમજ રહી જાય છે; તેમજ જીંદગીને ચાલી જતાં પણ વીજળીના ઝબકારાની પેઠે વાર લાગતી નથી, માટે જીંદગી છે એટલા વખતમાંજ સાર્થકતા કરી લેવી જોઇએ. સુવા પછી કાંઈ નહિ થાય, માટે ધર્મગુરુઓ વારંવાર કહે છે કે, સમય થોરો છે ને કરવાનું ઘણું છે, માટે જલદી ચેતો, ચેતો, નહિ તો પસ્તાવો થશે.

ચેતો એટલે કાંઈ પૃથ્વીને હલાવી નાખો તેમ નથી; ચેતો એટલે કાંઇ આસમાનમાંથી તારાઓને પકડી આવો એમ નથી; ચેતો એટલે કાંઈ સમુદ્રમાં ભરતીઓટ ન થવા દો એમ નથી; ચેતો એટલે કાંઈ વરસાદનાં ટીપાંઓ ગણી આપો એમ નથી; ચેતો એટલે કાંઈ તોપના ગોળાઓની સામે જાઓ તેમ નથી; અને ચેતો એટલે બાઈડીછોકરાંઓ તથા ઘરબારને છોડી ઉજડ જંગલમાં ચાલ્યા જાઓ એમ નથી; પણ ચેતો એટલે કે પ્રભુને શરણે જાઓ. પ્રભુને શરણે જાઓ. પ્રભુને નામે સત્કર્મ કરો. પ્રભુને નામે મનને કાબૂમાં રાખતાં શીખી અંતરનાં પાપો ઓછાં કરો, અને હમેશાં—હરઘડી પ્રભુભક્તિમાં—પ્રભુસેવામાં મચ્યા રહો; કારણ કે જીન્દગી વીજળીના ઝબકારા જેવી છે, તેમાં મોતી પ્રોઇ લેવું એટલે કે પ્રભુને ઓળખી લેવો તેનુંજ નામ ચેતવું છે.

**લાવણી**

સબી જાન જગત વહેવાર, રેનેકા સપના;
તુમ કાયકું કહત હો યાર ભૂલ કર અપના. (ટેક)
નિજ માત તાત દારા સુત ભગિની ભ્રાતા;
એ સબી સવારથ જાન પરસ્પર નાતા. સબી०
એક રામ ભજન બીન ઔર નહિ નિસ્તારા,
ગુરુ ગ્નાન ગ્રહો તુમ ઉતરો ભવજળપારા. સબી०

શિર કાલ અચાનક ખબર નહિ એક પલકી;
કયા કરતે હો અભિમાન આશ નહિ કલકી. સખી૦

## ૮૮–ચાર હજાર પુસ્તકમાંથી જરૂરની ચાર વાતો મળી તેમાં પણ બે યાદ રાખવાની ને બે ભૂલી જવાની.

ધર્મનું તત્ત્વ કેટલું બધું વિશાળ છે ને તેમ છતાં કેવા ટુંકા રૂપમાં તેનો સમાવેશ થઈ જાય છે, તે સમજાવવા માટે એક અનુભવી ફિલસુફે કહેલું છે કે, બહુ મહેનત કરીને બહુ લાંબી મુદતે હું ચાર હજાર પુસ્તકો ભણ્યો. એ ચાર હજાર પુસ્તકમ થી ચાર વાત મને ખરેખરી કામની લાગી. એ ચારમાં પણ બે યાદ રાખવા જેવી ને બે ભૂલી જવા જેવી વાત હતી. પહેલી પ્રભુ ને બીજી મોત. એ બે વાત હમેશાં હરઘડી યાદ રાખવા લાયક છે; અને આપણે બીજા ઉપર ઉપકાર કર્યો હોય તે તથા ૨ બીજાઓએ આપણું બૂરૂં કર્યું હોય તે, એ બે બાબત ભૂલી જવા જેવી છે.

પ્રભુને યાદ કરવાથી આપણે પ્રભુના આનંદના ભાગીદાર થઇ શકીએ છીએ અને મોતને યાદ કરવાથી મંદ વૈરાગ્ય આપણામાં બન્યો રહે છે, એટલે બીજી આસક્તિઓ ઓછી થતી જાય છે. આપણે બીજાઓ ઉપર કરેલા ઉપકાર ભૂલી જવાથી આપણો અહંભાવ છુટે છે, તેથી તે ઉપકાર બ્રહ્માર્પણ થાય છે તથા બીજાઓએ કરેલી ભૂલો તરફ નહિ જોવાથી ક્રોધથી બચાય છે, ને સમદૃષ્ટિ આવતી જાય છે, એટલે પ્રભુમય થવાતું જાય છે. ટુંકામાં એજ કે એક વાત યાદ રાખવા જેવી તે ભક્તિ છે, ને એક વાત ભૂલી જવા જેવી તે કરેલો પરમાર્થ છે. સર્વ ધર્મનો સારભાગ એજ છે, માટે ભક્તિ અને પરમાર્થને આપણા જીવનનું તત્ત્વ બનાવો.

## ૮૯–કડવી તુમડીને જાત્રા કરાવવાથી તે કાંઇ મીઠી થાય નહિ; તેમ અંતર ધોયા વિના પાપ જાય નહિ.

ઋષિઓએ બહુ સારી રીતે આપણને સમજાવેલું છે કે, ધર્મનું તત્ત્વ ભક્તિ ને પરમાર્થ છે, અને ભક્તિ તથા પરમાર્થ હૃદયની સરળતાથી, હૃદયની પવિત્રતાથી બની શકે તોજ કામનાં છે. મનની મલિનતાને જ્યાંસુધી ન ધોઇએ ત્યાંસુધી બહારનાં ગમે એટલાં કર્મ કરવાથી પણ આપણે પવિત્ર થઇ શકીએ નહિ.

લાંબાં લાંબાં તિલક, મોટી મોટી છાપો, સુંદર માળાઓ, ઘણી કંઠીઓ ને બહુ વાર નહાવાથી તથા બીજાઓથી બહુ અભડાઈ જવાથીજ આપણે પવિત્ર થઇ શકતા નથી, પણ હૃદયની સરળતાથીજ પવિત્ર થઈ શકાય છે. તેને માટે આપણા લોકોમાં કહેવાતું એક જૂનું દૃષ્ટાંત છેઃ—

બે ભાઇઓ હતા. તેમાં નાનો ભાઈ બહુ ધામધૂમિયો ને ખટપટી હતો. દરેક નાની નાની બાબતોમાં પણ તે બહુજ આસક્તિ રાખતો, વાતમાં વાતમાં ગુસ્સે થતો, જરા જરામાં તેને માન અપમાન લાગી જતું, જરાવાર પણ તે પોતાની વૃત્તિને શાંત રાખી શકતો નહિ, ઘણી જાતની ઉપાધિઓ તે પોતાને માથે વહોરી લેતો ને ઘણી જાતના પ્રપંચ કરી બહુ દોલત મેળવતો હતો. તેને માનપાનની બહુ ઇચ્છા હતી, તેથી પોતે નાતજાતમાં સારો કહેવાય તે સારૂ જાત્રા કરવા નીકળ્યો. એ વખતે પોતાના મોટા ભાઇને કહ્યું કે, તમે પણ મારી સાથે જાત્રા કરવા ચાલો. ત્યારે શાંતવૃત્તિ ને સરળ ચિત્તવાળા મોટા ભાઇએ કહ્યું કે, મને તો અહીંજ જાત્રા છે. જ્યાં પ્રભુનું નામ લેવાય ત્યાં તીર્થ જ છે. હું હાલમાં આવી શકું તેમ નથી, પણ એક મારી તુંબડીને તમે જાત્રા કરવા લેતા જજો ને જ્યાં જ્યાં તમે સ્નાનપાન કરો ત્યાં ત્યાં મારી તુંબડીને પણ નહવરાવજો. નાનો ભાઇ મોટા ભાઈની ઇચ્છા પ્રમાણે તેની તુંબડી પોતાની સાથે લેતો ગયો અને તે તુંબડીને પણ પોતાની સાથે બરોબર રીતે જાત્રા કરાવી.

એ પછી ચાર છ મહીને જાત્રા કરીને તે ઘેર આવ્યો. ત્યારે મોટા ભાઇએ તેને પોતાને ઘેર ઉતાર્યો. એ પછી બન્ને ભાઇઓ સાથે જમવા બેઠા. એ વખતે મોટા ભાઈએ પેલી જાત્રાવાળી તુંબડીને ઉપરથી કાપી અંદરથી ધોયાવિના તેમાં પાણી ભર્યું ને તે પાણી જાત્રા કરી આવેલા પોતાના નાના ભાઈની પાસે મૂક્યું. જમતે જમતે મોટો ભાઈ પૂછવા લાગ્યો કે, મારી તુંબડીને બધાં તીર્થમાં નહવરાવી છે કે ? ત્યારે નાના ભાઇએ બહુ ખુશીમાં આવી જઈને કહ્યું કે, હા. બધે ઠેકાણે બરોબર રીતે જ્યાં જ્યાં અમે નાહ્યા ત્યાં ત્યાં સર્વ ઠેકાણે તેને પણ નહવરાવી છે. અમે ક્યાંઈ પણ તેને ભૂલી ગયા નથી. ગંગાજી, જમનાજી, નર્મદા, ગોદાવરી, કૃષ્ણા, પ્રયાગસંગમ, સરસ્વતી, ત્રિવેણી વગેરે બધે ઠેકાણે તેને નહવરાવી છે. એમ વાત કરતે કરતે તે પાણી પીવા લાગ્યો, પણ

તેની પાસેનું પાણી તો પેલી કડવી તુંબડીમાંનું હતું, એટલે બહુ કડવું લાગ્યું; તેથી તુરત ત્યાંજ કોગળો કરી નાખ્યો ને બૂમ પાડી ઉઠયો કે આ શું ? આવું કડવું ઝેર જેવું પાણી કયાંથી ? ત્યારે મોટા ભાઈએ કહ્યું કે, એ શું વાત ? એ તો નવાઇ જેવું ? શું તમને કડવું પાણી લાગ્યું ? એ પાણી તો તમારી સાથે અડસઠ તીર્થમાં નહાએલી પવિત્ર તુંબડીનું છે. એમાં પણ હજુ કડવાશ કેમ રહી ? ત્યારે તમે મારી તુંબીને બરાબર જાત્રા કરાવી નહિ હોય. એ સાંભળી નાના ભાઇએ કહ્યું કે, અમે તો તેને ઉપરથી નહવરાવી, પણ તેની અંદર કયાં ધોએલું છે ? ઉપરથી નહવરાવીએ તેમાં અંદરની કડવાશ કેમ જાય ? ત્યારે મોટા ભાઇએ કહ્યું કે, તમે જાત્રા તો કરી આવ્યા, પણ તે મારી તુંબડીની પેઠે બહારથીજ કે કાંઈ અંદરથી પણ ખરૂં ?

આ સાંભળી નાનો ભાઇ શરમાઇ ગયો. તેની ખાત્રી થઇ ગઇ કે વ્યાવહારિક પ્રપંચોમાં ડાહ્યા થવું એ કાંઇ તરવાનો રસ્તો નથી, એથી કાંઇ મનના—અંતરના વિકારો—મનની કડવાશ જાય નહિ. એ કડવાશ તો હૃદયની પવિત્રતાથીજ દૂર થઇ શકે, માટે ઝાઝા ડોળડિમાકમાં નહિ ફસાઈ જતાં હૃદયની સરળતા રાખતાં શિખો. ઇશ્વરને સરળતા ગમે છે, પ્રપંચ નહિ. આજે આપણે સરળતાને ભોટપણું કહીએ છીએ, પણ યાદ રાખજો કે ઇશ્વરને ભોળાપણું પસંદ છે; માટે ભાઇઓ ! દાંભિકપણામાં ને બહારના આડંબરમાં જ નહિ પડયા રહેતાં અંતરની શુદ્ધિ થાય તેમ કરો.

ગઝલ.

જીને આપકું જોયા નહિ, મન મેલકું ધોયા નહિ;
દિલ ડાઘકું ખોયા નહિ, અંઘોલ કિયા સો કયા ભયા ? જીને૦
કુત્તા હુવા ધન માલકા, ધધા કિયા જંજાલકા;
હૃદયા ભયા ચંડાલકા, કાશી ગયા સો કયા ભયા ? જીને૦

## ૯૦—યજમાન વખત આવે દક્ષિણા આપે છે; તેમ પ્રભુ પણ વખત પાકયે આપશે;માટેફળની ઉતાવળ ન કરો.

ભક્તિના ફળ માટે તમે શામાટે ઉતાવળા થાઓ છો ? તમારી ઉતાવળ કાંઇ કામ આવવાની નથી; કારણ કે ઇશ્વર પોતાના વખતે આપશે. આપણી ઇચ્છા મુજબ તુરતજ આપવાને તે કાંઇ બંધાએલો નથી. એક ગોર પોતાના યજમાનને ઘેર કાંઇ

માંગવા જાય, ત્યારે યજમાન પોતાની ફુરસદે તેને આપે છે, તેમ-જ ઈશ્વર પણ યોગ્ય વખતે આપણને જરૂર આપશે. તેમાં હઠ કરવી કે ઉતાવળ કરવી એ કાંઈ વાજબી નથી. ભક્તિનું ઈનામ પ્રભુ પાસેથી આપણે અડંગો લગાવીને કે જોર કરીને લેવાનું નથી, પણ તેની કૃપાથી મેળવવાનું છે. આપણે હઠયોગીઓ નથી, પણ કૃપાભિલાષીઓ છીએ એમ દરેક ભક્ત લોકોએ પાકી રીતે સમજવું જોઇએ.

## ૯૧–દેશમાં જ્યારે આફતો ચાલતી હોય ત્યારે વધારે ભક્તિ કરવી જોઇએ.

હમેશાં ઈશ્વરભક્તિ કરવાની આપણી ફરજ છે, પણ તેમાં પણ જ્યારે દેશમાં આફત કાળ ચાલતો હોય ત્યારે તો દરેક માણસ-ની એ ખાસ ફરજ છે; કારણ કે જ્યારે ઘરની અભરાઈ તૂટે, ત્યારે તે ઉપરની, નીચેની, ને આજુબાજુની કયી કયી વસ્તુ ફૂટી જશે, ને કયી કયી વસ્તુ બચશે તે કાંઈ કહી શકાય નહિ; તેમજ દેશમાં દરદોની, દુકાળની, લડાઈની ને ગરીબાઈની એવી એવી આફતો ચાલતી હોય ત્યારે તે પણ અભરાઈ તૂટ્યા જેવું છે. એના ઝપાટામાં આપણે પોતે પણ નહિ આવી જઇએ તેની શું ખાત્રી છે ? માટે ભાઈઓ ! એવા આફતના વખતમાં તો ખાસ ઈશ્વર-ભજન કરવું જોઇએ; કારણ કે ભક્તિમાં દિલાસો છે અને સમર્થ પ્રભુના નામમાં આફતને અટકાવવાનું બળ છે, માટે સૌ માણસોએ ખરા દિલથી ઈશ્વરની પ્રાર્થના કરવી જોઇએ, અને એક બીજાના મદદગાર થવું જોઇએ.

## ૯૨–સમુદ્રમાં તોફાનવેળા સરસામાન જતો કરીને પણ જીંદગી બચાવે છે, તેમ જંજાળોને છોડીને અનંતને મેળવો.

જ્યારે કોઈ વહાણમાં તોફાન લાગે છે, ત્યારે અંદરની દરેક વસ્તુને સમુદ્રમાં ફેંકી દઇને પણ વહાણવટીઓ પોતાની સલામતીને ખાતર વહાણને બચાવે છે; તેમજ આપણને કાળરૂપી તોફાન લાગેલું છે, માટે અંતરમાં રહેલાં વહાલાં પાપો અને વ્યાવહારિક જંજાળોરૂપી સામાનને ફેંકી દઈ,પ્રભુમાં લાગી જઈ,આત્માને બચા-

વવો જોઇએ. તોફાન વખતે પણ જો સામાનની દરકાર કરીએ, તો વહાણ બચી શકે નહિ તેમજ પ્યાર કરીને હૃદયમાં ભરી રાખેલાં પાપોને જો દૂર ફેંકી દઇએ નહિ તો આપણે પણ પાર થઈ શકીએ નહિ; સંસારસાગરમાંજ ડૂબી જઇએ અને જન્મ–મરણના વમળમાં પડી જઇએ. જો એ જંજાળોને અને પાપોને ફેંકી દઇએ નહિ તો અનંત જીવનમાં જઇ શકીએ નહિ; માટે વસ્તુઓ કરતાં સલામતી વધારે સારી છે એમ સમજી, પાપને દૂર ફેંકી દઈ, અનંત જીવનને પસંદ કરવું જોઇએ.

## ૯૩–જેના ઘરમાં આગ લાગે તે સામાન બહાર ફેંકી દે છે, તેમજ જે ભકતના અંતરમાં પ્રભુ નામનો વિરહ લાગે છે તે વાસનાઓને દૂર ફેંકી દે છે.

તમને ખબર છે કે જેના ઘરમાં આગ લાગે છે, તે ઘરધણી ઘરની દરેક વસ્તુ બહાર ફેંકી દે છે; તેમજ જેના હૃદયમાં ભકિતનો ઉદય થાય છે, જેના અંતરમાં પ્રભુનામની લેહ લાગી જાય છે, તે પણ પોતાના દિલમાંથી સર્વ વસ્તુને બહાર ફેંકી દે છે. તે પોતાના મનમાં કે પોતાની પાસે કાંઈ પણ વસ્તુ રાખતો નથી; કારણ કે પ્રભુના નામરૂપી જ્યોતિ આગ જેવી છે. તે સર્વે નજીવી વસ્તુઓને બાળી નાખે છે. માટે ખરો ભકત તો એજ છે કે, જેણે હૃદયમાં ભરાઈ ગએલી બીજી નકામી વસ્તુઓને–માયાને બહાર ફેંકી દઈ, આત્મિક જ્યોતિનો અખંડ શાંત પ્રકાશ અનુભવ્યો છે. એ આત્મિક પ્રકાશ અનુભવવો, એ અખંડ શાંતિમાં રહેવું, એજ જીંદગીની સફળતા છે.

## ૯૪–અભિમાન છોડો એટલે સ્વર્ગ તમારૂંજ છે.

એક સાધુ હતો. તે બહુ તપ કરતો, બહુ નિયમો પાળતો ને યોગની બહુ કઠિન ક્રિયાઓ કરતો હતો; પણ તે બધું અંહભાવથી કરતો. " હું કરૂં છું, મારે સારૂ કરૂં છું, મારા જેવું કરે તેવું બીજું કોણ છે ?" એવા જ઼ોવા ખ્યાલો તેના મગજમાં હજી ભમ્યા કરતા હતા. એમ કરતે કરતે ઘણાં વરસો વીતી ગયાં.

એ પછી એક દિવસ ત્યાં નારદજી આવી નીકળ્યા. તેને એ ભકતે પૂછયું કે, મહારાજ ! કયાં પધારો છો ? નારદજીએ કહ્યું

કે, પ્રભુ પાસે જાઉં છું. ત્યારે તે સાધુએ કહ્યું, કૃપા કરીને ભગવાનને પૂછી આવજો કે, મારો ઉદ્ધાર તે કયારે થશે ? મેં તો બહુ તપ કર્યું છે,ને સેંકડો વરસ થયાં હું આ જંગલમાં બેઠેલો છું હવે તે કયારે મારો ઉદ્ધાર થશે ? ત્યારે નારદજીએ કહ્યું કે, ભલે, એ બાબત હું પૂછતો આવીશ. પછી નારદજી વૈકુંઠમાં ગયા, ત્યારે ભગવાનને પૂછયું કે મહારાજ ! તપોવનમાં એક સાધુ ઘણાં વરસ થયાં તપ કરે છે, તેણે પૂછાવ્યું છે કે મારો ઉદ્ધાર કયારે થશે ? ત્યારે પ્રભુએ નારદજીને કહ્યું કે,ભક્તના નામની ચોપડી જોઇ લો. એ ચોપડીમાં તેનો જે નંબર હોય તે ખરો. ત્યારે નારદજીએ એ ચોપડી જોઇ પણ તેમાં તે સાધુનું નામ નહોતું, તેથી નારદજીએ પ્રભુને કહ્યું કે, મહારાજ ! તમારે ત્યાં પણ પોલ લો બહુ મોટી દેખાય છે. એવો મોટો તપસ્વી, તેનું તમારી ચોપડીમાં કયાંયે નામ પણ મળે નહિ ? એવડી મોટી ભૂલ ? ત્યારે પ્રભુએ કહ્યું કે, જે અહંકારથી ભક્તિ કરે તેનું નામ મારી ચોપડીમાં લખવામાં આવતું નથી. એ સાંભળી નારદજી ત્યાંથી રવાના થયા, અને પેલા સાધુ પાસે આવ્યા. સાધુએ પૂછયું કે મહારાજ ! મારૂં શું થયું ? મારો નંબર કેટલામો છે ? ત્યારે નારદજીએ કહ્યું કે પ્રભુને ત્યાંની ભક્તનોંધની ચોપડીમાં તમારૂં નામ નથી. એ સાંભળી તે સાધુ બહુ અજબ થયો. તેણે કહ્યું કે, એમ કેમ બને ? મારા જેવા જૂના ને મોટા ભક્તનું પ્રભુ પાસે નામ પણ ન મળે ? ત્યારે નારદજીએ કહ્યું કે, હા, એમજ છે. મેં બરાબર તપાસ કરી, પણ ત્યાં તમારૂં નામજ નથી. ત્યારે તે સાધુએ પૂછયું કે મહારાજ ! એવા અંધેરનું શું કારણ હશે ? ત્યારે નારદજીએ કહ્યું કે ભક્તિ કરતાં તમે અહંકાર કરો છો, પણ પ્રભુ કહે છે કે અહંકારીનાં નામો મારી ચોપડીમાં હોતાં નથી. તે ભક્તે કબૂલ કર્યું કે વાત તો ખરી છે, મારામાં અહંકાર તો છે. હવેથી હું એમ નહિ કરૂં. આમ વાત થાય છે એટલામાં તો વિમાન આવ્યું. વિમાનના દૂતને પૂછયું કે, આ શામાટે ? તેણે કહ્યું કે આ સાધુબાવાને સ્વર્ગમાં લઈ જવા માટે. ત્યારે નારદજીએ કહ્યું કે, એ કેમ બને ? હજુ હમણાંજ હું પ્રભુ પાસે જોઈને આવું છું, ત્યાં એ સાધુનું નામ પણ નહોતું, ને એટલીવારમાં વિમાન કયાંથી આવ્યું ? ત્યારે તે વિમાનવાળાએ કહ્યું કે, હમણાંજ તેનો અહંકાર ગળી ગયો એટલે તુરતજ વિમાન આવ્યું.

જીવો પોતાનો અહંભાવ છોડે, એટલે તેને પ્રભુ અહણ કરવામાં વાર લગાડતો નથી. પ્રભુની કૃપા તો જ્યારે જોઇએ ત્યારે તૈયારજ છે. માત્ર તે લેવાનીજ વાર છે. આપણે આપણું આપણાપણું ખોઈ દઇએ, ને પ્રભુમય થઇ જઈએ, ત્યારે સ્વર્ગ કાંઇ દૂર નથી. આપણીજ ખોટી છે, પ્રભુની વાર નથી, એ નક્કી સમજજો.

## ૯૫–તક ગયા પછી બધું ફુરરરરર ફુ થઇ જશે.

એક વૃદ્ધ ભરવાડ હતો. તેને કોઇએ કહ્યું કે, તું આવડો મોટો થયો ને હજુ સુધી કોઇ ગુરુ કર્યો નહિ. કોઈને ગુરુ કરે તો સારૂં. ગુરુ ધારીશ તો તારૂં કલ્યાણ થશે, નહિ તો એમને એમ ખાલી ચાલ્યું જવું પડશે. જંગલી પણ વિશ્વાસુ ભરવાડને એ વાત ઠીક લાગી, તેથી તેણે ગુરુ કરવા નક્કી કર્યું. એ પછી ત્યાં રસ્તે કોઇ સાધુઓ જતા હતા, તેને તે ભરવાડે જોયા. એટલે તે દોડતો દોડતો તેની પાસે ગયો ને કહ્યું કે મહારાજ! મને ગુરુ કરો. સાધુઓએ જાણ્યું કે આ કોઇ જંગલી છે, તેથી કહ્યું કે તું ચેલો થા, ગુરુ કેમ થવાય? ત્યારે તે ભરવાડે કહ્યું કે, નહિ મને તો ગુરુ કરો; કારણ કે ગુરુ ધારવો–ગુરુ કરવો, એ વાત તે ભોળો ભરવાડ ભૂલી ગયો હતો ને ગુરુ શબ્દ યાદ રહી ગયો હતો, એટલે “મને ગુરુ કરો,” એમ હઠ કરતો હતો. પેલા સાધુઓએ કહ્યું કે, ઠીક છે ભલા, ચાલ અમારી સાથે. આજથી તું અમારો ગુરુ. એ પછી તેઓ એક ગામમાં ગયા. ત્યાં નદી કિનારે ઉતર્યાં, ને થોડા સાધુ તે ગામમાં રાજા પાસે ગયા. રાજાએ તે સાધુનો આદરસત્કાર કર્યો. ત્યારે તે સાધુએ કહ્યું કે, અમારા ગુરુ તો નદીકિનારે આસનપર છે. ત્યારે રાજાને વિચાર થયો કે, આ સાધુઓ સારા દેખાય છે, એટલે તેનો ગુરુ તો કોણ જાણે કેવો સારો હશે; તેથી રાજા તે ગુરુને મળવા નદીકિનારે ગયો. સાધુઓએ રાજાને કહ્યું કે, અમારા ગુરુએ તો મુનિવ્રત લીધું છે,તે તો કોઈની સાથે બોલતા નથી; અને ગુરુ બનેલ ભરવાડને કહ્યું કે, તારે કાંઈ પણ બોલવુંજ નહિ. એ પછી રાજા તે ગુરુને મળવા ગયા. એ વખતે ત્યાંથી કોઈ ભરવાડના બકરાંનું ટોળું નીકળ્યું. એ બકરાંને જોઇને પેલા ગુરુ બનેલા ભરવાડથી રહી શકાયું નહિ; તેથી જાતિસ્વભાવ પ્રમાણે બોલી ઉઠયો કે, તક તક તક તક તક

કુરરરરર. આ સાંભળી રાજાએ પૂછયું કે, તમારા ગુરુ બોલતા નથી ને આ શું ? ત્યારે સાધુએ કહ્યું કે, રાજાજી ગુરુએ તમારી ઉપર કૃપા કરી છે. તે કહે છે કે આ તક છે, તક છે, તક છે, તક જશે એટલે બધું કુરરરરરર કુ થઇ જશે; માટે કાંઇક સાર્થકતા કરી લો. આ સાંભળી રાજાને બહુ સારી અસર થઇ તેથી તેણે પોતાના રાજ્યમાં બહુ સારાં કામો કર્યાં.

આપણને પણ રૂડાં કામો કરવા માટે તક મળેલી છે. એ તક જો નહિ સાચવી લઇએ તો આપણે પણ કુરરરરરર કુ થઇ જશું; માટે ભાઇઓ ચેતો, ચેતો. હજુ પણ કાંઇ તક વહી ગઇ નથી. જેટલી તક આપણા હાથમાં છે તેટલી પણ ઘણી છે. તેનો લાભ લઇએ તોપણ બેડો પાર થાય તેમ છે; પણ એ લાભ લેવો જોઇએ, નહિ તો પછી તક તક તક તક તક કુરરરરરર કુ તો છેજ.

---

## ૯૬–પાપને હૃદયમાં ભરી રાખીને શાંતિ નહિ મળે.

આપણને સૌને સુખ ગમે છે, તેથી સુખને માટેજ આપણે સર્વ પ્રકારનાં તરફડિયાં મારીએ છીએ, અને તોપણ ખરૂં સુખ તો આપણને મળતું નથી; કારણ કે સુખ ધર્મમાં છે ને ખરો ધર્મ તો આપણાથી બહુ દૂર રહે છે, કારણ કે આપણા હૃદયમાં પાપ ભરેલું છે.ધર્મ ને પાપ એ અજવાળાં ને અંધારાં જેવાં છે. એ બંને સાથે રહી શકે નહિ, એટલે જરાક જેટલું પણ આપણામાં પાપ હોય ત્યાંસુધી ખરૂં સુખ ભોગવી શકાય નહિ; કારણ કે પાપ છે તે હૃદયના મર્મસ્થાનમાં એક પ્રકારનો મોટો જખમ છે. હૃદયના મર્મસ્થાનમાં મોટો જખમ રાખીને શાંતિ કેમ ભોગવી શકાય ? તેને માટે કહેલું છે કેઃ—

સાધુઓની એક મંડળી હતી. એ મંડળીના સાધુઓ બહુ શાંતિમાં રહેતા હતા ને બીજા લોકોને પોતાના ભક્તિમંડળમાં આવવા ઉપદેશ કરતા હતા. એક ભલો માણસ તે મંડળમાં દાખલ થયો, ને તેઓની સાથે રહેવા લાગ્યો. કેટલાક દિવસ પછી તેણે મંડળીના મોટા સાધુને કહ્યું કે હું તમારી સાથે ભળેલો છું, પણ મને તમારા જેવો આનંદ મળતો નથી. ત્યારે તે સાધુએ કહ્યું કે, હજુ તમારામાં કાંઇ પાપ રહેલું હશે. ત્યારે તે ભક્ત થએલા ભલા માણસે કહ્યું કે, અગાઉ ઘણાં વરસો ઉપર મેં મારા શેઠની ચોરી કરેલી છે, પણ એ લોકોને તે વાતની ખબર નથી. ત્યારે તે સાધુ-

એ કહ્યું કે, એ ચોરીના રૂપિયા જેના હોય તેને પાછા આપી દે. હવે તારે એ રાખીને શું કરવું છે? બીજે દિવસે ચોરીના દશ હજાર રૂપિયાની નોટ તેણે પોતાના શેઠ ઉપર વગર નામે મોકલી દીધી. એ પછી થોડા દિવસ વીત્યા બાદ પાછું તે ભક્તે સાધુ મહારાજને કહ્યું કે, મેં ચોરીના રૂપિયા મોકલી આપ્યા, તોપણ હજી સુધી મને તમારા જેટલો આનંદ થતો નથી. ત્યારે તે સાધુએ કહ્યું કે, તેં રૂપિયા મોકલ્યા પણ તારૂં નામ નહિ આપ્યું હોય? તેની માફી નહિ મેળવી હોય? એમ ન કરે ત્યાંસુધી આનંદ થાય નહિ. ત્યારે તે માટે ભક્તે કહ્યું કે, એ કેમ બને? મારા શેઠ તો મને સારો માણસ સમજે છે. તેની પાસે હું મારી ચોરી કબૂલ કરૂં એ કેમ બને? એમાં મારી આબરૂ શું? ત્યારે તે સાધુએ કહ્યું કે, જો આનંદ જોઇતો હોય તો પાપની માફી મેળવવી જોઇએ. પાપની માફી મેળવ્યા વગર ખરો આનંદ મળી શકે નહિ. ચાલ, મારી સાથે, હું તેની માફી અપાવું. જરાક શરમ સારૂ શું તું તારા હૃદયમાં હમેશની શૂળ ખુંચવેલી રાખીશ? દુનિયાની ખોટી શરમ સારૂ તું ઈશ્વરી આનંદને છોડી દઇશ? અને જરાક વારની શરમ સારૂ શું તું નરકમાં જવા તૈયાર થઈશ? નહિ ભાઈ! એમ ન કર, પાપને હૃદયમાં ભરી ન રાખ. પાપને રાખીને કોણ સુખી થઈ શક્યું છે? ઇશ્વર મોટો કે શરમ? બેટા, ઈશ્વરને ખાતર શરમ છોડી દે ને તારાં પાપની માફી મેળવ. અંતે એ ભક્ત તે સાધુ સાથે પોતાના જૂના શેઠને ત્યાં ગયો. તે શેઠને સાધુએ કહ્યું કે, તમને દશ હજાર રૂપિયા બે મહીના ઉપર પહોંચ્યા છે? ત્યારે શેઠે કહ્યું કે, હા, રૂપિયા અમને પહોંચ્યા છે, પણ તે કોણે મોકલ્યા, ને શામાટે મોકલ્યા તે અમે જાણતા નથી. ત્યારે તે સાધુએ કહ્યું કે, એ રૂપિયા તમારાજ છે, તમારી પેઢીમાંથી આ તમારા મુનિમે ઘણાં વરસ ઉપર તે ચોરેલા હતા; પણ હવે એ માણસ અમારા ભક્તમંડળમાં સામેલ થયો છે, ને પાપને છોડી દઈ ધર્મનો આનંદ અનુભવવા ઈચ્છે છે; પણ જ્યાંસુધી તમારી માફી ન મળી શકે ત્યાંસુધી તેનું પાપ દૂર થઈ શકતું નથી ને ત્યાંસુધી તે આનંદ અનુભવી શકતો નથી, માટે તમે તેને માફીપત્ર આપવાની મહેરબાની કરો. આ વાત સાંભળી તે ગૃહસ્થ બહુ અજબ પામ્યો. તેણે કહ્યું કે, અમે તો અમારા મુનિમને સારો માણસ સમજીએ છીએ. તેણે ચોરી કરેલી છે એમ અમો આજસુધી જાણતા નહોતા.

તે સાધુએ કહ્યું, માણસ દુનિયામાંથી પોતાનાં પાપ છુપાવી શકે, પણ પોતાના હૃદયથી કેમ છુપાવી શકે ? પ્રભુથી કેમ છુપાવી શકે? હૃદયમાં પાપ ભરી રાખીને આનંદ કેમ મેળવી શકાય ? તેને તો આનંદ મેળવવો છે, માટે તમારી માફીની જરૂર છે. તે ગૃહસ્થે કહ્યું કે, હું વિચાર કરીને ચાર માસ પછી માફીપત્ર આપીશ. એ પછી ચાર માસ થયા ત્યારે તે સાધુ તથા ભક્ત પેલા શેઠને ત્યાં ગયા. એ વખતે તે શેઠ એ બંનેને એક નવા સુંદર મકાનમાં લઇ ગયો, ને કહ્યું કે આ મારૂં માફીપત્ર છે. આ મકાન તમારા આનંદને માટે છે. ઇશ્વરી આનંદ મેળવવાને ખાતર જે પોતાનાં પાપની માફી ચાહે છે, ને ચોરી કરેલા દશ હજાર રૂપિયા પાછા આપે છે, તે રૂપિયા લઇને મારી પેટીમાં મૂકી દેવાથી મને પણ શું આનંદ મળે ? માટે તે દશ હજાર તથા મારી તરફથી બીજા વીશ હજાર રૂપિયા ભેળી ત્રીશ હજાર રૂપિયાનું આ મકાન તમારી મંડળીને ઇશ્વરી આનંદ લેવા માટે હું ભેટ આપું છું.

ખરો આનંદ મેળવવાને માટે તો આવી રીતે નિષ્પાપ થવું જોઈએ. પાપને પોતાના હૃદયમાં ભરી રાખીને કોઇ પણ માણસ ખરી શાંતિ કે પૂર્ણ આનંદ મેળવી શકશે નહિ; માટે પાપના પશ્ચાત્તાપ કરો ને થઇ ગએલી ભૂલો સુધારો, એજ આનંદ મેળવવાનો ઉપાય છે.

## ૯૭–આપણા હૃદયમાંજ ઇશ્વર રહેલો છે, છતાં આપણે તેને ઓળખતા નથી.

કસ્તુરી મૃગના ડુંટામાંજ ભરેલી છે, પણ તેની મૃગને ખબર નથી,તેથી પોતાના શરીરમાંજ રહેલી કસ્તુરીની સુગંધથી મોહિત બની તેની શોધ માટે તે પહાડોમાં ને જંગલોમાં ફરતો ફરે છે, તોપણ તે તેને મળતી નથી. એવીજ રીતે આપણે પણ આપણા હૃદયમાં રહેલા ઇશ્વરને ભૂલી જઈ બહારનાં સ્થાનોમાં ને બહારની ક્રિયાઓમાં ઇશ્વરને શોધીએ છીએ, પણ તે કયાંથી મળશે ? કારણ કે કસ્તુરી કાંઇ પહાડોનાં શિખરોમાં કે ઝાડોના મૂળીયાંમાં નથી, પણ તે શોધનાર મૃગની પોતાનીજ ડુંટીમાં છે; તેમજ ઇશ્વર પણ આપણા હૃદયમાંજ છે. જો આંતરવૃત્તિ સાફ રાખીએ, સરળતા રાખીએ, વિશ્વાસ રાખીએ, સત્સંગમાં મચ્યા રહીએ

અને પ્રભુના નામનું શરણ પકડી લઈએ, તો ઈશ્વરને શોધવામાટે આપણે ક્યાંઇ દૂર ભટકવાની જરૂર નથી. એ હૃદયનું ધન છે, બહારની વસ્તુ નથી. તેને માત્ર નહાવા ધોવામાં ને ટીલાંટપકાંમાંજ નહિ, પણ સદાચારમાં ને તમારા હૃદયમાં શોધો.

## ૯૮—હૃદયમાં પાપ ભરી રાખીને કાંઈ પ્રભુને પ્રસન્ન કરી શકાય નહિ.

એક રાજાને ત્યાં પુત્ર આવ્યો, ત્યારે બધા અમીરલોકો ને શેઠીયાઓ તેને ત્યાં નજરાણાં આપવા ગયા. એ વખતે કેટલાક ધાડપાડુ લુચ્ચાઓ પણ રાજા પાસે નજરાણાં લઇ ગયા, ત્યારે રાજાએ તેને કહ્યું કે, તમારૂં નજરાણું અમે નહિ રાખીએ. તે લુચ્ચાઓએ કહ્યું કે, અમે તમારી રૈયત છીએ ને તમારી ખુશાલીમાં અમારી પણ ખુશાલી છે, માટે અમારૂં નજરાણું રાખવું જોઈએ. ત્યારે રાજાએ કહ્યું કે, તમે મારી સાથે બારવટું રાખો છો તે તો બંધ કરો, મારી રૈયતને લૂંટો છો તે તો બંધ કરો, મારા અમલદારોને ત્રાસ આપો છો તે તો બંધ કરો, અને મારી વિરુદ્ધમાં તમારાં જે જે કાવત્રાં રચો છો તે તો બંધ કરો. એ બધું છોડીને પછી મને નજરાણું આપો. મારા દુશ્મન રહીને મને નજરાણું આપો તે, હું કેમ લઉં ? તમારા એવા નજરાણાથી હું કાંઇ તમારા ઉપર ખુશી થાઉં નહિ, ને જ્યાંસુધી તમે મારી સાથેનું બહારવટું બંધ કરો નહિ ત્યાંસુધી આપણી મિત્રાઈ થાય નહિ. જો મને ખુશી કરવો હોય તો તમારે મારી ઇચ્છાને આધીન થવું જોઇએ. મારી ઈચ્છાને આધીન થયા વિના હું તમારૂં નજરાણું લઈ શકું તેમ નથી.

આવીજ રીતે આપણે પણ પેલા બહારવટિયાના જેવાજ છીએ. પ્રભુની વિરુદ્ધમાં આપણે વર્તીએ છીએ, પ્રભુનાં બાળકોને-આપણાં ભાઈબહેનોને આપણે ઠગીએ તથા લૂંટીએ છીએ, આપણા મનમાં ખોટા વિચારો કરીએ છીએ, પ્રભુનાં વિરોધી કામ–ક્રોધ–લોભને આપણે આશરો આપીએ છીએ, અને રાતદિવસ ખોટાં કામોમાં મચ્યા રહીએ છીએ, અને વારતહેવાર તથા ઉત્સવ સમયે, તીર્થમાં કે પર્વણી સમયે આપણે પ્રભુને નજરાણું આપવા જઇએ છીએ, એટલે કાંઇક સહેજસાજ દાન ધર્મ કરી-

એ છીએ; તે પણ ખાસ પ્રભુ ઉપરના પ્રેમને ખાતરજ નહિ,પણ આપણા અહંકારને ખાતર–આપણી લોકલાજને ખાતર આપણે કાંઇક કાંઇક કરીએ છીએ, પણ પ્રભુ તે કબૂલ રાખતા નથી. પ્રભુ કહે છે કે, તમે સુધરીને એટલે કે મારા હુકમમાં રહીને પછી તમે મને નજરાણું આપો. મને નજરાણાની પણ જરૂર નથી, માત્ર તમારાં હથીઆર છોડીને એટલે કે પાપને છોડીને મારે શરણે આવો, એટલે હું તમારોજ છું ને તમે મારાજ છો.

પદ.

વહાલો મારો સાચ્યાનો સંગાથી રે, જેણે પ્રીત કીધી. (ટેક)
વહાલાજી મારા પ્રથમ, ધ્રુવસું પ્રીત કીધી; (૨)
તેને અવિચળ પદવી દીધી રે–જેણે પ્રીત કીધી–વહાલો૦
વહાલાજી મારા બળીને, બોલાવી વાચા લીધી; (૨)
ત્રણ ડગલાં પૃથ્વી લીધી રે–જેણે પ્રીત કીધી–વહાલો૦
વહાલાજી મારા ઉંડા તે જળમાં ગર્જના કીધી; (૨)
તેની તરત ખબરું લીધી રે–જેણે પ્રીત કીધી–વહાલો૦
વહાલાજી મારા હેતે, વિદુરની ભાજી ખાધી; (૨)
એને વચને ગુણકા સાધી રે–જેણે પ્રીત કીધી–વહાલો૦
વહાલાજી મારા વૃન્દા તે, વનના વાસી (૨)
એમ બોલ્યા જીવણ દાસી રે–જેણે પ્રીત કીધી–વહાલો૦

## ૯૯–ડૂબતા ને બચાવવા માટે નદીમાં ફેંકેલો ભાલો

એક નદીના પૂરમાં ઘણાં માણસો તણાતાં જતાં હતાં. એ જોઇ કિનારે ઉભેલા રાજાએ તેઓને બચાવવા સારૂ પોતાની પાસેનો ભાલો નદીમાં લંબાવ્યો. જે લોકો એ ભાલાને વળગી પડયા તેઓ બચી ગયા; પણ ભાલાનું ફળું પકડવાથી દુ:ખ થશે એમ ધારી જેઓએ તે ભાલાને ન પકડયો તેઓ એ પૂરમાં તણાઈ ગયા; તેમજ ધર્મગુરુઓ એ રાજા જેવા છે, ને તેના હાથમાંનો ભાલો એ ધર્મ છે. જેમ ભાલું પકડતાં ડર લાગે છે તેમજ ધર્મની પવિત્ર ફરજો બજાવવામાં પણ આપણને મુશ્કેલી લાગે છે. પ્રાર્થના, પરોપકાર, મનોનિગ્રહ, એ બધું આપણાં વ્યાવહારિક ખોટાં સુખોના ભોગે કરવાનું છે, એટલે ધર્મ પાળવો આપણને કઠિન લાગે છે; પણ એ કઠિન લાગતા ધર્મને જે પકડી રાખે છે તે બચી જાય છે, અને તેનાથી ડરી જઇ નબળાં મનને લીધે પોતાના નજીવા સ્વાર્થ સારૂ જેઓ મહાન પવિત્ર ધર્મને છોડી દે છે, તેઓ

મૃત્યુમાં ને નરકમાં ડૂબી જાય છે. પ્રભુ ! અમોને બચાવ, અમોને ધર્મ પાળવાનું બળ આપ.

## ૧૦૦–સાચા ભકતોને સમજવા માટે ભકતતેલની વાત

કોઈ એક રાજાનો ગુરુ હતો. તેણે રાજાને કહ્યું કે, દુનિયામાં ભક્તિ વધે એવા ઉપાય કરવા એ સર્વની ફરજ છે. એ કામ દરેક માણસોએ પોતપોતાની શકિત પ્રમાણે કરવું જોઇએ, માટે તું પણ તારા રાજ્યમાં કાંઇ ભકિત વધે એવું કામ કર. ત્યારે રાજાએ તે ગુરુ મહારાજને કહ્યું કે, આપ હુકમ કરો તે કરવાને તૈયાર છુ. ત્યારે તે ગુરુએ કહ્યું કે, તારા રાજ્યમાં જે ભકત થાય તેનો વેરો માફ કર. રાજાએ કહ્યું કે, બહુ સારૂં.

પછી ગામમાં તપાસ કરતાં માલમ પડયું કે, એક ભક્ત છે; તેથી તેની ઉપરના બધા કર રાજાએ માફ કર્યા ને ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે જે ભકત થશે તેના કર માફ કરવામાં આવશે. એ સાંભળી કર નહિ આપવા સારૂ રોજ રોજ ઘણા લોકો ભકત થવા લાગ્યા. એ પછી બે ત્રણ વરસમાં આખું ગામ ભકત થઈ ગયું, સૌ ટીલાં ટપકાં કરવા લાગ્યા, મંદિરમાં જવા લાગ્યા ને ભકિતનો ડોળડીમાક રાખવા લાગ્યા. રાજાનો ગુરુ એ વખતે જાત્રા કરવા ગયેલો હતો. તે ત્રણ વરસે ફરીને પાછો આવ્યો ત્યારે રાજાને ઠાઠમાઠ વિનાનો ને બહુ ચિંતાતુર જોયો. ગુરુએ પૂછ્યું કે આમ કેમ? આવા હાલ કેમ થઈ ગયા? ત્યારે રાજાએ કહ્યું કે, તમારી આજ્ઞા પ્રમાણે ચાલવાથી આમ થયું છે. આજ ત્રણ વર્ષ થયાં ગામના સૌ લોકો ભકત થઇ ગયા છે, એટલે કોઈ પાસેથી કર મળતો નથી; તેથી કરજદાર થઈ ગયો છું, ને મુશ્કેલીમાં આવી પડયો છું. ત્યારે તે ગુરુએ કહ્યું કે કાલે એનો ઉપાય કરીશું. આજે ઢંઢેરો પીટાવો કે જે ભકત હોય તે અહીં આવો. એ સાંભળીને જે લોકો આવે તેમને એક ઠેકાણે આખી રાત પૂરી મૂકવા અને પછી તેમને કહેવું કે, મારા ગુરુ આવેલા છે તેમને ભકતતેલ જોઇએ છીએ, માટે સવારમાં ભકતોનું તેલ કાઢવું છે, એમ સૌ લોકોને રાતે કહી દેવું ને તેલ પીલવાની ઘાણી વિગેરે એ લોકોની સામે હાજર રાખવું. રાજાએ એ ગુરુના કહ્યા પ્રમાણે સૌ લોકોને જાહેર કર્યું, એટલે સૌ જાુઠા ભકતો મુશ્કેલીમાં આવી પડયા. જ્યાં ભકતોને પૂર્યા હતા તેના દરવાજા પાસે સવારમાં રાજા

હાજર થયો, ને તે સૌ લોકોના સાંભળતાં હુકમ કર્યો કે, જે ભક્ત હોય તેને ઘાણીમાં પીલીને તેલ કાઢો.

એ પછી એક એક માણસને અંદરથી બહાર કાઢવા લાગ્યા, ને પૂછવા લાગ્યા કે તું ભક્ત છે? ત્યારે તે જવાબ દેતો કે નહિ, હું ભક્ત નથી; હું તો ભૂલમાં અહીં આવી ગયો છું. અંદરના સર્વ લોકોએ પોતપોતાની માળાકંઠી તોડી નાખી, પોતાનાં ટીલાંટપકાં ભૂંસી નાખ્યાં અને કંઈ કંઈ વિચિત્ર જવાબ આપી છુટવા લાગ્યા. અંતે એક જણો જે ખરો ભક્ત હતો તે બાકી રહ્યો. તેણે કહ્યું કે, હા, હું ભક્ત છું ને જો કોઈને પણ કામ લાગતું હોય તો ભલે ખુશીથી મારૂં તેલ કાઢો, હું તૈયાર છું. દેહનો નાશ તો થવાનોજ છે, ત્યારે નકામો નાશ થાય તે કરતાં કોઈના પણ ઉપયોગમાં આવીને નાશ થાય તો તે હજાર દરજ્જે સારૂં છે. દધીચિ ઋષિ, મોરધ્વજ રાજા, સગાળશા શેઠ ને મહારાજા દિલીપ વિગેરે ભક્તોએ બીજાઓને માટે પોતાના તથા પોતાના પુત્રોના પણ પ્રાણ આપેલા છે. ત્યારે મારો દેહ જો કોઈને પણ કામ લાગતો હોય, તો તે આપવા હું બહુ ખુશી છું; માટે તમારી ઇચ્છા હોય તેમ કરો. એ સાંભળી ગુરુએ રાજાને કહ્યું કે, આ ખરો ભક્ત છે. આના બધા કર માફ કર. બાકી બધા ઢોંગી છે, તે સૌની પાસેથી ચઢેલા કર વસુલ કર.

આ ઉપરથી સમજાય છે કે, માત્ર ઉપરના ઠાઠમાઠથી ને ડોળડિમાકથી કાંઇ ભક્ત થઇ જવાતું નથી; પણ ભક્તિનો ચડસ તો અંદરથીજ લાગવો જોઇએ ને ભક્તિનો રંગ તો સર્વત્ર છાઇ રહેવો જોઇએ. દુઃખમાં ભક્તિ છોડી દે તે કાંઇ ખરા ભક્તો નથી; માટે ઝાઝા ડોળડિમાકમાં નહિ પડતાં હૃદયના શુદ્ધ પ્રેમથી ભક્તિ કરો, એમાંજ કલ્યાણ છે.

૫૬

રામબાણ લાગ્યાં હોય તે જાણે, ઓલ્યા મૂરખ મનમાં શું આણે. (ટેક)
ધ્રુવને લાગ્યાં પ્રલ્હાદને લાગ્યાં, તો ઠરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવને લાગ્યાં, એ તો વેદ વચન પરમાણે. રામ૦ ૧
મોરધ્વજ રાજાનું મન હરી લેવા, હરિ આવ્યા જે ટાણે;
લઇ કરવત મસતકપર મેલ્યું, ને પત્ની પુત્ર બેઉ તાણે. રામ૦ ૨
મીરાંબાઇપર ક્રોધ કરીને, રાણોજી ખડગજ તાણે;
વિખના પ્યાલા ગીરધરલાલે આરોગ્યા, એ તો અમૃતને ઠેકાણે. રામ૦ ૩

નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી, બેપ ભરી ખરે ટાણે:
આગળ સંત અનેક ઓધર્યા, એવું ધનો ભગત ઉર આણે. રામ૦ ૪

## ૧૦૧–પ્રભુ ભજવાથી કોઇની લાજ જતી નથી; તોપણ તેમાં આપણને લાજ લાગે છે અને જેથી આબરૂ જાય તેવાં કામ કરતાં તો શરમાતા નથી !

વૈષ્ણવો ગાય છે કેઃ—

હરિને ભજતાં હજુ કોઈની લાજ, જાતાં નથી જાણી રે, ઇત્યાદિ.

આપણા ઘણા ભાઈઓ એવા છે કે જેઓને મંદિરમાં જતાં ને ભક્તિ કરતાં લાજ લાગે છે તથા ભક્ત ગણાતાં અપમાન લાગે છે. મહાન્ પ્રભુનું પવિત્ર નામ જાહેરમાં લેતાં શરમાવું, પોતાનાં પાપની માફી માગવા માટે પણ જીભ ન ઉપાડવી, થઇ ગયેલા ગુન્હાનો પશ્ચાત્તાપ કરવા પણ તૈયાર ન થવું, અને ભક્તમંડળમાં બેસતાં પણ સંકોચાયા કરવું,એવાઓનો ઉદ્ધાર તે પ્રભુ કેમ કરશે ? કોઇને ગાળ દેતાં આપણને લાજ લાગતી નથી; મનમાં બુરા વિચાર કરતાં આપણને શરમ થતી નથી; માબાપોની, વૃદ્ધોની તથા ગુરુજનોની સામે બેઅદબીથી વર્તતાં અમોને શરમ થતી નથી; ખોટા પ્રપંચો ને વ્યભિચાર કરતાં તથા જાહેરમાં રાંડો રાખતાં અમોને શરમ થતી નથી; સોગઠાંબાજીમાં, શરતોમાં અને સોર્ટીઓમાં જુગાર રમતાં અમારી આબરૂ જતી નથી; ફાટે ડાચે ફટાણાં ગાતાં ને હલકા પ્રકારની મશ્કરી કરતાં અમોને લાજ લાગતી નથી; માબાપો સાથે તથા ધણી સાથે લડતાં અમોને લાજ લાગતી નથી; ધૂળ જેવી વાતો સારૂ તથા બીજાઓનું ઓહિયાં કરી જવા સારૂ કોરટે ચઢતાં અમોને લાજ લાગતી નથી; અર્ધાં નાગાં–ઉઘાડાં દેખાય તેવા ઝીણા પોશાકો ગમે તેમ બેદરકારીથી પહેરતાં અમોને શરમ લાગતી નથી; બીજા નિર્દોષોની લાગણી ઉશ્કેરાય તેવા હાવભાવ ને ચેનચાળા કરતાં અમે મનમાં સંકોચાતા નથી; અમારી પાસે ઘણુંએ હોવા છતાં ખરેખરા લાચારોને પણ વિનાકારણ ના પાડતાં પણ અમોને–અમારી મોટાઈને અમારી આબરૂ પ્રમાણે શરમ લાગતી નથી; નવા નવા નાટકી પોશાકો તથા વાંદરનકલ કરતાં પણ અમોને શરમ લાગતી નથી; અને જેવા અંદરથી ન હોઇએ તેવા દેખાવાનો બહારથી ઢોંગ કરીએ, તેમાં પણ અમોને શરમ લાગતી નથી; પણ ભક્તિ કરતાં–

ભક્તોને બોલાવતાં-ભક્ત ગણાતાં અને જાહેરમા પ્રભુનું પવિત્ર નામ લેતાં અમને શરમ લાગી જાય છે ! ! પ્રભુ ! દયા કર, દયા કર. આ શરમના પાપમાંથી અમોને છોડાવ. અજાયબી તો જુઓ કે જેમાં શરમ લાગવી જોઇએ, તેમાં આપણને શરમ લાગતી નથી, ને જે ખાસ ફરજ છે-ખાસ કરવું જોઈએ તેમાં શરમ લાગે છે. અફસોસ, અફસોસ ! એવી ખોટી શરમ રાખનારાઓ માટે અફસોસ ! પ્રભુ ! એવા અર્ધદગ્ધોની ઉપર દયા કર, દયા કર ને તેમને ભક્તિ કરવાનું બળ આપ.

પદ

ભાવે ભજતાં તે ત્રિભોવનનાથ, શરમ તેમાં શાની કરવી રે;
વહાલો રીઝવતાં વિશ્વનાથ, શરમ તેમાં શાની કરવી રે.
સેવે બુઢ્ઢા બાળા ને જોને જવાન, શરમ તેમાં શાની કરવી રે;
ધનવાન અને વિદવાન, શરમ તેમાં શાની કરવી રે.
ભજી ગયા છે જોને મોટા ભૂપ, શરમ તેમાં શાની કરવી રે;
ધ્રુવ પ્રહ્‌લાદ રાજાના પુત્ર, શરમ તેમાં શાની કરવી રે.
ઓધવ અક્રૂર ને અંબરીખ, શરમ તેમાં શાની કરવી રે;
રાજા ખટવાંગ જનક પરીખ, શરમ તેમાં શાની કરવી રે.
તજ્યું ભરતે જોને માટે રાજ, શરમ તેમાં શાની કરવી રે;
મીરાંબાઇએ ન રાખી છે લાજ, શરમ તેમાં શાની કરવી રે.
કર જોડી કહે દાસોના દાસ, શરમ તેમાં શાની કરવી રે;
અંતે જાવું છે પ્રભુજીનો પાસ, શરમ તેમાં શાની કરવી રે.
કહે છે જાદવ નથી બુરૂં કામ, શરમ તેમાં શાની કરવી રે;
ભાવે ભજતાં તે શ્રીભગવાન, શરમ તેમાં શાની કરવી રે.

---

## ૧૦૨-માણસો પણ મજુરી ડૂબાવતાં નથી તો પ્રભુ કેમ ડૂબાવશે ?

દુહો

તુલસી તલપ ન છાંડીએ, નિત્ય લઈએ નામ;
મનુષ્ય મજુરી દેત હે, તો કયું રખેગો રામ.

આપણે સો જાણીએ છીએ કે હક્કદારનો હક્ક ડૂબાવવો, એ બહુ મોટું પાપ છે. કોઇ સારો માણસ પણ લોકોની મજુરી ડૂબાવતો નથી, ત્યારે વિચાર તો કરો કે અનંત બ્રહ્માંડનો નાથ ને સમર્થ પ્રભુ, આપણી મજુરી કેમ ડૂબાવશે ? આપણી ભગવતસેવાનો બદલો ઈશ્વર કેમ નહિ આપે ? તેનું કારણ તો કહો ?

તે સર્વશક્તિમાન્ દયાળુ પ્રભુ આપવાને સમર્થ છે અને આપણે તેની દયાને પાત્ર છીએ એમ સમજતાં છતાં પણ આપણે શામાટે અવિશ્વાસ કરીએ છીએ? ખાત્રી રાખજો કે પ્રભુ આપણી મજુરી ડૂબાવતો નથી. આપણે હેલકરીને થોડી મિનિટના ને થોડા બોજાના પણ કાંઈ ને કાંઈ પૈસા આપીએ છીએ, ત્યારે ભકતો કે જેઓ દરરોજ કલાકોના કલાકો સુધી, જીંદગી સુધી પોતાના ઘણાએ સ્વાર્થનો ભોગ આપીને ભગવત્‌સેવામાં તન-મન-ધનથી મચ્યા રહે છે, તેની મહેનત ફોગટ કેમ જશે? ભાઈઓ! એનું ઇનામ તો બહુ મોટું છે, એનું ઈનામ તો સત્સંગનાં સુખ, હૃદયની પવિત્રતા, મનની શાંતિ, જ્યાં જ્યાં નજર ફરે ત્યાં ત્યાં આનંદ, સ્વર્ગનાં સુખ અને અનંત કાળના મોક્ષનો આનંદ છે. ભાઇઓ, એવાં સુખ-એવાં ઈનામ મેળવવાની તજવીજ કરો.

ઉપજાતિવૃત્ત

જે માનવીના ગુણ કોઇ ગાશે, તો તે કદી પૂર્ણ પ્રસન્ન થાશે;
વિશેષ ભાવે પ્રભુને વખાણે, જગત્પિતા તે નહિ કેમ જાણે?

## ૧૦૩-દૂધાળી ગાયને સારો ખોરાક અપાય છે તેમ ભક્તોને પ્રભુ ચાહીને વધારે સુખો આપે છે.

પાંખડી ગાય કરતાં દૂધાળી ગાયને આપણે વધારે સારો ખોરાક આપીએ છીએ, ને તેની વધારે સંભાળ રાખીએ છીએ; કારણ કે તે દૂધ આપે છે ને બચ્ચાંને પોષણ આપે છે, તેમજ ભક્તો છે તે પ્રભુની દૂધાળી ગાય જેવા છે. તેઓ જગતમાં પ્રભુનાં નામરૂપી અમૃતને વરસાવે છે અને ઉછરતી પ્રજાને વિશ્વાસરૂપી પોષણ આપે છે; માટે બીજા કોઈ પણ કરતાં પ્રભુ પાસેથી તે વધારે મેળવવાને લાયક છે. એવા ભગવત્સેવા કરતા વિશ્વાસુ જીવન ગાળનારા ભક્તાને પ્રભુ કેમ વિસરી જશે? એ ખ્યાલ તો કરો. જ્યારે પાંખડી ગાયોને પણ જે જોઇએ તે મળી રહે છે, મારકણી ગાયોને પણ મળી રહે છે, ગાયોની સામે ભસનારા કૂતરાઓને પણ મળી રહે છે, અને ગાયોની સાથે દુશ્મનાઇ રાખનારા વાઘને પણ તે ભૂલી જતો નથી, ત્યારે દૂધાળી ગાય કરતાં શ્રેષ્ઠ, દુનિયામાં પ્રભુનાં નામરૂપી અમૃત વરસાવનારા ભક્તાને પ્રભુ કેમ ભૂલી જશે? શું એટલો વિશ્વાસ પણ તમને નથી

રહેતો ? જો એટલો પણ વિશ્વાસ આપણામાં ન હોય તો આપણે મનુષ્યપણાને યોગ્ય નથી; માટે ઓ કૃપાભિલાષીઓ ! પ્રભુના વિશ્વાસમાં આવો, અને પ્રભુને તમારા વિશ્વાસમાં લો. પ્રભુ સૌના સુખદાતા છે, તે કદિ પણ તમને વિસરશે નહિ.

પદ

દુસરો કોન સુખદાઇ, શ્યામ બિના દુસરો કોન સુખદાઇ રે. (ટેક)
ધીરજતા ધ્રુવકી ઉર ધારી, અવિચલ પદ દીયો આઈ રે;
ઝુડે જબહીં પકડયો ગજકું, છીનમાં લીયો છોડાઇ રે. દુસરો૦
પ્રલ્હાદકી અતિ પીડા પિછાની, પ્રગટ ભયે રથભમાંહી રે;
હિરણ્યકશ્યપુ માર્યો હરિયે, નરસિંહ રૂપ બનાઇ રે. દુસરો૦
પાંડવકું લાખાગ્રહમેસે, જાકે લીયો બચાઇ રે,
પાંચાલીકે ચીર પૂરનકું, ધીર તજી આગે ધાઇ રે. દુસરો૦
જ્યાં જ્યાં ભીડ પડે ભગતનકું, ત્યાં ત્યાં હોત સહાય રે,
દયાનંદકો નાથ દયાલુ, ભજો ભાવ ઉર લાઇ રે. દુસરો૦

## ૧૦૪–ભિખારીઓ ભિખને પાત્ર છે, પણ ગુરુઓ તથા ભક્તો સેવાને પાત્ર છે.

શાસ્ત્રો કહે છે કે, ભિક્ષુકો ભિક્ષાને પાત્ર છે, પણ ગુરુઓ તથા ભક્તો દાનને પાત્ર છે; કારણ કે તેઓ પ્રભુની જય બોલાવનારા છે અને જગતમાં પ્રભુનાં નામરૂપી અમૃત રેડાવનારા છે; માટે તેઓ શ્રેષ્ઠ છે. દુનિયાના બહાદૂર પુરુષો કરતાં ભક્તો વધારે બહાદૂર છે; કારણ કે વીર પુરુષો તો બીજાઓની સાથે લોખંડનાં હથીઆરોથી ને દારૂગોળાથી લડાઇ કરે છે; પણ ભક્તો તો સંસારનાં મિથ્યા સુખોની સાથે લડાઇ કરે છે, કોઇથી નહિ જીતી શકાય તેવા મહા બળવાન વિષયોની સાથે લડાઇ કરે છે, નહિ કળી શકાય એવી પ્રભુની અકળિત માયાની સાથે લડાઇ કરે છે, અને તે પણ બહારના રાક્ષસી દારૂગોળાથી નહિ પણ વિશ્વાસના બારિક અદૃશ્ય તારથી તેમજ રાજાઓ તો માત્ર; બહારના જગત ઉપર પોતાની રાજસત્તા ચલાવે છે, પણ ગુરુઓ તો આપણા અંતર બ્રહ્માંડમાં રાજ્ય કરે છે; માટે તે રાજાઓ કરતાં પણ વધારે શ્રેષ્ઠ છે, એટલે તેઓ માનને અને સેવાને પાત્ર છે.

દાનમાં તો હાથી, ઘોડા, રથ, પાલખી, વાડી, બંગલા, ગામો ને રાજ્યો પણ આપી શકાય છે; તથા પોતાનો દેહ પણ

અર્પણ કરી શકાય છે. ભક્તો ને ગુરુઓ આવાં દાનને પાત્ર છે; કારણ કે તેઓ પ્રભુનાં નામનો વરસાદ વરસાવે છે; પણ ભિક્ષુકો તો ભિક્ષાને પાત્ર છે, એટલે તેઓની હાજતો પ્રમાણે તેઓને યથાશક્તિ આપવાનું છે. દાન અને ભિક્ષામાં આવો ભેદ છે, કારણ કે દાન લેનાર ભક્તોને ત્યાં ઘણાંએ ભિખારીઓનો નિભાવ થાય છે અને ગુરુઓને ત્યાં ઘણાએ શિષ્યોને પોષણ મળે છે; પણ ભિખારીઓને ત્યાં એવું કાંઇ હોતું નથી. તેઓ તો માત્ર પોતાના પેટ સારૂ કે પોતાના કુટુંબ સારૂજ માગે છે; એટલે તેઓ ભિક્ષાને પાત્ર છે અને ભક્તો તથા ગુરુઓ દાનને પાત્ર છે; માટે એવાઓને મદદ કરવાની શાસ્ત્રોની આજ્ઞા છે, ને સૌ ભાઈઓની તે ખાસ ફરજ છે; માટે જો ઇશ્વરી રસ્તામાં આગળ વધવું હોય તો એ ફરજ સારામાં સારી રીતે બજાવો.

દોહરો

જનો ઘણા જગમાંય પણ, ગુણિજન પામે માન;
ઉત્તમ છોડ ઉછેરશે, ધન ખરચી ધનવાન. (દલપતકાવ્ય)

## ૧૦૫–પાણીના વરસાદ કરતાં પણ પ્રભુના નામનો વરસાદ વધારે શ્રેષ્ઠ છે.

એક વખત ઇંદ્રને અભિમાન થયું કે, હુંજ સૌ કરતાં મોટો છું, કારણ કે હું પૃથ્વીમાં વરસાદ વરસાવું છું. જો હું વરસાદ ન વરસાવું તો થોડાજ વખતમાં પ્રાણીઓ મરી જાય. મારા જેવી સત્તા બીજા કોની પાસે છે? મારા જેવું બળ બીજા કોનામાં છે? આ પ્રમાણે તે અભિમાન કરવા લાગ્યો. એજ વખતે તેનું અભિમાન તોડવા માટે ઇશ્વરઇચ્છાથી દેવતાઓનાં દુન્દુભિ (વાજીંત્ર) વાગવા લાગ્યાં; ત્યારે ઈંદ્રે પોતાના ગુરુ બૃહસ્પતિને કહ્યું કે, આજે શું છે? શામાટે દુન્દુભિ વાગે છે? ત્યારે બૃહસ્પતિએ કહ્યું કે, તારા માથા ઉપર પગ દઇને પૃથ્વીમાંથી એક ભક્ત હમણાંજ બ્રહ્મલોકમાં જવાનો છે, તેની ખુશાલીમાં આ દુન્દુભિ વાગે છે. ઈંદ્રે પૂછયું કે, એ ભકતમાં એવું શું બળ છે કે મારા માથા ઉપર પગ મુકીને મારી ઉપર જઈ શકે? ત્યારે દેવતાના ગુરુ બૃહસ્પતિએ કહ્યું કે, તું તો માત્ર મોસમ વખતે પાણીનો વરસાદ વરસાવે છે; અને તેમાં પણ કોઇ કોઇ વખત લોભ કરી જાય છે, તેમ છતાં પણ તું આટલું બધું અભિમાન કરે છે, પણ એ ભકતે તો અમૃત

કરતાં શ્રેષ્ઠ પ્રભુના નામનો પૃથ્વીમાં અખંડ વરસાદ વરસાવ્યો છે ને તે પણ બ્રહ્માર્પણ; માટે તે તારા માથા ઉપર પગ મૂકી, સ્વર્ગ ઓળંગીને સીધો ઇશ્વર પાસે ચાલ્યો જાય છે.

આ વાત સાંભળીને ઇંદ્રનું અભિમાન ઉતરી ગયું ને તેની ખાત્રી થઈ ગઈ કે, મારા પાણીના વરસાદ કરતાં ભક્તોનો પ્રભુના નામનો વરસાદ વધારે શ્રેષ્ઠ છે; માટે સૌ ભાઇબ્હેનો ભક્તિની મહત્તા સમજી ભક્ત બનવાની કોશીશ કરો.

## ૧૦૬–વિશ્વાસપર ચાલનારા ભક્તોની શ્રેષ્ઠતા

ઉંચી ને પાતળી દિવાલ ઉપર કોઈ માણસને ચાલતાં જોઇને આપણને ભય તથા અજાયબી લાગે છે; વાંસ ઉપર માણસને ચાલતાં જોઇને એથી પણ વધારે અજાયબી લાગે છે; આપણે ત્યાં ગોડિયાઓ રમે ત્યારે તેને દોરડાં ઉપર ચાલતા જોઇને એ કરતાં પણ વધારે નવાઈ લાગે છે; અને સરકસોમાં લોખંડના તારની પાતળી દોરી ઉપર ચાલતા ખેલાડીઓને જોઇને તો આપણે હેરતજ થઇ જઈએ છીએ. ત્યારે જે ભક્ત લોકો આપણી સ્થૂલ આંખે નહિ દેખાય એવી ઝીણી–એવી નાજુક–એવી લીસી વિશ્વાસની દોરી ઉપર ચાલે છે, પ્રભુના વિશ્વાસ ઉપર જીવન ગાળે છે, તે ભક્તો કેટલા બધા શ્રેષ્ઠ છે એ ખ્યાલ તો કરી જુઓ! એવું આશ્ચર્યકારક, પ્રભુને વહાલું વિશ્વાસી જીવન ગાળવાની ઇચ્છા રાખો; એજ ઉત્તમત્તા છે પ્રભુએ પણ કહેલું છે કે,

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥
(ભ૦ ગી૦ અ૦ ૧૭ શ્લો૦ ૨૮)

**અર્થઃ**–શ્રદ્ધા વિના, વિશ્વાસ વિના જે કાંઈ હોમેલું હોય, દાન કરેલું હોય, તપ કરેલું હોય કે બીજું કાંઈ પણ કામ કરેલું હોય તે સર્વ વ્યર્થ છે; માટે હે અર્જુન! જે કર તે પૂર્ણ વિશ્વાસ રાખીને કર.

વિશ્વાસ એ ધર્મનું ને ભક્તિનું તત્ત્વ છે ને તેજ પ્રભુને પ્રિય છે; માટે ભાઇઓ! વિશ્વાસી જીવન ગાળતાં શીખો, વિશ્વાસી જીવન ગાળતાં શીખો.

દુહો

એક ભરૂંસો એક બળ, એક આશ વિશ્વાસ;
સ્વાતિબુંદ રઘુનાથ હય, ચાતક તુલસીદાસ.

## ૧૦૭–શ્રદ્ધા તે સોનામહોર અને બીજાં સાધન તે દોકડા

મહાત્માઓ કહે છે કે, શ્રદ્ધા છે તે સોનામહોર છે, ને બીજા સાધનો છે તે દોકડા છે. જો તમારી પાસે સોનામહોર હશે તો દોકડા પોતાની મેળે ચાલ્યા આવશે; પણ ઘણાએ દોકડા વિના સોનામહોર આવી શકશે નહિ. એક સોનામહોરના આજે પંદર રૂપિયા થાય છે ને એક રૂપિયાના સો દોકડા થાય છે; એટલે એ સોનામહોરના પંદરસો દોકડા થાય છે, તેથી જ્યારે પંદરસો દોકડા મેળવી શકીએ ત્યારે એક સોનામહોર થઇ શકે છે.

મહોર એ વિશ્વાસ છે ને દોકડાઓ તે બીજાં સાધનો છે. એક એક દોકડો મેળવતાં એટલે એક એક સાધન મેળવતાં, એક એક દુર્ગુણ તજતાં એક એક જમાનો લાગે છે; અને તેમ છતાં પણ વિશ્વાસ વિના તે પૂરેપૂરૂં મળી શકતું નથી; એટલે એવી રીતે પંદરસો જમાનાઓ ચાલ્યા જાય તોપણ આપણે એક મહોર મેળવી શકીએ નહિ; માટે પ્રથમથીજ વિશ્વાસી થાઓ, હૃદયમાં વિશ્વાસ ભરી રાખો અને વિશ્વાસની દોરીથી મન સાથે ઇશ્વરને બાંધી લો. વિશ્વાસ એ એવી ચીજ છે કે જે એક મેળવ્યાથી બધું મેળવી શકાય છે; માટેજ તે ઉત્તમમાં ઉત્તમ છે ને એમ હોવાથી-જ–વિશ્વાસથી ઈશ્વરને જાણી શકાય છે; અને એક ઇશ્વરને જાણવાથી બધું જાણી શકાય છે; પણ બધું જાણ્યા છતાં પણ વિશ્વાસ વિના ઈશ્વરને જાણી શકાતો નથી; માટે વિશ્વાસનેજ ખરૂં તત્ત્વ સમજી બહારનાં બહુ ફાંફાં મારવાં છોડી દઈ વિશ્વાસના તારને પકડી લો. એજ જીન્દગીની મીઠાશ છે, એજ જીન્દગીની સાર્થકતા છે, એજ પ્રભુ પાસેથી ઇચ્છવાયોગ્ય છે, એજ પ્રભુને આપવા યોગ્ય છે, ને એજ આપણા બંધુઓમાં ઉપદેશ કરવા લાયક છે કે, ભાઇઓ! વિશ્વાસી થાઓ, વિશ્વાસી થાઓ અને ભગવદ્ આશરાનું બળ રાખતાં શીખો.

## ૧૦૮–વિશ્વાસથી ખુદ ઇશ્વર મળે છે, તો પછી ભક્તિનાં સાધનો મળે તેમાં શું નવાઇ?

આપણે કેટલા બધા અવિશ્વાસી છીએ એ તમોને ખબર છે? એક મહાત્માએ કહ્યું છે કે, જો તમારામાં રાઇના દાણા જેટલો પણ વિશ્વાસ હોય તો પર્વતને કહો કે ચાલ્યા જાઓ, એટલે તે

ચાલ્યા જશે; સમુદ્રને કહો કે તું ઉછળતો રહી જા, એટલે તે સ્થિર થઈ જશે; અને સૂર્યને કહો કે તું ત્યાંજ ઉભો રહે, એટલે તે ત્યાંથી ખસી શકશે નહિ.

માત્ર એક રાઈના દાણા જેટલા વિશ્વાસમાં આટલું બધું બળ છે, પણ અફસોસ કે આપણે રાઈના દાણાના હજારમા કે લાખમા ભાગનો પણ વિશ્વાસ રાખી શકતા નથી. વિશ્વાસ એ કેટલું બધું સૂક્ષ્મ ને કેટલું બધું બળવાન તત્ત્વ છે અને તેમ છતાં પણ તે આપણા જીવનમાં કેટલું બધું ઓછું અનુભવાય છે ? તે સમજાવવા માટે શાસ્ત્રો કહે છે કે,ગાયનાં શિંગડાં ઉપર રાઈનો દાણો ઠરે એટલો વખત પણ જો તમે વિશ્વાસ રાખી શકો તો તમે તરી જાઓ; મતલબ કે એટલો વિશ્વાસ પણ રાખી શકતા નથી, માટે વિશ્વાસ મેળવવાની કોશીશ કરો; કારણ કે જ્યારે વિશ્વાસથી આખો ભવસાગર તરી શકાય છે, ત્યારે એ સાગરમાંથી થોડી છીપો વીણી લેવી તેમાં શું મોટી વાત છે ? અર્થાત્ વિશ્વાસથી ખુદ ઇશ્વર પોતે મળી શકે છે, ત્યારે વિશ્વાસથી ભક્તિ ને જરૂરનાં સાધનો મળે તેમાં શું નવાઈ જેવું છે ? માટે ભાઇઓ ! ભગવદ્-આશરાનું બળ રાખતાં શીખો, એજ સર્વ ધર્મનો મર્મ છે, એજ સર્વ તત્ત્વોનું તત્ત્વ છે ને ઇશ્વરને પામવાનો સહેલામાં સહેલો ને છેલ્લામાં છેલ્લો રસ્તો છે; એ સિવાય ઇશ્વરને જાણવાનો બીજો રસ્તોજ નથી, એ નક્કી સમજજો; એટલે જો આપણી જીંદગીમાં આપણે વિશ્વાસ ન મેળવી શકીએ તો એ જીંદગી તદ્દન ફોકટજ ગઇ છે, અને આપણે ચોરાશી લાખના ફેરામાંજ પડી ગયા છીએ, એમ વગર શકે સમજી જવું; પણ એથી નિરાશ થઈ જવું નહિ, કારણ કે હજુ પણ કાંઇ ચાલ્યું ગયું નથી. હજુ પણ આપણા હાથમાં વખત છે, એટલામાં વિશ્વાસ મેળવી લેવો જોઇએ અને વિશ્વાસથી મહા સમર્થ ઇશ્વરનું પવિત્ર શરણ ધરી લેવું જોઇએ.

---

## ૧૦૯—લગામ વિનાનો ઘોડો ખાડામાં નાખે, તેમ વિશ્વાસ વિનાનું મન પણ નરકમાંજ લઈ જશે.

એક છોકરો લગામ વિનાના ઘોડા ઉપર બેસીને ઘોડાની મરજી પડે તેમ તેને દોડવા દેતો હતો. એ જોઇને કોઈ ડાહ્યા માણસે તેને પૂછયું કે, બચ્ચા ! તોફાની ઘોડાને લગામ વિના કેમ

રાખ્યો છે ? છોકરાએ કહ્યું કે, એ તો એમજ ચાલે છે. તે માણસે પૂછ્યું કે, તું તેને ક્યાં લઇ જાય છે ? ત્યારે તે છોકરાએ કહ્યું કે; એ મને જ્યાં લઇ જાય ત્યાં હું જાઉં છું. તે ભલા માણસે કહ્યું કે, બેટા ! એ તું બહુ મોટી ભૂલ કરે છે. તે લગામ વિનાનો તોફાની ઘોડો તો તને ક્યાંઈ ખાડામાંજ પછાડશે અથવા તો ઉજ્જડ જંગલમાંજ લઇ જશે. ભાઇ ! તું એ લગામ વિનાના ઘોડાને ભરૂસે ન રહે; પણ ઉછાંછળા જુવાન છોકરાએ તે ભલા માણસની વાત માની નહિ. એ પછી થોડાજ વખતમાં એ લગામ વિનાના મસ્તીખોર ઘોડાએ તે બેવકૂફ છોકરાને એક ઉંડા ખાડામાં નાખી દીધો.

આપણે પણ આપણા મનરૂપી ચંચળ ઘોડાને વિશ્વાસની લગામ ચડાવતા નથી, અને એની મરજી મુજબ દોડવા દઇએ છીએ; એટલે અધર્મના ભયંકર ખાડામાં પડી જઇએ તો તેમાં કાંઈ નવાઇ જેવું નથી, માટે આપણા મનરૂપી ઘોડાને વિશ્વાસની લગામ ચડાવો, તોજ તે ઇશ્વરી રસ્તામાં સીધો ચાલી શકશે; નહિ તો પાપના કાંટાવાળા જંગલમાંજ ફસાવશે; માટે આપણે છતી આંખે આંધળા ને છતા કાને બેહેરા ન બનવું જોઇએ. મનને વિશ્વાસની લગામ ચડાવવાથી તે આપણને દેવલોકમાં લઇ જશે અને એને લગામવિના છૂટું મૂકી તેની મરજી મુજબ દોડવા દેવાથી તે રાક્ષસોમાં લઈ જશે. હવે તમે શું પસંદ કરો છો ? દેવપણું કે રાક્ષસપણું ? સ્વર્ગ કે નરક ? જે ધારો તે મેળવી શકો તેમ છો; પણ એ મેળવવાનો આધાર માત્ર લગામ ઉપર છે અને તે લગામ એ વિશ્વાસ છે. વિશ્વાસમા સર્વસ્વ છે. વિશ્વાસમાં ઈશ્વર પોતે છે, માટે જેણે વિશ્વાસ મેળવ્યો તેણે ઇશ્વરની કૃપા મેળવી એમ નક્કી સમજવું.

દોહરા

કાહુકે ધનધામ હય, કાહુકો પરિવાર;
તુલસી મો સમ દીનકો, સીતારામ આધાર. ૧
નહિ વિદ્યા નહિ બાહુ બળ, નહિ ખરચનકું દામ;
તુલસી મો સમ પતિતકો, તુમ પત રાખો રામ. ૨

## ૧૧૦–ચમચાથી કદાચ સમુદ્ર ઉલેચી શકાય, પણ માણસથી પ્રભુનો પાર પામી શકાય નહિ.

એક મોટો તપસ્વી સાધુ હતો. તેણે બહુ બહુ કર્મો કર્યાં હતાં, ને ઘણાં ઘણાં શાસ્ત્રો જોયાં હતાં, તેથી તે મનમા એમ સમજતો કે મેં ઈશ્વરને જાણી લીધો ! ઘણાં માણસો પાસે તે એ પ્રમાણે વાત કરતો, તેથી એક દિવસ કોઇ બીજા સાધુને તેની એ વાત સાંભળીને વિચાર થયો કે આ સાધુ બહુ ભણેલો છે, પણ તે ભૂલમાંજ રહેલો છે; માટે તેની ભૂલ સુધારવી જોઇએ, એમ ધારી તે બીજા સાધુએ પેલો સાધુ સમુદ્રકિનારા ઉપર જ્યાં રોજ સ્નાન કરવા જતો હતો, ત્યાં એક છોકરાને હાથમાં નાનો ચમચો આપીને શીખવીને મોકલ્યો. એ છોકરો સમુદ્રકિનારા ઉપર બેસી ચમચો ભરી ભરીને સમુદ્રમાંથી કિનારા તરફ પાણી ફેંકવા લાગ્યો. થોડી વારમાં ઇશ્વરને જાણી જવાનું અભિમાન કરનાર સાધુ ત્યાં આવી પહોંચ્યો. તેણે ચમચાવતી સમુદ્ર ઉલેચતા છોકરાને જોઇ પૂછયું કે, આ તું શું રમત કરે છે ? ત્યારે છોકરાએ કહ્યું કે, આ ચમચાથી મારે સમુદ્ર ઉલેચી નાખવો છે. તે સાધુએ કહ્યું કે, તું મૂર્ખ છે; એ કાંઈ બનવાજોગ નથી. જા તારે ઘેર જા; નહિ તો લહેરમાં તણાઇ જઇશ. ત્યારે તે છોકરાએ કહ્યું કે, મહારાજ ! અહીં કોઇએક સાધુ આવે છે તે મનમાં એવો ફાંકો રાખે છે કે, હું ઈશ્વરને જાણી ગયો. તેની ભૂલ બતાવવા માટે મને અહીં મોકલેલો છે; હું એ સાધુને કહીશ કે જો કે એ બનવાજોગ નથી તોપણ ધારો કે કદાચ જમાનાઓ વીતતાં ચમચાથી સમુદ્ર પણ ખાલી થઇ જાય, પણ માણસ ઇશ્વરના ગુણોનો પાર પામી શકે તેમ નથી. છોકરાની આ વાતથી ઇશ્વરને જાણી લેવાનું તે સાધુનું અભિમાન ઉતરી ગયું અને ઈશ્વરની અકળ ગતિ છે, એમ તેની ખાત્રી થઈ ગઇ.

જેમ છોકરાથી ચમચાવડે સમુદ્ર ઉલેચી શકાય નહિ, તેમજ આપણે પણ ચંચળ મન તથા સ્થૂલ બુદ્ધિ અને તેમાં પણ અનેક વિઘ્નો, એવા સ્વભાવથીજ, અપૂર્ણ સાધનોવડે ઈશ્વરનું સંપૂર્ણ સ્વરૂપ સમજી શકીએજ નહિ. માટે આપણી તો એજ ફરજ છે કે, દીનતાથી પ્રભુને શરણ થઈ જવું ને તેની ઇચ્છાને આધીન રહેવું. એમ કરવા માટે મોટામાં મોટું ને સરસમાં સરસ સાધન ભક્તિ

છે, માટે પ્રાર્થના કરો કે હે પ્રભુ ! અમોને ભક્તિ આપ. કારણકે ઇશ્વરનું સ્વરૂપ જેટલું જાણી શકાય તેવું છે, તેટલું ભક્તિથીજ જાણી શકાશે. માત્ર કલ્પનાથીજ નહિ, એ નક્કી સમજજો.

પદ.

તું અગાધ, તું અગાધ, તું અગાધ દેવા;
નિગમ નેતિ નેતિ કહે, જાને નહિ ભેવા—તું૦
બ્રહ્માદિક વિષ્ણુ શંકર, શેષ હુ બખાને;
આદિ અંત મધ્ય તુમહીં, કોઉ નહિ જાને—તું૦
સનકાદિક નારદાદિક, શારદાદિ ગાવે;
સુરનર મુનિજન ગંધર્વ, કોઉ નહિ પાવે—તું૦
સાધ બિધ થકિત ભયે, ચતુર બહુ સ્યાને;
સુંદરદાસ કહા કહે, અતિ હી હૈરાને—તું૦

## ૧૧૧–દુનિયાની હલકી ચીજનું પણ પૂરેપૂરૂં જ્ઞાન થઇ શકતું નથી, ત્યારે ઇશ્વરનું પૂરૂં જ્ઞાન કેમ થઇ શકશે?

પૃથ્વીમાં જે તમને નાનામાં નાની ને હલકામાં હલકી વસ્તુ લાગતી હોય તે લ્યો,અને જુઓ કે તે નાનામાં નાની વસ્તુઓનું પણ તમે કેટલું થોડામાં થોડું જ્ઞાન ધરાવો છો ? ફૂલ તમે જ્યારે ત્યારે સુંઘો છો, અને સેંકડો વખત હાથમાં પકડો છો, પણ તેનું ખરૂં જ્ઞાન તમને અથવા કોઇને કદિ પણ થયું છે કે ? રોટલી ને દાળભાત તો આપણે રોજ ખાઇએ છીએ, પણ નામ ને રૂપ વિના તેનું ખરૂં સ્વરૂપ આપણને કદિ પણ સમજાયું છે કે ? આપણા વાળ આપણે રોજ જોઇએ છીએ, અને આપણા નખ આપણી નજરની સામે દિવસમાં સેંકડો વખત આવે છે, પણ તે બાલનું ને નખનું સ્વરૂપ પણ આપણને સમજાયું છે કે ? પથ્થર ને ધુળ સાથે તો આપણને દરેક ક્ષણે કામ પડે છે; કારણ કે આપણાં ઘર તેનાંજ બનેલાં છે,ને આપણે ચાલીએ અથવા સુઇએ છીએ તે પણ તેનીજ ઉપર. ટુંકામાં આખી જીંદગીમા એક ક્ષણ પણ આપણે માટીથી જૂદા રહી શકતા નથી. એવી માટીને માટે પણ આપણે શું જાણીએ છીએ ? એનું સ્વરૂપ પણ આપણે કયાં સમજી શકીએ છીએ ?

જ્યારે આવી સાધારણ બાબતોનું પણ આપણને ખરૂં જ્ઞાન થઇ શકતું નથી, ત્યારે વેદ પણ જેને નેતિ નાત કહે છે, એવા

અનિર્વચનીય; ઈંદ્રિયો, મન, બુદ્ધિ ને વાણીથી પર ઇશ્વરનું સંપૂર્ણ સ્વરૂપ આપણાથી કેમ સમજી શકાશે ? એ વિચાર તો કરો. કોઇ પણ નાનામાં નાની વસ્તુનું સ્વરૂપ સમજતાં પણ જ્યારે તેનો આદિઅંત આવે છે ત્યારે ત્યાં ઇશ્વરજ ખડો થઈ જાય છે. ત્યારે ખુદ ઇશ્વરનો આદિઅંત સમજવાની માથાકુટ કરવી એમાં કયાંથી પત્તો લાગે ? એમ કરવું એ તો એક પ્રકારની મૂર્ખતાજ છે, એથી તો ઘણાંએ માણસો નાસ્તિક કે દીવાનાં થઈ જાય છે; માટે બહેતર તો એજ છે કે પૂર્ણ વિશ્વાસથી પ્રભુને શરણ થઈ જવું; એથી જે કાંઇ સમજવા જેટલું છે, તે એની મેળેજ સમજાતું જશે. પ્રભુને શરણ થયા સિવાય પ્રભુને જાણવાનો બીજો કોઇ પણ રસ્તો નથી અને ભક્તિથી પ્રભુને શરણ થવાય છે. જો ઈશ્વરનું સત્ય સ્વરૂપ જાણવાની ખરી ઇચ્છા હોય તો ભક્તિ કરો. પ્રેમલક્ષણા ભક્તિવિના ઇશ્વરનું ખરૂં સ્વરૂપ સમજવાની આશા રાખવી તે વ્યર્થ છે, વ્યર્થ છે.

સવૈયા

હારી રહ્યા મનમાંહી મુનીશ્વર, વિશ્વપતિ તણી વાત વિચારી;
તર્ક કરી કરી તત્ત્વ જડયું નહિ, દૃષ્ટિ ઘણી દિલ ઉંડી ઉતારી,
માન તજી અનુમાન કરી લખ્યું, કે મન વાણી ન પોંચે અમારી;
કેમ શકે કહી કોઇ કવીશ્વર, ઈશ્વરની ગતિ વિશ્વથી ન્યારી.
( કવિ દલપતરામ )

## ૧૧૨–જે અહીં મોટા થશે તે પ્રભુ પાસે નીચા પડશે અને જે અહીં નમશે તે પ્રભુ પાસે માન પામશે.

આપણામાં કહેવત છે કે, ‘ નમ્યો તે પ્રભુને ગમ્યો. ’ યાદ રાખજો કે જે ત્રાજવું નમે તેજ ભારે ગણાય છે; પણ જે ત્રાજવું ઉંચું રહે તે હલકું ગણાય છે. તેમજ માણસોમાં પણ જે નમે તે મોટાં છે અને જે અક્કડબાજ રહે છે તેઓ દુનિયામાં હલકાં ગણાય છે, ને ઇશ્વર પાસે તેઓ વધારે હલકાં છે. જે ફળવાળાં ઝાડો હોય તે નમે છે, પણ ફળવિનાનાં ઝાડો નમતાં નથી; તેમજ જેઓનાં હૃદય ભક્તિથી ને દયાથી ભરેલાં હોય છે, તેઓ નમે છે; પણ જેઓ હૃદયના ધનથી ખાલી હોય છે તેઓ નમતા નથી. અમે નદીકિનારે જોયું છે કે, જે નમી જાય છે તે નાના નાના છોડ બચી જાય છે, અને જે નમતાં નથી તે મોટાં મોટાં

આડ પણ પૂરમાં તણાઈ જાય છે. મતલબ કે નમવું તે માત્ર બીજાઓને માટેજ નથી પણ પોતાના જ બચાવને માટે છે; માટેજ શાસ્ત્રોમાં કહ્યું છે કે, જે અહીં મોટા થશે એટલે અભિમાની થશે તેઓ પ્રભુ પાસે નીચા પડશે એટલે હલકી જગ્યા પામશે, અને જે અહીં નમશે તેઓ પ્રભુ પાસે માન પામશે. માટે ભાઇઓ ! દીનતા રાખતાં શીખો. દીનતા વિનાની ભક્તિ શોભતી નથી અને તે ખરૂં ફળ આપી શકતી નથી. ભક્તિનો અર્થ આધીનતા છે, અને આધીનતા દીનતા વિના થઇ શકતી નથી; માટે જેમ બને તેમ દીનતા રાખતાં શીખો, દીનતા રાખતાં શીખો.

દોહરો

જો રાખે નરમાશ તો, કરે શત્રુમાં વાસ;
બત્રિસ દાંત વચે વસે, જીભ રાખી નરમાશ.
કવીશ્વર દલપતરામ )

## ૧૧૩–પ્રભુએ મોતના વારંટ ઉપર અને નરકમાં નાખવાના ઠરાવ ઉપર સહી કરી નથી એટલામાં-જ આપણે પાપ છોડી દેવાં જોઇએ.

એક છોકરો બહુ ખરાબ ચાલનો હતો, તેથી તેના ઘરનાં સૌ માણસો બહુ હેરાન થતાં હતાં. એ પછી એ છોકરો રોજ રોજ વધારે વધારે બગડતો ગયો, અને ગામનાં માણસોને પણ ત્રાસ આપવા લાગ્યો. ગામનાં બધાં માણસો એ છોકરાની બુરી ચાલચલગતથી નારાજ થયાં, તેથી તેઓ સર્વેએ મળીને ઠરાવ કર્યો કે એ છોકરાને ગામ બહાર કાઢી મૂકવો. ગામના લોકોએ ભેગા થઇ એ પ્રમાણે ઠરાવ કર્યો ને તે છોકરાના બાપની તેમાં સહી માગી. બાપ પણ પોતાના છોકરાથી કાયર થઇ ગયો હતો તેથી તથા લોકોના દબાણથી એ છોકરાને ગામમાંથી કાઢવાની તેણે હા પાડી હતી, પણ એ પછી ગામના સૌ લોકો તેની સહી લેવા આવ્યા ત્યારે પોતાના છોકરાને દેશવટો દેવાના ઠરાવ ઉપર સહી કરવાની તેની હિંમત ચાલી નહિ. તે બહુ દિલગીર થયો. તેના હાથમાંની કલમ ધ્રુજવા લાગી, અને એ દેશનિકાલના ઠરાવ ઉપર સહી કરવામાં તે આનાકાની કરવા લાગ્યો. ત્યારે ગામના લોકોએ ઉશ્કેરાઇ જઇને કહ્યું કે આ શું ? આ કેવી રીત ? તમે પ્રથમ હા પાડી છે ને હવે શું વિચાર કરો છો ? સહી કરતાં વાર કેટલી ? એવા

નઠારા છોકરા ઉપર એટલો બધો પ્રેમ શામાટે જોઇએ ? ત્યારે બાપે કહ્યું કે એ ગમે તેવો નઠારો છોકરો છે પણ મારો દીકરો છે. તેને દેશપાર કરતાં મારો જીવ ચાલતો નથી. "છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય" માટે હજી પણ એ છોકરાને સુધરવા માટે કાંઇક તક આપવામાં આવે તો સારૂં. છોકરો દૂર ઉભો ઉભો આ બધો દેખાવ જોઇ રહ્યો હતો. તેને લાગ્યું કે મારે માટે મારા બાપને કેટલું બધું દુઃખ થાય છે? અને હું એટલે બધો ભુંડો છું તોપણ મને તજી દેવાનો તેનો જીવ ચાલતો નથી. ત્યારે તેના પ્રેમને ખાતર, તેની ભલાઇને ખાતર, સુધરી જતાં મને શું વાર છે? એમ વિચાર થતાં એજ વખતે તુરતજ ઠરાવ કરીને તે છોકરો બોલી ઉઠયો કે, બસ, બસ, બહુ થયું. મને માફ કરો. હું આજથી મારી ચાલ સુધારવાની પ્રતિજ્ઞા લઉં છું. ગામના લોકોએ કહ્યું કે, એ કેમ બને ? એવી રીતે એકદમ સુધરી જવાનું કાંઇ કારણ ? ત્યારે તે છોકરાએ કહ્યું કે, મારા બાપને મારી ખરાબ ચાલને લીધે કેટલું બધું દુઃખ થાય છે એ હું આજે સમજ્યો છું; માટે મારા બાપને ખાતર આજથી મારી ચાલ સુધારવાનો હું ઠરાવ કરૂં છું. આ સાંભળી તેનો બાપ બહુજ ખુશી થયો. તેણે એ છોકરાને પોતાના ઘરમાં રાખ્યો અને ગામના લોકોએ તેને માફી આપી. એ પછી બહુ થોડા વખતમાં એ છોકરો સુધરી ગયો.

જેને અંદરથી ફટકો વાગી જાય, જેને અંદરથી તાળી લાગી જાય, તેને સુધરી જતાં વાર લાગતી નથી; પણ વાત એટલીજ છે કે, આપણે સુધરવા માટે દૃઢતાથી ઠરાવ કરવો જોઇએ; અને જે મન બુરાઇ તરફ વળેલું છે, તેને ભક્તિ તરફ ફેરવી નાખવું જોઇએ. આપણે પણ એ લુચ્ચા છોકરાના જેવા અંતરમાંથી બુરા છીએ; પણ આપણા દયાળુ પિતા પરમેશ્વરે હજી પણ આપણને ઘર બહાર કાઢયા નથી અને આપણને દેશવટો દેવાના–નરકમાં નાખવાના ઠરાવ ઉપર તથા મોતના વારંટ ઉપર હજી પણ તેણે સહી કરેલી નથી; એટલા વખતમાં આપણે સુધરી જવું જોઇએ, તો બચી શકાશે. આપણા સમર્થ પિતાને દુઃખ દઇને–તેનું અપમાન કરીને આપણે શું ફાયદો મેળવી શકીશું ? ભુંડાઇથી જે સુખ મળે છે તે પણ દુઃખજ છે, અને ભુંડાઇના સુખ કરતાં ભલાઇનું સુખ કરોડોગણું સારૂં છે, માટે ભલાઇનું સુખ મેળવ-

વાનો ઠરાવ કરો. ઈશ્વરને રીઝવવાનો એ ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે. પ્રભુની સામે થઈને સારૂં ફળ નહિ મેળવી શકાય એ વાત તો રાક્ષસો પણ સમજે છે, ને મૂર્ખાઓ પણ સમજે છે. ત્યારે આપણે તો માણસો છીએ અને તે પણ અમેરીકાના અસલી ઇન્ડિયનો કે આફ્રિકાના હૉટેન્ટૉટ નહિ, પણ આર્ય છીએ; માટે આજથી આપણા પવિત્ર પિતા પ્રભુને અર્થે પાપ છોડી દેવાનો ઠરાવ કરો.

---

## ૧૧૪–ભકતોના હૃદયમાંજ તેમનો આનંદ ભરેલો હોય છે.

પદ

દિલ લગાય રામ ફકીરીમેં, દિલ લગાય રામ ફકીરીમેં. (ટેક)
રામ ફકીરી અદલ ફકીરી, ચારો ખૂટ જગીરીમેં—દિલ૦
જો સુખ મિલતા રામ ભજનમેં, સો સુખ નાહીં અમીરીમેં—દિલ૦
કહત કબીરા સુન ભાઈ સાધુ, સાહેબ મિલતા સબુરીમેં—દિલ૦

એ મિત્રો હતા તેઓને સુખ મેળવવાની બહુ ઈચ્છા હતી, તેથી તેઓ ઉજાણીઓમાં જતા, નાચમાં જતા, હવા ખાવા જતા, નાટકો જોવા જતા, રાસધારીઓને રમાડતા, હાથચાલાકીના ખેલો કરાવતા, મેળાઓમાં ફરતા, સ્ત્રીઓના ગરબા સાંભળવા જતા, ઠઠ્ઠામશ્કરીઓ કરતા, હોડીમાં સહેલ કરવા જતા, પ્રદર્શનો જોવા જતા, વરઘોડાઓમાં ફરતા, સભાઓમાં જઇને આગળ આગળ બેસતા, ટીપાર્ટીઓ કરતા, સરકસો જોવા જતા, ઘોડદોડની સરતમાં જતા, બાઇસીકલો દોડાવવાની હરીફાઇ કરતા, ગાવા બજાવવાનો શોખ રાખતા, સ્ત્રીઓનાં ટોળાં મળેલાં હોય ત્યાં આજુબાજુમાં ઉભા રહી તેમની ખુબસુરતીની આંકણી કરતા, અને જ્યાં પણ કાંઇ સહેજ નવાઈ જેવું હોય ત્યાં ખાસ કરીને તેઓ જતા હતા; કારણ કે તેઓ સુખને શોધતા હતા, અને એવી બાબતોમાં તેમને સુખ લાગતું હતું. એ પછી તે બંને મિત્રોમાંથી એક જણ ભક્ત થયો, તેથી તે ભગવત્સેવામાં, ભલાં કામો કરવાના ને ઇશ્વરી આનંદમાં રહેવા લાગ્યો. હવે તેને બહારની તકલાદી ને નજીવી વસ્તુઓમાં આનંદ લાગતો નહોતો.

એ પછી પેલો બીજો મિત્ર આવીને તે ભક્ત થયેલા મિત્રને કહેવા લાગ્યો કે, તું હવે આવો કેમ થઈ ગયો? ક્યાંઈ જવું

નહિ, ક્યાંઇ આવવું નાહે, કાંઇ મેજશોખની વાતચીત સરખી નહિ, એવો તે તું કેવો થઇ ગયો ? આપણો અગાઉનો આનંદ બધો ભૂલી ગયો કે ? ત્યારે તે ભક્તે કહ્યું કે, ભાઇ ! હવે મારો આનંદ મારી પાસેજ છે. હવે બીજા આનંદોની મને દરકાર નથી. હવે તો મારૂં હૃદય હંમેશાં આનંદથી ભરેલુંજ રહે છે, એટલે સુખ શોધવા માટે મને બહાર ભટકવું પડતું નથી. હવે તારો આનંદ એ મારે મન દુઃખ છે; માટે જો મારા જેવો આનંદ તને જોઇતો હોય, તો તું પણ મારી પેઠે ભક્તિરસમાં ડૂબી જા; ને જો એમ તારાથી ન બની શકે તો મહેરબાની કરીને તારે હવે મારી પાસે ન આવવું. મને મારો ઇશ્વરી આનંદ ભોગવવા દે એટલે બસ. ઇશ્વરી આનંદની આગળ બીજા આનંદો કાંઇ પણ બીસાતમાં નથી; માટેજ પ્રભુએ પણ ગીતામાં કહેલું જ છે કેઃ—

> यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
> तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥
> (અ૦ ૨ શ્લો૦ ૪૬)

**અર્થ**:—જેમ પાણી પીવું, નહાવું, ધોવું વગેરે જે કામો થોડાં પાણીવાળી જગ્યામાં થાય છે, તેજ કામ બધી તરફથી ભરેલાં મોટાં તળાવમાં પણ થઇ શકે છે; તેમજ વેદમાં કહેલાં કર્મો કરવાથી જે જે પ્રકારનો આનંદ થાય છે તે સર્વ આનંદ પ્રભુને જાણનાર ભક્તને મળે છે

## ૧૧૫—અધિકારવિના સારી ચીજો પણ રુચતી નથી; માટે ઇશ્વરી આનંદ લેવાની યોગ્યતા મેળવો.

એક બાઇ મંદિરમાં કથા સાંભળવા ગઇ. ત્યાં સાથે પોતાના નાના છોકરાને લેતી ગઇ. એ પછી થોડી વારે છોકરૂં રોવા લાગ્યું ત્યારે તે બાઇ છોકરાને ધવરાવવા લાગી, પણ તે રોતું રહ્યું નહિ, તેથી તેના ગાલ ઉપર તમાચો માર્યો. કથા વાંચનાર વ્યાસે કહ્યું કે, કેમ બાઇ ? છોકરાને મારો છો કેમ? ત્યારે તે બાઇએ કહ્યું કે, એ આપણને દુઃખ આપે છે, ને કથામાં ભંગ પડાવે છે માટે મારૂં નહિ તો શું કરૂં ? વ્યાસે કહ્યું કે, એ તમને દુઃખ નથી આપતું, પણ તમે તેને દુઃખી કરો છો. એ અહીં આવવાને યોગ્ય છે કે તમે તેને લાવ્યાં ? એને રમકડાં જોઇએ, છોકરાંઓ સાથે રમવું જોઇએ ઘરમાં દોડવું જોઇએ, ને કંઇ કાંઇ ખાવું જોઇએ, એને તમે કેદ કરવાની માફક એક જગ્યાએ બેસાડી મૂકો એ કેમ

બને ? એ કથામાં સમજે શું ? એને તો છૂટથી રમવું જોઇએ. એને અહીં લાવીને તમે દુઃખી કરો છો; એ તમને દુઃખ નથી આપતું. આવીજ રીતે અધિકારવિના સારી ચીજો પણ રુચતી નથી.

પદ

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે (ટેક)
સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણસુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ૦
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણુજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું, જેમ મીઠા જળમાં મરે. પ્રેમરસ૦
સોમવલ્લી રસ પાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળ વંચીને વમન કરાવે, વેદ વાણી ઉચ્ચરે. પ્રેમરસ૦
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મચ્છભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ૦
એમ કોટિ સાધને પ્રેમ વિના, પુરુષોત્તમ પુંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રી ગોવર્ધનધર, પ્રેમ ભક્તિયે વરે. પ્રેમરસ૦

## ૧૧૬–પાપીઓ પણ ભક્તિમાન થઇને ગુરુ બની શકે છે.

એક મોટી જાહેર સભામાં કોઇ વિદ્વાન માણસ ધર્મનો ઉપદેશ કરવા લાગ્યો. એ વખતે સભામાંથી કોઇ માણસે તેની પાસે એક ચીઠ્ઠી લખીને મૂકી. એ ચીઠ્ઠીમાં લખ્યું હતું કે "તમારાં આગલાં કર્મો પણ તમારાં આજનાં ભાષણમાં કહેજો". એ વાંચી તે ઉપદેશકે પોતાના હાથમાં એ ચીઠ્ઠી પકડી સભાને દેખાડીને કહ્યું કે, કોઈ માણસ મારી ઉપર લખે છે કે, તમારાં આગલાં કર્મો પણ તમારા ભાષણમાં કહેજો તે ઉપરથી હું જણાવું છું કે, આપણે બધા કોઇ ને કોઇ રીતે કાંઇ ને કાંઈ પાપમાં પડેલા છીએ; અને તેમાં પણ હું તો બહુજ મોટો પાપી હતો. એવાં એવાં મહા પાપ મારાથી થઇ ગયાં છે કે હું એ જ્યારે યાદ કરૂં છું ત્યારે મને ત્રાસ છૂટે છે; પણ પ્રભુના પવિત્ર નામમાં એટલું બધું બળ છે, અને ઇશ્વરની કૃપા એવી મહાભારત વસ્તુ છે કે તેને લીધે હું જે મહા પાપી હતો તે પણ આજે ગુરુ બન્યો છું.

માટે ભાઇઓ ! માણસોના મનની નબળાઇ તરફ ન જુઓ, પણ પ્રભુની મોટાઈ સામું જુઓ. પ્રભુના નામમાં ને પ્રભુના શરણમાં એવું બળ છે કે મારા જેવા પાપીઓ પણ ભક્તિમાન થઇને ગુરુ બની શકે છે; માટે સો ભાઇઓ પ્રભુના શરણમાં આવો,

प्रभुना शरणमां आवो. भक्तिनी प्रज्वलित आगमां पापरूपी लाकडांने बळी जतां वार नहि लागे; कारण के पाप करनार तो माणस छे ने कृपा करनार तो खुद्द प्रभु पोतेज छे. एटले प्रभुनी कृपा आगळ पाप शुं बिसातमां छे ? पण ते कृपा भगवत् सेवाथी मळे छे. हरिना चरणना शरणथी मळे छे; माटे हे कृपाभिलाषीओ ! समर्थ प्रभुनुं बळवान शरण धरी लो, एटले मारी पेठे तमे भुंडा हशो तोपण प्रभुना पवित्र नामथी रूडा बनी जशो. प्रभुए पण गीतामां कहेलुं छे केः—

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांति निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥
(अ० ९ श्लो० ३०-३१)

**अर्थः**—बहु पापी माणस पण जो अनन्य चित्तवाळो थईने मने भजे तो तेने श्रेष्ठ मानवो, कारण के ते उत्तम निश्चयवाळो छे. ते पापी माणस पण मारा भजनथी तुरत धर्मात्मा थाय छे, अने हमेशनी शांति पामे छे. हे अर्जुन ! तुं सोगन खाईने कहेजे के, भगवानना भक्तनो नाश थतो नथी.

माटे बोलो भाईओ,

पद

हरिदासा हरिदासा, बन जा हरिदासा हरिदासा. (टेक)
सुधासिंधुके समीप बसके, मूढ रहत क्यों प्यासा;
दीन हीन क्यों दुःख पावतहे, बसत पारसके पासा. बन जा.
कामधेनु सुरद्रुम चिंतामणि, ईश्वर अखिल निवासा;
उनकु छोड ओरकुं धावे, सो तो वृथा प्रयासा. बन जा.
मनखा देह दुर्लभ छिनभंगुर, ज्युं जलबीच पतासा;
अचळ सत्य एक सेवा हरिकी, सबकुछ तुरत तमासा. बन जा.
शरनागतवत्सल विठ्ठलेश, क्युं मन रहत उदासा ?
दयाराम सतगुरु बताया, हे मनसुबा खासा. बन जा.

---

## ११७—ट्रेन उपडी गया पछी रोवुं ते शुं कामनुं ? मरी गयेलां पाछळ रोवुं ते पण एवुंज छे.

एक माणस परदेश जतो हतो, तेने वळावा तेनी मा स्टेशन उपर गई. ए वखते पोताना छोकराने परदेश जतो जोई

તે રોવા લાગી. છોકરાએ બહુ દિલાસો આપ્યો, પણ ડોશી છાની રહે નહિ. છોકરાએ કહ્યું કે તું ગમે એટલી રો, પણ ગયા વિના છૂટકો નથી; એટલામાં વખત થયો ને ટ્રેન ઉપડી. ત્યારે તે ડોશી ગાડીને પકડવા લાગી પણ તેથી કાંઇ ટ્રેન અટકે ? પોતેજ તેની સાથે તણાવા લાગી, તેથી અંતે ટ્રેનને છોડી દીધી ને પોતે બહુ હાયપીટ કરીને રોવા લાગી; પણ ટ્રેન ઉપડી ગયા પછીનું એ રોવું શું કામનું ? જ્યાં સુધી ગાડી ઉપડી નથી, ને આપણે તેમાં બેઠા નથી ત્યાંસુધીમાં રોવું ન પડે એવી તજવીજ કરી લેવી જોઇએ. ટ્રેન ઉપડી ગયા પછી રોઇને કોને બતાવવું ? જેને સારૂ રોઇએ છીએ તે કાંઇ આપણાં આંસુ લોહી શકે તેમ નથી.

એવીજ રીતે મુવા પછવાડે રોવું તે પણ ટ્રેન ઉપડી ગયા પછી રોવા જેવું નકામું છે, માટે આપણી હમેશની મુસાફરી કરતાં પહેલાં અહીં એવો બંદોબસ્ત કરી રાખવો જોઇએ કે પાછળનાંઓને રોવું ન પડે; અને આપણે એવું ભાતું બાંધી લેવું જોઇએ, તથા એવી તૈયારી કરી રાખવી જોઇએ કે, આપણને ટ્રેન ઉપડે ત્યારે અસલ દેશમાં જવાને દિલગીરી લાગે નહિ. આપણને અને આપણી પાછળનાંઓને મોત વખતે રોવું પડે છે તેનું કારણ મોતમાં દુઃખ છે તે સારૂ નહિ, પણ આપણી મૂર્ખાઇઓ તથા આપણા સ્વાર્થ સારૂ આપણને રોવું આવે છે. માટે હજી આપણા હાથમાં તક છે, એટલા વખતમાં આપણી ભૂલોને સુધારી લઇએ તો મોતને આશીર્વાદ જેવું બનાવી શકાય તેમ છે. એવું કરવાની કોશીશ કરો તો પ્રભુને રીઝવી શકાય; બાકી ટ્રેન ઉપડી ગયા પછી સ્વાર્થનું રોયા કરવાથી કાંઇ ફાયદો થાય તેમ નથી. એવી રીતે રોવું એ તો જનારને માટે અપશુકન છે; જનારનું બુરૂં ઇચ્છવા જેવું છે; આપણાં વહાલાંની છાતીમાં તીર ભોંકવા જેવું છે, અને પ્રભુની ઇચ્છાની સામે થવા જેવું છે; માટે ભક્તજનોએ મુવેલાં પછવાડે રોવું નહિ જોઇએ; પણ તેના આત્માની શાંતિને માટે અને આપણને દિલાસો મળે માટે તેની પાછળ ધર્મનાં ભલાં કામો કરવાં જોઇએ.

---

## ૧૧૮–મોત એ ઇશ્વરની કૃપા છે.

મોત એ શું છે ? શાસ્ત્રો અને જ્ઞાની ભક્તલોક આપણને જવાબ દે છે કે મોત એ દિલાસો છે, મોત એ જૂનાંમાંથી નવું

બનાવનાર છે, મોત હલકી સ્થિતિમાંથી ઉંચે દરજ્જે લઇ જનાર છે, મોત એ ઇશ્વરનો આશીર્વાદ છે,અને મોત એ ઇશ્વરની કૃપા છે; કારણ જો મોત ન હોત તો આપણે એની એ સ્થિતિમાં પડયા રહેત. આપણી ઉન્નતિ કેમ થઈ શકત ? જો મોત ન હોત તો આપણે સ્વર્ગમાં કેમ જઈ શકત ? અને જો મોત ન હોત તો આપણે ઇશ્વરને કેમ પામી શકત ? મોત એ માત્ર એક પડદોજ છે. પ્રભુએ પણ તેને માટે ગીતામાં કહેલું છે કે:—

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही॥
(અ૦ ૨ શ્લો૦ ૨૨)

અર્થ:—જેમ માણસો જૂનાં લુગડાં તજી દઈને બીજાં નવાં લુગડાં પહેરે છે, તેમ જૂનાં શરીરોને છોડીને જીવ બીજાં નવાં શરીરો ધારણ કરે છે.

જૂનાને બદલે નવું મળે એ તો બહુ આનંદની વાત છે, એ તો બહુ કૃપાની વાત છે. આમ કહીને પ્રભુ એમ સાબિત કરે છે કે મોતમાં દુઃખ નથી પણ દિલાસો છે; એટલુંજ નહિ પણ તેમાં પ્રભુ એમ પણ કહે છે કે, મોત એ માત્ર કપડાં બદલવા જેવું છે એટલે કે મોત એ એક નાટકનો પડદો છે. એ પડદો ઉંચકાય એટલે તેની પાછળ કાંઈ નવાજ દેખાવ જોવામાં આવે છે, માટે મોતથી દિલગીર થવું નહિ જોઇએ; કારણ કે તે કુદરતી છે અને ઇશ્વરનો એ મહા નિયમ છે; એટલુંજ નહિ પણ આપણને આગળ વધવામાં જે અડચણો હોય તેને મોત દૂર કરે છે. માટે યાદ રાખજો કે, મોતમાં જરાપણ દિલગીરીનું તત્ત્વ નથી, પણ એ પ્રભુની દયા છે, અને તે આપણા કલ્યાણને માટેજ છે. મોતથી આપણને દિલગીરી લાગે છે તેનું કારણ એજ છે કે, આપણે અજ્ઞાનમાં ડુબેલા છીએ, તેથી મોતનું ઉજ્જવલ સ્વરૂપ સમજી શકતા નથી; એટલુંજ નહિ પણ આપણે પાપથી ભરેલા છીએ તેથી મોતની પ્રજ્વલિત ઉગ્ર જ્યોતિ આપણે સહન કરી શકતા નથી, માટે આપણે મોતથી ડરીએ છીએ.

આથી સિદ્ધ થાય છે કે મોતને ખાતર આપણે મોતથી ડરતા નથી, પણ આપણા પાપને લીધે આપણે મોતથી ડરીએ છીએ અને મુવેલાંને રોઇએ છીએ તે પણ તેમના આત્માને ખાતર નહિ, પણ આપણા સ્વાર્થને ખાતર રોઇએ છીએ; તથા પ્રભુએ

તેમને જે રૂડી તર્કો આપી હતી તેનો લાભ ન લઈ શક્યા ને ખાલી હાથે ચાલ્યા ગયા માટે આપણે તેમની દયાને ખાતર દિલગીર થઇએ છીએ; પણ કાંઇ મોતની સખ્તાઇને ખાતર દિલગીર થતા નથી. ભકતોની પાસે તો મોતનું સ્વરૂપ આનંદરૂપ છે, અને ભકતો તો તેને ઇશ્વરની કૃપાજ સમજે છે, માટે ભાઇઓ આજથી ઠરાવ કરો કે, મોતથી ડરવું નહિ ને દિલગીર થવું નહિ; પણ તેને ભગવદ્દઈચ્છા સમજી શાંતિથી આધીન થવું. યાદ રાખજો કે જેઓ મોતથી ડરે ને બહુ શોક કરે તેઓ ખરા ભકત નથી; કારણ કે તેઓ ભગવદ્દઈચ્છાને આધીન થઈ શકતા નથી. તેઓને માટે નક્કી સમજવું કે તેઓ સ્વાર્થી છે. તેઓના અંતરમાં હજી પણ મોહ રહેલો છે, અને ભકત થયા છતાં પણ તેઓ જગતનું મિથ્યાપણું સમજેલા નથી, તથા ભગવદ્દઈચ્છા-ને આધીન થઈ શકતા નથી માટે તેઓ ખરા ભકત નથી.

## ૧૧૯—ભક્તિનો રસ્તો ખડબચડો છે તે વચમાં અટકી પડવા સારૂ નહિ, પણ જલદી પહોંચવા માટે છે.

જ્ઞાની મહાત્માઓ કહે છે કે, ભક્તિનો રસ્તો ખડબચડો છે તે એટલા સારૂ કે ત્યાં જલદી પહોંચાય. આપણને જ્યારે તડકા-માં ચાલવાનું હોય છે, ત્યારે બહુ ઉતાવળા ચાલીએ છીએ; રેતીના રણમાંથી જવું હોય ત્યારે પણ બહુ ઉતાવળ કરીએ છીએ; કારણ કે વાર લગાડીએ તો પાણી મેળવવું મુશ્કેલ થઈ પડે. મોટા જંગલમાથી જવું હોય ત્યારે પણ અધીરા થઇએ છીએ; કારણ કે જો રાત પડી જાય તો મુશ્કેલીમાં આવી પડીએ, અને જે રસ્તામાં ચોરની કે લૂંટારાની બહુ બીક લાગતી હોય, તે રસ્તે જતાં પણ આપણે બહુ ઉતાવળ કરીએ છીએ; કારણ કે રસ્તો ખરાબ છે, માટે ઉતાવળ કરીએ છીએ.

તેવીજ રીતે આગળ વધવામાં આપણે ઉતાવળ કરી શકીએ, અને જલદી ચાલી શકીએ, માટે ભકિતનો રસ્તો પણ પ્રભુએ ખડબચડો બનાવેલો છે. જો એ રસ્તામાં ફૂલો બિછાવેલાં હોત, તો તેની સુગંધીમાં તર થઈને આપણે ત્યાંના ત્યાંજ ઉભા રહેત. જો એ રસ્તામાં મખમલી ગાલીચા બિછાવેલા હોત તો આપણે ત્યાંજ નિરાંતે ઉંઘી જાત; અને જો એ રસ્તા હીરામાણેકથી

બનાવ્યા હોત તો આગળ વધવાનું ભૂલી જઇ એ કંકર પથ્થર વીણવામાંજ આપણે રહી જાત; પણ પ્રભુએ દયા કરીને ભક્તિનો રસ્તો ખડબચડો બનાવેલો છે, તે એટલાજ સારૂ કે માણસો રસ્તામાં અધવચ રહી જાય નહિ; પણ રસ્તાની કઠિનતાને લીધે જોસભેર આગળ વધે. જેઓ પ્રભુના માર્ગની કઠિનતા જોઇને હારી જાય, તેઓ પ્રભુના કૃપાપાત્ર થવાને યોગ્ય નથી, માટે ભક્તિ કરતાં કાંઈ અડચણ આવી પડે તો તેથી હિંમત હારી હરિભક્તિ છોડી દેવી નહિ; પણ ઉત્સાહપૂર્વક જોસભેર આગળ વધવું જોઇએ એજ ખરા ભક્તનું લક્ષણ છે ને એથીજ પાર પડી શકાય છે; માટે ખડબચડો રસ્તો જોઇને અટકી ન પડો, પણ જલદી પહોંચવા માટે ઉતાવળ કરો, ઉતાવળ કરો.

## ૧૨૦—આ તો મુસાફરી છે; અને ઘર તો પ્રભુના દરબારમાં છે.

એક શિષ્યે ગુરુને પૂછ્યું કે, મહારાજ ! શાંતિ કયાં છે? ત્યારે ગુરુએ કહ્યું કે,બેટા શાંતિ ઘરમાં છે. પૃથ્વીનો છેડો ઘર છે. બારિસ્ટર ઘરમાં આવીને પોતાનો ઝભ્ભો ઉતારે છે; નોકર શેઠને ઘેરથી છૂટી પોતાને ઘેર આવીને શાંતિ પામે છે; ખેડુતો ઘેર આવીને પોતાનાં હળ મૂકે છે; વેપારીઓ ઘેર આવીને પોતાની જંજાળ ભૂલી જાય છે; છોકરાંઓ સ્કુલમાંથી છૂટીને ઘેર જવાની ઉતાવળ કરે છે; અને મુસાફરો ઘેર પહોંચે ત્યારે શાંતિ પામે છે; તેમજ આપણે પણ જ્યારે ઘેર પહોંચીએ ત્યારે શાંતિ પામીએ છીએ.

પણ આપણું ઘર કયું? એ ખબર છે? આ દુનિયા એ તો આપણી મુસાફરી છે. આપણું ઘર તો ઈશ્વરના દરબારમાં છે. ત્યાં પહોંચ્યા વિના શાંતિ થાય તેમ નથી; માટે જલદી ઘેર પહોંચવાની તૈયારી કરો. આપણે જે ધંધોરોજગાર કરીએ છીએ, ને જે તકલીફો ઉઠાવીએ છીએ તે ઘરનાં સુખ સારૂજ. તેમજ આપણા અસલ ઘરનાં સુખ સારૂ પણ ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ; કારણ કે ઘર વિના કયાંઇ પણ ખરૂં સુખ નથી; અને આપણું ઘર તો પ્રભુના દરબારમાં છે, માટે ઘેર જલદી પહોંચવાની કોશીશ કરો; આ જન્મમાંજ છૂટકો થઇ જાય તેમ કરો. ઘેર પહોંચતાં પહેલાં ચોરાશીના ફેરામાં ન પડી જવાય તે સંભાળજો.

## ૧૨૧– તમે વિદ્વાન છો કે નહિ ? એ પ્રભુને ત્યાં નહિ પૂછે પણ તમારામાં કેટલી ભક્તિ છે એજ ત્યાં પૂછશે.

અનુભવીઓ જાણે છે કે બહુ મોટા વેપાર ખેડનારા વેપારીઓના ઘરમાં તેઓની મિલ્કતના પ્રમાણમાં રોકડ પુરાંત ઘણી હોતી નથી; કારણ કે તે વેપારમાં રોકાઇ ગએલી હોય છે, તેમજ જે બહુ વિદ્વાન્ હોય, બહુ વાતોડા હોય, બહુ ભાષણો કરનારા હોય, બહુ લેખક હોય, ને પોતાની વિદ્વત્તા માટે માનપાનના બહુ ભૂખ્યા હોય તેઓને પણ ખરા ભક્તો ન સમજવા. એવાઓ તો પોતાની વિદ્વત્તામાંજ ને વાતો કરવામાંજ ખાલી રહી જાય છે; કારણ કે કહી બતાવવું એ કાંઇક જુદી વસ્તુ છે, ને કરી બતાવવું એ કાંઈક જુદી વસ્તુ છે. બોલવામાં ને તે પ્રમાણે અનુભવવામાં તો જમીન આસમાનનો ફેર છે; માટે બહુ બોલવાવાળા હોય તેને બહુ ભક્ત સમજવાની ભૂલ કરવી નહિ.

સાધુઓ કહેછે કે, વિદ્વત્તા એ માનસિક પ્રપંચ છે ને ભકિત એ હૃદયની શાંતિ છે; માટે વિદ્વત્તામાં ને ભકિતમાં તો બહુ મોટો ભેદ છે. ભકિતને કાંઇ મોટી મોટી ફિલસુફિનું કામ નથી. તેને તો હૃદયની સરળતા ને ઇશ્વર ઉપરનો વિશ્વાસ જોઇએ છે,માટે એ મેળવવાની તજવીજ કરો. મહાત્માઓ કહે છે કે, જો તમારામાં વિદ્વત્તા નહિ હોય તો ચાલી શકશે, પણ જો તમારામાં ભકિત નહિ હોય તો ચાલવાનું નથી; કારણ કે પ્રભુના દરબારમાં વિદ્વત્તાને નહિ પણ ભકિતને પૂછવામાં આવે છે; માટે હે પૂજ્ય વિદ્વાનો ! મોટા વેપારીઓની પેઠે બહુ ધન છતાં ઘરમાં રોકડું કાંઈ મળે નહિ તેમ હૃદયના ખાલી રહી જાઓ નહિ એ સંભાળજો. જો એ નહિ સંભાળો તો બીજાઓના કરતાં તમારી વિદ્વત્તા તમને વધારે ફટકા મારશે; અને યાદ રાખજો કે બીજા કોઇ પણ માર કરતાં માનસિક યાતના વધારે બુરી છે; માટે ચેતો, ચેતો.

પદ

ભાવે કરી ભકતો તમે હરિગુણ ગાઓ;
હરિગુણ ગાઓ ને લીઓ રે આ લહાવો. ભાવે૦
ઇશ્વરમાં રાખી આશ, વેદમાં ધરી વિશ્વાસ;
દિલથી થઇને દાસ રામને રીઝાઓ. ભાવે૦
રાંક માથે રાખો રહેમ, પ્રભુ માથે રાખી પ્રેમ;
નીતિ તણા નેમ તેમાં ચિત્ત ન ચુકાવો. ભાવે૦

## ૧૨૨–ભવિષ્યનાં સંકટને યાદ કરીને દુઃખનો બોજો ન વધારો.

ભવિષ્યનાં સંકટને યાદ કરીને દુઃખી થયા કરવું એ ભક્તનું લક્ષણ નથી. એવી રીતે નાહક દુઃખનો બોજો પોતેજ પોતાની ઉપર શામાટે વધારી મૂકવો જોઇએ ? આપણે દુઃખોની ગણત્રી એકજ વખતે કરીએ છીએ, એટલે આપણને ઘણાં દુઃખો લાગે છે; પણ આપણે સમજવું જોઈએ કે, બધાં દુઃખો કાંઇ ભેળાં થઇને એકજ વખતે સાથે આવતાં નથી. દૈવયોગ પ્રમાણે ને આપણાં કર્મો પ્રમાણે એકે એકે દુઃખ આવે છે અને તે પણ પોતાના ઉપાય પોતાની સાથેજ લઈને આવે છે; માટે તેને ભગવદ્ઇચ્છા સમજી, આધીન થઈ તે મટાડવાના શાંતિથી ઉપાયો કરવા જોઇએ; પણ દુઃખથી કાયર થઈ અછાડા પછાડા નહિ મારવા જોઇએ; કારણ કે એમ કરવાથી કાંઇ દુઃખ ઘટી જતું નથી પણ ઉલટું વધે છે. માટે ગયેલાં દુઃખોને યાદ કરીને તથા આવનારાં દુઃખોની ગણત્રી કરીને નાહક દુઃખી થવું નહિ જોઈએ; પણ સમર્થ પ્રભુની અનંત દયા ઉપર વિશ્વાસ રાખી, પ્રભુમય થવું જોઇએ. દુઃખને યાદ કર્યા કરવાથી દુઃખ વધે છે ને પ્રભુને યાદ કર્યા કરવાથી દુઃખ ઘટે છે, માટે ભાઇઓ ! દુઃખથી બચવા સારૂ પવિત્ર પ્રભુના નામનું સદા સ્મરણ કરો.

---

## ૧૨૩–પ્રભુની ઇચ્છાને આધીન થાઓ, એટલે દુઃખો એની મેળેજ ઓછાં થઈ જશે.

એક માણસ સારી સ્થિતિનો હતો તોપણ તે બહુ ફિકર કર્યા કરતો, ને પોતાની સ્ત્રી પાસે બેસી રોજ રોજ ભવિષ્યનાં દુઃખોની ગણત્રી કર્યા કરતો. તે કહેતો કે, હવે આપણને છોકરાં થશે ને ખર્ચ વધશે. છોકરાંની સગાઈ કરવી પડશે ને વેવાણો ખરાબ મળશે તો પંચાતી. આપણામાં રીતભાતો વધી ગઈ. એક વહુ લાવતાં ત્રણ હજાર રૂપિયાનો દાગીનો જોઇએ. જો ચાર પાંચ છોકરાં થાય તો ભોગ મળે ના ? રોજગાર ઘટી ગયા, રસકસ ઓછા થયા, વેપારમાં સાર રહ્યો નહિ ને ખરચ વધ્યા જાય છે. હવે કરવું કેમ ? મારી મા પણ હવે માંદી સાજી. તે કેસ પણ પાંચ-પંદર દિવસે ખોટો છે, એટલે કાંઇ દહાડોપાણી કર્યા વિના આલ-

શે ? છ મહીના પછી તારી સુવાવડ આવશે ત્યારે વળી પંચાતી. સુવાવડ કરવા કોને બોલાવશું ? બેન તો કાંઇ આવે તેમ નથી; એને ને તારે તો બારમો ચંદ્રમા ! આવતે વરસ તારો ભાઇ પરણશે ત્યારે વળી દેશમાં જવું પડશે. મારો કાકો પણ મરવા પડયો છે; કાણે ગયા વિના કંઇ છૂટકો છે ? ઉપરાઉપરિ ખરચ. હવે તે કરવું કેમ ? શેઠનો છોકરો જુવાન થતો જાય છે તેમ તેમ તેનો મીજાજ પણ ફાટતો જાય છે; એની સાથે પણ વખત જતાં પાધરૂં ચાલે તેમ નથી. નાની બેનનો વર પણ માંદો સાજો. તારા બાપનો મીજાજ તો ઓરજ. એની તરફથી પણ કાંઈ દોકડો મળવાની આશા છે ? આપણું જૂનું ઘર પણ કાંઇ ઉખેળ્યાવિના ચાલે તેમ છે ? એ ઉખેળશું ત્યારે બારી મૂકવા સારૂ પાડોશી સાથે કજીયો કર્યા વિના છૂટકો નથી. આફ્ત તે કાંઇ થોડી છે ? આટલાં બધાં દુઃખ તો કોઇને હોય નહિ. એટલી બધી જંજાળ તે કેમ ખમાય ?

આવી રીતે બીજાઓ પાસે ને પોતાની સ્ત્રી પાસે તે રોજ રોજ રોદણાં રોયા કરતા, એ ફિકરમાં ઉદાસ રહેતો, ને હલકા વિચારો કરતો; તેથી પેલી સ્ત્રીને લાગ્યું કે પોતાની મૂર્ખાઇથી વગર દુઃખે દુઃખી થતો આ કોઇક દિવસ મફતની ફિકરમાં આપઘાત કરી બેસશે, માટે તેને કાંઇ સમજાવવો જોઇએ. એમ ધારી એક દિવસ ઘરમાં કાંઇ કામકાજ કર્યું નહિ, ને જાણી જોઇને ઉદાસ જેવો ચહેરો કરીને સૂઇ રહી. રાતે ધણી ઘરમાં આવ્યો, ત્યારે જુએ છે તો દીવો કરેલો નહિ, ઝાડુ કહાડેલું નહિ, વાસણ માંજેલાં નહિ, રસોઈ કરેલી નહિ, ને પાણી પણ ભરેલું નહિ. ત્યારે ધણીએ ગુસ્સે થઇને પૂછયું કે, આજે શું છે ? સ્ત્રીએ કહ્યું કે, હું ! મારા દુઃખનો કાંઇ પાર નથી. આજે એક બ્રાહ્મણ આવ્યો હતો,તે કહી ગયો કે તમારૂં આયુષ્ય સાઠ વરસનું છે;તમાં હજી તો મને વીસ થયાં, બાકી ચાળીશ રહ્યાં. તે ચાળીશ વરસમાં મારે શું શું કરવું પડશે ? તેની મેં ગણત્રી કરી તે જરા સાંભળો,પછી મારી ઉપર ગુસ્સે થાઓ.રોજ મારે બે પાલી મને દળવું પડે છે તે મહીનાનું સાઠ પાલી ને વરસનું ૭૨૦ પાલી થયું; અને ચાળીશ વરસનું અઠ્ઠાવીશ હજાર ને આઠસો પાલી થયું. રોજ દસ ઘડા પાણી ભરવું પડે છે તે મહીનાનું ત્રણસો ઘડા, ને વરસનું ત્રણ હજાર છસો ઘડા થયું;ને ચાળીશ વરસનું એક લાખ

ચુમાળીશ હજાર ઘડા પાણી થયું. રોજ બે વખતનાં મળીને નાનાં મોટાં ચાળીશ વાસણ મને માંજવાં પડે છે, તે મહિનાનાં બારસો વાસણ થયાં, વરસનાં ચૌદ હજાર ચારસો વાસણ થયાં ને ચાળીશ વરસનાં પાંચ લાખ છોંતેર હજાર વાસણ મારે માંજવાનાં થયાં. હવે તમે વિચાર કરો કે અઠ્ઠાવીશ હજાર ને આઠસો પાલી ઘઉં હું કેમ દળી શકું ? એક લાખ ને ચુમાલીશ હજાર ઘડા હું પાણી કેમ ભરી શકું ? અને પાંચ લાખ ને છોંતેર હજાર વાસણ મારા બાપનો બાપ ને તેનો બાપ આવે તોપણ હું કેમ માંજી શકું? વળી તે બ્રાહ્મણ કહી ગયો કે તમને ચૌદ છોકરાં થશે. એક છોકરૂં હજી તો ત્રણ મહીનાનું પેટમાં છે, એટલામાં તો મરવા પડી છું. ત્યારે ચૌદ છોકરાં ! ઓય મારા બાપલિયા ! એટલું બધું દુઃખ કાંઈ આપણાથી ખમાય નહિ; એ કરતાં તો મરી જવું સારૂં. ત્યારે તે પુરુષે કહ્યું કે રાંડ મૂર્ખી ! દિવાની કેમ થઇ ગઇ છે ? એ બધું કાંઈ તારે એક દહાડામાં થોડુંજ કરવાનું છે ? ચૌદ છોકરાં કાંઈ તારે ભેળાં જણવાં છે ? તારે તો રોજના જેટલુંજ કામ કરવાનું છે; એમાં વળી એવી ગણત્રી શાની ? ત્યારે તેની સ્ત્રીએ કહ્યું કે, તમે છોકરાંનાં છોકરાંની ફિકર શું કરવા કરો છો? જેમ મારાં વાસણ પાણી મને ખબર નહિ પડે તેમ થઇ જશે, તેમજ તમારાં દુઃખો પણ તમને બહુ ખબર ન પડે તેમ ચાલ્યાં જશે; એમાં ભવિષ્યનાં દુઃખોને યાદ કરીને વિનાકારણે શામાટે દુઃખી થાઓ છો ? પ્રભુની ઇચ્છાને આધીન થાઓ એટલે દુઃખ એની મેળે ઓછાં થઈ જશે. ભક્તિમાન્ સ્ત્રીનો એ ઉપદેશ તેને સચોટ લાગી ગયો, ને તે દિવસથી ભવિષ્યની મફતની ફિકર તેણે છોડી દીધી; તેમજ આપણે પણ ખોટી ફિકરો ને નાહકનાં દુઃખોને છોડી દઈ જેમ પ્રભુ રાખે તેમ રહેવું જોઇએ. ઇશ્વરઇચ્છાને પૂર્ણ રીતે સરળતાથી આધીન થવું એનુંજ નામ ખરી ભક્તિ છે, ને એજ વ્યાવહારિક તથા માનસિક દુઃખોથી બચવાનો ઉત્તમમાં ઉત્તમ રસ્તો છે.

---

## ૧૨૪–ભરતીઓટની પેઠે સુખદુઃખ પણ જેટલા જોસથી આવે છે તેટલાજ જોસથી ચાલ્યાં જાય છે.

**જેણે કોઇ દિવસ સમુદ્ર જોયેલો નહિ, એવો અજાણ્યો માણસ એક વખત કોઇ બંદરમાં ગયો. એ વખતે ભરતીનો સમય હતો, તથી પાણીનાં મોજાં ઉછળતાં ઉછળતાં એકદમ આગળ વધતાં**

હતાં. એ જોઇને તે અજાણ્યો માણસ ડરવા લાગ્યો. તેને લાગ્યું કે, જો આવીને આવી રીતે પાણી વધવા લાગે તો થોડા વખતમાં શહેર ડુબી જાય. આ વાત તેણે પોતાની સાથે આવેલા ભોમિયાને કહી. ત્યારે તે ભોમિયાએ કહ્યું કે, એ ભરતીઓટની પણ હદ હોય છે. એ કાંઇ શહેરને ડુબાડવા માટે નથી, પણ સમુદ્રનાં પાણી ચોકખાં રાખવા માટે અને કુદરતનાં કામોમાં મદદ કરવા માટે ભરતી–ઓટ છે. હમણાં એ પાણી જેટલા જોસથી આગળ વધ્યું છે, તેટલાજ જોસથી થોડીજ વારમાં તે પાછળ હઠી જશે.

એવીજ રીતે આપણાં દુઃખો પણ જેટલા જોસથી આવે છે, તેટલાજ જોસથી ચાલ્યાં જશે, ને સુખોનું પણ તેમજ. એ તો આપણી કસોટીને માટે છે, આપણો નાશ કરવા સારૂ નથી; માટે દુઃખથી ગભરાઇ જવું નહિ જોઇએ,ને સુખથી ઘેલાં બની જવું નહિ જોઇએ; પણ જેમ પ્રભુ રાખે તેમ રહેવું જોઈએ. સુખદુઃખ એ તો ભરતીઓટ જેવાં છે. તે તો રોજ રોજ આવે છે ને ચાલ્યાં જાય છે. એની બહુ દરકાર નહિ કરવી જોઇએ.પ્રભુએ પણ ગીતામા કહેલું છે કે

**मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥अ. २ श्लो. १४**

અર્થઃ—હે અર્જુન ! ઇંદ્રિયોને ઠંડું, ગરમ વગેરે લાગવાથી સુખદુઃખ થાય છે. એ તો આવે ને જાય એવા સ્વભાવનાં છે; માટે હે અર્જુન ! એ જરાવારનાં સુખદુઃખને તું સહન કર.

આવી રીતે સુખદુઃખ ભોગવી લેવાની પ્રભુની ખુલ્લી આજ્ઞા છે; માટે ઇશ્વરેચ્છાને આધીન થઇ વગર બડબડે આપણે સુખ-દુઃખ સહન કરવાં જોઇએ. જેમ સમુદ્રમાં ભરતીઓટ થયા વિના રહે નહિ તેમ જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી દુઃખ પણ થયા વિના રહેવાનાં નથી અને તે ભોગવ્યા વિના પણ છૂટકો નથી. એટલે પ્રભુની ઇચ્છાની વિરુદ્ધ થઇ રોતે રોતે ભોગવવાં એ કરતા ઇશ્વરેચ્છાને આધીન થઇ સ્વાભાવિક રીતેજ ભોગવવાં એ હજાર દરજ્જે સારૂં છે. વ્યાવહારિક લોકોમાં ને ભકતજનોમાં એજ ભેદ છે કે અજ્ઞાની લોકો હરખશોકને આધીન થઇને સુખદુઃખ ભોગવે છે, અને જ્ઞાનીઓ તેને ભગવદ્દઇચ્છા સમજીને સમદષ્ટિથી સુખ-દુઃખ ભોગવે છે.એજ ભકતોની વિશેષતા છે; માટે ભાઈઓ ! એવી વિશેષતા મેળવવાની તજવીજ કરો.

## ૧૨૫–જોડામાં કાંકરો ભરાય તો ચલાતું નથી, ત્યારે હૃદયમાં પાપ ભરીને ઈશ્વરી રસ્તે કેમ ચલાશે ?

એક શિષ્યે પોતાના ગુરુને પૂછ્યું કે, મહારાજ ! પાપ ઈશ્વરી રસ્તામાં આગળ વધવા દેતાં નથી તેનું શું કારણ છે? ત્યારે ગુરુએ કહ્યું કે, બેટા! આપણા જોડામાં એક નાનકડો કાંકરો ભરાઈ ગયો હોય તોપણ તે દૂર કર્યા વિના આપણે સરખી રીતે ચાલી શકતા નથી, ત્યારે આપણા હૃદયમાં પાપ ભરીને આપણે કેમ આગળ વધી શકીએ ?

કાંકરા કરતાં પાપ કેટલી બધી ખરાબ વસ્તુ છે ? અને જોડા કરતાં તથા પગનાં તળિયાં કરતાં હૃદય કેટલું બધું કોમળ છે ? એ ખ્યાલ તો કરો; એટલુંજ નહિ પણ આપણી સડકો કરતાં ઈશ્વરી માર્ગ કેટલો બધો કઠિન છે એ તો વિચારો? એક નાનકડી કાંકરી-વાળો જોડો પહેરીને આપણે દશ વીશ કદમ પણ ચાલી શકતા નથી, ત્યારે આપણા હૃદયમાં હજારો પાપ ભરીને કરોડો જોજનનો ઈશ્વરી માર્ગ કેમ કાપી શકશું ? એ વચાર તો કરો ! પ્રભુએ પણ ગીતામાં કહેલું છે કેઃ–

लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः॥ અ. ૫ શ્લો. ૨૫

અર્થઃ–જેનાં પાપ કપાઈ ગયાં છે, જેના સંશય મટી ગયા છે, જેનું મન પોતાને વશ છે, અને જે પ્રાણીમાત્રનું ભલું ઇચ્છવાવાળા છે તે ભક્તો ભક્તિ પામે છે.

ભાઈઓ ! પ્રભુ ખુલ્લી રીતે કહે છે કે, જેનાં પાપ કપાઈ ગયાં હોય તે મુક્તિ પામે છે. પાપને હૃદયમાં ભરી રાખીને કોઈ પણ શાંતિ મેળવી શકતું નથી. એ સર્વ શાસ્ત્રોનો ને સર્વ મહાત્માઓ-નો સિદ્ધાંત છે; અને આપણે દરેક જણને પણ વધતો ઓછો એજ અનુભવ છે, માટે ભાઈઓ ! જેમ બને તેમ પાપને છોડવાની ત-જવીજ કરો. એજ જીન્દગીની સાર્થકતા છે; એનુંજ નામ પુરુષાર્થ છે; એજ મનુષ્યના મનુષ્યપણાની કસોટી છે; એથીજ દેવતાઓ રીઝે છે; એથીજ અંતરની શાંતિ ભોગવી શકાય છે;એથીજ સ્વર્ગ પામી શકાય છે; એથીજ ઈશ્વરની કૃપા મેળવી શકાય છે; એથીજ કૃતકૃત્ય થઇ શકાય છે; ને એથીજ મોક્ષ મેળવી શકાય છે, માટે જેમ બને તેમ ખરા દિલથી પાપને છોડી દો; પાપને છોડી દો.

## ૧૨૬–મુવા પછી દાગીનાઓ કામ આવવાના નથી, માત્ર ધર્મજ કામ આવશે.

આપણે વિચાર કરવો જોઈએ કે, જેને માટે આપણે આટલી બધી દોડધામ કરીએ છીએ, જેને માટે આટલા બધા અછાડાપછાડા મારીએ છીએ, જેને માટે આટલી બધી જંજાળ ભોગવીએ છીએ અને જેને માટે અનેક પ્રકારનાં દુઃખ ભોગવીએ છીએ તે ધન આપણી સાથે આવશે કે નહિ? નહિ, ભાઈઓ! નહિજ. આપણી સાથે કાંઈ પણ આવવાનું નથી. આપણાં મોંઘાં વસ્ત્રો ને કિંમતી દાગીનાઓ અહીંજ પડયા રહેશે. આપણી તીજોરીઓ, આપણી નોટો, આપણા ચેકો, આપણાં સોનાનાં કડાંઓ, આપણી મોતીની માળાઓ અને આપણી પાણીદાર હીરાની ઝગમગતી વીંટીઓ એ સૌ અહીંજ પડયું રહેશે. તેમાંથી એક તલભાર પણ આપણી સાથે આવશે નહિ. આપણાં મોટા વાડીબંગલા, આપણા કિંમતી ઓસ્ટ્રેલિયન તથા અરબી ઘોડાઓ અને આપણી ઝુલતી રબર ટાયરની ફેટનો પણ સાથે આવવાની નથી; કારણ કે એ સૌ બહારની વસ્તુ છે; માટે એ તો સાથે આવી શકેજ નહિ; પણ આપણું શરીર કે જે સાથે આવેલું છે તે પણ સાથે જઈ શકવાનું નથી, એ પણ અહિંજ પડયું રહેશે. ત્યારે બીજાની શું ગણત્રી? ત્યાં તો માત્ર ભકિતજ સાથે જઇ શકશે. ત્યાં તો માત્ર ધર્મજ જઇ શકશે. ત્યાં તો માત્ર સમર્થ પ્રભુનું પવિત્ર નામજ કામ આવી શકશે.

મુવા પછી અહીંની આપણી સેંકડો પ્રકારની મોજશોખ ત્યાં કાંઇ પણ કામ આવી શકે તેમ નથી. ઉલટા એ મોજોના ભડકાઓ આપણને બાળવાનુંજ કામ કરશે, માટે ભાઈઓ! જ્યાં ત્યાંથી જેટલો બને એટલો પરમાર્થ કરો ને લેવાય એટલાં પ્રભુનાં નામ લઈ લો. અંતકાળ વખતનો એ દિલાસો છે, અંતરની એ શાંતિ છે; અને આપણાં આચરણો સુધારવાનો એ ઉત્તમ રસ્તો છે તથા મુવા પછી આપણી સાથે આવે એવું એ ભાથું છે. માટે ભાઈઓ! પ્રેમપૂર્વક ભકિત કરો, ભકિત કરો અને પ્રભુના શરણમાં આવો.

પદ

હરિ ભજ્યાનું ટાણું, આ છે રામ ભજ્યાનું ટાણું;
આ છે કૃષ્ણ ભજ્યાનું ટાણું:
ભૂલ્યા શિદ ભમો છો રે, આ છે હરિ ભજ્યાનું ટાણું.

હરતાં ને ફરતાં હરિ ન સમર્યા, શું બેસે છે નાણું;
વહાલા શું બેસે છે નાણું:
સમી સાંજના સુઇ રહ્યા છો, હમણાં વહાશે વાણું. ભૂલ્યા૦
હાલે રે હાલે ભરીએ ભરીએ માયા મોટું માણું;
વહાલા માયા મોટું માણું:
ઓચિંતો આવીને પકડશે, પડ્યું રહેશે કરિયાણું. ભૂલ્યા૦
માથે આવ્યુ નહિ મટે, વહાલા ઘુંઘટમાં ઘેરાણું;
વહાલા ઘુંઘટમાં ઘેરાણું:
બળ કરી બોલાશે નહિ, જ્યારે બેહું જમનું થાણું. ભૂલ્યા૦
દીધા વિના કયાંથી પામો, વહાલા એ વાતો હું જાણું;
વહાલા એ વાતો હું જાણું:
ગોવિંદરામ કહે આર્ડાંયાં ન સમર્યા, ઉવાં નથી ઠેકાણું. ભૂલ્યા૦

---

## ૧૨૭–કૅપ્ટન ઉપર વિશ્વાસ રાખીને આગબોટમાં બેસીએ છીએ, તેમ પ્રભુ ઉપર વિશ્વાસ રાખીને ભક્તિરૂપી આગબોટમાં બેસી જાઓ.

આપણને સમુદ્રના રસ્તાની ખબર નથી, આપણને વહાણ ચલાવવાની વિદ્યા આવડતી નથી અને આપણે કૅપ્ટનને પણ ઓળખતા નથી; તોપણ કૅપ્ટનના વિશ્વાસ ઉપર આપણે આગબોટમાં બેસીએ છીએ અને તેમાં નિરાંતે ઉંઘીએ છીએ. રસ્તામાં સુરતનાં બારાં જેવી ખરાબાવાળી જગ્યા આવે, સમુદ્રમાં મોટાં મોટાં મોજાં આવે અને કયાંય કિનારો દેખાય નહિ તોપણ આપણે ગભરાતા નથી; કારણ કે આપણે રસ્તો જાણતા નથી, પણ કૅપ્ટન એ રસ્તાનો ભોમીયો છે અને કૅપ્ટન ઉપર આપણને વિશ્વાસ છે કે, તે વખતસર આપણને ધારેલે મુકામે પહોંચાડશે.

એવીજ રીતે સરળ હૃદયથી આપણે પ્રભુ ઉપર વિશ્વાસ રાખીએ ને પ્રભુને આપણો કૅપ્ટન બનાવીએ તો સંસારસાગર તરી જવો એ કાંઇ મુશ્કેલ નથી; પણ સારમાં સાર વાત એટલીજ છે કે, પ્રભુને આપણો કૅપ્ટન બનાવી ભક્તિના નાવમાં આપણે બેસી જવું જોઇએ. જો ભક્તિરૂપી આગબોટમાં બેસી ગયા તો પછી મુકામે પહોંચતાં કાંઇ વાર લાગવાની નથી; પણ મુદ્દાની વાત એટલીજ છે કે, જેમ બને તેમ ઝટ એ આગબોટમાં બેસી જવું જોઇએ. ભક્તિની આગબોટમાં બેઠા વિના કાંઇ સંસારસાગર તરી શકાય તેમ નથી, એ નક્કી સમજવું; માટે જો

વખતસર પહોંચવું હોય, જલદી ઘેર પહોંચવું હોય, તો ભક્તિની આગબોટમાં બેસી જાઓ. એમાં વાર ન લગાડો, ભાઇઓ ! એમાં વાર ન લગાડો.

પદ

હરિસેં કોઇ નહિ બડા દીવાના, કયું ગફલતમેં પડા. (ટેક)
પ્રલ્હાદ બેટા હરિસેં લપટા, જબ ખંભ કડકડા—દીવાને.
ગોપીચંદ ઓર ભરથરી રાજા, માલ મુલક સબ છોડા—દીવાને.
પુંડરીકને સેવા કીની, વિઠ્ઠલ ઇંટપર ખડા—દીવાને.
કહત કબીરા સુનો ભાઇ સાધુ, હરિચરણુ ચિત ચડા—દીવાને.

## ૧૨૮—તલમાં તેલ છે તોપણ તે પીલીને કાઢવું જોઇએ, તેમ હૃદયમાં ભક્તિ છે તેને ભગવત્સેવાથી વધારવી જોઇએ.

તલમાં તેલ છે પણુ તે તલને ઘાણીમાં પીલીને કાઢવું જોઇએ. શેરડીમાં રસ છે, પણુ તે શેરડીને ચીચોડામાં પીલીને રસ કાઢીએ તોજ તેમાંથી ગોળ, ખાંડ કે સાકર બની શકે. જો એમ ન કરીએ તો વખત જતાં શેરડીમાંથી રસ સૂકાઇ જાય. દીવાસળીમાં અગ્નિ છે, પણુ તે ઘસીને સળગાવવી જોઇએ; ઔષધોમાં દરદો દૂર કરવાની શકિત છે, પણુ તેને જાણીને વિધિસર વાપરવાં જોઇએ; તેલમાં પ્રકાશની શકિત છે પણુ તેનો દીવો કરીએ તોજ અજવાળું મળી શકે; અને સૂરજમાં ટાઢ મટાડવાની શકિત છે, પણુ તેના તડકામાં જઇએ તોજ ટાઢ મટી શકે. તેમજ આપણુા હૃદયમાં પણુ કુદરતી રીતેજ ઇશ્વર છે, અને ભકિત છે પણુ યત્ન કરીને સત્સંગથી, જ્ઞાનથી, ધ્યાનથી, નામસ્મરણુથી, પરમાર્થથી કે પ્રભુસેવાથી તેને બહાર કાઢવી જોઇએ અને તેને ખીલવવી જોઇએ.

આપણુા હૃદયમાં છે ત્યાંસુધી તે બીજરૂપે છે; માટે એ બીજનું ઝાડ ઉગાડવું જોઇએ, તોજ ફળ મળી શકે. બીજને બીજરૂપેજ રાખી મૂકવાથી કાઈ ફળ મળી શકે નહિ, પણુ તેનું ઝાડ થાય તોજ ફળ મળી શકે; માટે જેમ બને તેમ આપણે ભકિતને વધારવી જોઇએ. ભકિતને વધારવી એનુંજ નામ પુરુષાર્થ છે; માટે ભાઇઓ ! આપણુામાં અને દુનિયામાં ભકિત વધે તેમ કરો. એનુંજ નામ કર્તવ્ય છે, એનુંજ નામ ઇશ્વરની કૃપા છે અને એમાંથીજ મોક્ષ છે; માટે હમેશાં જેમ ભકિત વધે તેમ કરો.

## ૧૨૯—ડૉકટર કે વકીલ કરતાં પ્રભુ અનંતગણો સમર્થ હોવાથી તેનેજ આશરે તમારો કેસ સોંપો.

આપણે જ્યારે માંદા પડીએ છીએ ત્યારે દવા લઈએ છીએ. એ દવા શું છે તે આપણે જાણતા નથી, એ દવાનો સ્વાદ પણ સારો હોતો નથી અને ઘણી વખત એ દવા આપનાર વૈદને પણ આપણે ઓળખતા નથી; તોપણ સારૂં થવાની આશાએ વિશ્વાસથી આપણે દવા લઈએ છીએ; અને કદિ ડૉકટર નસ્તર મૂકે, પ્લાસ્ટર મારે અથવા કદિ કાંઇ હાથપગ કાપે તોપણ તે આપણે આપણા ભલા સારૂ કબૂલ કરીએ છીએ. સદાય અધુરૂં રહેલું છે એવા વૈદકશાસ્ત્રને આધારે અજાણ્યા ડૉકટરને આપણી તંદુરસ્તી સોંપતાં આપણને મુસ્કેલી લાગતી નથી તથા અજાણી દવાઓના કડવા ડોઝ ગટગટાવી જતાં આપણને અડચણ પડતી નથી, અને કરોળિયાની જાળ જેવા ઘડીકમાં તૂટી જાય એવા કાયદાની જાળમાં ફસેલા, આપણુંજ ખીસ્સું ચીરનારા કોઈ વકીલને આપણો કેસ સોંપતાં તથા એવા કોઈ તર્કટીને આપણું મુખત્યારનામું આપતાં પણ આપણને ફિકર થતી નથી; પણ આપણી મૂર્ખતા તો જુઓ, કે પ્રભુને આપણો કેસ સોંપી દેવાની એટલે કે ભગવદ્દઇચ્છાને આધીન થઇ જવાની આપણી હિંમત ચાલતી નથી !

એક વકીલ જેટલો કે એક ડૉકતર જેટલો પણ આપણે પ્રભુનો વિશ્વાસ ન રાખી શકીએ એ શું દિલગીર થવા જેવું નથી ? દરેક ભગવદ્દી જીવે એટલું તો માનવું જોઈએ કે, વૈદક તથા કાયદા અને બીજી કોઈ પણ બાબત કરતાં પ્રભુ તરફથી મળેલાં ધર્મશાસ્ત્રો વધારે બળવાન છે અને આપણા સારામાં સારા વૈદ કે પ્રમાણિકમાં પ્રમાણિક વકીલ કરતાં પણ ઇશ્વર અનંતગણો સમર્થ છે; એટલે તેને આધારે આપણો કેસ છોડવામાં કાંઇ પણ અડચણ નથી; માટે જેમ બને તેમ પ્રભુની ઇચ્છાને આધીન થઈ પ્રભુમય થવું જોઈએ અને પ્રભુમાંથીજ જીવન મેળવવું જોઇએ. શાસ્ત્રોની એજ આજ્ઞા છે, મહાત્માઓનો એજ ઉપદેશ છે, પ્રભુની એજ ઇચ્છા છે અને ખરા ભકતોની પણ એજ રહેણીકરણી હોય છે કે પ્રભુપરાયણ રહેવું; માટે ભાઇઓ ! પ્રભુ પાસેથી પ્રભુની ઇચ્છાને આધીન થવાનું બળ મેળવો.

## ૧૩૦—ભક્તિ એ બજાર છે, તેમાંથી પ્રભુરૂપી રત્નની ખરીદી કરો. *

સાધુઓ કહે છે કે, ભક્તિ એ બજાર છે.જેમ બજારમાં શાકભાજી, કપડાં, ઝવેરાત વગેરે સર્વે ચીજો મળે છે તેમ ભક્તિથી પણ પોતપોતાની ભાવના પ્રમાણે સર્વે ચીજો મળે છે. વ્યાવહારિક બજારની પેઠે ભક્તિ એ અંતરનું બજાર છે; તેમાં આપણી ભાવના પ્રમાણે ફળ મળે છે. માણુસને બજારવિના એટલે કે આપલે કરવા વિના ચાલતું નથી, તેમ ભક્તિના બજારમાં પણ સર્વે ચીજો મળે છે ને તે માણસો પોતપોતાના શોખ પ્રમાણે—પોતપોતાના અધિકાર પ્રમાણે ખરીદે છે. જેમકે કોઇને શાકભાજી વધારે પસંદ હોય છે, કોઇને ફૂલ ગમે છે, કોઇને કપડાંલત્તાં ગમે છે અને કોઇને ઝવેરાત ગમે છે; તેમજ ભક્તિમાં પણ કોઇને વ્યાવહારિક સુખ ગમે છે, કોઇને રિદ્ધિસિદ્ધિના ચમત્કારો મેળવવા ગમે છે, કોઇને સ્વર્ગ જોઇએ છે અને કોઇને ઇશ્વરમય થવું ગમે છે.

બજારમાં જેમ હીરાની ખરીદી કરતાં વધારે પૈસા પડે છે તેમજ ઈશ્વર તત્ત્વની ખરીદી કરવા માટે પણ વધારે ભક્તિ ખર્ચવી પડે છે. ભક્તિમાં જે તફાવતો છે, ભક્તોમાં જે દરજ્જા છે તે એજ કે કોઇ શાકભાજી લઇનેજ રાજી થાય છે, કોઇ ફૂલજ માગે છે, અને કોઇ મોતીનીજ ખરીદી કરે છે; પણ સૌ રત્નોમાં પ્રભુ એ સૌથી સરસ ને સૌથી સાચું રત્ન છે, માટે ભક્તિના બજારમાં એ રત્ન ખરીદવાનીજ ઇચ્છા રાખો. શાકભાજી જેવાં વ્યાવહારિક સુખને વળગી ન રહો, ને એમાંજ તૃપ્તિ ન માનો; પણ ભક્તિથી પ્રભુને મેળવવાની પ્રબળ ઇચ્છા રાખો.

પદ

ગોવિંદ ગાવ મન ગોવિંદ ગાવ;
રામકૃષ્ણ ભજવાનો આવ્યો છે દાવ. મન ગોવિંદ૦
દુર્લભ નરદેહી તમે તત્પર થાઓ;
ભવસાગર તરવાને બેસવાને નાવ. મન ગોવિંદ૦
ભગવત્કથા સાંભળો ને હૃદયે રાખો ભાવ;
સત્સંગરૂપી ગંગામાં પ્રેમે કરી નહાવ. મન ગોવિંદ૦

* મેસ્મેરિઝમના પ્રયોગમાં ભક્તિવિષે પૂછતાં વિષયે આ દાખલો આપ્યો હતો.

બાઇ મીરાં કહે તમે હરિજન થાઓ;
હરિકે ચરણમેં ચિત્ત લગાઓ. મન ગોવિંદ૦

## ૧૩૧–ઇશ્વરના હુકમની વિરુદ્ધ ચાલનારા પાપીઓની જાતો

જેમ પાપ ઘણી જાતનાં છે, તેમ તે પાપ કરનારા પાપીઓની જાત પણ ઘણા પ્રકારની છે. જેમકે કોઇ પોતાની મૂર્ખાઇને લીધે પાપ કરે છે, કોઈ પાપ કરીને ફૂલાય છે, કોઇ અતિ દુઃખી થઇ જાય તોપણ પાપ કર્યા કરે છે, કોઈ સમજતાં છતાં પણ પાપ કરે છે, અને કોઈ તો આંકેલા ખુંટિયાની પેઠે મસ્ત બનીને બેપરવાઇથી પાપમાંજ જીંદગી ગાળે છે.

એ સર્વે પાપીઓના, જ્ઞાનીઓએ નીચે પ્રમાણે પાંચ વર્ગ પાડેલા છે:—

(૧) મૂરખ–પાપી, (૨) અભિમાની–પાપી, (૩) હઠીલો–પાપી, (૪) જ્ઞાની–પાપી અને (૫) ઈશ્વરે છૂટો મૂકેલો–પાપી. એ પાપીઓને ઓળખવા માટે તથા પાપનું સ્વરૂપ સમજી તેથી બચવા માટે એ બધા પ્રકારના પાપીઓની ટુંક હકીકત આપણે જાણવી જોઇએ.

## ૧૩૨–મૂરખ-પાપી

મૂરખ–પાપી તે, કે જે પારકો માલ રાખીને રાજી થાય છે, પણ સમજતો નથી કે એ કેમ પચી શકશે ? યાદ રાખજો કે કસાએલું ખાય તેને ઓકવુંજ પડે છે, તેમજ જે મૂરખો પારકાના હરામના માલ ખાઈને રાજી થાય, તેને પણ ઓકવુંજ પડશે; એટલે કે ખાધેલું વ્યાજસાથે પાછું આપવું પડશે. હરામનું ખાવું તે કસાએલું ખાવા બરોબર છે. ખાતી વખત દૂધપાક બહુ મીઠો લાગે છે, પણ જો તેમાં માખી આવી ગઇ હોય તો માત્ર ખાધેલો દૂધપાકજ ઓકવો પડે છે એમ નહિ, પણ સાથે મહીના બે મહીના સુધીની શકિતને પણ ઓકી નાખવી પડે છે; તેમજ પારકાનો માલ ખાવો એ હાલમાં આપણને દૂધપાક જેવો લાગે છે પણ તેમાં પાપરૂપી માખી છે, તે એ પારકા માલને પચવા નહિ દે એમ જે સમજતા નથી ને પાપ કરે છે તે મૂરખ પાપી છે.

## ૧૩૩–અભિમાની-પાપી

અભિમાની પાપી તે, કે જે પાપ કરીને ફૂલાય. તેને કસાઇના જાડા થએલા બકરા જેવો સમજવો. કસાઇના બકરાની પેઠે પાપીનું ફૂલણજીપણું પણ તે અભિમાનીના નાશને માટેજ હોય છે. આવા અભિમાની પાપી કોઇકજ હોય છે એમ સમજવું નહિ; આપણે પણ તેવાજ છીએ. આપણે પણ કોઇની નિંદા કરીને, કોઇને નુકસાન કરીને, કોઇને માર મારીને, કોઇના પેટ ઉપર પગ મૂકીને, કોઇનું અપમાન કરીને અને કોઇને કહોડે ચડાવી દઇને મનમાં ફૂલાઈએ છીએ અને બીજાઓ પાસે એવી જાતનાં પરાક્રમોનાં આપણે ખુશી થઇને વખાણ કરીએ છીએ; પણ આપણે સમજતા નથી કે, એવી રીતનાં પ્રભુને નહિ ગમે તેવાં કામો કરવાં એ પરાક્રમ નથી પણ પાપ છે. એવા પાપીઓને શાસ્ત્રમાં અભિમાની પાપી કહેલા છે. એક તો અભિમાન પોતેજ પાપ છે, અને બીજું એ કે પાપનું અભિમાન કરવું એ પાપનું પણ પાપ છે, એટલે તે સૌથી વધુ ખરાબ છે. કદાચ ન ચાલતે અથવા ભૂલ્યે ચૂક્યે આપણાથી પાપ થઇ જાય તો તેનો પશ્ચાત્તાપ કરવો જોઇએ; કારણ કે પશ્ચાત્તાપની આગથી પાપની સખ્તાઈ પીગળી શકે છે, પણ પાપનું અભિમાન કરી તેને બેવડું બનાવવું નહિ જોઇએ; અને પાપનાં કામોથી ફૂલાઇને કસાઇના બકરા જેવું નહિ બનવું જોઈએ. એટલું બને તોપણ અરધાં પાપ ઓછાં કરી શકાય છે, માટે ભાઇઓ ! પાપનું અભિમાન ન કરો.

## ૧૩૪–હઠીલો-પાપી

પોતાના પાપથી પોતે દુઃખ પામે, તે નજરે જુએ અને મનમાં સમજે, તોપણ પાપને છોડે નહિ, તે હઠીલો–પાપી કહેવાય છે. જેમ કે મધને બહુ ગરમ કરેલું હોય તોપણ રીંછ તેમાં મોઢું બોળે છે. મોઢું દાઝી જાય, હેરાન થાય, ને ઠેકડા મારવા પડે તોપણ તેમાં મોઢું ઘાલે છે. એકવાર દાઝે તોપણ તેથી અટકતું નથી; વળી પાછું મોઢું બોળે છે. એવીજ રીતે હઠીલા પાપીઓ પણ પોતાનાં પાપથી હેરાન થાય, તોપણ પોતાની પાપી હઠ છોડતા નથી. જુગારીઓ જાણે છે કે, જુગાર રમવાથી ખરાબી થાય છે, તોપણ તેઓ જુગારને છોડતા નથી. વ્યભિચારીઓ જુએ છે, સમજે છે

ને અનુભવે છે કે, વ્યભિચારથી આપણા દેહની, આબરૂની તથા પૈસાની ખરાબી થાય છે અને ઇશ્વરથી વિમુખ થવાય છે, તોપણ વ્યભિચાર છોડતા નથી. દારૂડીયાઓ જાણે છે કે દારૂની લતથી પૈસાની તથા શરીરની અને મનની મોટી ખરાબી થાય છે અને લાજઆબરૂનું તથા ઈશ્વરીજ્ઞાનનું સત્યાનાશ વળે છે, તોપણ તેઓ દારૂને છોડી શકતા નથી. જ્ઞાતિઓના આગેવાન શેઠિયાઓ અને પટેલિયાઓ સમજે છે કે, અમે ઘણીએ બાબતો ગેરવાજબી કરીએ છીએ, અમારી લાગવગનો તથા સત્તાનો ગેરઉપયોગ કરીએ છીએ અને ઘણાએ ગરીબ નાતીલાઓ તથા ઘણીએ રાંડીરાંડોના નિસાસા લઈએ છીએ, તોપણ તેઓ પોતાની શેઠાઇની કે પટેલાઇની મમત છોડતા નથી. લોભીયાઓ સમજે છે ને જુએ છે કે આજ દિવસ સુધી આ દુનિયામાંથી કોઈ પણ પોતાની સાથે ધૂળની એક ચપટી પણ લઇ ગયું નથી અને લઇ જવાનું પણ નથી, તોપણ તેઓ લોભને છોડી શકતા નથી; કારણ કે તેઓ હઠીલા–પાપી છે. પોતાની નજીવી મમતા સારૂ પાપને વળગી રહે છે,એવા હઠીલા–પાપી ન થવાય તે સંભાળજો.

## ૧૩૫–જ્ઞાની–પાપી

દીવો લઇને કૂવામાં પડે તે જ્ઞાનરૂપી પાપી કહેવાય છે. આપણી પેઠે સાંભળે બધું, સમજે બધું, પણ કરે કાંઈ નહિ, તે જ્ઞાની પાપી કહેવાય છે. એવાં માણસો વાતો બહુ મોટી મોટી કરે છે, ઉપદેશ પણ બહુ આપે છે, ઉપર ઉપરથી દેખાવ પણ સારો સારો કરે છે, પણ અંતરમાં તો ઢમઢોલ ને માંહી પોલંપોલજ હોય છે. બીજાઓ તો અંધારાને લીધે કૂવામાં પડે છે પણ જ્ઞાની–પાપી તો પોતાના હાથમાં મસાલ લઇને કૂવામાં પડે છે. બીજાઓ તો અજ્ઞાનથી, ખરાબ સંજોગથી કે અકસ્માતથી ભૂલેચૂકે મરે છે, પણ જ્ઞાની–પાપી તો જાણે આસ આપઘાત કરે છે. બીજા પાપીઓમાં ને જ્ઞાની–પાપીમાં જે ભેદ છે તે એજ કે, જ્ઞાની–પાપીઓ તે આંધળા જેવા છે ને તેમનું જ્ઞાન તે તેઓના હાથમાં મસાલ જેવું છે; પણ આંધળાને પોતાના હાથમાંની મસાલ પણ જેમ કામ આવતી નથી, તેમ જ્ઞાની પાપીને પોતાનું જ્ઞાન પણ કામ આવતું નથી; કારણ કે જે જ્ઞાનવડે પાપથી બચવું જોઇએ, તેજ જ્ઞાનથી તેઓ વધારે પાપ કરે છે.સમજ્યાં છતાં, જ્ઞાન છતાં માણસો કેમ

પાપ કરે છે એ એક મોટો સવાલ છે; પણ તેને માટે મહાત્માઓએ કહેલું છે કે, જ્ઞાન તે બંને બાજુથી ધારવાળી તરવાર જેવું છે, તેથી આપણાં બંધન પણ કપાય છે અને તેથી આપણું માથું પણ કપાય છે. જ્ઞાનની તરવારનો કેમ ઉપયોગ કરવો એ તેના વાપરનારના હાથમાં છે. ભકત લોકો જ્ઞાનની તરવારથી પોતાના કર્મનાં બંધનને કાપી નાખે છે અને જ્ઞાની પાપીઓ જ્ઞાનની તરવારથી પોતાનાજ હૃદયમાં જખમ પાડે છે. જ્ઞાની ભકતોમાં ને જ્ઞાની પાપીઓમાં એજ ભેદ છે કે, જ્ઞાની ભકત તરતો જાય છે, ને જ્ઞાની પાપી ડૂબતો જાય છે; માટે ભાઇઓ! મૂરખ રહી જવાય તો ફિકર નહિ, પણ જ્ઞાની પાપી ન થવાય એ સંભાળજો.

## ૧૩૬–ઇશ્વરે છૂટો મૂકેલો–પાપી

જે દરેક પ્રકારનાં પાપ કરે છે, જે કોઈ પણ પ્રકારનાં પાપ કરવાથી અચકાતો નથી, જેને પાપનો મુદ્દલ ત્રાસ લાગતો નથી અને જે પાપ કરવામાં પાછું વાળીને જોતો નથી, તથા સારૂંનરસું સમજવાની જેની લાગણી મરી ગયેલી હોય છે, તેને સાધુઓ ઇશ્વરે છૂટો મૂકેલો પાપી કહે છે. પ્રભુની દયામાંથી નીકળી ગયેલા જીવને ઇશ્વરે છૂટો મૂકેલો પાપી કહેવામાં આવે છે, પ્રભુની સામાન્ય દયામાંથી તો કોઈ નીકળી શકતું નથી, પણ જીવો ઉપર અને તેમાં પણ મનુષ્યજાત ઉપર ઇશ્વરની વિશેષ દયા છે; અને ભકતજન ઉપર તો ખાસ વિશેષ દયા છે. એ વિશેષ દયામાંથી ઇશ્વરે છૂટા મૂકેલા પાપી નીકળી જાય છે; કારણ કે મૂર્ખ–પાપી, અભિમાની–પાપી, હઠીલો–પાપી ને જ્ઞાની–પાપી તો ચોક્કસ પ્રકારનાંજ પાપો કરે છે, પણ ઇશ્વરે છૂટો મૂકેલો પાપી તે બિનધડક દરેક પ્રકારનાં અઘોર પાપો કરે છે અને તે માટે કદિ પણ તેને પશ્ચાત્તાપ થતો નથી; અથવા કોઇ પણ ચીજથી તે સુધરતો નથી. આવો મોટો પાપી પાછો વ્યવહારમાં સુખી હોય છે, તેથી સૌ લોકોને બહુ અજાયબી લાગે છે અને ઘણાં માણસો વારેવારે એમ પૂછયા કરે છે કે, " ધર્મીને ઘેર ધાડ, ને કસાઇને ઘેર કુશળ " કેમ હોય ? એના જવાબમાં સાધુઓ કહે છે કે, પ્રભુની દયામાંથી નીકળી ગયેલા પાપી માણસને તેના પૂર્વનાં સારાં કર્મોનું ફળ પણ પ્રભુ એજ વખતે આપી દે છે, એટલે તેને માટે નરકનો રસ્તો સાવ ખુલ્લો થઈ જાય છે. આ ભવનાં કે આગલા ભવનાં તથા

વડીલોનાં સારાં કર્મો એ નરકના રસ્તામાં અડચણકારક છે; માટે એવા નારકી જીવોને પ્રભુ તેમનાં કર્મનું ફળ રોકડુંજ ચૂકાવી દે છે, કે જેથી તેને ઝટઝટ સીધો નરકમાં મોકલી શકાય. આવા પ્રભુની દયામાંથી નીકળી ગયેલા જીવોને ઈશ્વરે છૂટા મૂકેલા પાપી કહેવામાં આવે છે. એ જીવોને મોટામાં મોટી શિક્ષા થવાની છે; એટલે હાલમાં પ્રભુ તેને નાની શિક્ષા કરતો નથી, તેથી તેઓ પોતાનાં પાપમાંજ મસ્ત બનેલા રહે છે; અને દુનિયાની, ધર્મની તથા ઇશ્વરની દરકાર કરતા નથી. આવા ઈશ્વરે છૂટા મૂકેલા પાપીઓ તે દુનિયામાં જીવતા જમદૂતો જેવા છે, પણ આપણી ઉપર ઈશ્વરની દયા છે કે એવા કોઈકજ હોય છે; અને આપણે ઇચ્છીશું કે પ્રભુની કૃપાથી એવા કોઇ પણ ન થાય.

## ૧૩૭—ચા પીવાની તલપ થાય છે, તેવી સત્સંગની તલપ થાય છે કે?

પ્રભુથી આપણે કેટલા બધા વિમુખ છીએ, એ તમે જાણો છો? અરીસામાં આપણું મોઢું જોઈને આપણે જેટલા ફુલાઈએ છીએ, તેટલા આપણાં શાસ્ત્રો જોઇને કોઇ દિવસ ફુલાયા છીએ? નવા બૂટ જોઇને જેટલા રાજી થઇએ છીએ, તેટલા અતિથિનો સત્કાર કરવામાં રાજી થઇએ છીએ કે? બીડી પીતી વખત તેના ધુમાડા સાથે રમવામાં જેટલો આનંદ થાય છે તેટલો આનંદ દર્શન કરવામાં તમોને થાય છે કે? ચા પીવાની જેવી તમોને રોજ રોજ તલપ થાય છે, તેવી સત્સંગની તલપ થાય છે કે? નાટકો જોવાનું જેમ વારે વારે મન થઇ જાય છે તેમ પ્રભુને અર્થે વ્રતઉપવાસ કરવાનું મન થાય છે કે? રાજ્યના ખિતાબો મેળવવાની જેવી ઈચ્છા થાય છે, તેવી પ્રભુના ખિતાબો મેળવવાની એટલે ભકત થવાની ઇચ્છા થાય છે કે? છોકરાંઓનાં વેવીશાળ કરવાની જેવી ઉતાવળ કરીએ છીએ તેવી ઉતાવળ પરમાર્થનાં કામો કરી લેવામાં કરીએ છીએ કે? છાપાં વાંચવાની જેવી ઉલટ થાય છે તેવી શાસ્ત્રોનું રહસ્ય સમજવાની ઉલટ થાય છે કે? અને આપણા ઘણા ભાઈઓ સવારમાં ઉઠીને દરરોજ હજામ પાસે માથું નમાવે છે, તેટલું પણ પ્રભુના મંદિરમાં માથું નમાવે છે કે? કહો કે નહિજ. આવા "ઠનઠનપાળ ને મદનગોપાળ" જેવા સૂકા ટાટ રહીને પ્રભુની કૃપા કેમ મેળવી શકાશે એ વિચાર તો કરો!

## ૧૩૮–ખરા બહાદૂર કોણ ? ભક્ત કે યોદ્ધા ?

લશ્કરી અમલદારોની સભામાં એક વખત એ વાત નીકળી કે ખરા બહાદૂર કોણ ? ત્યારે કોઈ અમલદારે કહ્યું કે, જે સિંહની સાથે લડે તે; કોઇએ કહ્યું કે, જે તોપના ગોળાની સામે જાય તે; કોઈએ કહ્યું કે,જે સૌથી વધારે દુશ્મનોને મારે તે; કોઇએ કહ્યું કે જે છાતીના ઘા ઝીલે ને પીઠ ન દેખાડે તે; કોઈએ કહ્યું કે, જેના ઘાને દુશ્મનો વખાણે તે અને કોઇએ કહ્યું કે, માથું કપાઇ ગયા પછી પણ જેનું ધડ લડયા કરે તે ખરા બહાદૂર છે. આ બધી વાતો સાંભળ્યા પછી ત્યાં બેઠેલો એક બાવો બોલી ઉઠયો કે, તમારી એ બધી વાત મઝાની છે, પણ ખરા શૂરવીર તો એથી જૂદાજ હોય છે. બાવાજીની આ વાત સાંભળી એક લશ્કરી અમલદારનો મિજાજ ફરી ગયો. તેણે ગુસ્સામાં આવી જઇને કહ્યું કે તમે જોગટાઓ બહાદૂરીમાં સમજો શું ? માથું કપાઈ ગયા છતાં પણ ધડ લડયા કરે એ કરતાં વધારે બહાદૂરી દુનિયામાં બીજી શી હોઇ શકે ? ત્યારે સાધુએ કહ્યું કે, એ બહાદૂરી સાચી છે, પણ તે જરાક વારની છે. ખરી બહાદૂરી તો ભકતોની છે, કે જેઓને પોતાની આખી જીંદગીસુધી દુનિયાની લાલચોની સામે અને પાપની સામે લડાઇ ચલાવવાની છે. તમારી લડાઇ તો પાંચ દશ વરસે કોઇક વખતે થાય ને તેપણ થોડા કલાકની હોય, પણ ભકતોની લડાઇ તો જીંદગી સુધીની અને ભવોભવની છે; માટે ખરી બહાદૂરી તો ભકતજનોની છે, માટે વૈષ્ણવો ગાય છે કેઃ–

પદ–ચાબખો

ભક્તિ શરવીરની સાચી રે, લીધા પછી કેમ મેલે પાછી. (ટેક)  
મનતણો નિશ્ચે મોરચો કરીને, ભાઇ વઢીઆ વિશ્વાસી;  
કામ ક્રોધ મદ લોભ તજીને, પછી ગળે દીધી છે ફાંસી. ભક્તિ૦  
શબ્દોના ગોળા જ્યારે છૂટવા લાગ્યા, મામલે રહ્યા સૌ માચી;  
કાયર હતા તે કંપવા લાગ્યા, નિશ્ચે ગયા નાસી. ભક્તિ૦  
સાચા હતા તે સન્મુખ ચડીઆ, હરિ સંગાથે રહ્યા રાચી;  
પાંચ પચીસને અળગા મેલ્યા, પછી બ્રહ્મ રહ્યો ભાસી. ભક્તિ૦  
કરમના પાસલા કાપી નાખ્યા ભાઇ, ઓળખ્યા અવિનાશી;  
અષ્ટ સિદ્ધિની ઇચ્છા ન કરે, જેની મુક્તિ થઇ દાસી. ભક્તિ૦  
તન મન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહરનિશ રહ્યા ઉદાસી;  
ભોજો ભગત કહે ભક્ત થયા, એ તો વૈકુંઠના વાસી. ભક્તિ૦

આ સાંભળી સૌ લશ્કરી અમલદારો બોલી ઉઠયા કે મહારાજે તો ખૂબ કરી. આપણી બહાદૂરી તો કાંઇ બિસાતમાં નથી. ખરી બહાદૂરી તો પ્રભુના કૃપાપાત્ર ભક્તનીજ છે; માટે ભાઇઓ! ભકત બનવાની કોશિશ કરો.

## ૧૩૯—ભક્તિનો બદલો માગવો એ હીરો આપીને રાખનું પડીકું લેવા જેવું છે.

આપણી નજીવી ઇચ્છાઓ પૂરી પાડવા સારૂ ભકિત કરવી એ તો બહુ ઉતરતા પ્રકારની ભકિત છે. ખરા ભકતો કદિ પણ એવી ભકિત કરતા નથી. પ્રભુને એમ કહેવું કે તમે અમને અમુક ચીજ આપો તો અમે તમારે માટે અમુક કામ કરીએ, એ તો એક જાતનો કંટ્રાકટ કરવા જેવું છે. ખરા ભકતોને અમૂલ્ય ભકિતનો એવી રીતે કંટ્રાકટ કરવાનો સ્વપ્નામાં પણ ખ્યાલ આવી શકતો નથી. જેઓ ભકિતની મહત્તા સમજતા નથી તેઓજ એવા ઉતરતા પ્રકારની ભક્તિ કરે છે. ભક્તિ એ પારસમણિ છે. એ પારસમણિથી તો નરનો નારાયણ થઇ શકે છે. એ નારાયણપણું છોડી દઇને જરાક વારની નકામી વધારે જંજાળ માગી લેવી એ તો ચોકખી મૂર્ખતા છે. આફ્રિકાના જંગલી લોકો કપડાંના નાના નાના રૂમાલ, કાચનાં રમકડાં ને દીવાના બનવા દારૂના ઘુંટડા સારૂ સોનાની રેતી આપી દે છે, તે કરતાં પણ જેઓ ધન સારૂ, બાઇડીછોકરાં સારૂ કે દુશ્મનોને દબાવવા સારૂ પોતાની ભકિત વેંચી નાખે છે, તેઓ વધારે મૂર્ખ છે, માટે ભાઇઓ! મફતની જંજાળરૂપી રાખનું પડીકું લેવા સારૂ ભકિતરૂપી હીરો ખોઇ ન નાખો; પણ તેની સંભાળ રાખજો.

પદ

તું લે લે લે લેને લહાવો ફરી નહિ મળે;
ફરી નહિ મળે રે મૂરખ જોતાં નહિ જડે. તું લે લે લે૦
માયાએ તુને ઘેરી લીધો, ગોળ જેમ ગળે;
હાવે ભાવે કરીને વેશ્યા જેમ છળે. તું લે લે લે૦
કસ્તુરી ને કેવડો લઇ, તેલમાં તળે;
બાવળિયાનું બીજ રોપ્યું આંબો કેમ ફળે. તું લે લે લે૦
મોતી સરખા કણ તો મૂરખ, ઘંટીમાં દળે;
માંડ કરીને મનખો પામ્યો, ભૂતોમાં ભળે. તું લે લે લે૦

સમજુ હોય તો સમજી લેજો, પેટ મારૂં બળે
નરભેરામ રહે ખરામાં તો, ખોટું નહિ ભળે. તું લે લે લે૦

## ૧૪૦—લુખા જ્ઞાનથી સંસાર તરવાની ઇચ્છા એ પગે ચાલીને સાગર તરવાની ઇચ્છા જેવી છે.

સાધુઓ કહે છે કે, ભક્તિથી હૃદય ભીંજ્યા વિના માત્ર લુખાપુખા ઉપલક જ્ઞાનથીજ કાંઇ કલ્યાણ થઇ જવાનું નથી; કારણ કે સંસારસમુદ્ર તરવા માટે ભક્તિ તે નાવ છે અને ઉપલક જ્ઞાન તે પગે ચાલવા બરોબર છે. પગે ચાલીને કાંઇ સમુદ્ર તરી શકાય નહિ; માટેજ મહાત્મા તુલસીદાસજીએ પણ કહેલું છે કે:—

ચોપાઈ

જે અસ ભક્તિ જાની પરિહરી, કેવલ જ્ઞાન હેતુ શ્રમ કરહીં;
તે શઠ મહા સિંધુ બિન તરણી, પૈર પાર ચહાત બિન કરણી.

જે માણસ ભક્તિને છોડીને માત્ર જ્ઞાનની વાતો કરીને કે સાંભળીનેજ અટકી રહે છે, તે મૂર્ખ માણસ વહાણને છોડીને પગે મહાસાગર તરવાને ઇચ્છે છે, એમ સમજવું; કારણ કે કરણી કર્યા વિના સંસારસાગર તરવાની ઇચ્છા રાખવી એ પગે ચાલીને મહાસાગર તરવાની ઇચ્છા રાખવા બરોબર છે; પણ એ કદિ પણ બનવાજોગ નથી, કારણ કે ક્યાં મહાસાગરની મોટાઇ ને ક્યાં માણસની નિર્બળતા! રૂડાં કામો કર્યા વિના અને અંતરના ઉમળકાથી ભગવત્સેવા કર્યા વિના કદિ પણ સંસારસાગર તરી શકાયજ નહિ; માટે ભાઇઓ! માત્ર વાતોમાંજ નહિ પડયા રહેતાં, ભલાં કામો કરવામાં લાગી જાઓ. એજ ભક્તિ છે ને એજ તરવાનો રસ્તો છે.

## ૧૪૧—જ્ઞાનનો અર્થ જાણવું છે, અને ભક્તિનો અર્થ ભોગવવું છે.

જ્ઞાનનો અર્થ જાણવું છે, અને ભક્તિનો અર્થ ભોગવવું છે; એટલે કે જ્ઞાનથી તો માત્ર જાણી શકાય છે, પણ ભક્તિથી તો એ જાણેલાંને ભોગવી શકાય છે. જાણવામાં અને અનુભવમાં તો જમીનઅસમાનનો ફેર છે. વિલાયતના લોકો જાણે કે હિંદુસ્તાનમાં આંબા થાય છે, એનું નામ જાણવું છે; પણ તે

આંબાને પોતે જાતે ખાવા એનું નામ ભોગવવું છે. જે માત્ર એટલુંજ જાણે છે કે આંબા નામે કોઈ મીઠું ફળ થાય છે, તેને કાંઇ આંબા ખાવાનો સ્વાદ મળે નહિ તેમજ જે માત્ર ધર્મની વાતોજ કરી જાણે, પણ ધર્મ પાળી શકે નહિ, તે કાંઇ ઇશ્વરી આનંદ ભોગવી શકે નહિ. એ આનંદ તો જે ભકત પ્રભુને પોતાના હૃદયમાં ધારણ કરી શકે તેનેજ મળી શકે છે; અને ભકિતથીજ પ્રભુને હૃદયમાં ધારણ કરી શકાય છે. માટે ભકિત ઉત્તમ છે, અસલના લોકો જ્ઞાનનો અર્થ અનુભવ એમ કરતા હતા; એટલે તેઓએ જ્ઞાનને અતિશય મોટાઇ આપેલી છે; પણ આજે આપણે જ્ઞાનનો અર્થ માત્ર જાણવું એટલોજ કરીએ છીએ, માટે એવા લુખા જ્ઞાન કરતાં ભક્તિ ઉત્તમ છે.

આપણે જાણીએ કે, અમુક મોટી મિલ્કતના આપણે વારસ છીએ; પણ જ્યાંસુધી એ મિલ્કત આપણા કબજામાં લેવાની સત્તા ન મેળવીએ, ત્યાંસુધી કાંઇ એ મિલ્કતનો આપણાથી ભોગવટો થઇ શકે નહિ. મોટી મિલ્કતના આપણે વારસ છીએ એમ જાણવું તેનું નામ જ્ઞાન છે અને એ મિલ્કત આપણા કબજામાં લેવાનો હુકમ મેળવવો તથા તેનો ભોગવટો કરવો એનું નામ ભકિત છે. હાલના વખતના શુષ્ક જ્ઞાનથી માત્ર જાણી શકાય છે; પણ ભોગવી શકાતું નથી. એ જાણેલું ભકિતથીજ ભોગવી શકાય છે માટે ભાઇઓ ! જે મેળવવાનું છે તેને જ્ઞાનથી જાણીને ભકિતથી ભોગવો.

પદ

ભાઇ રે ભક્તિ પદારથ મોટું, ખોળી જોતાં એથી સહુ ખોટું. (ટેક)
રવિ વિના દિવસ ચંદ્ર વિના રજની, જળ વિના સરોવર જેવું;
પતિ વિના પત્ની દીપક વિના મંદિર, આંખ્યો વિના વપુ એવું. ભાઇ૦
જીવ વિના વપુ રાય વિના રૈયત, મેઘ વિના ખેતીવાડી;
વર વિના જાન લવણ વિના ભોજન, પુત્ર વિના જેવી માડી. ભાઇ૦
તીરથ વ્રત જોગ જપ સાધન, દાન ધર્મ સહુ સાચું;
એવું કરીને પ્રભુને ન આરાધે તો, કામ કરમ ફળ કાચું. ભાઇ૦
આનંદ સિંધુ પરમ ઉપકારી, એવા ઈશ્વરને વિસારી;
કહે છોટમ નર મૂર્તિ નકામી, પશુએ પણ ધિક્કારી. ભાઇ૦

## ૧૪૨ જ્ઞાનના પ્રકાશથીજ પ્રભુને જોઇ શકાય છે.

જ્ઞાન એટલે જાણવું ને ભકિત એટલે ભોગવવું છે. એ

ખરી વાત છે; પણ તે ઉપરથી કોઈએ એવી ભૂલ નહિ કરવી જોઈએ કે જ્ઞાનની જરૂર નથી. જ્ઞાન કરતાં ભકિત ઉત્તમ છે એ સાચી વાત છે, પણ એવી ઉત્તમ ભકિત જ્ઞાનથીજ મેળવી શકાય છે. જ્યાંસુધી પોતાના ધર્મનું ને ઈશ્વરી રસ્તાનું ખરૂં જ્ઞાન થાય નહિ ત્યાંસુધી ભકિતનું ઉંડું તત્ત્વ સમજાયજ નહિ ને એવું તત્ત્વ સમજાયા વિના ખરી ભકિત થાય નહિ; માટે ભક્તિ શ્રેષ્ઠ છે, તોપણ ભકિતને દેખાડનાર જ્ઞાન છે. જ્ઞાન હોય તો ભકિતને પૂરેપૂરો આનંદ મળી શકે નહિ. આમ હોવાથી ભકિત ઉત્તમ છે, તોપણ તેને દેખાડનાર જ્ઞાન છે, એટલે જ્ઞાન ભકિતનો ગુરુ છે.

જગતમાં બધી વસ્તુઓ તૈયાર છે, પણ તે ગરમીથીજ થાય છે અને ગરમીના પ્રકાશથીજ દેખાય છે. જો પ્રકાશને દુનિયામાંથી કાઢી નાખીએ, તો તો બધી વસ્તુઓ આપણને નકામી થઇ પડે; તેમજ ધર્મ, ભકિત અને પ્રભુ આ જગતમાંજ અને આપણા હૃદયમાંજ છે; પણ જો જ્ઞાનરૂપી પ્રકાશ તેને ન બતાવે તો તે આપણાહૃ દયમાં છતાં પણ નકામાં છે. માટે ભાઈઓ ! જ્ઞાનને ઉતરતું સમજવાની ભૂલ કરશો નહિ અને જ્ઞાનની તરફ બેદરકારી રાખશો નહિ.

---

## ૧૪૩—સારો પીરસનારો જેમ ખૂબ પીરસે છે, તેમ પ્રભુ તો આપણને ઘણુંએ આપે છે, પણ આપણે તે કયાં લઈ શકીએ છીએ ?

આપણે જ્યારે જમવા બેસીએ છીએ ત્યારે સારો રસોયો તો આપણને ઘણુંએ ખવરાવવા ઇચ્છે છે, પણ આપણેજ ખાઇ શકતા નથી, તેથી આડા હાથ ધરીએ છીએ. ભલો રસોયો તો એકને બદલે બે લાડુ મૂકી જાય છે અને અડધાને બદલે આખો દડિયો દૂધપાકનો ભરી જાય છે, પણ આપણેજ તે ખાઈ શકતા નથી, માટે ના પાડીએ છીએ. તેમજ પ્રભુએ તો આપણને ઘણુંએ આપ્યું છે,અને ઘણું એ આપવાને ઇચ્છે છે પણ આપણેજ તે લઈ શકતા નથી, એટલુંજ નહિ પણ જે મળેલું છે તે પણ જીરવી શકતા નથી. આપણા દરિદ્ર પીરસણિયાઓ પણ જ્યારે છૂટથી પીરસે છે અને આપણે માગીએ તે કરતાં વ-

ધારે આપે છે, ત્યારે વિચાર તો કરો કે એ પીરસણિયાઓ કરતાં અનંત બ્રહ્માંડનો નાથ કેટલો બધો મહાન્ છે, અને કેટલો ઉદાર છે ! તે આપણને કેટલું બધું પીરસી શકે એ ખ્યાલ તો કરો; પણ વાત એટલીજ છે કે, તે લેવાની આપણી પાસે જગ્યા કયાં છે ? અને તે જીરવવાની આપણામાં તાકાત કયાં છે ? આપણી જઠરાગ્નિ સારી ન હોય તેમાં પીરસનારનો શું વાંક ? તેમજ આપણામાં યોગ્યતા ન હોય તો. પ્રભુનો શું વાંક ? મહાત્માઓ તો એમજ કહે છે કે,

રિદ્ધિસિદ્ધિ નામકી દાસી.

રિદ્ધિ સિદ્ધિ તો પ્રભુના નામની દાસી છે. ખુદ રિદ્ધિસિદ્ધિ પોતેજ જ્યારે પ્રભુના નામની દાસી છે ત્યારે પછી બીજી નાની વસ્તુઓની તો વાતજ શું કરવી ! માટે ભાઈઓ ! યાદ રાખજો કે, પ્રભુ તો આપણને ઘણુંએ આપવાને તૈયાર છે, પણ આપણેજ આપણી નાલાયકીને લીધે તે લઇ શકતા નથી. એ નાલાયકી પ્રભુને જાણ્યા વિના દૂર થઇ શકે નહિ અને ભક્તિવિના ઈશ્વરી આનંદના એ અખૂટ વૈભવ લૂંટી શકાય નહિ તથા જીરવી શકાય નહિ; માટે એ અલૌકિક લ્હાવ લેવા હોય તો ભકિત કરો, ભકિત કરો.

## ૧૪૪—આપણને માયારૂપી સાપ કરડેલો છે; એ સાપનું ઝેર ઉતારનાર ગુરુ છે, માટે સદ્ગુરુને શરણે જાઓ.

એક જિજ્ઞાસુએ કોઈ સાધુને પૂછયું કે, મહારાજ ! અમારે શા માટે ગુરુને માનવા જોઇએ ? ત્યારે તે સાધુએ કહ્યું કે, બેટા ! લોકોને માયારૂપી સાપ કરડેલો છે. એ સાપનું ઝેર ઉતારનાર ગુરુ છે; માટે ગુરુને માનવા જોઇએ. તમારી પાસે હજારો દવા છે ને સેંકડો બીજાં સાધનો છે, પણ તેથી કાંઇ માયાનો સાપ ઉતરવાનો નથી. તમારી દવાઓથી તો એ ઝેર વધતુંજ જાય છે. તમારી મલમપટ્ટીઓથી તો એ જખમો મોટાજ થતા જાય છે;અને તમે જે થીંગડાં દો છો, તેથી તો વધારેજ ગાબડાં પડતાં જાય છે.તમે એ માયાના ઝેર ઉપર રંગ ચડાવા માગો છો,પણ તમારી ઇચ્છા સફેદ રંગ ( એટલે ભલાઇ વગેરે ગુણોની સમાન અવસ્થા ) ચડાવવાની

હોય, તેને બદલે લાલ રંગ ( એટલે તમોગુણી, આફતનો ને પ્રેમનો ) ચડી જાય છે; અને તમારી ઇચ્છા લીલો રંગ (એટલે શાંતિ ને વૃદ્ધિ) ચડાવવાની હોય, તેને બદલે કાળો રંગ ( એટલે ભ્રમ, અજ્ઞાન ને અંધકાર ) ચડી જાય છે. આવી જાતની ભૂલોમાંથી ને એવાં ઝેરોમાંથી બચવા માટે ગુરુની જરૂર છે. પ્રભુકૃપાથી ગુરુને એવો મંત્ર મળેલો હોય છે કે, તેની ફુંકથીજ આપણને કરડેલો માયારૂપી સર્પ ઉતરી જાય છે અને હજીસુધી બંધ રહેલા દરવાજા આપણે માટે ખુલ્લા થઇ જાય છે; કારણ કે ગુરુની વાણીદ્વારા ઇશ્વરની કૃપા આપણી ઉપર ઉતરે છે, માટે ગુરુને માન આપવાની જરૂર છે. સદ્‌ગુરુની કૃપા થાય ત્યારે ઇશ્વરની કૃપા થઈ સમજવી. જ્યાંસુધી શ્રીસદ્‌ગુરુની કૃપા થઇ નથી ત્યાંસુધી જ્યાં જ્યાં નજર ફેંકીએ ત્યાં ત્યાં કાંઇક બિહામણા ને કોઇ કોઈ વખત જરા રમુજી કાળા કાબરચિત્રા રંગ દેખાય છે; પણ ગુરુની વાણીદ્વારા ઇશ્વરકૃપા મળ્યા પછી તો આકાશના શુદ્ધ આસમાની રંગનાં—વિશાળતાનાં—ઘનશ્યામ રૂપનાં—અખંડ શાંતતાનાં ને અભેદનાંજ દર્શન થાય છે; માટે ભાઇઓ ! જો માયારૂપી સાપનું ઝેર ઉતારવું હોય તો શ્રી સદ્‌ગુરુને શરણે જાઓ.

મનહર છંદ

ગુરુકે પ્રસાદ બુદ્ધિ ઉત્તમ દશાકું ગહે,
ગુરુકે પ્રસાદ ભવ દુઃખ વિસરાઇયે;
ગુરુકે પ્રસાદ પ્રેમ પ્રતિક્ષ અધિક બાઢે,
ગુરુકે પ્રસાદ રામ નામ ગુન ગાઇયે;
ગુરુકે પ્રસાદ સબ યોગકી જુગતિ જાને,
ગુરુકે પ્રસાદ શૂન્યમે સમાધિ લાઇયે;
સુંદર કહત ગુરુ દેવજુ કૃપાળુ હોઇ,
તિનકે પ્રસાદ તત્ત્વજ્ઞાન પુનિ પાઇયે.

## ૧૪૫—વાર લગાડવાથી ભક્તિની કિંમત વધી જાય છે.

કોઈ એક માણસ એક પુસ્તક વેચનારની દુકાને પુસ્તક લેવા માટે ગયો. તેણે એક પુસ્તક માગ્યું. દુકાનદારે તે પુસ્તક આપ્યું. તે માણસે પૂછયું કે, આ પુસ્તકની કિંમત શું? દુકાનવાળાએ કહ્યું કે, આઠ આના. એ પછી પુસ્તક જોઈ તપાસીને થોડી વાર પછી પેલા માણસે પાછું પૂછયું કે, સાચું કહોને; ત્યારે તે દુકાનદારે કહ્યું કે બાર આના. એ પછી થોડી રકઝક કરીને વળી પાછું તે મા-

ણુસે પૂછ્યું કે હવે નક્કી વાત કરોને,ત્યારે તે દુકાનદારે કહ્યું કે હવે એની કિંમત એક રૂપિયો. પેલા લોભી માણુસે હજી પણ વધારે ખેંચતાણ કરીને કહ્યું કે, એમ ઉડાવો છો શામાટે; એકજ વાત કરોને. ત્યારે દુકાનદારે કહ્યું કે હવે એની કિંમત સવા રૂપિયો. તે માણસે કહ્યું કે, એમ કેમ? મશ્કરી કરો છો કે શું? પ્રથમ અરધો રૂપિયો કહીને હવે સવા રૂપિયો કેમ કહો છો? ત્યારે તે પ્રમાણિક દુકાનદારે કહ્યું કે, એ ચોપડીની કિંમત તો અરધો રૂપિયો છે, પણ તમે અમારો વખત ગુમાવ્યો ને અમને એટલો વખત નાહક હેરાન કર્યા માટે તેની કિંમત વધી ગઈ.

એવીજ રીતે આપણે પણ ભક્તિ કરવામાં જેમ જેમ વાર લગાડીએ છીએ, તેમ તેમ પ્રભુનું કરજ આપણી ઉપર વધતું જાય છે, ને ભક્તિની કિંમત મોંઘી થતી જાય છે, માટે જેમ બને તેમ તુરતજ ભક્તિમાં લાગી જવું જોઇએ; કારણ કે જ્ઞાનીઓએ કહેલું છે કે, ઢીલ કરવી એ ધાસ્તીભરેલું છે અને ફજેતામાં ફાયદો નથી. વાયદા તો સેતાનની સાથે જોઇએ, પાપની સાથે વાયદા જોઇએ, ધર્મના કામમાં વાયદા ન જોઇએ. એ તો તુરતાતુરત કરવું જોઇએ. આપણા મન સાથે અને બીજાઓ સાથે નકામી રકઝક કરવામાં વખત ખોઈ નાખીએ તેમાં શું વળે ? એથી તો ભક્તિની કઠિનતા વધતી જાય છે અને ભક્તિની કિંમત વધતી જાય છે; માટે ભાઈઓ ! બહારની ચતુરાઈ છોડીને જેમ બને તેમ જલદી હૃદયની સરળતાથી ભક્તિમાં લાગી જાઓ. ટાઇમ ખોઇ ન નાખો, ટાઇમ ખોઇ ન નાખો.

૫૬

હરિભક્તિ કરના રે, પલકમેં હોવેગા મરના;
પલકમેં હોવેગા મરનાઃ
અહો હરિજન હૃદયકમલમેં, હરિભક્તિ કરના.
કાકા રે મામા કુટુંબ કબીલા છોડ ચલે પ્યારે;
સમજ મન છોડ ચલે પ્યારેઃ
સ્વપ્નેમેં જો સૃષ્ટિ હોતી, એસા જગ સારે;
એસા જગ સારે રે–સમજ મન એસા૦–સ્વપ્નેમેં૦
ધામ, ધરા, ધન, માલ, ખજાના, આખર નહિ અપનાઃ
સમજ મન આખર નહિ અપના;
એક દિન સબ છોડકે જાના, મટ્ટીમેં ખપના;
મટ્ટીમેં ખપના રે–સમજ મન મટ્ટીમેં૦–એક દિન૦

કામ, ક્રોધ, મદ, લોભ ન રખના, કરના સુકૃતકું;
સમજ મન કરના સુકૃતકું;
એક નિરંજન નામ સમરના, ભવજલ તરનેકું:
ભવજલ તરનેકું રે—સમજ મન ભવ૦—એક નિરંજન૦
જૂઠ જગતકી છોડ વાસના, જા સદ્ગુરુ ચરના;
સમજ મન જા સદ્ગુરુ ચરના:
અહો હરિજન હૃદયકમલમેં હરિભક્તિ કરના;
હરિભક્તિ કરના રે, પલકમેં હોવેગા મરના—અહો૦

## ૧૪૬—હમણાં જેટલું એક પૈસામાં મેળવી શકશો તેટલું વખત વીત્યા પછી મહોર આપીને પણ મેળવી શકશો નહિ.

જો નાનપણથીજ, આપણે ભક્તિમાં લાગી જઈએ તો બહુ થોડી મહેનતે ઘણું કામ થઇ જાય છે, કારણ કે એ વખતે આપણું મન સરળ હોવાથી તેમાં ભક્તિનાં બીજ જલદી રોપાઇ જાય છે અને ભકિતનાં મૂળ મજબૂત થયા પછી પાપનો બહુ ત્રાસ લાગે છે; એટલે સ્વાભાવિકરીતેજ પાપથી બચાય છે. એ પછી વખત જતાં એવું થઇ જાય છે કે, પાપ કરવું તો બાજુએ રહ્યું, પણ પાપના ખ્યાલ આવવા પણ મુશ્કેલ થઈ પડે છે. જુવાનીમાં શરીરમાં બળ હોય છે, એટલે એ બળને લીધે જો એ વખતે ભગવત-સેવામાં લાગી ગયા હોઈએ તો પ્રભુની કૃપા મેળવી શકાય એવાં ઘણાં કામો કરી શકાય છે, પણ એ તક ગયા પછી શરીરનું બળ ચાલ્યું જાય છે;

ઉંબર તો ડુંગર થયા, પાદર થયા પરદેશ;
ગોળી તો ગંગા થઇ, અંગે ઉજળા થયા છે કેશ.
ઘડપણ કેણે મોકલ્યું ?

અને તેને બદલે એમ થઇ જાય છે, એ વખતે પોતાનું શરીર સાચવવું પણ મુશ્કેલ થઇ પડે છે; ત્યારે ધર્મનાં કામો તો કયાંથીજ કરી શકાય ? આવી રીતે ભકિત કરવામાં જેમ જેમ આપણે વાર લગાડીએ તેમ તેમ ભકિતની કિંમત વધતી જાય છે. જેમ જેમ વાર લગાડીએ તેમ તેમ આપણા મનમાં માયાનો કચરો ભરાતો જાય છે. એ કચરાને બહાર કહાડીએ ત્યારેજ તેમાં ભક્તિ આવી શકે છે; પણ યાદ રાખજો કે, એ કચરાને

બહાર કહાડવો એ કાંઈ સહેલી વાત નથી; માટે હજી પણ જ્યાં-સુધી એવો ઘણો કચરો ભરાઈ ગયો નથી, ત્યાંસુધીમાં પ્રભુ તરફ વળી જાઓ, પ્રભુ તરફ વળી જાઓ.

વાર લગાડવાથી ભક્તિ કેટલી બધી મોંઘી થઇ જાય છે, એ તમે જાણો છો ? એ જો બરાબર રીતે જાણો તો તમને આશ્ચર્ય અને તમારી એવી મોટી ભૂલ માટે બહુ દિલગીરી લાગ્યા વિના રહે નહિ. હમણાંજ ભકિતમાં લાગી જવાથી આ ભવમાંજ આપણે પ્રભુના કૃપાપાત્ર થઇ શકીએ છીએ અને આ ભવમાં આપણે તરી જઇ શકીએ છીએ; પણ એ વખત ખોઇ નાખવાથી એટલે કે હાલમાં ભકિત ન કરવાથી આ ભવ આપણો ફોકટ જાય છે અને આપણે ચોરાશી લાખના ફેરામાં પડી જઇએ છીએ હવે વિચાર કરી જુઓ કે કાં તો આ ભવમાંજ છૂટકો, અને કાં તો ચોરાશી લાખનો ફેરો ! જરાક વાર લગાડવામાં આટલી બધી નુકસાની ? અને તોપણ આપણે સમજીએ નહિ ! આપણી મૂર્ખાઈ તો જુઓ! પ્રભુ! એવી મૂર્ખાઈથી અમને બચાવ; અને જલદી ભક્તિમાં લાગી જવાનું અમોને બળ આપ.

હમણાંજ ભક્તિમાં લાગી જવાથી કેટલું બધું મોટું ફળ મળે છે એ તો જુઓ ! શાસ્ત્રો કહે છે કે, હમણાં પ્રભુને અર્થે સ્નાન કરવાથી તમે જે ફળ મેળવી શકશો તે વખત ખોયા પછી દાન કરવાથી પણ મેળવી શકશો નહિ. હમણાં થોડા મીઠા શબ્દો-થી જેટલું તમારૂં કલ્યાણ કરી શકશો તેટલું વખત ખોયા પછી બહુ પસ્તાવાથી પણ કરી શકશો નહિ. હમણાં જ્યાંસુધી વખત છે ત્યાંસુધી પ્રભુને અર્થે તમારાં ગરીબ ભાઈબહેનોને પાઈપૈસો આપીને જેટલું પુણ્ય મેળવી શકશો તેટલું વખત ગયા પછી સોનામહોર આપીને પણ મેળવી શકશો નહિ. હમણાં નાનાં નાનાં વ્રત કરવાથી જેટલું ફળ મેળવી શકશો તેટલું ફળ વખત ગયા પછી મોટા મોટા યજ્ઞો કરીને પણ મેળવી શકવાના નથી; અને હમણાં માત્ર થોડી વાર જપ કરવાથી પણ પ્રભુ જેટલો રાજી થશે તેટલો વખત ગયા પછી વરસોનાં વરસો સુધી જપ કરવાથી પણ તે રાજી થવાનો નથી; કારણ કે અવસરનો એક ટાંકો નવ ટાંકાની ગરજ સારે છે. હમણાં પ્રભુએ કૃપા કરીને આપણને આ અવસર આપેલો છે, માટે એ અવસરનો લાભ લો, એ અવસરનો લાભ

લો. એ અવસર ગયા પછી ભક્તિની કિંમત વધી જશે એ નક્કી સમજજો.

### ૧૪૭–ભક્તનાં દુઃખો તો પીઠના પવન જેવાં છે.

એક અજાણ્યો માણસ વહાણમાં બેઠો. એ પછી થોડીવારે તે વહાણને બહુ પવન લાગ્યો, તેથી એ વહાણ વધારે વધારે હાલકડોલક થવા લાગ્યું. એ જોઈને અંદર બેઠેલો નવો માણસ બીવા લાગ્યો; અને ખારવાઓને કહેવા લાગ્યો કે, અરે! હાય હાય! હવે શું થશે? મારૂં તો આવી બન્યું! કયાંથી હું આ વહાણમાં બેઠો? આ પવને તો નખોદ વાળ્યું. એમ અફસોસ કરી કરીને બહુ ગભરાવા લાગ્યો. ત્યારે ખારવાએ કહ્યું કે, એ પવન તો બહુ સારો છે, એથી તો આપણે જલદી ઘેર પહોંચીશું; એમાં ગભરાવા જેવું કાંઈ નથી.

આવીજ રીતે એ અજાણ્યા માણસની પેઠે આપણે પણ અજ્ઞાનને લીધેજ દુઃખથી ડરીએ છીએ; પણ આપણને ખબર નથી કે એ દુઃખ તો વહાણને લાગતા પીઠના પવન જેવાં છે. તેને માટે સંત પુરુષો તો એમજ કહે છે કે, એ તો ખુબી છે. જો તેનો ઉપયોગ કરતાં આવડે તો તે આપણને તારવા માટેજ છે; કારણ કે ભક્તો ઉપર આવી પડતાં દુઃખો તે આપણને ડુબાવવા માટે નહિ, પણ વહાણને લાગતા પીઠના પવન જેવાં છે. એથી ધારેલા મુકામે જલદી પહોંચી શકાય છે. જો પવન ન હોય તો વહાણને ચાલતાં વાર લાગે છે; તેમજ જો માત્ર સુખજ હોય તો ઈશ્વરી રસ્તામાં જલદી જલદી આગળ વધી શકાય નહિ, માટે દુઃખ છે તે પણ એક પ્રકારની ખુબી છે. એ ખુબીનો સમજીને લાભ લેવાથી દુઃખ સુખના રૂપમાં ફેરવાઈ જાય છે ને તે આપણને ઈશ્વરી રસ્તામાં એકદમ આગળ વધારી દેય છે. માટે દુઃખથી કાયર નહિ થતાં પ્રભુની ઈચ્છાને આધીન થાઓ, અને પ્રભુ જેમ રાખે તેમ રહેવામાંજ આનંદ માનો. એજ મહાત્માઓનો ઉપદેશ છે, એજ ધર્મનું તત્ત્વ છે, એજ પ્રભુને રીઝવવાનો સહેલામાં સહેલો ઉપાય છે; માટે બધીએ લાંબી લાંબી ને ઉંડી ઉંડી વાતોને બાજુએ મૂકી પ્રભુ જે કરે છે તે રૂડુંજ કરે છે, એમ સમજી તેની ઇચ્છાને આધીન થવાનું બળ મેળવો,

## ૧૪૮—જ્ઞાન કરતાં ભકિત ઉત્તમ છે.

જ્ઞાન કરતાં ભક્તિ ઉત્તમ શામાટે ? પંડિતો કહે છે કે, જ્ઞાન બહારથી આવે છે; અને ભક્તિ અંદરથી ઉપજે છે. બીજું જ્ઞાન મગજમાં રહે છે, પણ ભક્તિ હૃદયમાં રહે છે; અને ત્રીજું જ્ઞાનને જેમ વાળવા માગીએ તેમ વળી શકે તેવું છે, એટલે તેનો ખોટો ઉપયોગ પણ થઇ શકે છે; પણ ભક્તિ તો પ્રભુ તરફજ વળે છે અને તેમાં જ્ઞાન કરતાં ઘણી વધારે શાંતિ છે. એ સિવાય જ્ઞાનમાં પ્રપંચ રહેલો છે અને ભક્તિમાં હૃદયની સરળતા રહેલી છે; માટે જ્ઞાન કરતાં ભક્તિ ઉત્તમ છે. વળી જ્ઞાનમાં કઠિનતા છે ને ભક્તિમાં કોમળતા છે; જ્ઞાન મેળવતાં મુસ્કેલી પડે છે ને ભક્તિ સહેલાઈથી મેળવી શકાય છે; જ્ઞાનને વધારવા માટે બહારનાં બીજાં ઘણાં સાધનોની જરૂર પડે છે, પણ ભક્તિ બહારનાં સાધનોવિના પણ વધી શકે છે; જ્ઞાનને દેશકાળની અપેક્ષા છે, પણ ભક્તિને દેશકાળની એટલી બધી જરૂર નથી; જ્ઞાનમાં સ્વભાવથીજ અહંભાવ છે, પણ ભક્તિમાં સ્વભાવથીજ દીનતા છે; અને ખુદ જ્ઞાન શબ્દજ ઉગ્ર છે; ત્યારે ભક્તિ શબ્દજ શાંતિવાચક છે. માટે ભકતો કહે છે કે, ભકિત ઉત્તમ છે—ભકિત ઉત્તમ છે.

સવૈયો

ચારોહિ વેદ પુરાણ અઢાર હો, ચૌસઠ તંત્ર કે મંત્ર વિચારે;
તીનસેસાઠ મહાવ્રત સંયમ, મંગળ યજ્ઞ પુરી પુર સારે.
યોગ વિયોગ પ્રયોગ ઉપાસન, મૈં હરિદત્ત સભી નિરધારે;
તીનોંહી લોકન કે સગરે ફલ, મૈં હરિનામ કે ઉપર વારે.

(રાગરત્નાકર)

## ૧૪૯—પ્રભુની પરીક્ષા લેવાની ઈચ્છા ન રાખો, પણ સરળતાથી તેની ઇચ્છાને આધીન થાઓ.

એક ગરીબ પણ ભગવદી બાઈ હતી. તે કંઇ કામ પ્રસંગે એક પહાડ ઉપર ગઈ હતી, ત્યાં તેને એક સોલજર મળ્યો. એ સોલજર બહુ નીચ માણસ હતો; તેથી તેણે એ બાઇને એકલી જોઈ તેની ઉપર હુમલો કર્યો. એ બહુ ધર્મવાળી ને પતિવ્રતા હતી, તેથી તેને લાગ્યું કે લાજ ગુમાવ્યા પછી જીવતર શું કામનું? પોતાના બચાવમાટે બીજો કાંઇ ઉપાય એ વખતે તેને જડયો નહિ, તેથી તે આખરૂ બચાવવાને ખાતર મરવાની ઇચ્છાથી તે ટેકરી ઉપરથી

નીચે કૂદી પડી. એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર અને બીજા ઉપરથી ત્રીજા ઝાડ ઉપર એમ પડતે પડતે તે પહાડની ખીણમાં વહેતી નદીમાં આવી પડી. ઇશ્વરકૃપાથી એટલે ઉંચેથી પડવા છતાં પણ તે બચી ગઈ અને તેને કાંઈ પણ ઈજા થઈ નહિ. એ પછી ઘણાં વરસ વીત્યા બાદ એજ બાઇ પાછી એજ પહાડ ઉપર કાંઈ કારણસર જઇ ચડી; ત્યારે તેને અગાઉની સોલજરવાળી વાત યાદ આવી. એ વખતે પોતે કેટલે બધે ઉંચેથી બેધડકપણે નીચે ખીણમાં કૂદી પડી હતી અને તેમ છતાં પ્રભુએ તેને કેવી રીતે બચાવી લીધી હતી, એ યાદ આવ્યું; અને તેની સાથે એમ પણ વિચાર થયો કે, પાછું જરા પડી જોઉં; હવે પ્રભુ બચાવે છે કે નહિ ? એમ ધારી એક નાનકડા પથ્થર ઉપરથી નીચે પડી; પણ એટલું પડતામાં તો હાડકાંનો ખુડદો થઇ ગયો, પગે લંગડી થઇ ને માંડ માંડ બચી. એ પછી કોઇ ભલા ધર્મગુરુ આગળ તેણે આ વાત કહી બતાવી અને પૂછયું કે, અગાઉ પહાડને મથાળેથી પડી હતી તોપણ કાંઇ ઈજા થઇ નહિ ને આ વખત માત્ર નાનકડા પથ્થર ઉપરથી પડી તેમાં હાડકાં ભાંગી ગયાં ને માંડ માંડ બચી, તેનું કારણ શું ? ત્યારે તે ગુરુએ કહ્યું કે, અગાઉ તમારી ઉપર ખરેખરૂં સંકટ હતું, અને તમે મોત કરતાં પણ પવિત્રપણાને વહાલું માન્યું હતું, માટે પ્રભુએ તમને બચાવી લીધાં; પણ બીજી વખત એવું કાંઇ કારણ નહોતું. એ વખતે તો તમે પ્રભુની પરીક્ષા લેવા માટેજ કૂદી પડયાં હતાં, તેનું ફળ તો એવું આવવુંજ જોઇએ; કારણ કે આપણને સમર્થ પ્રભુની પરીક્ષા લેવાનો કાંઇ પણ હક્ક નથી.

જે એવી રીતે, પ્રભુની પરીક્ષા લેવા જાય તેની તો ખરાબીજ થાય છે, માટે બાઇ ! તમે તમારા ધર્મને સાચવો, એટલે પ્રભુ તમને મદદ કરશે. પ્રભુની પરીક્ષા લેવા જાય તેને કાંઇ પ્રભુ મદદ કરતો નથી; કારણકે પ્રભુ વિશ્વાસને ચાહે છે અને પરીક્ષા લેવા જવું એ તો પૂરેપૂરૂં અવિશ્વાસીપણું છે. એવા અવિશ્વાસીપણાને પ્રભુ સાથે શો સંબંધ ? જેઓ ધર્મને કે વિશ્વાસને સમજતા નથી, તેઓજ પ્રભુની પરીક્ષા લેવા જાય છે અને ઉપલી બાઈની પેઠે હેરાન થાય છે; માટે ભાઇઓ ! પ્રભુની પરીક્ષા લેવાની ઇચ્છા ન રાખો; પણ સરળતાથી તેની ઈચ્છાને આધીન થાઓ.

## ૧૫૦–વિશ્વાસ એટલે સ્વર્ગના દરવાજાની ચાવી

એક શિષ્યે પોતાના ગુરુને પૂછયું કે, મહારાજ! તમે બધાંને વારે વારે વિશ્વાસ રાખવાનું કહો છો, પણ વિશ્વાસ એટલે શું? ત્યારે ગુરુએ કહ્યું કે, બેટા! સ્વર્ગના દરવાજા ખોલવાની ચાવીનું નામ વિશ્વાસ છે. આ સાંભળી શિષ્ય અજબ થયો અને ગુરુના મોં સામું જોઈ રહ્યો. ત્યારે ગુરુએ કહ્યું કે, બેટા! એમાં અજબ થવા જેવું કાંઇ નથી. વિશ્વાસ એજ સ્વર્ગના દરવાજાની ચાવી છે. તેં પણ ઘણાં શાસ્ત્રો જોએલાં છે ને ઘણો સત્સંગ કરેલો છે; તેમાં પ્રભુના દરવાજા ખોલવાની વિશ્વાસ સિવાય બીજી કોઇ ચાવી જો તને મળી હોય તો તે મને બતાવ. શિષ્યે બહુ વિચાર કર્યો, પણ વિશ્વાસ સિવાય બીજી કોઇ ચાવી તેને જડી નહિ. તપ, દાન, સેવા, યજ્ઞ, યોગ, ભક્તિ, જ્ઞાન વગેરે ઘણાં સાધનો છે; પણ વિશ્વાસવિના એ એકે સાધન કામનું નથી, વિશ્વાસવિના એ એકે સાધન પૂરેપૂરૂં થઇ શકેજ નહિ અને કદિ થોડું ઘણું થાય તો પણ તે ખરેખરૂં ફળ આપી શકેજ નહિ; માટે બધાં સાધનો જેને આધારે છે, એવો વિશ્વાસ એજ પ્રભુના દરવાજા ખોલવાની ચાવી છે. પ્રભુએ પણ ગીતામાં કહેલું છે કેઃ–

> अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
> नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥
>
> અ. ૪ શ્લો. ૪૦

અર્થઃ–અજ્ઞાની, શ્રદ્ધા વગરના તથા સંશયવાળા નાશ પામે છે; તેમાં પણ સંશયવાળાનો તો આ લોક પણ બગડે છે, પરલોક પણ બગડે છે અને તેને સુખ પણ મળતું નથી.

વળી ગીતામાં પણ કહ્યું છે કે,

> अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
> असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥
>
> અ. ૧૭ શ્લો. ૨૮

અર્થઃ–હે અર્જુન! શ્રદ્ધાવિના જે હોમેલું હોય, દાન કરેલું હોય, તપ કરેલું હોય અથવા બીજું જે કાંઇ કર્મ કરેલું હોય તે સર્વ અસત્ કહેવાય છે; કારણ કે શ્રદ્ધાવિના જે કરેલું હોય તેનું આ લોકમાં કે પરલોકમાં ફળ મળતું નથી.

## ૧૫૧–જ્ઞાન અને ભક્તિવિનાનો વિશ્વાસ તે મુવેલો વિશ્વાસ છે.

વિશ્વાસ એ સ્વર્ગની ચાવી છે. એ જાણ્યા પછી વિશ્વાસની ઉત્પત્તિ કયાંથી થઈ, એ જાણવું જોઇએ. મહાત્માઓ કહે છે કે, જ્ઞાન અને કર્મમાંથી વિશ્વાસ બનેલો છે. એકલા જ્ઞાનથી નહિ તેમ જ્ઞાનવિનાના કર્મથી પણ નહિ; પણ જ્ઞાન અને કર્મમાંથી વિશ્વાસ બનેલો છે. એટલે જ્ઞાન અને કર્મવિનાનો વિશ્વાસ તે નકામો અથવા ખોટો વિશ્વાસ છે; કારણ કે કર્મ અને જ્ઞાનમાંથી વિશ્વાસ પેદા થએલો છે, એટલુંજ નહિ પણ કર્મ અને જ્ઞાનમાં-જ વિશ્વાસ છે; માટે જ્યારે સત્કર્મ અને રૂડું જ્ઞાન ન હોય ત્યારે ખરો વિશ્વાસ સમજવો નહિ. અંતરનું સમાધાન થાય એવા શાસ્ત્રના રૂડા જ્ઞાનવિનાનો વિશ્વાસ તે આંધળો વિશ્વાસ છે અને રૂડાં કર્મ વિના માત્ર જ્ઞાનની વાતો કરવાનો વિશ્વાસ તે ચારે વેદ ભણનાર, પણ ભુરાં કર્મ કરનાર રાવણના જેવો આસુરી વિશ્વાસ કહેવાય છે. એવો વિશ્વાસ કાંઇ કામનો નથી. એવા વિશ્વાસથી તો ઉલટી ખરાબી થાય છે; માટે જ્ઞાન અને કર્મ વિનાના વિશ્વાસને સાધુઓ મુવેલો વિશ્વાસ કહે છે. ભાઈઓ! એવા મુવેલા વિશ્વાસમાં પડયા ન રહો, પણ પ્રભુને તમારા વિશ્વાસની ખાત્રી આપવા માટે, શાસ્ત્રોનાં રૂડાં જ્ઞાન ફેલાવો અને ધર્મનાં રૂડાં કામો કરી બતાવો.

---

## ૧૫૨–હનુમાને રામને કહ્યું કે, મારૂં સુખ તો તમારી ઇચ્છાને આધીન થવામાં છે.

ભગવાન્ રામચંદ્રજીએ એક વખત હનુમાનજીને પૂછયું કે તમારી શું ઈચ્છા છે? ત્યારે હનુમાનજીએ કહ્યું કે, મહારાજ! તમારી ઇચ્છા એજ મારી ઇચ્છા. મારા પ્રભુના કરતાં મારી ઈચ્છા જૂદી કેમ હોઇ શકે? ત્યારે રામે પાછું પૂછયું કે, હનુમાનજી! તમારૂં સુખ શેમાં છે? હનુમાને કહ્યું કે, મહારાજ! તમારી આજ્ઞા પાળવામાં મારૂં સુખ છે. રામે કહ્યું, તમોને સ્વર્ગમાં મોકલું તો આનંદ થશે? ત્યારે હનુમાને કહ્યું કે, મહારાજ! મારૂં સુખ સ્વર્ગમાં નથી. મારૂં સુખ તો તમારા હુકમો પાળવામાં છે. જો તમે મને આકાશમાં મોકલો તો ત્યાં મારૂં સુખ છે,

જો તમે મને પાતાળમાં મોકલો તો ત્યાં મારૂં સુખ છે, જો તમે મને સ્વર્ગમાં મોકલો તો ત્યાં મારૂં સુખ છે અને જો તમે મને નરકમાં મોકલો તો ત્યાં પણ મારૂં સુખ છે. મારૂં સુખ સ્વર્ગમાં કે મોક્ષમાં નથી; પણ મારૂં સુખ તો તમારી ઇચ્છાને આધીન થવામાં છે.

ભક્તોનાં હૃદય કેવાં ઉત્તમ હોય છે તે આ ઉપરથી સમજવાનું છે. બીજું એ પણ જાણવાનું છે કે, કોઇ પણ દેશમાં, કોઈ પણ કાળમાં કે કોઈ પણ સ્થિતિમાં ખરૂં સુખ નથી; પણ હરેક દેશમાં, હરેક કાળમાં ને હરેક સ્થિતિમાં ભગવદ્દઇચ્છાને આધીન થવામાંજ ભક્તોનાં સુખ છે અને પોતાના સ્વાર્થના ભોગે, પોતાની ઇચ્છાના ભોગે, પ્રભુ પાસે એવી આધીનતા રાખવી તેનુંજ નામ ખરૂં તપ છે. બહારની ધુણીઓ તાપવી, ઉપવાસો કરવા, ટાઢે ઠરવું અને એવીજ બીજી ઘણા પ્રકારની હઠ કરી ઈરાદાપૂર્વક તકલીફો વધારવી ને મનને બગાડવું તેનું નામ કાંઈ ખરૂં તપ નથી; પણ ભગવદ્દઇચ્છાથી પ્રારબ્ધના ભોગ પ્રમાણે સ્વાભાવિક રીતે જે આવી બને તેને હરખ–શોક કર્યા વિના શાંતિથી ભોગવી લેવું, એનુંજ નામ ખરૂં તપ છે, અને એનુંજ નામ ભગવદ્દઇચ્છાને આધીન થવું છે; માટે જેમ બને તેમ પ્રભુની ઇચ્છામાં તમારી ઇચ્છાને મિલાવી દો, એજ ઉત્તમ તપ છે ને એમાંજ શ્રેષ્ઠ સિદ્ધિ છે.

પદ બિહાગ

રાખો તેસે રહું જેસે તુમ રાખો તેસે રહું;
જાનત હો દુઃખસુખ સબ જનકો, મુખ કરિ કહા કહું. જેસે તુમ૦
કબહુંક ભોજન દેહો કૃપા કરી, કબહુંક ભૂખ સહું;
કબહુંક ચઢત તુરંગ મહા ગજ, કબહુંક ભાર સહું. જેસે તુમ૦
કમલનયન ઘનશ્યામ મનોહર, અનુચર ભયો રહું;
સૂરદાસ પ્રભુ ભક્તકૃપાનિધિ, તુમારે ચરણ ગહું. જેસે તુમ૦

## ૧૫૩–પાપીઓમાં મોટા ગણાવાથી ફુલાવું નહિ.

આપણે બચ્ચાંઓમાં મોટા ગણાઇએ, પણ વૃદ્ધ માણસો પાસે તો નાનાજ લાગીએ છીએ; તેમજ આપણે પાપીઓની વચ્ચે રૂડા દેખાઇએ, પણ અગાઉના અને હાલના મહા પુરુષોની પાસે તો આપણે નીચાજ દેખાઈએ છીએ; માટે આપણે પાપીઓમાં સારા દેખાઇએ તેથી ફુલાઈ જવું નહિ જોઇએ, પણ એવોજ વિચાર

કરવો કે, ખરા ભક્તોની આગળ તો આપણે "નહિ ત્રણમાં, નહિ તેરમાં ને નહિ છપ્પનના મેળમાં" એવીજ હાલતમાં છીએ. ત્યારે પ્રભુની આગળ આપણે કેટલા બધા ઉતરતા દેખાશું ? એ ખ્યાલ તો કરો ! માટે ભાઇઓ ! નિર્ધનોમાં ધનવાળા અને બાળકોમાં મોટા દેખાઇએ, એથી કાંઈ રાજી થઇ જવાનું નથી. એમ તો જ્યાં કોઇ બીજાં મોટાં ઝાડ ન હોય ત્યાં એરંડાઓ પણ મોટા ગણાય છે, પણ તેથી કાંઈ ખરેખરી રીતે જોતાં એરંડાઓ મોટા ગણાય નહિ. તેમજ આપણે પણ અજ્ઞાનીઓમાં ને પાપીઓમાં સારા લાગીએ તેથી કાંઇ સારા થઇ ગયા કહેવાઇએ નહિ, પણ ખરેખરા ધનવાળા–ધર્મના ધનવાળા અને ખરેખરા મોટા–બાળકોમાં મોટા નહિ પણ જ્ઞાનીઓમાં મોટા થવાય એવી તજવીજ કરો. એમાંજ ખુબી છે ને એમાંજ સાર્થકતા છે.

---

## ૧૫૪–શાસ્ત્રનું જ્ઞાન મેળવવું અને ધર્મનાં રૂડાં કામો કરવાં એ આપણા વિશ્વાસની સાબિતી છે.

ઇશ્વરના જરૂર જેટલા જ્ઞાન અને ધર્મનાં રૂડાં કામો વિનાનો જે ખાલી વિશ્વાસ છે, તેને સાધુઓ સુવેલો વિશ્વાસ કહે છે. એવા સુવેલા વિશ્વાસથી કાંઇ શુકવાર થતો નથી; કારણ કે પ્રભુને લગતી માત્ર અમુક વાતોજ પોપટના રામ નામની પેઠે મોઢે ગોખી રાખવી એનુંજ નામ કાંઇ ખરો વિશ્વાસ નથી; પણ એ પ્રમાણે વર્તવું તેનું નામ ખરો વિશ્વાસ છે. જ્યાંસુધી આપણા રોજના વ્યવહારમાં અને આપણા આચરણમાં એ વિશ્વાસ કામમાં ન આવે ત્યાંસુધી માત્ર મનમાં માની લીધેલો વિશ્વાસ શું કામનો એવા લુખા વિશ્વાસ–એવી અંધશ્રદ્ધાથી કાંઈ કામ થાય નહિ; કારણ કે માત્ર માનવું એ તો બીજ છે, પણ માનવા પ્રમાણે પાળવું એ ઝાડ છે. બીજમાંથી ઝાડ થાય તોજ ફળ મળી શકે. તેજ પ્રમાણે આપણે શાસ્ત્રની જે વાતો માનીએ છીએ તે પાળીએ તોજ ફળ મળી શકે. પાળ્યા વિના માત્ર માન્યાથીજ કાંઇ ફળ થાય નહિ. જેમકે ગુરુ કહે કે, સંધ્યા કરવી જોઇએ, ત્યારે આપણે કહીએ કે હા મહારાજ ! બરાબર છે. ગુરુ કહે કે, પ્રાણાયામ કરવો, ત્યારે કહીએ કે, હા મહારાજ ! બહુ સારી વાત છે. ગુરુ કહે કે, દાન

કરવું; ત્યારે કહીએ કે, વાહ–વાહ ! બહુ સારો ઉપદેશ. ગુરુ કહે કે, વિદ્યાભ્યાસ કરવો; ત્યારે કહીએ કે, ઓહો! એ તો બહુ કલ્યાણની વાત કહી. ગુરુ કહે કે, બહુ હરખ–શોક ન કરવો; ત્યારે આપણે કહીએ કે, વાહ વાહ ! અમારાં ધન્ય ભાગ્ય ! બહુ મજેનો પ્રસંગ ચાલે છે.

એમ વાતો કરીએ પણ તેમાંનું કાંઇ પણ પાળીએ નહિ,એનું નામ તો લપોડશંખપણું છે. એવી રીતે વર્તવાથી કાંઈ આપણું કલ્યાણ થાય નહિ અને ગુરુ પ્રસન્ન થાય નહિ. તેમજ ધર્મની ને શાસ્ત્રોની વાતો માની લેવાથીજ કાંઈ કલ્યાણ થાય નહિ, પણ એ વાતોને જીંદગીમાં અનુભવીએ અને વ્યવહારમાં પાળીએ તોજ કલ્યાણ થઈ શકે; માટે ભાઇઓ ! જેમ બને તેમ ઇશ્વરના જ્ઞાનને અને ધર્મનાં કામોને સાથે રાખીને વિશ્વાસ કરો. જ્ઞાન અને કર્મ વિનાનો વિશ્વાસ તે સુવેલો વિશ્વાસ છે; માટે એવા સુવેલા વિશ્વાસમાં પડયા નહિ રહેતાં શાસ્ત્રના જ્ઞાનથી અને ધર્મના કામથી પ્રભુને તમારા વિશ્વાસની ખાત્રી આપો, ખાત્રી આપો.

## ૧૫૫–ફરજ બજાવવાને ખાતર કોઈવાર ઇશ્વરભજન મૂકી દેવું પડે તે પણ એક જાતનું તપ છે.

દુનિયામાં સૌ ચીજો કરતાં પ્રભુનું ભજન કરવું, એ ઉત્તમમાં ઉત્તમ, સારનો સાર ને તત્ત્વનું તત્ત્વ છે; એમ છતાં પણ કોઇ કોઇ વખત ફરજ બજાવવાને ખાતર ભજનને છોડી દેવું તે પણ તપ કહેવાય છે. પ્રભુને અર્થે–પ્રભુભજનને અર્થે આપણી ઇચ્છાઓનો ભોગ આપવો તેનું નામ તપ છે; અને તેમ છતાં પણ કોઇ એવો પણ વખત આવે છે કે જ્યારે ખુદ ભજનનો પણ ભોગ આપવો પડે છે; કારણ કે ભજનની ઈચ્છા થવી એ પણ એક જાતની મનની વૃત્તિ છે, એટલે કે ભજનની ઈચ્છા એ પણ એક જાતની ઇચ્છા છે. જો કે એ ઇચ્છા ઉત્તમ છે, તોપણ ભગવદ્દઇચ્છાને સર્વ ભાવથી આધીન થવું, એ ઈચ્છા કરતાં ભજનની ઈચ્છા કાંઇ વધારે મોટી નથી. એટલે ભગદ્દઇચ્છાને સર્વે ભાવથી આધીન થવા માટે વખતે ભજનનો પણ ભોગ આપવો પડે છે; અને એવી રીતે ભજન છોડી દેવું પડે, તો તે ભજન છોડી દીધા છતાં પણ તપ કર્યું કહેવાય છે.

જેમકે કોઇ સ્ત્રી પોતાનાં બચ્ચાંને રોતાં મૂકીને દર્શનમાં દોડી જાય તો તે પાપ છે. જો કે દર્શન કરવું એ ધર્મનું કામ છે, પણ બચ્ચાંને સંભાળવાં એ ફરજ છે અને ફરજ એ ઈશ્વરની આજ્ઞા છે. પુણ્ય કરવા કરતાં ઇશ્વરનો હુકમ પાળવો એ વધારે બળવાન્ છે; માટે ઇશ્વરનો હુકમ તોડીને પુણ્ય કરવું એ પુણ્ય પણ પાપ કર્યા બરાબ છે. તેમજ જે માણસ ઉપર કુટુંબનો આધાર હોય તે માણસ જો તીવ્ર વૈરાગ્યવિના માત્ર દુઃખોથી કંટાળીને અથવા બીજાં કાંઈ કારણસર કુટુંબને રખડાવીને ચાલ્યો જાય અથવા બાવો થઈ જાય તો તેને પણ પાપ લાગે છે; કારણ કે જે કુટુંબસ્નેહનો તે ભાગીદાર થયો છે, તે સ્નેહનો બદલો આપવાને તે બંધાએલો છે અને એ બદલો વાળવો :એવી ઇશ્વરની આજ્ઞા છે. એ આજ્ઞા તોડીને–એ સ્નેહ તોડીને ભલે ભજનની ઈચ્છા સારૂ પણ તીવ્ર વૈરાગ્ય વિના ઘર જે છોડી જાય કે છોડાવી જાય તેને પાપ લાગે છે; કારણ કે ભજન એ પણ એક પ્રકારનો આનંદ છે, એટલે પોતાના આનંદસારૂ ઈશ્વરનો હુકમ તોડવો એવોજ તેનો અર્થ છે, અને એ તો દેખીતું સ્વાર્થીપણું છે. એ સ્વાર્થીપણાથી પ્રભુ કેમ રાજી થાય, એ વિચારવા જેવું છે. માટે ભાઇઓ ! યાદ રાખજો કે પ્રભુની ઇચ્છાને આધીન થવા સારૂ સ્વાર્થી ભજનનો ભોગ આપવો પડે તો એ પણ કાંઇ મોટી વાત નથી.

## ૧૫૬–દોસ્તોના દોષ જોવાતા નથી ને તેના કેટલાક ઘા પણ ખમવા પડે છે; ત્યારે જે ખરા ભકત હોય તે પ્રભુના દોષ કેમ જુવે ? અને પ્રભુના ઘા ખમવાની આનાકાની કેમ કરે ?

એક શેઠ ગાડીમાં બેસીને ફરવા જતો હતો. તેની ગાડી એક વેશ્યાના ઘર પાસેથી નીકળી ત્યારે તે રાંડે કાગળના ડુચ્ચાનો દડો બનાવીને તે શેઠ ઉપર ફેંકયો. એ દડો શેઠની પાઘડી ઉપર વાગ્યો તેથી પાઘડી પડી ગઇ. પોતાની પાઘડી ઉડવાથી શેઠ ગુસ્સે થઈ ગયો ને તેની સાથેનો ભૈયો તથા ઘોડાવાળા બહુ ધામધુમ કરવા લાગ્યા. એટલામાં દડો મારીને છુપી ગયેલી કુંશની હસતીહસતી

પોતાની બારીમાં આવીને ઉભી ને કહ્યું કે શેઠ શું છે ? એ દંડા તો મેં નાખ્યો; ત્યારે શેઠ હસી પડયો ને માણસોને કહ્યું કે કાંઈનહિ, કાંઈ નહિ, ગાડી ચલાવો. એ તો કુશનીએ જરા રમુજ કરી છે.

વેશ્યાએ દંડો મારીને રસ્તા વચ્ચે પાઘડી ઉડાવી નાખી તોપણ તે શેઠને રીસ ચડી નહિ; કારણ કે તે તેને વહાલી હતી.તેણે તે શેઠની પરીક્ષા કરવા માટે ને મશ્કરી કરવા માટે પ્રેમથી દંડો ફેંકયો હતો. તેમજ પ્રભુ પણ આપણી પરીક્ષા માટે આપણી ઉપરના પ્રેમને લીધે કોઈ કોઇ વખત ઘા મારી દેછે, તેથી દિલગીર થવું નહિ જોઈએ. આપણું છોકરૂં આપણી મુછો તાણે, આપણી બાયડી વખતે આપણને કડવાં વચનો કહી લેય અને આપણા મિત્રો કોઇ કોઇ વખત કાંઇ ભૂલો કરે, તોપણ તે બધાં ઉપર આપણે ખરેખરા ગુસ્સે થતા નથી અને પ્રભુ આપણને સહેજ તકલીફ આપે તો તેનીસામે થઇ જઈએ છીએ, તેનું શું કારણ છે ?તેનું કારણ એજ કે આપણે બીજાઓ ઉપર જેટલો પ્રેમ રાખીએછીએ તેટલો પ્રેમ પ્રભુ ઉપર રાખી શકતા નથી. તેથી બીજાઓનું સાંખી શકીએ છીએ તેટલું પણ પ્રભુનું સાંખી શકતા નથી; માટે જ્યાંસુધી પ્રભુની ઈચ્છા સામે થવાનો આપણામાં જોશ રહે ત્યાંસુધી નક્કી સમજવું કે, આપણે પ્રભુને ઓળખ્યો નથી. પોતાના પ્રેમપાત્રના દોષ દુનિયામાં જોવાતા નથી, ત્યારે પ્રભુ ઉપર જો આપણને સાચો પ્રેમ હોય તો તેના દોષ કેમ જોઇ શકાય ? ને તેના ઘા ખમવામાં આનાકાની કેમ કરી શકાય? આપણે આપણા કહેવાતા દોસ્તો સારૂ ને ખુશામતિયાઓ સારૂ પ્રાણ આપવા તૈયાર થઈએ, અને પ્રભુ તરફથી કોઇ દિવસ કાંઈ અડચણ આવી પડે તો બૂમાબૂમ ને દોડાદોડ કરી મૂકીએ એ શું વૈષ્ણવપણું છે ? એ શું પ્રેમલક્ષણા ભક્તિની રીતિ છે ?

---

## ૧૫૭–પ્રભુ જે કરે છે તે સારૂંજ કરે છે; પણ તેનો ભેદ નહિ સમજવાથી તે કડવું લાગે છે.

મહાન ભક્તો હમેશાં પાકી રીતે એમ સમજે છે ને અનુભવે છે કે, પ્રભુ જે કરે છે તે સારૂંજ કરે છે; એટલુંજ નહિ પણ એ વિશ્વાસપૂર્વક એમ પણ માને છે કે, માઠું થાય તે સારાને કાજે. આવો વિશ્વાસ આપણે જીગરથી રાખી શકતા નથી, એજ

આપણામાં ને ભકતમાં ભેદ છે. માઠું થાય છે તે સારાંને કાજે, એ વાતના ટેકામાં ભકતો દાખલો આપે છે કે:—

એક ભક્ત દ્વારકાં જવા માટે આગબોટમાં બેસવા સારૂ બંદર ઉપર જવા ઘેરથી નીકળ્યો. રસ્તામાં કાંઈ અકસ્માતથી તેના પગે વાગ્યું, તેથી પાટાપીંડી કરતાં વાર લાગી ને આગબોટ ઉપડી ગઈ; એટલે તે ભક્તને બંદર ઉપર ધક્કો ખાઇને ઘેર પાછું આવવું પડયું. ત્યારે તે ભકતની રસ્તામાં લોકો મશ્કરી કરવા લાગ્યા ને પૂછવા લાગ્યા કે, "કેમ ભગત! દ્વારકાં જઇ આવ્યા?" તે ભકતે કહ્યું કે, "ભગવાન્ જે કરે છે તે ભલુંજ કરે છે." એ સાંભળીને લોકો હસવા લાગ્યા ને કહેવા લાગ્યા કે, તમારો પગ ભાંગ્યો એમાં પ્રભુએ સારૂં શું કર્યું? ભકતે કહ્યું કે, પ્રભુ ભલુંજ કરે છે; પણ તે ભલું કરવાના પ્રભુના રસ્તા આપણે સમજતા નથી, માટે આપણને તે બૂરૂં લાગે છે.

એ પછી બીજે દિવસે તાર આવ્યો કે, કાલે ઉપડેલી દ્વારકાંની આગબોટ રસ્તામાં ડુબી ગઇ છે ને તેમાંના કોઈ પણ ઉતારૂનો પત્તો નથી! એ ખબર મળ્યા ગઢી જે લોકો ગઈ કાલે, "કેમ ભગત દ્વારકાં જઇ આવ્યા?" એમ મશ્કરી કરતા હતા તે લોકોજ એ ભકતને મુબારકબાદી આપવા લાગ્યા અને પોતાની ખુશીથી કબૂલ કરવા લાગ્યા કે, પ્રભુ જે કરે છે તે રૂડુંજ કરે છે, પણ આપણે તેનો ભેદ સમજતા નથી, તેથી આપણને એ કડવું લાગે છે; માટે એવી કડવાશ હૃદયમાં નહિ આવવા દેતાં પ્રભુ જે કરે છે તે ભલુંજ કરે છે, એવી ઉત્તમતા રાખતાં શીખો.

---

## ૧૫૮–ભક્તિનો બદલો માગવો, એ પ્રભુની પરીક્ષા લેવા જેવું છે.

ખરા ભકતો પોતાની મહાન્ ભક્તિ છતાં પણ અને એ ભાકતના બળથી જે ધારે તે મેળવી શકે એવી શક્તિ છતાં પણ કદી ભક્તિના બદલાની આશા રાખતા નથી; કારણ કે બદલાની આશા રાખવી એ પ્રભુની પરીક્ષા લેવા જેવું છે. આવો અર્થ ઘણા લોકો સમજતા નથી, એટલે વ્યાવહારિક લોકો વારંવાર પોતાની ભકિતના બદલાની ઈચ્છા રાખે છે, અને કાચનો કટકો લેવા સારૂ ભકિતરૂપી પારસમણિ આપી દેવા તૈયાર થાય છે.

ઘણા લોકો કહેશે કે, ભકિતનો બદલો માગવો એમાં શું ખોટું છે? ખેડુતો માનતા કરે છે કે, મારો બળદ સાજો થાય તો ત્રણ બ્રાહ્મણ જમાડીશ. બાઇડીઓ માનતા કરે છે કે, મારી ચોળી જડતી નથી તે જડશે તો શ્રીજીની ગોલખમાં બે પૈસા નાખીશ. વિદ્યાર્થીઓ ઠરાવ કરે છે કે, જો અમે આ પરીક્ષામાં પાસ થશું તો દીપમાળા ભરશું. કજીયા લડનારા નિયમ લે છે કે, અમે કેસ જીતશું તો દર શનીવારે હનુમાનને તેલ ચડાવશું અને વેપારીઓ બાધા રાખે છે કે, અમને આ સાલમાં આટલો નફો થાય તો સત્યનારાયણની કથા કરાવશું.

આવી રીતે ઘણું કરીને બધા લોકો કાંઇ ને કાંઇ નજીવી ચીજ સારૂ પોતાની અમૂલ્ય ભકિતને વેચી નાખે છે અને પોતાના જરાક જેટલા સ્વાર્થ સારૂ પ્રભુની પરીક્ષા લેવા તૈયાર થઇ જાય છે. પ્રભુની પરીક્ષા લેવી એટલે કે ત્રાંબિયાનું ત્રણ પાશેર તો પોણા શેરનું શું? અથવા તો માણસની ખોપરીમાં કેટલાં હાડકાં છે? કે મુસલમાનોનું રાજ્ય કેમ ગયું? એવા સવાલો પૂછવા તેનુંજ નામ કાંઇ પરીક્ષા નથી; પણ ભકિતનો બદલો માગવો એનુંજ નામ પરીક્ષા છે; કારણ કે એ પ્રભુ તરફ અવિશ્વાસીપણું છે. તેનો અર્થ એટલોજ કે, અમે તારે માટે અમુક ક્રિયા કરીએ છીએ, માટે તું અમારૂં અમુક કામ કરી આપ. આમ કરવું એ તો એક જાતનો વેપાર કરવા જેવું છે, એ પ્રભુની પરીક્ષા લેવા જેવું છે અને ખુલ્લું અવિશ્વાસીપણું છે; કારણ કે ખરા ભકતનો તો એજ ધર્મ છે કે, જેમ પ્રભુ રાખે તેમ રહેવું. દરેક રીતે ભગવદ્દઇચ્છાનેજ આધીન થવું અને અમૂલ્ય ભકિતનો ધૂળ જેવી ચીજોથી બદલો માગવાની ઇચ્છા કદિ પણ રાખવી નહિ.

---

## ૧૫૯—આંધળાએ દેખતાને આધારે રહેવું જોઇએ, તેમ આપણે પણ આપણી દોરી પ્રભુના હાથમાં સોંપવી જોઇએ.

જો આંધળો માણસ તેના દોરનારને આધારે રહે, તોજ તે સલામતીથી આગળ વધી શકે છે; પણ દોરનારની જો તે દરકાર ન કરે તો દરેક પળે તેને ફિકર રહે છે અને ભૂલો પડી જાય છે તથા વખતે ખાડામાં પડી જાય છે. એવીજ રીતે આંધળા માણ-

સની પેઠે આપણે પણ અજ્ઞાની છીએ. પ્રભુની માયાનો પાર પામી શકાય તેમ નથી;એટલે જો આપણને દોરનાર પ્રભુને છોડી આપણી મરજી મુજબ ચાલીએ તો માયાના ચક્કરમાં ફસાઇ ગયા વિના રહીએ નહિ; અને જો માયામાં ફસાઈ જઇએ તો ચોરાશી લાખના ફેરામાં પડી જઇએ. એમ ન થાય માટે આપણી દોરી પ્રભુના હાથમાં સોંપવી જોઇએ. પ્રભુના હાથમાં આપણી દોરી સોંપી દેવાથી આપણે નિર્ભય થઇ જઇએ છીએ અને વખતસર ધારેલા મુકામે સલામતીથી પહોંચી શકીએ છીએ. જે આંધળો પોતાના દોરનારની દરકાર ન કરે તે રખડી પડે છે, તેમજ આપણે પણ ધર્મના કામમાં અને પ્રભુના રસ્તામાં મહા અજ્ઞાની છતાં પણ આપણી દોરી જો સમર્થ પ્રભુના હાથમાં નહિ સોંપીએ તો કદિ પણ શાંતિ મેળવી શકશું નહિ અને કદિ પણ ખરું સુખ પામી શકશું નહિ; માટે ભાઇઓ ! પ્રભુના ચરણના શરણનું બળ ધરો અને આપણી દોરી દયાળુ પ્રભુના હાથમાં સોંપી દો, એટલે તે કરુણાનો ભંડાર આપણું કલ્યાણ કરશેજ.

## ૧૬૦—ભક્તિનો પાયો વાળ કરતાં પણ વધારે બારીક તાર ઉપર છે; એ બારીક તાર તે વિશ્વાસ છે.*

મહાત્માઓ કહે છે કે, ભકિતનો પાયો માણસના પાતળા વાળ કરતાં પણ બારીક તાર ઉપર રહેલો છે. એ બારીક તાર જો ટુટી જાય તો તમારી ગમે એટલી મહેનત પણ કાંઇજ કામમાં આવવાની નથી; કારણ કે પાયો ટુટયા પછી ઈમારત કેમ ટકી શકે ? માટે જેમ બને તેમ એ પાતળા તારને—એ પાયાને મજબૂત કરો. ભકિતનો એ પાયો તે વિશ્વાસ છે, એટલે શ્રદ્ધા વિનાની ભકિત તે પાયા વિનાની ઇમારત જેવી છે; માટે ભાઇઓ ! પાયાને સાચવો, પાયાને સાચવો; કારણ કે એ પાયો બારીકમાં બારીક ને નાજુકમાં નાજુક છે. તે સહેજ કરણમાં તૂટી જાય તેવો છે, માટે તેને બહુજ સંભાળજો. અવિશ્વાસના કોઇ પણ ભાવને મનમાં આવવા દેશો નહિ. શ્રદ્ધા તૂટી જાય એવું કોઈપણ કામ કરશો નહિ કે

* મેસમેરીઝમના પ્રયોગ વખતે વિશ્વદષ્ટિમાં વિધેયને ભક્તિ માટે પૂછતાં તેણે આ દાખલો આપ્યો હતો. આ સિવાય બીજા પણ ઘણા દાખલા તેણે આપેલા હતા, તે પણ આ પુસ્તકમાં આપેલા છે.

આપણા વિશ્વાસને ઠગાવે એવા કોઇ પણ ઠેકાણે જશો નહિ. સર્વ ભાવથી ને સર્વ બળથી ભકિતના નાજુક પાયાને સંભાળજો; કારણ કે જો એ પાયો તૂટી ગયો તો કાંત્યું વિત્યું કપાસ થઇ જશે ને મહેનત બરબાદ થઈ જશે. માટે ભકિતનો પાયો ઢીલો ન થઈ જાય એ સંભાળજો; કારણ કે જે સાચવવાનું છે તે એજ છે, માટે જેમ બને તેમ પ્રભુ ઉપરના વિશ્વાસને દ્દઢ કરો. એ દ્દઢતા શાસ્ત્રો જાણવાથી ને રૂડાં કામો કરવાથીજ થાય છે, માટે ભકિતનાપાયાને મજબૂત કરવા વારૂ જ્ઞાન અને કર્મ વધારો.

પદ

પ્રભુજી મોહિ આસરો તેરો (ટેક)
કોઉ આસ ધરે કાહુકી, તુમ બીન ઓર ન મેરો;
નહિ કછુ કરમ, નહિ વિદ્યા, નહિ પરપંચ ઘનેરો. પ્રભુજી૦
ઠાકુર હાથ લાજ ચેરેકી, તુમ ઠાકુર મેં ચેરો;
સુરદાસ જોય ઘર કા કે જો ચેરો ઘર કેરો. પ્રભુજી૦

કવિત

કાહૂકે અધાર સેવા વણિજ વ્યાપાર હુકો,
કાહૂકે અધાર ચિત વિત્ત ખેત ગામકો;
કાહૂકે અધાર તન સાર ભ્રાંત બંધુનકો,
કાહૂકે અધાર પ્રિય સાર નિજ નામકો;
કાહૂકે અધાર વિદ્યા બુદ્ધિ બલકો હે,
કાહૂકે અધાર હાથી ઘોડા ધન ધામકો;
મેં તો નિરાધાર મેરી હરિ હિ કરોગે સાર,
મેરે તો અધાર એક કેવળ હરિ નામકો.

## ૧૬૧–બાળકો માગે તે બધું કાંઇ બાપ આપે નહિ, પણ જે આપવા જેવું હોય તેજ આપે; તેમજ પ્રભુ પણ જે યોગ્ય હોય તેજ આપણને આપે છે.

આપણે જોઇએ છીએ કે બાળકો પોતાના બાપની પાસે ઘણીએ ચીજો માગે છે, પણ તે બધું કાંઇ બાપ આપતો નથી. જે ચીજ મેળવવાને માટે આપણે લાયક હોઈએ અને જે ચીજથી આપણને ફાયદો થાય તેમ હોય, તેવીજ ચીજ તે આપણને આપે છે. તેમજ આપણા સમર્થ પિતા પ્રભુ પાસે પણ આપણે ઘણુંએ માગીએ છીએ પણ તેમાંથી જે યોગ્ય હોય તેજ

તે આપણને આપે છે. તેની આગળ આપણે તો અજ્ઞાન બાળક જેવાજ છીએ, એટલે વીંછીને પણ પકડવા માગીએ છીએ. સાપની ઉપર પણ ઝડપ નાખીએ છીએ અને ચાંદાને પણ આપણે ગજવામાં મૂકવા ઇચ્છીએ છીએ; પણ તે આપણો બાપ કેમ કરવા દે? તમજ સર્વ શકિતમાન પ્રભુ આપણા પિતા કરતાં પણ આપણું અનંતગણું વધારે કલ્યાણ સમજે છે, ને ઇચ્છે છે. તે આપણને સારી લાગતી પણ તેને મન અયોગ્ય લાગતી આપણી માગણી કેમ પૂરી પાડે? માટે જ્યારે જ્યારે આપણી માગણીઓ પ્રમાણે થતાં વાર લાગે ત્યારે નક્કી સમજવું કે, કાં તો આપણા હૃદયમાં એટલી પવિત્રતા ને આપણા મનમાં એટલો ભગવદ્આવેશ આવ્યો નથી કે જેથી આપણી પ્રાર્થના પ્રભુ પાસે પહોંચી શકે; અથવા તો આપણી માગણી અયોગ્ય છે.આવું સમજી જ્યારે આપણી પ્રાર્થનાઓ રદ જાય ત્યારે પ્રભુની વધારે ભકિત કરવી જોઇએ; પણ નિરાશ થઈ વિશ્વાસની દોરીને ઢીલી કરવી નહિ જોઈએ અને ભકિત નહિ છોડી દેવી જોઇએ.

---

## ૧૬૨–પ્રભુને આપણી ઇચ્છાઓ સોંપી દઇએ નહિ ત્યાંસુધી કાંઇ પણ આપ્યું કહેવાય નહિ.

આપણે ઈશ્વરને માટે ગમે તેટલી વાતો કરીએ, ગમે એટલો ખર્ચ કરીએ, ગમે એટલાં તીર્થો કરીએ, ગમે એટલાં વ્રતોકરીએ અને ગમે એટલી દોડધામ કરીએ, પણ જ્યાંસુધી આપણીઇચ્છા તેને આપી દઈએ નહિ, ત્યાંસુધી પ્રભુ ખુશી થાય નહિ; અને તેને કાંઈ પણ આપ્યું કહેવાય નહિ, કારણ કે ઇચ્છામાં સર્વ વસ્તુઓનો સમાવેશ થઇ જાય છે. એટલે જેણે પોતાની ઇચ્છા પ્રભુને આપી અને પ્રભુની ઇચ્છાને આધીન થવાનું બળ મેળવ્યું તેણેજ ધર્મનો સાર જાણ્યો, અને તેજ આ દુનિયામાં જીતી ગયો એમ સમજવું; કારણ કે જેણે પ્રભુને પોતાની ઇચ્છા આપી તેણે સર્વસ્વ આપ્યું છે, પણ જેણે પોતાની ઇચ્છાને પોતાના અહંભાવમાં રાખીને પછી બીજું જે કાંઇ પ્રભુને આપ્યું તેણે કાંઈ પણ આપ્યું નથી. પ્રભુ આપણી પાસે ધનદોલત માગતો નથી, પ્રભુ આપણાં બાઇડીછોકરાં માગતો નથી, પ્રભુ આપણી કાયાને કષ્ટ આપવાનું કહેતો નથી, અને પ્રભુ આપણને ઘરબાર છોડી રાખ ચોળવાનું

કહેતો નથી;પણ તે માત્ર આપણી ઇચ્છા તેને આપવાનું કહે છે.

સર્વ શાસ્ત્રોનો એજ સાર છે ને સર્વ મહાત્માઓનો એજ ઉપદેશ છે કે પ્રભુને તમારી ઇચ્છા અર્પણ કરો એટલે તમારૂં સર્વસ્વ અર્પણ થઈ ચુકયું. પ્રભુને આપણી ઇચ્છા આપી દેવી તેનો અર્થ એટલોજ છે કે, જેમ પ્રભુ રાખે તેમ રહેવું. તેમાં હ-રખશોક ન કરવો ને કોઇ પણ સ્થિતિમાં પ્રભુને ન ભૂલવો, એ-નુંજ નામ ખરી ભકિત છે; માટે ભાઇઓ ! આપણી ઇચ્છાઓ પ્રભુને આપી દઇ પ્રભુની ઇચ્છાને આધીન થવાની કોશીશ કરો. એજ ભકિતનું તત્વ છે; ને એજ ભકતની ખુબી છે કે, પોતાનું પોતાપણું ભૂલી જવું ને પ્રભુમય થઈ જવું.

## ૧૬૩–ઓસડ ખાય પણ કરી પાળે નહિ તેનો રોગ જાય નહિ; તેમજ જે ધર્મને જાણે પણ પાળે નહિ, તેનો ઉદ્ધાર થાય નહિ.

જે દરદી ઓસડ ખાય પણ કરી ( પથ્ય ) પાળે નહિ તેનો રોગ જાય નહિ, પણ તે તો વખતે ઉલટો વધારે બિમાર થાય. કેમકે જે માણસ ધર્મ જાણે પણ ધર્મના શુભ નિયમો પાળે નહિ તે ઓસડ ખાનારા પણ પથ્ય નહિ પાળનારા રોગી જેવા છે. ઉ-લટા તેઓ વધારે દોષને પાત્ર છે, કારણ કે તેઓ સમજતાં છતાં ભૂલ કરે છે, એટલે દીવો લઇને કૂવામાં પડનારા છે. અજ્ઞાનીઓ ઉપર કદાચ દયા પણ થશે, પણ ધર્મને સમજતાં છતાં પણ પાળે નહિ તેઓને કેમ માફી મળશે ? તેઓ ધર્મરાજાની પાસે ઈન્સા-ફને વખતે પોતાનો બચાવ કેમ કરી શકશે ?

માંદા માણસે સાજા થવા માટે માત્ર ઓસડજ ખાવું બસ નથી, પણ તેની સાથે કરી પણ પાળવી જોઈએ. જો કરી ન પાળે તો ઓસડ કાંઈ ફાયદો કરી શકે નહિ; તેમજ માત્ર ધર્મને જાણવો એટલે ધર્મની વાતો કરવી ને ધર્મનાં પુસ્તકો વાંચવાં એટલુંજ બસ નથી, પણ ધર્મના નિયમો શ્રદ્ધાપૂર્વક પાળવા જોઇએ. ધર્મ એ માત્ર મોઢે બોલી નાખવાની વાતો નથી, પણ એ હૃદયમાં ધારણ કરવાનું અને જીંદગીમાં અનુભવવાનું તત્વ છે. જે માણસો ધર્મ-ના પરમતત્વને ઉપલક વાતો કરવામાંજ ગુમાવી દે છે અને હૃ-દયના ખાલી રહિ જાય છે તેઓ દયાને પાત્ર છે. વખત આવ્યે

તેઓનું જીગર તેઓને ડંખ્યા વિના રહેશે નહિ. માટે ભાઈઓ! આપવા લેવામાં હાથ ટુંકા ને વાતો કરવામાં જીભ લાંબી રાખવાથી કાંઈ વળે તેમ નથી; કારણ કે જે પાળે તેનો ધર્મ છે, માટે ધર્મના નિયમો પાળતાં શીખો, ધર્મના નિયમો પાળતાં શીખો. એટલે કે આપણું આચરણ સુધારો.

## ૧૬૪–રૈયતે રાજાના કાયદા જાણવા જોઇએ, તેમ માણસોએ પ્રભુના કાયદા જાણવા જોઇએ.

રાજાનો એવો હુકમ હોય છે કે, અમારા રાજ્યમાં રહેનારા લોકોએ અમારા કાયદા જાણવા જોઇએ, ને તે પાળવા જોઇએ. તેમજ પ્રભુનો એવો હુકમ છે કે, મારો કાયદો એટલે ધર્મના નિયમો તમારે જાણવા જોઈએ, ને તે પાળવા જોઇએ. કોઇ માણસ કદાચ કાયદા જાણતો ન હોય, તે કાંઇ ગુન્હો કરે, તેથી પોલિસ પકડી જાય ત્યારે ને કોર્ટમાં એમ કહે કે, મને તમારા કાયદાની ખબર નહોતી. તેના એમ કહેવાથી ન્યાયાધીશ કાંઈ તેને શિક્ષા કર્યા વિના છોડી દે નહિ; પણ તે તો તેને એમજ કહે કે, જો તું આ રાજ્યના કાયદા ન જાણતો હોય તો એ પણ તારી ભૂલ છે; કારણ કે સરકારના કાયદા જાણવાની રૈયતની ફરજ છે. તેમજ ઈશ્વરના કાયદા જાણવાની અને તે બરોબર રીતે પાળવાની ઇશ્વરના અખંડ–મહાન્ ધર્મરાજ્યમાં રહેનાર માણસજાતની ફરજ છે. 'કાયદો નહિ જાણવાથી મારાથી અપરાધ થઇ ગયેલો છે,' એમ કહેવું એ કાંઇ ખરો બચાવ નથી. એમ કહેવું એ તો કહેનારની નાલાયકી છે; કારણ કે જે જાણવાની જાણતા તેની ફરજ હતી તે ન જાણ્યું એ તેનીજ ભૂલ છે; માટે ભાઇઓ! પ્રભુના કાયદા જાણો અને તે પાળો એજ બચાવનો રસ્તો છે. 'અમે કાયદા જાણતા નહોતા માટે પાળ્યા નહિ' એ કાંઈ ખરો બચાવ નથી. એમ જાણતા નહોતા કહેવાથી કાંઇ શિક્ષામાંથી છૂટી જવાય તેમ નથી, માટે જેમ બને તેમ પ્રભુના કાયદા પાળવાની તજવીજ કરો.

## ૧૬૫–બીજાઓને લાભ આપવા સારૂ ભજન છો-ડવું એ પણ એક જાતનું તપ છે.

એક વિદ્વાન બ્રાહ્મણને દરરોજ વેદનો પાઠ કરવાની બહુ ઈચ્છા હતી; તેથી તે પોતાની ઈચ્છા પ્રમાણે શાસ્ત્રોનું પઠનપાઠન કરતો હતો. એ પછી એક શ્રીમંતના સમાગમમાં આવ્યો. એ શ્રીમંતની ઈચ્છા તે બ્રાહ્મણને પોતાના સમાગમમાં રાખવાની હતી, પણ તે બ્રાહ્મણ એ શ્રીમંતના કુટુંબમાં રહેવા ખુશી નહોતો; કારણ કે ત્યાં તેનાથી પઠનપાઠન બરાબર થતું નહોતું.તેમજ શ્રીમંતોના આડંબરવાળા આચારવિચાર તેને પસંદ પડતા નહોતા; અને પૈસાવાળાઓની પૈસાની ગરમી–અભિમાન, તે નિખાલસ અને ગરીબ પણ વિદ્વાન બ્રાહ્મણ સહન કરી શકતો નહોતો. તેથી તે મનમાં મુંઝાયા કરતો હતો; પણ પોતાની ભલાઈને લીધે અને કાંઇક લાભે લોભે તે શ્રીમંતની ઇચ્છાથી વિરુદ્ધ થઈ શકતો ન હતો.

એ શ્રીમંતનું ઘર તે જો કે સોનાના પિંજરા જેવું હતું, તોપણ તે તેને મન પિંજરૂંજ–કેદખાનુંજ હતું.પિંજરૂં ગમે તેવું સારૂં હોય તોપણ તેમાં સપડાએલા પોપટને છટાપણાની મઝા મળેજ નહિ, પિંજરામાં પુરાએલા પોપટને ખાવા માટે સારાં સારાં ફળો મળતાં હોય અને જંગલમાં તેને કાચુ કોરૂં કે સૂકુ પૂંકું ખાવાનું મળતું હોય, પિંજરૂં સોનાનું હોય અને જંગલમાં તેને ખડબચડી વાંકી ચુંકી ડાળો ઉપર બેસવાનું હોય, પિંજરામાં ઋતુ ઋતુની સગવડતા પ્રમાણે રહેવાનું હોય અને જંગલમાં ટાઢે ઠરવાનું, વરસાદમાં ભીંજાવાનું ને ગરમીથી શેકાવાનું હોય તોપણ પોપટને છૂટાપણુંજ ગમે છે. તેમજ એ વિદ્વાન્ ભક્તબ્રાહ્મણને તે શેઠિયાને ઘેર રસપુરી મળતાં, ગાંઠીયા ભજીયાં મળતાં, પેંડાબરફી મળતાં, ઢોકળાં ને સંભારિયાં શાક મળતાં, સુવાને માટે હવાવાળું મકાન મળતું, બેસવાને ગાડીઓ મળતી અને વાતો કરવાને મોટાં માણસો મળતાં, તોપણ એ બધું તેને સોનાના પાંજરા જેવું લાગતું હતું; કારણ કે ત્યાં જેટલું જોઇએ તેટલું પઠનપાઠન થતું નહોતું. ત્યાં સત્સંગ થતો નહોતો. ત્યાં ભજન થતું નહોતું. ત્યાં તો નવી નવી ફેશનની વાતો, નવી નવી મોજશોખની વાતો, કાફી ને આઇસક્રીમની લહેજતો, હવા ખાવા જવાની તૈયારીઓ, ગાડીઘોડાની વાતો, પોશાકોની ધામધૂમો અને બીજ-

બાનીઓની ગોઠવણો ચાલતી હતી. શેઠાણીઓનાં રીસામણાંમના-મણાં ચાલતાં હતાં અને છોકરાંઓની ધીંગામસ્તી ચાલતી હતી. એ બધામાં તે એકાંત ચહાનાર ભક્તને કેમ મઝા પડે ? તેથી તે મનમાં ને મનમાં મુંઝાયા કરતો હતો અને તેમાંથી છૂટવા ચાહતો હતો, એટલામાં તેને ગુરુ મળી ગયા.

ગુરુ પાસે તેણે ફરિયાદ કરી કે, મહારાજ ! હું તો એક શ્રીમંતના લફરામાં પડી ગયો છું, તેથી મારો અભ્યાસ તો છૂટતો જાય છે. જો તેને છોડી દઉં તો જરા ઉપાધિમાં આવી પડું તેમ છું અને ત્યાં પડયો રહું તો અભ્યાસ છૂટતો જાય છે. ત્યારે ગુરુએ કહ્યું કે, બેટા ! તું ભણ્યો પણ ગણ્યો નહિ. શિષ્યે પૂછયું કે, એમ કેમ ? ત્યારે ગુરુએ કહ્યું કે, તું હજુ કાચો છે, માટે એનો ભેદ સમજતો નથી. બચ્ચા ! એ શ્રીમંતની સાથે રહેવું એ તારૂં એક જાતનું તપ છે. શિષ્યે અજબ થઇને પૂછયું, મહારાજ ! એમાં તપ શેનું ? અભ્યાસ છૂટી જાય એજ તપ કે બીજું કાંઇ ? મહારાજે કહ્યું, તે ગૃહસ્થને ખાતર તું તારી ઇચ્છાનો ભોગ આપે છે, એ તારૂં તપ છે અને તારી વિદ્યાનો તું એ શ્રીમંતના કુટુંબને લાભ આપે છે, એ તારો ધર્મ છે. એ શ્રીમંતના આગલા ભવનાં સત્કર્મો છે, માટે એ સત્કર્મોનો લાભ પ્રભુ તારી મારફત તેને આપવા ઇચ્છે છે. માટે એથી કાયર ન થા; કારણ કે તારા ભજનના ભોગે એ લોકોને સત્સંગનો ને જ્ઞાનનો લાભ મળે છે, માટે એ તારૂં તપ છે.

---

## ૧૬૬—આપણી બહારની ધામધૂમો બહુ મોટી છે, પણ અંતર ભીંજાએલું નથી, એ શું કામનું?

ઘણાં શહેરોના જાહેર રસ્તાઓ ઉપર આપણે બહુ સુંદર લાઇટ જોઇએ છીએ, એટલુંજ નહિ પણ કેટલાંક ઘરોમાં બહાર બહુ મોટા મોટા દીવા મૂકેલા હોય છે; પણ તેજ રસ્તાની અંદરની ગલીઓમાં તથા તેજ ઘરોમાં અંદર તો અંધારૂં ઘોર હોય છે. અંદર તો એક નાનો દીવો પણ હોતો નથી. એ તો બહાર દેખાડવાનાજ દીવા હોય છે, પણ અંદર તો સાવ પોલમપોલજ ! ગલીઓમાં ને ઘરોમાં કદાચ એમ પોલમપોલ ચાલી શકશે, પણ આપણા હૃદયમાં એમ ચલાવવું વાજબી નથી. આપણે ઉપરથી

ધર્મના મોટા આડંબર રાખીએ ને ઉપરછરી ઘણીએ ધામધુમ કરીએ પણ અંતર સુધી તે પહોંચે નહિ તો એ કાંઇ કામનું નથી. ગરીબાઇને લીધે ઘરોની અંદર તો અંધારૂં ઘોર અને રસ્તાઓ ઉપર વીજળીના દીવા ! એવું અંધેર કોઈ કોઇ શહેરસુધારા ખાતામાં ચાલી શકે, પણ આપણા આત્માની ઉન્નતિની બાબતમાં—પ્રભુની બાબતમાં એમ ચાલી શકે નહિ. " ઉપરકી તો અચ્છી બની, ઔર ભીતરકી તો રામજી જાણે " એવા ઠાઠમાઠથી કાંઇ પ્રભુ છેતરાઇ જાય તેમ નથી. બહાર દીવા કરવા અને અંદર અંધારૂંઘોર રાખવું એનું નામ તો ઠગબાજી છે. ખીસ્સાં ખાલી ને ભભકા ભારી જેવી એ વાત છે. હૃદયમાં અંધારૂં રાખીને બહાર દીવા મૂકીએ એટલે ઉપરની લુખીપુખી ધામધુમ કરીએ એથી કાંઇ આત્મિક દિલાસો કે ઇશ્વરની કૃપા મેળવી શકાય નહિ; પણ એવા બહારના ખોટા દાંભિકપણાથી ઉલટી ખરાબીજ થાય છે. પ્રભુ ! એવા દાંભિકપણાથી અમોને બચાવ અને અમારાં હૃદય ભીંજાય તેમ કર. બહારથી પાણીની નદી ચલાવીએ, પણ અંદર સુકું ટાટ ન રહી જાય એ સંભાળજો. જે ભીંજવવા જેવું છે તે તો અંતર છે. અંતરમાં જ્યોતિ જગાડયા વિના બહારના દીવાથી કાંઈ શુક્રવાર થાય તેમ નથી; માટે ભાઇઓ ! પ્રભુના પવિત્ર નામથી, પ્રભુના નિર્મળ પ્રેમથી અંતર ભીંજાય તેમ કરો, અંતર તરબોળ થાય તેમ કરો.

---

## ૧૬૭—માણસોથી બીવાને બદલે પ્રભુથી બીતાં શીખો.

આપણી મૂર્ખાઈ તો જુઓ અને આપણી નાલાયકી તો જુઓ કે જેટલઃ આપણે આપણી બાઇડીથી ડરીએ છીએ તેટલા પણ પ્રભુથી ડરતા નથી. જેટલી આપણે સાસુસસરાની શરમ રાખીએ છીએ તેટલી પણ પ્રભુની શરમ રાખતા નથી. જેટલો આપણે વેવાઈઓનો આદરસત્કાર કરીએ છીએ તેટલો પણ પ્રભુનો આદરસત્કાર કરતા નથી. આપણા શેઠથી કે અધિકારીઓથી જેટલા ડરીએ છીએ તેટલા પણ પ્રભુથી ડરતા નથી અને માંકડમચ્છરની જેટલી ફિકર રાખીએ છીએ તેટલી પણ પાપ નહિ કરવાની ફિકર રાખતા નથી. એ શું આપણી મૂર્ખાઈ નથી ? જેની કૃપાથી આપણું જીવન અને સર્વસ્વ છે, તે સર્વ

શક્તિમાન્ પ્રભુનો આપણે જરા પણ ડર રાખતા નથી, પણ ઉલટા આપણી હલકી ઇચ્છાઓ મુજબ સ્વછંદીપણે વર્તીએ છીએ, તે કયાંસુધી ચાલી શકશે? મોડાવેહેલું મોત તો નક્કી છે અને ઇન્સાફ પણ નક્કી છેજ; કારણ કે કર્મનાં ફળ કયાંઇ જતાં રહેવાનાં નથી, ત્યારે એ વખતે ધર્મરાજાને શું જવાબ આપી શકશું? માટે ભાઇઓ! અગાઉથીજ ચેતી પ્રભુથી ડરીને ચાલો, એટલે પછી બીજા કોઈથી ડરવાનું રહે નહિ. પ્રભુ દયામાં દયાનું સ્વરૂપ છે, તેમ ભયમાં ભયનું સ્વરૂપ છે. તેના ભયમાં જવાથી એટલે તેનાથી ડરીને ચાલવાથી અભય થઇ જવાય છે; માટે ભાઇઓ! બાઈડીઓથી બીવાને બદલે અને રૂઢીથી બીવાને બદલે પ્રભુથી બીવાનું શીખો કે જેના ભયમાંથી પણ અભય થઈ જવાય છે.

---

## ૧૬૮—જ્ઞાન એ બીજ છે ને ભક્તિ તે ઝાડ છે.

લોકો ધારે છે તેટલાં બધાં કાંઇ જ્ઞાન અને ભક્તિ જૂદાં જૂદાં નથી. અંતે તેનો અભેદજ છે, કારણ કે મહાત્માઓ કહે છે કે, જ્ઞાન એ ભક્તિનું નાનું રૂપ છે અને ભક્તિ એ જ્ઞાનનું મોટું રૂપ છે. જ્ઞાન એ ભક્તિનું નાનું રૂપ છે એટલે કે બીજ છે; કારણ કે જ્ઞાનનો અર્થ જાણવું—સમજવું એવો છે. પ્રથમ ઇશ્વરનું સ્વરૂપ તથા આપણી ફરજ જાણવાથી અને સમજવાથીજ ખરી ભક્તિ થઈ શકે છે. માટે જ્ઞાન એ ભકિતનું સૂક્ષ્મ રૂપ અથવા બીજ છે, અને ભકિત એ જ્ઞાનનું સ્થૂળ રૂપ છે; એટલે કે બહારથી દેખી શકાય એવું જ્ઞાનનું મોટું રૂપ તે ભકિત છે, અથવા વધારે ખુલ્લા શબ્દોમાં કહીએ તો જ્ઞાન એ બીજ છે અને ભક્તિ એ ઝાડ છે. આવી રીતે હોવાથી બીજ વિના ઝાડ થઈ શકે નહિ અને ઝાડ વિના બીજ થઈ શકે નહિ. એટલે જ્ઞાન અને ભક્તિને જૂદાં પાડવાં, એ બની શકે તેમ નથી; કારણ કે જ્ઞાનના વિસ્તારનું નામજ ભક્તિ છે અને ભક્તિના બીજનું નામજ જ્ઞાન છે. જો કે જ્ઞાન અને ભક્તિ આવી રીતે સાથે ને સાથેજ રહે છે, તોપણ જ્ઞાન બીજ છે અને ભક્તિ ઝાડ છે; એટલે બીજ કરતાં ઝાડની કિંમત ને ઝાડની મહત્તા વધારે છે, એમાં કાંઇ નવાઇ નથી; પણ તેથી બીજની કિંમત પણ કાંઇ ઓછી સમજવાની નથી, કારણ કે બીજ ન હોય તો ઝાડ થઈ શકેજ નહિ. આટલું છતાં પણ બીજ

એ પૂર્વરૂપ છે, એટલે બાળક છે; અને ભક્તિ એ ઉત્તરરૂપ છે, એટલે પુખ્ત છે. જેટલો બાળક અને પુખ્ત વચ્ચે ભેદ છે, તેટલો જ્ઞાન અને ભક્તિ વચ્ચે ભેદ છે. તેમ છતાં પણ એટલું ધ્યાનમાં રાખજો કે એ ભેદ મૂળ એકજ વસ્તુમાં છે. બે જૂદી જૂદી વસ્તુઓના એ ભેદ નથી, માટે અંતે અભેદ છે; કારણ કે જે બાળક છે તેજ પુખ્ત થવાનું છે; એટલુંજ નહિ પણ તે બીજરૂપે છે ત્યાંસુધી તેનું નામ જ્ઞાન છે અને અનુભવરૂપે થશે ત્યારે તે ભક્તિ કહેવાશે.

આવી રીતે હોવાથી જ્ઞાન અને ભક્તિને જૂદાં સમજવાની ભૂલ કરવી નહિ. આવી રીતે જ્ઞાન અને ભક્તિના ભેદ ખુલ્લી રીતે સમજવાથી આપણે વધારેમાં વધારે જ્ઞાનનાં બીજ વીણી શકશું અને તેમાંથી ભક્તિનાં વધારે સારાં ઝાડો ઉપજાવી શકશું. ભક્તિનાં ઝાડમાંથી સ્વર્ગનાં ને મોક્ષનાં ફળ મળે છે, એ તો સૌ કોઈ જાણે છે; માટે ભાઈઓ ! જ્ઞાનનાં બીજ વીણવાની અને તેથી ભક્તિનાં ઝાડ વાવવાની તજવીજ કરો.

કવિત

ચાહે તું યોગ કર ભ્રકુટી મધ્ય ધ્યાન ધર,
ચાહે નામ રૂપ મિથ્યા જાનકે નિહાર લે;
નિર્ગુણ નિર્ભય નિરાકાર જ્યોતિ વ્યાપ રહ્યો,
ઐસો તત્ત્વજ્ઞાન નિજ મનમેં તું ધાર લે;
નારાયણ અપનેકો આપહી બખાન કર,
મોતે વહ ભિન્ન નહિ યા વિધિ પુકાર લે;
જો લૌં તોહિ નંદકો કુમારો નહિ દૃષ્ટિ પરે,
તો લૌં તૂ ભલેહી બૈઠ બ્રહ્મકો વિચાર લે.

---

## ૧૬૯—સાચા ભકતોને નામે ઢોંગીઓ ફાવી જાય, તેથી દુનીયામાં સાચા ભકતોજ નથી એમ ન સમજવું.

આજકાલ દુનિયામાં ઢોંગીઓ બહુ વધી પડેલા છે, એ સાચી વાત છે; પણ તેથી દુનિયામાં કોઈ સાચા ભકતોજ નથી એમ સમજવાનું નથી; કારણ કે જો સાચા ભકતો દુનિયામાં ન હોય તો ઢોંગીઓનું ટટ્ટુ ચાલી શકેજ નહિ. જો દુનિયામાં સાચા રૂપિયા છે તો તે સાચાને ભરૂસે કોઈ કોઈ ખોટા રૂપિયા પણ ચાલ્યા જાય

છે, પણ જો મુદ્દલ સાચા રૂપિયાજ દુનિયામાં ન હોય તો પછી ખોટા રૂપિયા ચાલી શકે નહિ. તેમજ સાચા ભકતોને આશરેજ ઢોંગીઓ નભી જાય છે, માટે આપણને કદાચ કોઇ ઢોંગી ભક્ત મળી ગયો હોય તો તેથી નિરાશ થઇ બધા ભકતો ઉપર અશ્રદ્ધા કરવી નહિ ને સર્વ ભકતોને જૂઠા માની લેવાનું મહા પાપ કરવું નહિ. બેશક, એટલું તો ખરૂંજ છે કે, સાચા ભકતોની પાછળ જૂઠા દાંભિકો તો લાગેલાજ છે, પણ એ જૂઠાઓને ખાતર કાંઇ સાચાઓને છોડી દેવાય નહિ. ધારો કે કદાચ આપણને નવ્વાણું જણા જૂઠા મળે, પણ જો સોમાં એકજ જણ સાચો મળે તો તે નવ્વાણું જૂઠાઓથી ખમેલી ખોટનો બદલો વાળી આપશે. માટે ખરા ભકતો ઉપર કદિ પણ અશ્રદ્ધા કરવી નહિ; કારણ કે પ્રભુને પોતાના ભકત વહાલા છે એટલી બીજી કોઇ પણ ચીજ વહાલી નથી; માટે ભકતનું સન્માન કરવું, એ પ્રભુનું સન્માન કરવા બરોબર છે. શાસ્ત્રોનો આ સિદ્ધાંત સમજી રાખવાથી ભકતની મોટાઈ સમજી શકાય છે અને તેની તરફ માનથી તથા પ્રેમથી વર્તી શકાય છે. ભકતો ઉપર એવી મીઠી નજર રાખવાથી કોઇ વખત અણધાર્યો અમૂલ્ય લાભ થઇ જાય છે; માટે કદાચ કોઈ બગભગત કે ઠગભગત મળી જાય તો તેથી મન બગાડી નાખીને બધા ભકતો ઉપરની શ્રદ્ધા તોડી નાખવી નહિ અને કોઈ ખરા ભકતજ નથી એમ માની લેવું નહિ; કારણ કે જો દુનિયામાં સાચા રૂપિયા છે તોજ તેની પાછળ કોઈ ખોટો રૂપિયો પણ આવી જાય છે, પણ કોઈ ખોટો રૂપિયો આવી ગયાથી બીજા સાચા રૂપિયાને ખોટા સમજી લેવાય નહિ; તેમજ કોઇ ઢોંગી ભકત મળી જવાથી સર્વ ભકતોને:તેવા સમજવા એ પણ ભૂલ છે. માત્ર ભૂલજ નહિ પણ પાપ છે. એવું પાપ ન થાય એ સંભાળજો.

---

## ૧૭૦—પ્રભુની કૃપા આપણને કેમ નથી મળતી ? સંડાસના જેટલો પણ વખત પ્રભુના ધ્યાનમાં કયાં ગાળીએ છીએ ?

આપણે જ્યારે ત્યારે ફરિયાદ કર્યા કરીએ છીએ કે, ઇશ્વર અમારી ઉપર કૃપા કરતો નથી. ઇશ્વરનો દોષ આપણે વારે વારે કાઢીએ છીએ, પણ આપણી ભૂલો આપણે કોઇ દિવસ તપાસીએ

છીએ કે ? નહિજ. પ્રભુને માટે આપણે એવું શું કરેલું છે કે તે આપણી ઉપર ખાસ વધારે કૃપા કરે ? આપણા ઘણા ભાઈઓ બીડી પીવામાં જેટલો વખત ગાળે છે, તેટલો વખત પણ પ્રભુને યાદ કરવામાં કયાં ગાળે છે ? દાતણ કરવામાં આપણે જેટલો વખત ગુમાવીએ છીએ, તેટલો વખત પણ આપણે કયાં પ્રાર્થના કરીએ છીએ ? નાવાધોવામાં જેટલો વખત ગાળીએ છીએ, તેટલો વખત પણ પ્રભુને નામે સારાં કામો કરવામાં કયાં ગાળીએ છીએ? લુગડાં પહેરવામાં, વાળ ઓળવામાં, સેંટ પોમેટમ લગાડવામાં જેટલો વખત ખોઈએ'છીએ, તેટલો વખત પણ પ્રભુને કયાં ભજીએ છીએ ? ખાવાપીવામાં જેટલો વખત ગાળીએ છીએ તેટલો વખત પણ પ્રભુને નામે આપણા દુઃખી ભાઈબંધોને મદદ કરવામાં કયાં ગાળીએ છીએ? છાપાં વાંચવામાં જેટલો વખત લઈએ છીએતેટલો વખત પણ પ્રભુની યાદમાં કયાં લઈએ છીએ ? બચ્ચાંને રમાડવામાં જેટલો વખત લઈએ છીએ, તેટલો વખત પણ પ્રભુને રીઝવવામાં આપણે કયાં ગાળીએ છીએ? મારીતારી વાતો કરવામાં ને નકામાં ટાહેલાં કરવામાં આપણે જેટલો વખત ગુમાવીએ છીએ તેટલો વખત આપણા ધર્મનાં શાસ્ત્રો વાંચવામાં કયાં ગાળીએ છીએ ? આપણા મિત્રો તથા સગાંવહાલાંને મળવા હળવામાં જેટલો વખત ગાળીએ છીએ તેટલો વખત પણ પ્રભુને મળવાના વિચારોમાં કયાં ગાળીએ છીએ ? અને ગંધાતાં સંડાસોમાં નાકે ડુચો દઈને બેઠા રહીએ છીએ, તેટલો વખત પણ પ્રભુના શાંતિદાયક મંદિરમાં પ્રભુના ધ્યાનમાં કયાં બેસીએ છીએ ?

ભાઈઓ ! વિચાર તો કરો ? ઇશ્વરની કૃપા તે આપણી ઉપર કેમ ઉતરે ? સ્ત્રીઓની સાથે રમુજી વાતો કરવાની આપણને જેવી પ્રબળ ઇચ્છા થાય છે, તેવી પ્રબળ ઇચ્છા ધર્મનું રહસ્ય સમજવાની કયાં થાય છે ? પાન ખાવાની કે બીડી પીવાની જેવી તલપ થાય છે તેવી તલપ પ્રભુનું સ્મરણ કરવાની કોઇ દિવસ થઈ છે ? મેળાઓમાં કે નાટકોમાં જવાનું જેવું બહુ મન થઇ જાય છે તેવું આતુર મન પ્રભુના મંદિરમાં જવા માટે કયાં થાય છે ? અને આપણી શેઠાણીઓનાં કે બદલાતા સરકારી અમલદારોનાં આપણે જેટલાં વખાણ કરીએ છીએ, તેટલા પણ પ્રભુના જશ કયાં ગાઈએ છીએ ? ગુજરાનનાં સાધન માટેના કામધંધા જેટલો અને સુવા જેટલો વખત વ્યાવહારિક લોકોથી પ્રભુસેવામાં ન લઈ શકાય તો

એ માફ થઈ શકે તેમ છે, પણ ઉપર બતાવ્યો તેટલો થોડો વખત પણ પ્રભુસેવામાં ન લઇ શકાય તો પછી પ્રભુની કૃપા કેમ મેળવી શકાય ? માટે ભાઇઓ ! પ્રભુની કૃપા મેળવવી હોય તો પ્રેમથી, દીનતાપૂર્વક પ્રભુને શરણે જાઓ અને જે કિંમતી વખતને નજીવી બાબતમાં ગુમાવી નાખો છો, તે વખતને મહાન્ પ્રભુને પકડવામાં લગાડી દો એટલે વખત આવ્યે ઈશ્વરી કૃપા મેળવી શકાય; માટે ભાઈઓ ! પ્રભુને લાગુ રહો, પ્રભુમાં લાગ્યા રહો.

૫૬

હરિ તુંને પ્રસન્ન તે ક્યમ થાય, તારા મનનું કપટ ન જાય;
તારા દિલનો છળ નવ જાય, પ્રભુ તુંને પ્રસન્ન તે ક્યમ થાય. (ટેક)
હરિકીર્તન હરિનામ રટણમાં, અતિસેં આળસ તારે;
માથાકુટ લવ પર નિંદામાં, આખો દિવસ ન હારે. હરિ૦
પ્રભુનું પૂજન કરતી વેળા, કાયા તારી કંપે;
ગંજીફા સોકટાં કૂટતાં, આઠે પોહોર ન ઝંપે. હરિ૦
પ્રભુનું ચંદન નવ ઘસાય, તુજ શ્રમથી શરીર બગડે;
કંડી કૂતકે મરી મસાલે, ભાવે ભાંગ તું રગડે. હરિ૦
એકાદશી ઓચ્છવનું જાગરણ, અતિ અઘરૂં તે લાગે;
ભવાઇ કે ગુણકાનૃત્ય નારીસંગ, જામિની આખી જાગે. હરિ૦
અંતરનો છળ અન્ય ન લહે, પણ જાણે અંતરજામી;
એ તો સાચાના સંગી છે, દાસ દયાના સ્વામી. હરિ૦

## ૧૭૧–કવિઓનો વિવાદ; ખરૂં અમૃત ભક્તિમાં છે.

એક વખત દુનિયાને સારી પેઠે ઓળખી ગયેલા અનુભવી રસિક કવિઓમાં વિવાદ થયો કે અમૃત કયાં ? ત્યારે કોઇ કવિએ કહ્યું કે,અમૃત મધમાં છે, કારણ કે તે મીઠું છે. ત્યારે બીજાએ કહ્યું કે, નહિ, અમૃત તો નવવધુના મુખમાં છે, કારણ કે મધ કરતાં તેમાં મીઠાશ છે. ત્યારે ત્રીજાએ કહ્યું કે, નહિ નહિ, અમૃત તે ચંદ્રમાં છે, કારણ કે તેમાં શાંતિ છે. ત્યારે ચોથાએ કહ્યું કે, ચંદ્રમાં તો કલંક છે, અમૃત તો સમુદ્રમાં છે, કારણ કે સમુદ્રમથન વખતે દેવતાઓને તેમાંથી અમૃત મળેલું છે. ત્યારે પાંચમાએ કહ્યું કે,નહિ નહિ, સમુદ્રમાં અમૃત હોય નહિ, કારણ કે તે ખારો છે. અમૃત તો સ્વર્ગમાં ઇંદ્ર પાસેછે. ત્યારે છઠ્ઠાએ કહ્યું કે,નહિ નહિ, ઇંદ્ર પાસે અમૃત નથી. જો ઇંદ્રપાસે અમૃત હોય તો નવા નવા ઇંદ્ર થાય

નહિ. અમૃત તો લક્ષ્મીજી પાસે છે, કે જેની માયામાં બધા લપટાઇ જાય છે. ત્યારે સાતમા કવિએ કહ્યું કે, નહિ નહિ, લક્ષ્મીમાં અમૃત નથી. જો લક્ષ્મીમાં અમૃત હોય તો સાધુઓ તેનો ત્યાગ કરે ને શાસ્ત્રો માયાને તજવાનો ઉપદેશ આપે નહિ. અમૃત તો ભક્તજનોની વાણીમાં છે, કે જે વાણીથી તેઓ પોતે શાંતિ પામે છે અને બીજાઓને શાંતિ આપે છે.

સૌ કવિઓએ ભક્તના મુખમાં—ભકતની વાણીમાં અમૃત છે, એ વાત મંજુર રાખી અને ઠરાવ કર્યો કે, દેવતાનું અમૃત ભલે સ્વર્ગમાંજ રહ્યું, તે સાથે આપણને કામ નથી. આપણને માત્ર ભકતજનોની વાણીનું અમૃત મળે તેજ બસ છે. એ અમૃત દેવતાઓનાં અમૃત કરતાં પણ શ્રેષ્ઠ છે; કારણ કે દેવતાઓની પાસે અમૃત છતાં પણ તેઓનાં પુણ્ય પૂરાં થાય ત્યારે તેઓને પાછું નીચે પડવું પડે છે અને ભકતજન તો પ્રભુનાં નામરૂપી અમૃતથી જન્મ—મરણના ફેરામાંથી છુટીને દેવતાઓનાં માથાં ઉપર પગ મૂકીને પ્રભુની હજુરમાં જઇ શકે છે; માટે ભાઇઓ ! ભકતોની વાણીનું અમૃત મેળવવાની પ્રાર્થના કરો. એ અમૃત ભકતોના સત્સંગથી મેળવી શકાય છે અને સત્સંગ કરવા માટે કાંઈ ખાસ ખરચ કરવું પડતું નથી. એ તો ગરીબમાં ગરીબ માણસથી પણ બની શકે તેમ છે; માટે જો એમ કરવું હોય, અમર થવું હોય, પ્રભુ પાસે પહોંચવું હોય તો ભકતોની વાણીનું અમૃત પીઓ. એવું સ્હેલું ને એવું ઉત્તમ દુનિયામાં કે સ્વર્ગમાં બીજું એકે અમૃત નથી. માટે ભાઇઓ ! સંતજનોનાં મુખથી પ્રભુનાં નામરૂપી અમૃત પીઓ, પ્રભુના નામરૂપી અમૃત પીઓ.

કવિત

ચઢે ગજરાજ ચતુરંગિની સમાજ સહ,
જીત ક્ષિતિપાલ સુરપાલ સોં સજત હૈ;
વિદ્યા અપાર પઢ તીરથ અનેક કર,
યજ્ઞ ઔર દાન બહુ ભાંતિ સોં કરત હૈ;
તીન કાલમેં નહાય ઇંદ્રિયોંકો વશ લાય,
કર સંન્યાસ વિષય વાસના તજત હૈ;
યોગ ઔર જપ ઔર તપકો અનેક કરે,
વિના ભગવંત ભક્તિ ભવ ના તરત હૈ.

## ૧૭૨—સત્સંગમાં જવાથી અંતરના દોષો સમજાય છે, તેથી પાપથી બચી શકાય છે.

એક જિજ્ઞાસુએ કોઈ ભક્તને પૂછયું કે, માણુસોને સત્સંગની શામાટે જરૂર છે ? ત્યારે તે ભક્તે કહ્યું કે, માણુસ પોતે પોતાની કિંમત સમજે, પોતાની શકિત સમજે, પોતાનું અસલ સ્વરૂપ સમજે તે સારૂ સત્સંગની જરૂર છે. જિજ્ઞાસુએ પૂછયું, સત્સંગથી પોતાની કિંમત કેવી રીતે સમજાય છે ? ત્યારે તે ભક્તે કહ્યું કેઃ—

એક શેઠાણી હતી. તે બહુ અભિમાની હતી. દરેક વાતમાં હું, ને દરેક કામ મારી ઇચ્છા મુજબ થવું જોઇએ, એવા સ્વભાવની હતી.વાજબીગેરવાજબીની તેને દરકાર નહોતી. બીજાઓની લાગણી તપાસવાનું તો તે શીખીજ નહોતી. હું બોલું તેજ ન્યાય અને હું કરૂં તેજ થાય,એવો તેનો સ્વભાવ હતો. તે બહુ ભલી હતી, ઉદાર હતી,ભકિતમાન હતી ને ઇશ્વરી રસ્તામાં આગળ વધવા ચાહતી હતી; પણ અહંકારને લીધે બીજાઓ કરતાં પોતાને ડોઢડાહી માનવાને લીધે તે બિચારી પોતાની હુશિયારીમાં અધવચજ રહી ગઈ હતી. એ પછી એક સાધુના ઉપદેશથી તે સત્સંગીઓની મંડળીમાં જવા લાગી. ત્યાં અંતરના દોષોની વાત નીકળી. એ સાંભળીને તે બાઈને લાગ્યું કે, ખરેખર હું તો મૂર્ખજ છું ને ફોગટની અભિમાનમાંજ ખુવાર થઇ જાઉં છું. ખરો રસ્તો તો કાંઇક જૂદોજ છે. એ પછી બીજે દિવસે તે સાધુએ તે બાઈને સત્સંગમાં આવવાનું કહ્યું; ત્યારે તે બાઇએ કહ્યું કે, મહારાજ ! તમારા સત્સંગમાં આવીને તો હું સારી હતી તે ઉલટી ખરાબ થઇ ગઈ. મહારાજે કહ્યું કે, એમ કેમ બને ? ત્યારે તે શેઠાણીએ કહ્યું કે, જ્યાંસુધી હું સત્સંગમાં જતી નહોતી ત્યાંસુધી હું એમજ સમજતી કે, મારા જેવું બીજું છે કોણ ? હુંજ શાણી, હુંજ પવિત્ર, હુંજ ધર્મવાળી ને હુંજ સૌથી સરસ એમ મારા મનમાં માનતી; પણ હવે તમારા સત્સંગમાં આવવાથી તો ઉલટું ચક્રમંડળ બદલાઇ ગયું. હવે તો મને એમજ લાગે છે કે હુંજ સૌથી ખરાબ છું, કારણ કે મારામાં અભિમાન છે. જ્યાંસુધી હું સત્સંગમાં ભળી નહોતી ત્યાંસુધી હું મારા મનને રૂડી લાગતી, પણ જ્યારે સત્સંગમાં ભળી અને અંતરના દોષો સમજવા લાગી ત્યારે હું પોતેજ મારા મનને ખરાબ લાગવા માંડી. એથી થયું એમ કે

સત્સંગમાં આવવાથી હું સારી હતી તે હવે ખરાબ થઇ ગઈ.

મહારાજે કહ્યું કે, એવી ખરાબી સૌને થજો. પોતાના-અંતરના દોષ માણસો સમજે ને તે સારૂ અગાઉના કરતાં પોતાને ઉતરતું સમજે, એવી ખરાબી તો સૌની થજો. એવી રીતે હૃદયના દોષો સમજવાથી વિકારો છોડી શકાય છે; તેથી દીનતા આવતી જાય છે. જેટલી દીનતા આવે તેટલી પ્રભુમાં લીનતા થતી જાય છે અને પ્રભુમાં લીનતા થવાથી પોતાનું તથા પ્રભુનું સ્વરૂપ ઓળખી શકાય છે; પણ એ બધું સત્સંગમાં જવાથી થઈ શકે છે,માટે જેમ બને તેમ સત્સંગમાં મચ્યા રહો.

## ૧૭૩—આપણે આપણી કિંમત સમજી શકીએ, માટે સત્સંગમાં જવાની જરૂર છે.

એ પછી બીજે દિવસે પણ તે શેઠાણી સત્સંગમાં ગઇ. મહારાજે પાછું પૂછયું કે, કેમ માતા ! આજે શું અનુભવ થયો? ત્યારે તે બાઇએ કહ્યું કે આજે પણ એક નવો પાઠ મળ્યો છે. અગાઉ ધર્મની ઘણી બાબતો માટે હું એમ સમજતી કે, તે આપણાથી થાય નહિ. એ તો સાધુસંન્યાસીઓનાં કામ. એ તો સુવાલીઓનાં કે દીવાનાઓનાં કામ. એ તો ફક્કડોનાં કે રંગી ભંગીનાં કામ. એ તો પ્રભુની પૂર્ણ કૃપા હોય તેનાં કામ. આપણાથી એવું કાંઇ બને નહિ. ધર્મનાં જે કામોને માટે અગાઉ હું એમ સમજતી; તેજ કામો સત્સંગમાં ભળ્યા પછી હવે મને લાગે છે કે, હું પોતેજ સહેલાઈથી કરી શકીશ. સત્સંગથી મારામાં એટલું બધું બળ આવી ગયું છે, ને હું મારા પોતાના દોષને એવી સ્પષ્ટ રીતે સમજી ગઇ છું કે, હજારો પુસ્તકો વાંચવાથી તથા ઘણાંએ વરસોમાં પણ તેમ થઈ શકે નહિ. હવેજ મને લાગે છે કે, અગાઉ જ્યારે હું મને પોતાને બહુ સારી સમજતી હતી ત્યારે તે બધું માત્ર ઉપરનુંજ વારનીસ હતું. અંદર તો ઢમઢોલ ને માંહે પોલ હતું; પણ તે વખતે મને ખબર નહોતી. લોકો સત્સંગમાં કેમ જતા નથી, તેનું કારણ હવે હું મારાજ દાખલાથી બહુ ખુલ્લી રીતે સમજી શકું છું. તે એજ કે, સત્સંગમાં આપણા અંતરના દોષ આપણી સામે ખુલ્લા થાય છે, તે આપણે સહન કરી શકતાં નથી. આપણને એ દોષ ઉપર ઢાંકપિછોડો કરવાનીજ ટેવ પડેલી છે અને વ્યવહારમાં એ દોષો

ઉપર, ઉપરથીજ વારનીસ લગાડવાની રીતિ ચાલુ છે; પણ અંતરના પાપોને જડમૂળથી ઉખેડી નાખવાનું કાંઇ વારનીસમાં બળ નથી, એટલે કે દુનિયામાં સારા લાગવા માટે કરેલા ઉપરના ડોળડી-માકથી કાંઈ અંતરનાં પાપ જાય નહિ, પણ સત્સંગ તો એ દોષોને જડમૂળથી ઉખેડી નાખવા મથે છે. એટલે એ આપણને વહાલાં થઇ પડેલાં અંતરનાં પાપોને સત્સંગ જડ મૂળથી ઉખેડી નાખે, ને પાછા તેને ન થવા દે, એ આપણે ખમી શકતાં નથી; કારણ કે આપણે તો છેવટ સુધી પોલજ ચલાવવા ઈચ્છીએ છીએ,માટે આપણને સત્સંગમા જવાનીતીવ્ર ઇચ્છા થતીનથી.

આથી સિદ્ધ થાય છે કે, જેઓ સત્સંગમાં ન જાય, અથવા ગયા પછી પણ ત્યાં ન ઠરી શકે અને જેને સત્સંગમા પ્રેમ ન લાગે, તેને માટે નક્કી સમજવું કે હજી તેઓના અંતરનાં પાપ ગયાં નથી. તે પોતે પોતાની કિંમત હજુ સમજેલા નથી અને એ કિંમત સત્સંગવિના સમજાય તેમ નથી, માટે જેમ બને તેમ સત્સંગ વધે એવું કરો.

## ૧૭૪–પેટે પાટા બાંધવાથી ભુખ મરી શકે, પણ ખરી તૃપ્તિ થાય નહિ; તેમજ ભક્તિ વિનાના લુખા જ્ઞાનથી પણ ખરી શાંતિ મળી શકે નહિ,

ભાઈઓ! યાદ રાખજો કે સત્ય ભક્તિ વિનાનું એકલું લુખું-પુખું જ્ઞાન શાંતિ નહિ આપી શકે. ભક્તિ વિનાનું જ્ઞાન કેવું છે તેને માટે એક પંડિતે કહ્યું છે કે, વિલાયતમા ભૂખ મારવા માટે કમરે બાંધવામાં પટ્ટા આવે છે. એ પટ્ટો કમર ઉપર તાણીને બાંધવાથી ભૂખ ઓછી લાગે છે. એ પછી આસ્તે આસ્તે રોજ જેમ જેમ એ પટ્ટો ટાઈટ કરતા જઈએ, તેમ તેમ ભૂખ મરતી જાય છે; તેથી પરિણામે બહુ થોડું ખવાય છે. જો કે એ પટ્ટાથી એવી રીતે કાંઇક ભૂખ મરે છે અને ઓછા ખોરાકથી ચાલી શકે છે, પણ તેથી મનગમતો ખોરાક ખાવાથી ભૂખ શાંત થાય તેવી રીતની કાંઈ શાંતિ થઇ શકતી નથી. પટ્ટાથી ભૂખ મારવી એ જૂદી વાત છે અને મનગમતા મિષ્ટાન્નોથી પેટ ભરીને જે તૃપ્તિ કરવી એ જૂદી વાત છે જો કે બન્ને રીતે ભૂખની શાંતિ થાય છે, પણ એ શાંતિમાં બહુ ભેદ છે. તેમજ ભક્તિ વિનાનું જ્ઞાન છે તે લુખુપુખુ છે, તે પટ્ટાથી ભૂખ મારવા જેવું છે; અને ભક્તિસહિત જે જ્ઞાન છે,

તે ઇચ્છિા ભોજનથી તૃપ્ત થયા જેવું છે. માટે ઉપલક લુખા જ્ઞાનમાં નહિ ભટકતાં ભક્તિસહિત જ્ઞાન મેળવો. ભક્તિથી જ્ઞાનની મહત્તા બહુ વધી જાય છે; કારણ કે ભક્તિનો ને જ્ઞાનનો સંયોગ કુંદનમાં હીરો જડવા જેવો છે. પ્રભુએ પણ ગીતામાં કહેલું છે કેઃ—

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥
(અ૦ ૭ શ્લો૦ ૧૭)

અર્થઃ—તેઓમાં (બધા ભક્તોમા) હમેશાં સરખા ચિત્તવાળો તથા એક ભક્તિવાળો જ્ઞાની શ્રેષ્ઠ છે; કેમ કે હું જ્ઞાની ભક્તને બહુ વહાલો છું, અને જ્ઞાની ભક્ત મને બહુ વહાલો છે.

## ૧૭૫–કૂવામાં હોય તેવુંજ હવેડામાં આવે, તેમ જેવું ગુરુમાં હોય તેવુંજ શિષ્યમાં આવે; માટે ઉત્તમમાં ઉત્તમ ગુરુને પસંદ કરો.

આપણામાં કહેવત છે કે, કૂવામાં હોય તેટલુંજ હવેડામાં આવે." જે આપણી પાસે ન હોય, જે આપણામાં ન હોય તે બીજાને કયાંથી આપી શકાય ? માટે ગુરુઓએ પ્રેમભક્તિથી પોતાનાં હૃદય તથા જ્ઞાનથી પોતાનાં મગજ તરબોળ કરવાં જોઇએ. જો ગુરુઓમાંજ સારા ગુણો ન હોય તો તે શિષ્યોમાં કયાંથી આવી શકે ? હમેશાં ગુરુનાં સારાંમાઠાં આચરણ ઉપરજ શિષ્યોના આચરણનો આધાર રહે છે, માટે જેમ બને તેમ ગુરુઓએ પોતાનાં આચરણો સુધારવાં જોઈએ. જેના ગુરુઓ તંબાકુ ફુંકતા હોય છે, તેના ચેલાઓ જરૂર ગાંજો ફુંકતાં શીખે છે; અને જેના ગુરુઓ પરમ ત્યાગી હોય છે તેના ચેલાઓ પણ પરમાર્થી હોય છે. જેમ સ્વાભાવિકરીતેજ બાપના થોડા ઘણા ગુણ છોકરામાં ઉતરે છે, તેમ ગુરુની રહેણીકરણી પણ શિષ્યો ઉપર બહુ જબરદસ્ત અસર કરે છે. માટેજ માણસોએ સારા ગુરુ શોધવાની જરૂર છે; કારણ કે ગુરુપણું એ કાંઈ રમતની વાત નથી. ચોરાશી લાખના ફેરામાંથી છોડાવીને ખુદ પ્રભુ પાસે લઇ જવાની શક્તિ ધરાવે, એ ગુરુ કેવા ઉત્તમ જોઇએ ને તેમાં કેટલી બધી મોટાઇ સમજવી એ ખ્યાલ તો કરી જુઓ ? આવો મોટો દરજ્જો–આવું મહા જોખમનું કામ પોતાની શક્તિવિના જે પોતાની ઉપર લે

તેને કેટલા બધા મૂર્ખ અને કેટલા બધા પાપી સમજવા, એ વિચારી તો જુઓ ! આટલા બધા મહાપાપમાં ન પડાય માટે ગુરુઓએ ઉત્તમમાં ઉત્તમ આચરણ રાખવાં જોઇએ અને શિષ્યોએ જ્ઞાનીમાં જ્ઞાની ને ભક્તિમાનમાં ભક્તિમાન ગુરુ શોધવા જોઇએ. જો એમ ન કરીએ તો પછી

લોભી ગુરુ ને લાલચુ ચેલા,દોનું નરકમેં ઠેલમ ઠેલા;

એવુંજ થાય. એમ ન થાય એ સંભાળજો.

## ૧૭૬–થોડાક રોગ મટાડવા બદલ દરદીએ વૈદને બધું આપી દીધું; ત્યારે પ્રભુએ આપણને બધું આપ્યું છે, તેને માટે તોઆપણે કેટલું બધું કરવું જોઈએ?

એક બિમાર માણસ હતો. તેનો હાથ ઝલાઇ ગયો હતો, પગે લૂલો હતો, શરીરે કોઢિયો હતો, પેટમાં વાયુનો ગોળો હતો, અને આંખે આંધળો હતો. તેને ધન્વંતરી જેવો કોઇ એક વૈદ મળી ગયો. એ વૈદે તેને સારો કરવાનું કબૂલ કર્યું. એ પછી દવા આપીને થોડા દિવસમાં તેના પેટનું દરદ મટાડયું, ત્યારે તે માણસે વૈદને સો રૂપિયા આપ્યા. એ પછી તેનો હાથ છૂટો કર્યો, ત્યારે તેણે એક કિંમતી ઘોડો વૈદને ઇનામમાં આપ્યો. એ પછી લંગડાપણું મટાડયું, ત્યારે તેને ખેતર આપ્યું. એ પછી કોઢ મટાડયો એટલે તેણે વૈદને પોતાનું ઘર આપ્યું. એ પછી વૈદે કહ્યું કે, હવે તુને દેખતો કરૂં તો તું શું આપે ? ત્યારે તે માણસ બંને હાથ જોડી લાંબો થઇને તે વૈદના પગમાં પડી ગયો અને કહ્યું કે, નમ્રતાપૂર્વક દંડવત્ સિવાય હવે વધારે હું બીજું શું આપી શકું ? તમારો ઉપકાર અથાગ છે. તમારી મહેનતનો બદલો કાંઇ મારાથી વળી શકે તેમ નથી. એ પછી તેની નમ્રતાથી ખુશી થઈ વૈદે તેની આંખો સારી કરી.

ભાઇઓ ! તે વૈદે તો માત્ર ખરાબ થયેલા અંગોજ સાજાં કર્યાં અને તોપણ તે દરદી પોતાનું સર્વસ્વ આપી દઈને વૈદના પગમાં પડયો.ત્યારે વિચાર તો કરો કે આપણું કાંઈજ હતું નહિ; છતાં પણ ઇશ્વરે બધું આપ્યું, ત્યારે તેને માટે આપણે કેટલું બધું કરવું જોઈએ ? મઝેની ઈન્દ્રિયો, મસ્ત તંદુરસ્તી, સારા કુળમાં તથા રૂડા દેશમાં જન્મ, ભલાં માતાપિતા, સુંદર સ્ત્રી,

નિર્દોષ બચ્ચાંઓ, ઉત્તમ વિદ્યા અને ઘણા પ્રકારના વૈભવો મેળવવા માટે આપણે ઇશ્વરને ત્યાં કયી થાપણ મૂકેલી હતી ? યાદ રાખજો કે એ બધું મેળવવા માટે આપણો કાઇ પણ હક્ક નહે તો. એ બધું માત્ર તેની કૃપાનુંજ ફળ છે. તેનો બદલો વાળી શકીએ તેમ તો નથીજ, પણ તેને માનથી નમ્રતાપૂર્વક દંડવત કરી શકીએ–ભક્તિ કરી શકીએ તેમ તો છીએ; માટે ભાઇઓ ! પ્રેમપૂર્વક ભકિત કરો, ભક્તિ કરો.

## ૧૭૭–માણસના ત્રણ દોસ્તઃ–ધન, કુટુંબ ને ધર્મ.

એક માણસને ત્રણ દોસ્ત હતા. તેમાં એક દોસ્ત રોજરોજ તેની સાથેજ રહેતો હતો. દરેક મોજશોખમાં તે તેને તૈયારી કરી આપતો અને દરેક ધામધુમમાં તે આગેવાનીથી ભાગ લેતો હતો. બીજો દોસ્ત હતો તે બે ચાર દિવસે મળતો, તોપણ પોતાના દોસ્ત માટે કાળજી રાખતો,અને સારેમાઠે પ્રસંગે ખાસ આવતો હતો. ત્રીજો દોસ્ત હતો તે મહિને પંદર દિવસે કે કોઈ વખતે તેને તેડાવે ત્યારે આવતો. તેની પોતાના દોસ્ત પાસે રહેવાની બહુ ઈચ્છા હતી, પણ તે મોજીલા સ્વભાવનો નહોતો અને તે પોતાના દોસ્તને મરજીમુજબ ચાલવા દે તેવો નહોતો. તે તો પોતાના દોસ્ત ઉપર અંકુશ રાખવા ચાહતો હતો, એટલે પેલો દોસ્તદાર તેને રોજ રોજ બોલાવતો નહોતો,તેથી તેઓ લાંબે વખતે મળતા હતા. એ પછી એક વખત પેલા માણસને કોર્ટમાં હાજર થવાનો હુકમ મળ્યો, ત્યારે તે ગભરાવા લાગ્યો. એ વખતે તેણે પોતાના સૌથી માનીતા તથા સાથે સાથે ફરનાર વહાલા દોસ્તને કહ્યું કે આજે મને કોર્ટમા બોલાવેલો છે, માટે મને મદદ કરવા તું મારી સાથે ત્યાં ચાલ. ત્યારે તે વહાલા દોસ્તે કહ્યું કે, ના; મારાથી એ નહિ બને હું તારી સાથે આવી શકું તેમ નથી. હું તો તારા ઘર સુધીનો દોસ્તદાર છું; તારી સાથે આવવાનો દોસ્ત નથી. પેલા માણસે કહ્યું, અરે હાય હાય ! આ ખરે વખતે તું આવો જવાબ દે છે ! મારી સાથે આટલી બધી મોજ કરી રોજ મારી સાથે ને સાથે રહ્યો, મને ફોલી ફોલીને ખઈ ગયો ને હવે એટલું પણ નહિ કરે ? ધૂળ પડી તારી દોસ્તીમાં. ત્યારે તે મિત્રે કહ્યું કે, તું ગમે એવું કહે પણ કાંઈ પાવૈયાને પાનો ચડે નહિ. આપણી દોસ્તી તો એવીજ. અગાઉથી કેમ વિચાર ન કર્યો ?

અમારી દોસ્તીનાં કોઇના શુક્રવાર થયા છે કે તારા થાય? તારામાં બુધવારના વાંધા તેમાં હું શું કરૂં? જરા વિચાર તો કર, હું તારી પાછળ પાછળ ફરતો હતો કે તું મારી પાછળ પાછળ ફરતો હતો?

પોતાના વહાલા દોસ્તના આવા રોકડા જવાબથી દિલગીર થઇને, હાય અફસોસ કરીને, પસ્તાવો કરીને, પછી જે એ ચાર દહાડે મળતો હતો તે મિત્રને પૂછયું કે, તું મને કોર્ટમાં મદદ કરીશ? ત્યારે તેણે કહ્યું કે, હું પણ એ કોર્ટમાં આવી શકું તેમ નથી. ભલે તારી બહુ મરજી હોય તો કોર્ટના દરવાજા સુધી આવીશ, પણ ન્યાયાધીશ પાસે આવીને તારો બચાવ કરી શકું તેમ નથી. ત્યારે પેલા ત્રીજા મિત્રને બોલાવ્યો, એટલે તેણે તુરતજ કહ્યું કે, હું તો તૈયારજ છું. તું મને બોલાવતો નથી, એ તારો વાંક છે. તારી સાથે ઠેઠ ન્યાયાધીશ પાસે આવીશ ને બનશે એટલો તારો બચાવ કરીશ. તારે જરાએ બીવું નહિ. હું તારી સાથે છું એટલે હવે તારે શું ફિકર છે! છેલ્લા મિત્ર તરફથી આવી રીતે દિલાસો મળવાથી તેને ધીરજ આવી. એ પછી તેઓ કોર્ટમાં ગયા. ત્યાં એ મિત્રે પોતાથી બને એટલો તેનો બચાવ કર્યો.

આપણે પણ એ છેલ્લા મિત્રને પકડવો જોઈએ. એ છેલ્લો મિત્ર કોણ હતો એ તમને ખબર છે? તે ધર્મ હતો. પહેલો માનીતો મિત્ર કે જેણે કોર્ટમાં આવવાની ચોકખી ના પાડી તે ધન હતું, અને જે કોર્ટના દરવાજા સુધી આવવા કબૂલ થયો તે સ્મશાન સુધી આવનારાં સગાંવહાલાં હતાં. ધન અને કુટુંબ તો અહીંજ રહી જશે; પ્રભુના દરબારમાં તો માત્ર ધર્મજ સાથે આવશે. માટેજ મહાત્માઓ કહે છે કે, ધર્મ કરો, ધર્મ કરો, ધર્મ કરો; કારણ કે ધર્મ એજ સાચો મિત્ર છે. ઈશ્વરના દરબારમાં આપણી તરફનો વકીલ માત્ર ધર્મજ છે. ધર્મ વિના બીજું કોઇ પણ ત્યાં મદદ કરી શકે તેમ નથી; માટેજ મહાત્મા બુદ્ધે કહેલું છેઃ—

धर्मं कुरु धर्मं कुरु प्रसारय धर्मध्वजम् ।
प्रताडय धर्मदुंदुभिम् प्रधम धर्मशंखम् ॥

અર્થઃ—ધર્મ કરો, ધર્મ કરો, ધર્મની ધ્વજા ફેલાવો, ધર્મનાં નગારાં વગડાવો, ધર્મના શંખ ફુંકો.

મહાત્મા બુદ્ધે આ વચનો કયારે કહેલાં છે એ તમને ખબર છે? મહા કઠિન તપ કરતે કરતે જ્યારે બુદ્ધદેવને ખરૂં જ્ઞાન થયું,

ત્યારે તપમાંથી-સમાધિમાંથી ઉઠયા પછી સૈ થી પહેલાં તેના મુખમાંથી જે સ્વાભાવિક ઉદ્ગાર નીકળ્યો તે એ વચનો છે.

## ૧૭૮–સોની જેમ સોનાની રજકણોને સાચવે છે, તેમ ભકતોએ પળે પળને સાચવવી જોઇએ.

સોની જેમ સોનાની રજકણો સાચવે છે, તેમ આપણે આપણા વખતની સેંકડો સંભાળવી જોઈએ. જરાક જેટલી રજકણો મેળવવા માટે પણ સોની કેટલી બધી મહેનત કરે છે ? કેટલી બધી સફાઇથી રેતી ભેળી કરે છે ? તેને ઝાટકવામાં, ધોવામાં, તાવવામાં, બીજી રેતીથી જૂદી પાડવામાં ને તેને સાચવવામાં કેટલી બધી મહેનત લે છે, ને કેટલું બધું ધ્યાન આપે છે ? એ જો આપણે બરાબર જોયું હોય તો આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ. એમ થોડાં થોડાં રજકણો ભેળાં કરતે અંતે તેમાંથી સોની એટલી બધી કિંમતનું સોનું મેળવે છે કે આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ. અજાયબી એટલા માટે કે એવડાં નાનાં રજકણોમાંથી એટલું બધું સોનું !

ભાઇઓ ! આટલી બધી માથાફોડ પછી સોની તો માત્ર થોડું સોનુંજ મેળવી શકે છે, પણ ભક્તજન તો સોનાની રેતીની પેઠે વખતના કણને વીણવાથી શુંનું શુંય મેળવી શકે છે. વખતની રેતી તે સેંકડો છે-નાની નાની પળો છે. એ પળોને પ્રભુમાં લગાડી દેવાથી માત્ર સોનુંજ મેળવી શકાય છે એમજ નહિ, પણ તેમાંથી દેવપણું ને સ્વર્ગ પણ મેળવી શકાય છે; માત્ર સ્વર્ગજ નહિ પણ અમરપણું ને ઈશ્વર પણ એ પળોને સાચવવાથીજ ભકતો મેળવી શકે છે. એ પળોનો તો સ્વભાવજ છે કે ચાલ્યું જવું; પણ જે તેને પકડી રાખી શકે છે એટલે તેનો સારો ઉપયોગ કરે છે, તેજ દુનિયામાં સૌથી મોટામાં મોટા માણસ થઇ શકે છે; અને જે એ પળોને ભગવત્સેવામાં લગાડી દે છે તેજ ભક્ત ઇશ્વરના કૃપાપાત્ર થઇ શકે છે, માટે વખતનો રૂડો ઉપયોગ કરવાની તજવીજ કરો.

આપણી જીંદગી ક્ષણોની બનેલી છે અને ક્ષણોને, એક એક થઇને આપણને ખબર પણ ન પડે એવી રીતે, સરી જતાં વાર લાગતી નથી; માટે મહાત્માઓ કહે છે કે, વખતને સંભાળવો ને કાળનું સ્વરૂપ સમજવું, એજ સૌથી કઠિન બાબત છે. વિદ્વાનો

કહે છે કે, વખતનું માપ કરવાની શીશીમાંથી રેતીના કણ સરી પડે છે, તે માત્ર રેતીનાજ કણ નથી, પણ તે ચળકતા હીરાઓ છે. તે હીરા કરતાં પણ વધારે છે. એ સરી જતો રેતીનો એક એક દાણો તે આકાશના એક એક* તારા કરતાં પણ વધારે છે; અને જે એને પકડી શકે છે તેજ પ્રભુને પકડી શકે છે. જો એવી રીતે સરી જતા વખતને ન પકડી શકાય, તેને ભલાં કામોમાં ન વાપરી શકાય તો પછી ભર્તૃહરિ કહે છે તેમ **कालो न यातो वयमेव याताः** (કાળ ગયો નહિ પણ અમેજ ચાલ્યા ગયા,) એવું થશે. એમ ન થાય એ સંભાળજો; કારણ કે દુનિયામાં બધું પાછું મળશે, પણ ગયો વખત પાછો નહિ મળે. આખી પૃથ્વી આપી દેવાથી પણ એક ક્ષણ પણ મળી શકશે નહિ; માટે એવો કિંમતી વખત ફોકટ ન જાય એ સંભાળજો. સંસારીઓમાં ને ભક્તમાં એજ ભેદ છે કે, સંસારીઓ વખતની કિંમત સમજતા નથી એટલે તેને મોજશોખમાં ને આળસમાં ઉડાવી દે છે; અને ભકતો વખતની કિંમત સમજે છે તેથી તેને ભગવત્સેવામાં લગાડી દે છે, એટલે તેઓ તરી જાય છે. માટે ભાઈઓ! એવા અમૂલ્ય વખતને નજીવા મોજશોખમાં ને વિષયવાસનામાં ઉડાવી ન દો; ન દો. એને તો પ્રભુસેવામાંજ ને પ્રભુસ્મરણમાંજ ખરચો.

૫૬

તારે માથે નગારાં વાગે મોતનાં રે;

નથી એક ઘડીનો નિરધાર, તોય જાણ્યા નહિ જગદીશને રે. (ટેક)
મોટા મેલીને રાજ મરી ગયા રે (૨) જોતે જાતાં ન લાગી વાર—તોય૦
તારું જોબન ગયું જખ મારતું રે (૨) માથે કાળા મટી ગયા કેશ—તોય૦
અંતકાળે લેવાને જમ આવીયા રે (૨) તેનો ભાળી ભયંકર વેશ—તોય૦
રોમ કોટિ વીછું તણી વેદના રે (૨) દુઃખ પામ્યો તું દૈવના ચોર—તોય૦
સગાં સ્વારથી મળ્યાં સૌ લૂંટવા રે (૨) તેનું જરાએ ન ચાલે જોર—તોય૦
જીભ ટુંકી પડીને તૂટી નાડિયો રે (૨) થયું દેહ તજવાનું તત્કાળ—તોય૦
દેવાનંદ કહે નવ જાણ્યા મારા નાથને રે(૨) મળ્યો મનુષ્યનો દેહ વિશાળ—તોય૦

* "જાત–મહેનત"નામના પુસ્તકમાંથી.

## ૧૭૬–ચિતારાની પીંછીથી એમ ન કહેવાય કે આ ચિત્ર મેંજ બનાવ્યું; તેમજ માણસો પણ પ્રભુનાં હથિયારમાત્ર હોવાથી તેમણે કર્તાપણાનું અભિમાન કરવું ઘટે નહિ.

આપણે જેમ દરેક કામ કોઈ પણ જાતનાં સાધનવડે કે હથિયારવડે કરીએ છીએ, તેમજ માણસો એ પ્રભુનાં હથિયાર છે. જેમ કુંભારને ચાકરો છે, લેખકને કલમ છે, લુહારને હથોડો છે, ખેડુતોને હળ છે, દરજીને સોય છે, સુતારને કુહાડો છે, ધોબીને પથ્થર છે, ખલાસીને વહાણ છે ને ચિતારાને પીંછી છે તેમજ પ્રભુને કામ કરવા માટે માણસો તેનાં હથિયાર છે; કોઇ પણ કલમને એમ કહેવાનો એમ હક્ક નથી કે, આ પુસ્તક મેંજ લખ્યું; કોઈ પણ હથોડાને એમ કહેવાનો હક્ક નથી કે આ યંત્ર મેંજ બનાવ્યું; કોઈ પણ સોય એમ નહિ કહે કે આ ફેન્સી ચોળી મેં બનાવી; અને કોઇ પણ પીંછી એવું અભિમાન નહિ કરે કે આ ચિત્ર મેંજ બનાવેલું છે; કારણ કે તે તો હથિયાર છે. જે ખુબી છે તે તો તેના વાપરનારની છે; તેમજ આપણે પણ પ્રભુનાં હથિયાર છીએ. આપણે જે કાંઇ સારાં કામો કરીએ છીએ તે પ્રભુનીજ ખુબી છે. આપણે તો નિમિત્તમાત્રજ છીએ; માટે આપણાં કામોનું આપણે કોઈ દિવસ જરાપણ અભિમાન નહિ કરવું જોઇએ.

ધોબીનો પથ્થર કપડાં સાફ કરવાનો દાવો કરે, સુતારનો કુહાડો ઘર બાંધવાનો દાવો કરે, કુંભારનો ચાકરો દુનિયાની સગવડતા સાચવવાનું અભિમાન કરે અને અસ્ત્રો એવુ હુલ્લડ મચાવે કે માણસોને શોભીતાં બનાવવાનું કામ હુંજ બનાવું છું, તો એ કેટલું બધું ખોટું ? ખરૂં છે કે એ હથિયારોથીજ તેઓથી થતાં કામ સફાઇથી થાય છે, પણ તેથી કાંઇ એ કામોના કર્તા હથિયારો ગણાય નહિ. એ કામોની જે ખુબી છે તે તો એ હથિયાર વાપરનારનીજ છે, તેમજ આપણે હાથે થએલાં ભલાં કામો એ પણ ઇશ્વરનીજ ખુબી છે; એટલે કર્તાપણું આપણે માથે ઓઢી લેવું અને એ કામોનું અભિમાન કરવું એ ખુલ્લું પાપ છે. માટે સમજતાં છતાં આપણે એવું મહાપાપ નહિ કરવું જોઇએ. પ્રભુએ ગીતામાં પણ કહેલું છે કેઃ—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्व भूतानि यंत्रारूढानि मायया ॥ (અ૦૧૮ શ્લો૦ ૬૧)

અર્થઃ-જેમ સંચામાં ગોઠવેલાં પુતળાંને તેમાં મૂકેલી કળ મુજબ મરજી પડે તેમ નચાવી શકાય છે, તેમ હે અર્જુન ! આ સર્વે જીવોને તેઓના હૃદયમાં રહેલા અંતર્યામી ઇશ્વર પોતાની માયાવડે ફેરવે છે.

પ્રભુ કહે છે કે, તમે તો યંત્રનાં પુતળાં જેવા છો. તમને ચલાવનાર તો તમારા અંતરમાં રહેલો હું છું; એટલુંજ નહિ પણ પ્રભુ એમ પણ કહે છે કે, તમે તો નિમિત્તમાત્ર છો, એટલે હથિયાર જેવાજ છો; અને તમારાથી જે થાય છે તે તો મારી કૃપાથીજ. એને માટે પ્રભુએ ખુલાસાથી કહેલું છે કે:—

तस्मात्त्वमुत्तिष्ठ यशोलभस्व जित्वाशत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥
(ગીતા અ૦ ૧૧ શ્લો૦ ૩૩)

અર્થઃ-તે માટે તું યુદ્ધ કરવા ઉઠ તથા જશ મેળવ અને શત્રુઓને જીતીને સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ. હે અર્જુન ! યુદ્ધની પહેલાંજ મેં તેઓને મારી નાખેલા છે. તું કેવળ નિમિત્તમાત્ર થા.

ભાઇઓ ! આપણે જે ભલાં અને મોટાં કામો કરીએ છીએ તેને માટે દયાળુ પ્રભુએ અગાઉથીજ તૈયારી કરી મૂકેલી છે. માત્ર આપણે તેના નિમિત્ત થવાનીજ ખોટી છે-તેનો લાભ લેવાનીજ ખોટી છે. પ્રભુની આટલી બધી કૃપાનો ઉપકાર માનવો તો બાજુએ રહ્યો, પણ ઉલટું એવું અભિમાન કરવું કે બધું હુંજ કરૂં છું, એ કેટલું બધું ખોટું છે ? એ વિચાર તો કરો ! એવી ભૂલ ન થાય માટે દીનતા આણીને પ્રભુને શરણે જાઓ અને પ્રભુની મોટાઇ સમજો. ભાઈઓ ! પ્રભુની મોટાઇ સમજો.

## ૧૮૦-દુનિયાદારીમાં બહુ ફસાઇ રહેવાથીજ ઇશ્વર-કૃપા આપણી પાસે છતાં તેનો લાભ આપણે લઈ શકતા નથી.

એક માણસ યૂરોપથી અમેરિકાના નાયગરાના ધોધ જોવા ગયો. એ ધોધથી સાત માઈલ દૂર હતો, ત્યાં તેણે ધોધનો અવાજ સાંભળ્યો; તેથી ત્યાં રહેતા ખેડુતને પૂછ્યું કે, આ અવાજ શેનો

છે ? ત્યારે તે ખેડુતે કહ્યું કે, એ મને ખબર નથી. ત્યારે પેલા મુસાફરે અજબ થઇને પૂછયું કે, શું તમે એ મોટા ધોધને નથી જોયો ? ખેડુતે કહ્યું કે નહિ, હું તો મારા કુટુંબમાં ને ખેતરમાંજ લાગેલો છું. ધોધ બોધ જોવાની મને કાંઇ જરૂર નથી. આપણને તો કામ સાથે કામ. તે ખેડુતની આ વાત સાંભળી એ મુસાફરને બહુ અજાયબી લાગી તે બોલી ઉઠયો કે, દુનિયામાં આવાં પણ માણસો છેને ? હું પાંચ હજાર માઇલ દૂરથી આ ધોધ જોવા માટે આવેલો છું અને આ માણસ એ ધોધની પાસેજ રહે છે તોપણ તે જોતો નથી !

આવીજ રીતે જેઓ દુનિયાદારીમાં અતિશય લોભાઇ જાય છે તેઓ પણ પોતાની પાસે રહેલી પ્રભુકૃપાને જોઇ શકતા નથી. વ્યવહારની વસ્તુઓ તો દૂર પણ હોય છે અને તેને દેશકાળની અડચણો નડે છે, પણ ઇશ્વરને અને ઇશ્વરની કૃપાને તો કાંઇ અડચણ નડતી નથી, એટલે તે આપણાથી દૂર થઇ શકેજ નહિ; પણ વાત એટલીજ છે કે, આપણે તેને જોવાની દરકાર રાખતા નથી. જો તેને જાણવાની ને સમજવાની ઇચ્છા રાખીએ તો તે આપણાથી દૂર નથી; પણ આપણે પેલા ખેડુતની પેઠે દુનિયાદારીમાં એટલા બધા ફસાઇ ગએલા છીએ કે, પેલા ધોધની પેઠે ઇશ્વર આપણી પાસેજ હોવા છતાં પણ તેને જાણવા સમજવાની આપણે દરકાર રાખતા નથી. એમાં ઇશ્વરનો નહિ, પણ આપણોજ દોષ છે; કારણ કે પ્રભુએ તો કહેલું છે કે, મને કોઇ વહાલું નથી અને મને કોઇનો દ્વેષ નથી; પણ જે ભક્તિથી મને ભજે છે તે મારામાં છે ને હું તેમનામાં છું. માટે ભાઇઓ ! ઓશીકે પડેલું રત્ન ગુમાવી ન નાખો, પણ તેનો—ઈશ્વરકૃપાનો લાભ લેતાં શીખો.

---

## ૧૮૧—પાપ કાપવા સારૂજ આપણાપર દુઃખો આવે છે.

એક નાના છોકરાને તેની મા ચોળીમસળીને સાબુથી નવરાવવા લાગી, તેથી એ છોકરૂં રોવા લાગ્યું; તોપણ માએ તેના રોવાની દરકાર કરી નહિ ને જ્યાંસુધી તેના શરીર ઉપર મેલ હતો ત્યાંસુધી તેને ધોયાજ કર્યું. જ્યારે મેલ બધો નીકળી ગયો ત્યારેજ તે શરીરને ચોળતી અટકી. મેલ કહાડવા માટેજ તે બચ્ચાંને તેની મા ધોતી હતી, કાંઇ છોકરાં ઉપર તેને વેર નહોતું; તેમજ દુઃખ દેવાની ખાતર તે કાંઇ ધોતી નહોતી, પણ બચ્ચું એ સમજ-

તું નહોતું માટે રોતું હતું; પણ તેના રોવાથી મા કાંઇ તેને મેલું રાખી મૂકે નહિ; તેમજ આપણને દુઃખ આપવામાં પ્રભુને કાંઈ ફાયદો નથી, પણ આપણાં આગલાં કર્મનાં બંધનો કાપવા સારૂ અને આપણને પાપથી બચાવવા સારૂ તથા જગતનું મિથ્યાપણું જણાવવા સારૂ તે આપણને દુઃખ આપે છે. એટલે પાપ કપાયાવિના આપણા બૂમબરાડાથી તે કાંઇ આપણને છોડી દે તેમ નથી; માટે ભાઇઓ! દુઃખથી નિરાશ ન થાઓ, દુઃખથી નિરાશ ન થાઓ.

## ૧૮૨–ગાયના હિત માટેજ તેને ગોવાળ લાકડી મારે છે, તેમ આપણા કલ્યાણ માટેજ પ્રભુ દુઃખ મોકલે છે.

ગાયને લાકડી મારવાનો કાંઈ ભલા ગોવાળને શોખ હોતો નથી, પણ ગાયો આડે મારગે ન જાય માટે તેને હાંકવી પડે છે, તથા વખતે લાકડી પણ મારવી પડે છે. એવી રીતે લાચારીથી કોઇ વખત ગાયને લાકડી મારવી પડે તે ગોવાળને પોતાને ખાતર નહિ, પણ ગાયોના ભલાને માટેજ હોય છે. તેમજ આપણને જે દુઃખ પડે છે તે પણ આપણા કલ્યાણને માટેજ હોય છે આપણે પાપમાં ન પડીએ અને પ્રભુને યાદ કરીએ તે સારૂજ આપણને કાંઈ કાંઈ અડચણો આવી પડે છે; કારણ સુખ કરતાં દુઃખમાં પ્રભુ વધારે યાદ આવે છે. પ્રભુએ પણ કહેલું છે કે:–

> चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।
> आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥
> (ગી૦ અ૦ ૭ શ્લો૦ ૧૬)

અર્થ:–હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન! ભલાં કામ કરવાવાળા ચાર પ્રકારના લોકો મને ભજે છે:-(૧) દુઃખી, (૨) ધર્મને તથા પ્રભુને જાણવાની ઇચ્છાવાળા, (૩) ભોગ ભોગવવાનાં સાધનો મેળવવાની ગરજવાળા અને (૪) જ્ઞાની.

ભાઇઓ! આ ચાર પ્રકારના ભક્તોમાં દુઃખીઆઓને પ્રભુએ પ્રથમ ગણાવેલા છે. તે એટલાજ સારૂ કે માણસો એમ સમજે કે દુઃખ એ માત્ર દુઃખજ નથી પણ દુઃખમાં પ્રભુની ભક્તિ છે અને દુઃખથી તો પાપથી બચી શકાય છે; પણ જેમ ગાયને ગોવાળની લાકડી ગમતી નથી તેમ આપણને દુઃખ ગમતાં નથી; પણ ગાયને

એમ કયાં ખબર છે કે, એ ગોવાળની લાકડીવિના તો સરકારી ડબામાં પૂરાઈ જવાય, એ લાકડીવિના તો સાંજે પોતાનાં વાછરડાં પાસે પ્યાર કરવા ન પહોંચી શકાય, એ લાકડીને આધીન થયા વિના તો ધણીના ઘરનાં ખાણુ ન ખવાય અને એ લાકડી વિના તો વખતે વાઘના મોઢામાં જઈ પડાય. એવું ન થાય માટે ગાયને ન ગમે તોપણ ગોવાળની લાકડીની જરૂર છે ને એ લાકડીમાં મઝા છે; તેમજ આપણને દુઃખ ગમતાં નથી, પણ જો સમજીએ તો તેમાં બહુ આનંદ છે, માટે ભાઈઓ! દુઃખથી કાયર ન થાઓ.

---

## ૧૮૩–કાળાં વાદળ આવ્યા પછી વરસાદ આવે છે, તેમ દુઃખ પછી સુખ પણ આવે છેજ.

જ્યારે દુઃખ આવી પડે ત્યારે નક્કી સમજવું કે, ભગવાનની કાંઇક વધારે કૃપા આપણી ઉપર ઉતરવાની છે, કારણ કે દુઃખ પછી સુખ એ ઇશ્વરનો કાયદો છે. જ્યારે બહુ મેઘલી કાળીઅંધારી ઘોર રાત્રી થાય છે ત્યારે એ અંધારૂં ઘોર જોઇને લોકો ધારે છે કે, હવે જરૂર વરસાદ આવશે, ને ખરેખર એમજ બને છે. થોડાજ વખતમાં ધોધમાર કરતો ધોધબંધ વરસાદ પડવા લાગે છે, તેમજ આપણાં દુઃખો એ પણ અંધારી કાળી મેઘલી રાતના જેવાં છે. તેની પછવાડે વરસાદ એટલે સુખ તૈયારજ છે, પણ વાત એટલીજ છે કે પવનનું, વાદળાંનું તોફાન થયા વિના સરખો વરસાદ પડે નહિ. એ નાનકડું જરા વારનું તોફાન તો વરસાદ આવવાનું ચિન્હ છે; તેમજ આપણી ઉપર આવી પડતાં દુઃખો એ આપણે માટે આવતાં ભવિષ્યનાં સુખોની નિશાની છે. માટે તમારી નબળી સ્થિતિ જોઇને કદિ પણ દિલગીર થશો નહિ; કારણ કે બધાય દહાડા કાંઈ સરખા રહેવાના નથી, તેથી સાધુઓ ગાય છે કેઃ—

કવિત

કબહુક બાગ હાથ બાજતે નગારે સાથ,
કબહુક પાંઉ પ્યાદે શિર બોજ સહીએ;
કબહુક મેવા મીસરીકે અજીરન હોય,
કબહુક સુદીભર ચુનગોહી લહીએ;
કબહુક આપ દ્વાર ભીર હૈ ભીખારનકી,

કબહુક આપ જાય પર દાર રહીએ;
હારીએ ન હિંમત બિસારીએ ન હરિનામ,
જેહી બિધ રાખે રામ તેહી બિધ રહીએ.

## ૧૮૪—નવાં પાંદડાં આવવા સારૂ જૂનાં પાંદડાં ખરી જાય છે, તેમ વધારે સુખ મળવા સારૂજ થોડાં સુખ જતાં રહે છે.

શરદ્દઋતુમાં ઝાડનાં પાંદડાં ખરી જાય છે તે શામાટે ? ઝાડ મરી જાય તે સારૂ નહિ, પણ તેને જૂનાંને બદલે બીજાં નવાં વધારે પાંદડાં આવે તથા ભવિષ્યમાં તે વધારે ફળફૂલ આપે, માટે જૂનાં પાંદડાં ખરી જાય છે. જૂનાં પાંદડાંને ખરતાં જોઈ તે માટે ઝાડ અફસોસ કરે તો એ તેની ભૂલ છે; કારણ કે એ ઝાડનું જેટલું જાય છે તે કરતાં ઘણું વધારે થોડાજ વખતમાં તેને પાછું મળે છે. તેમજ આપણી ઉપર આવી પડતાં દુઃખો અને અડચણો એ પણ વરસાદ આવવાની અગાઉ થતાં જરા વારનાં તોફાનના જેવાં છે; એટલે એવાં ઘડીવારનાં દુઃખો સારૂ રોયા કરવું એ મૂર્ખાઈ છે; કારણ કે એ દુઃખો તો ખરી જતાં જૂનાં પાંદડાંના જેવાં છે. એને બદલે તો બીજાં ઘણાં નવાં સુખો આવવાનાં છે. પ્રભુ કયે રસ્તે આપણું કલ્યાણ કરશે તે આપણે શું સમજી શકીએ ? માટે ગમે તેવું દુઃખ આવી પડે તોપણ તેથી દિલગીર થવું નહિ જોઇએ, પણ તેને ભગવદ્દઈચ્છા સમજી, તેમાંથી કાંઇક સારૂંજ થશે એમ સમજી, શાંતિથી પ્રભુ ભજતે ભજતે તેને ભોગવી લેવાં જોઇએ.

## ૧૮૫—ધણીના કામમાં નોકરથી બોલાય નહિ, તેમ પ્રભુની ઇચ્છા મુજબ રહેવામાં આપણે દિલગીર ન થવું જોઇએ.

એક નોકરે જોયું કે ઘરમાં ટેબલ ઉંધું વળેલું છે, કાગળો ફાડી નાખેલા છે, બાટલી ફૂટી ગયેલી છે, ચોપડીઓ જેમ તેમ પડેલી છે ને ઘડીઆળ બંધ પડેલું છે. એવું જોઈને તે નોકર બહુ દોડધામ કરવા લાગ્યો, ગડબડ કરવા લાગ્યો અને બીજાજ બગાડી કહેવા લાગ્યો કે, આમ કરનાર કોણ છે ? હું તેને જોઇ લઈશ. એટલામાં તેના શેઠે આવીને કહ્યું કે, એ ફેરફાર તો મેં કરેલો છે.

એ સાંભળી તે નોકર તો ચૂપ થઇ ગયો અને પાછું બધું સરખી રીતે ગોઠવવા લાગ્યો; કારણ કે ધણી પોતાની સગવડતા મુજબ કરે તેમાં નોકરને વચ્ચે પડવાનો શો હક્ક? તેમજ આપણી ઉપર જે દુઃખો પડે છે તે ભગવદ્ઇચ્છાથીજ પડે છે; એટલે એ દુઃખોની સામે બડબડવાનો આપણને શો હક્ક છે? પ્રભુ તો ધણીનો પણ ધણી છે. તે ચાહે સો કરે, તેમાં ફોગટની હાયહોયથી શું વળે? આપણા રોવાકકળવાથી તે કાંઈ પોતાના કાયદા થોડાજ ફેરવવાનો છે? માટે ભાઇઓ! દુઃખથી નહિ હારી જતાં પ્રભુની ઇચ્છાને આધીન થાઓ.

## ૧૮૬—દુઃખની દરકાર રાખે તે ભકત શેના?

એક વૈદની વહુ સાજીમાંદી રહેની અને તોપણ આનંદી હતી. તેનું નબળું શરીર જોઇને બીજી બાયડીઓ તેની મશ્કરી કરવા લાગી કે, જુઓ જુઓ. આ વૈદની વહુ? ત્યારે તેમાથી એક જણીએ પૂછયું કે, તમે આવાં નબળાં છો તોપણ આનંદમાં કેમ છો? તમારાં દુઃખ માટે તમને કાંઇ નથી લાગતું? ત્યારે તે બાઇએ કહ્યું કે, મારા દુઃખની મને દરકાર નથી, કારણ કે મારો ધણી વૈદ છે. તેણે મારા જેવાં તો ઘણાંએ દરદીને મારા દેખતાં સાજાં કર્યાં છે, એ જ્યારે મન ઉપર લેશે ત્યારે મારૂં દુઃખ શું બિસાતમાં? જેનો ધણી ખરો વૈદ હોય તે વળી દુઃખથી શું કરવા ડરે?

ભાઇઓ! વૈદની વહુને જ્યારે આટલી બધી હિંમત હોય છે, ત્યારે સમર્થ પ્રભુ જેનો ધણી છે,એવા ભક્તજનને પોતાનાં દુઃખની શું પરવા હોય? અને દુઃખની દરકાર રાખે તે ભક્ત શેના? ખરા ભગવદીજીવો તો એમજ સમજે છે કે, જ્યારે તેની નજર પડશે ત્યારે ન્યાલ થઇ જઇશું; એટલુંજ નહિ પણ તે દયાળુ વિશ્વંભરની નજર દુઃખીઓની ઉપર સૌથી પહેલી પડશે. એ વખતે દુઃખ તો આશીર્વાદ સમાન થઇ પડશે; માટે ભગવદ્ ઇચ્છાથી આવી મળેલાં દુઃખોથી કદિ પણ રડતા ના.

પદ

સુખ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. સુખ દુઃખ૦
નળ રાજા સરીખો નર નહિ, જેની દમયંતી રાણી;

અરધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યું અન્ન ને પાણી. સુખ દુઃખ૦
પાંચ પાંડવ સરખા બાંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયને નિદ્રા ન આણી. સુખ દુઃખ૦
સીતા સરખી સતી નહિ, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહાદુઃખ પામી. સુખ દુઃખ૦
રાવણ સરખો રાજીઓ, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લૂંટાણી. સુખ દુઃખ૦
હરિશ્ચંદ્રરાય સતવાદીઓ, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘર પાણી. સુખ દુઃખ૦
સર્વે દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે, મહેતા નરસૈંનો સ્વામી. સુખ દુઃખ૦

## ૧૮૭—દુઃખ એ આપણી પરીક્ષા છે.

સોનાને સોની અગ્નિમાં તાવે છે, તે કાંઇ તેને બાળી નાખવા સારૂ નહિ,પણ તેની પરીક્ષા કરવા સારૂ અને તેને શુદ્ધ કરવા સારૂ અગ્નિમાં નાખે છે. એવી રીતે સોનાને અગ્નિમાં નાખવાથી તેની કિંમત ઘટતી નથી, પણ ઉલટો એ સોના ઉપરનો આપણો વિશ્વાસ અને ચાહ વધે છે, તથા તેની કિંમત પણ નક્કી થઇ જાય છે; તેમજ પ્રભુ આપણને જે દુઃખ આપે છે, તે આપણો નાશ કરવા સારૂ નહિ, પણ આપણને પવિત્ર કરવા સારૂ તથા આપણને સાચું સુખ આપવાને માટેજ.

ભાઇઓ! જરૂર યાદ રાખજો કે, સુખનાં તાળાં ખોલવાની ચાવી દુઃખ છે.દુઃખની ચાવીથી સુખનાં તાળાં જલદી ઉઘડી જાય છે; માટે પ્રભુકૃપાથી દૈવયોગે એ ચાવી તમને આવી મળે તો ફેંકી દેશો નહિ, ફેંકી દેશો નહિ એટલે કે એથી હિંમત હારી જશો નહિ. એથી નિરાશ થઇ જશો નહિ. એમાં પણ લહેજત છે, પણ એ લહેજતની ખબર તમોને હમણાં નહિ પડે. જ્યારે એ ચાવીથી સુખનાં તાળાં ઉઘડી જશે, ત્યારે તેની ખુબી સમજશો.

## ૧૮૮–સુખને અર્થે દુઃખ ખમવામાં પણ મઝા છે.

જમીનના પેટમાં હળપુણી ભોંકાય છે તે શામાટે ? જમીનને સાફ કરવા માટે અને તેને વધારે ફળદ્રૂપ કરવા માટે.યાદ રાખજો કે જમીનની કિંમત વધારવા માટે અને તેમાંથી વધારે

ફળ ઉત્પન્ન કરવા માટેજ તેને કોશકોદાળીના ઘા મારવામાંઆવે છે, કાંઇ તેને ખરાબ કરવા માટે નહિ; તેમજ આપણી ઉપર જે દુઃખ પડે છે, તે આપણા બૂરા માટે નહિ; પણ આપણે નહિ સમજી શકીએ તેવી રીતે કાંઇક આપણું ભલું કરવાને માટેજ તે આવે છે, માટે ભાઇઓ ! દુઃખથી હારી ન જાઓ.

જેઓ દુઃખનું રહસ્ય સમજે છે, તે અનુભવી સાધુઓ તો એમજ કહે છે કેઃ—

ખુબી છે એક દુનિયામાં, મહા દુઃખોજ સહેવામાં.

કારણ કે સુખમાં માયાનું સ્મરણ થાય છે, ને દુઃખમાં પ્રભુનું સ્મરણ થાય છે; એટલે દુઃખને ખાતર દુઃખ સારૂં નથી, પણ પ્રભુને ખાતર દુઃખ સારૂં છે. માટે ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખોથી દિલગીર ન થાઓ, પણ પ્રભુને ખાતર દુઃખ સહન કરો અને તેમાંથી પણ દિલાસો મેળવો.

---

## ૧૮૯—માળી કારણ વિના ડાંખળી પણ કાપતો નથી તો કૃપાળુ પ્રભુ આપણને કારણ વિના કેમ દુઃખ થવા દે ?

કોઇ કોઇ વખત ઉપરઉપરથી ને આજુબાજુથી માળી ઝાડને કાપે છે, એ શું તે ઝાડનો નાશ કરવા સારૂ ? નહિ ભાઇઓ. એ ઝાડને ખૂબસુરત બનાવવા માટે, તેની ઉપરના કીડા દૂર કરવા માટે અને તે વધારે ફળફૂલ આપે તે માટે ચતુર માળી ઝાડની કાપકુપ કરે છે. તેમજ પ્રભુ આપણને કાંઇ ઓછું આપે છે, અથવા આપણને નહિ ગમતી સ્થિતિમાં મૂકે છે તેનું કારણ કાંઇ આપણી ઉપર તેની અકૃપા છે એમ નથી; પણ તે તો આપણા કલ્યાણને માટેજ છે; પણ આપણે તેનો ખરો ભેદ સમજતા નથી, તેથીજ માથું કુટયા કરીએ છીએ. ભકતો કહે છે કે, એવી રીતે દુઃખનો અફસોસ કર્યા કરવો એ પ્રભુ તરફઅવિશ્વાસીપણું છે અને પ્રભુની સામે થવા જેવું છે; કારણ કે તમે વિચાર તો કરો કે, એક ગામડીઓ જંગલી માળી પણ ખરા કારણ વિના ઝાડની ડાળ કાપતો નથી કે પાંદડાં તોડતો નથી, ત્યારે કૃપાના સાગર આનંદસ્વરૂપ પ્રભુ આપણને વિના કારણ દુઃખ કેમ આપશે ? જે કારણ સારૂ તેણે દુઃખ આપેલું છે, તે કારણનો નાશ થાય એટલે તુરત-

જ દુઃખ એની મેળેજ ચાલ્યું જશે, માટે દુઃખથી હારી ન જાઓ, દુઃખથી હારી ન જાઓ.

## ૧૯૦–આ દુનિયામાં દુઃખ તો ભોગવવાંજ પડશે. પછી ગમે તો ને હસીને ભોગવો ને ગમે તો રડીને ભોગવો.

સુખદુઃખ તો જન્મમરણની સાથેજ છે, માટે તે તો ભોગવવાંજ પડશે; કારણ કે આપણા શરીરનું બંધારણજ એવા પ્રકારનું છે અને આ દુનિયાની રચનાજ એવા પ્રકારની છે કે કોઇ પણ જીવોને સુખદુઃખ થયા વિના રહેજ નહિ. માટેજ પ્રભુએ પણ કહેલું છે કેઃ–

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥
( ગી૦ અ૦ ૨ શ્લો૦ ૧૪ )

અર્થઃ–હે અર્જુન ! ટાઢ તડકો વગેરે વિષયોની સાથે ઇન્દ્રિયોનો સંબંધ થવાથી સુખદુઃખ ઉત્પન્ન થાય છે. એ સુખદુઃખ તો આવે ને જાય એવા સ્વભાવનાં છે, એટલુંજ નહિ પણ થોડીકજ વાર રહેનારાં છે, માટે હે અર્જુન ! તેને તું સહન કર.

ભાઇઓ ! પ્રભુ આપણને હુકમ કરે છે કે, તારે સુખદુઃખ તો ખમવાંજ જોઇએ. ખમવાં જોઇએ એટલુંજ નહિ, પણ તે તો એમ કહે છે કે ખમવાંજ જોઇશે; કારણ કે પ્રાણીઓનું બંધારણજ એવું છે અને કુદરતના નિયમોજ એવા છે કે જ્યાંસુધી આપણો દેહ રહે ત્યાંસુધી સુખદુઃખ થયા વિના રહેજ નહિ. એ સુખદુઃખમાંથી આપણે કોઈપણ રીતે છટી શકીએ તેમ નથી, એટલે તે આપણને રોતે રોતે કે હસ્તે હસ્તે ગમે તે રીતે પણ ભોગવવાં પડશે; કારણ કે ઇન્દ્રિયો અને વિષયોના સંબંધમાંજ સુખદુઃખ છે અને જ્યાંસુધી તમારૂં શરીર છે, તથા જ્યાંસુધી તમે આ દુનિયામાં રહો છો ત્યાંસુધી કોઇ પણ દેશમાં, કોઈપણ કાળમાં કે કોઈપણ સ્થિતિમાં એક ક્ષણ પણ તમે વિષયો અને ઇન્દ્રિયોના સંબંધ વિના રહી શકોજ નહિ; અને આ દુનિયામાં તથા આ જીંદગીમાં જે સુખદુઃખ છે તે એ સંબંધમાંજ છે, માટે તે ભોગવ્યા વિના છટકો નથી. જે બાબતમાં આપણો કાંઇ ઉપા-

યજ નથી, તેમાં રોયા કરવાથી શું ફાયદો ? માટે ભાઇઓ ! શાન્તિથી દુઃખને સહન કરો.

ઝુલણા છંદ

તંતુ કાચા તણો તાણો સંસાર છે,
સાંધીએ સાત ત્યાં તેર ત્રૂટે;
શરીરે આરોગ્ય તો યોગ્ય સ્ત્રી હોય નહિ,
યોગ્ય સ્ત્રી હોય ખોરાક ખૂટે;
હોય ખોરાક તો ન હોય સંતાન ઉર,
હોય સંતાન રિપુ લાજ લૂંટે;
કોઇ જો શત્રુ નવ હોય દલપત કહે,
સમીપ સંબંધીનું શરીર છૂટે.

## ૧૯૧–પ્રભુના હુકમથીજ દુઃખ આવે છે, માટે તે ભોગવવાંજ પડશે.

દુઃખ આવી પડવાથી અકળાવું ને દિલગીર થવું, એ પ્રભુની સામે થવા જેવું છે; કારણ કે પ્રભુનો હુકમ માનવાને આપણે આપણા ધર્મથી બંધાએલા છીએ, એટલુંજ નહિ પણ આપણા શરીરની રચના તથા જગતની પ્રકૃતિના બંધારણથી પણ આપણે પ્રભુનો હુકમ માનવાને બંધાએલા છીએ. એ સિવાય બીજું એ પણ સમજવાનું છે કે આપણી ઉપર જે દુઃખો આવી પડે છે, તે ભોગવવાનો પ્રભુનો હુકમ છે એટલુંજ માત્ર નહિ, પણ એ દુઃખો પ્રભુનાં મોકલેલાં છે અને તે ભોગવવાની ઇચ્છા ન રાખીએ તોપણ તે ફરજીયાત ભોગવવાંજ પડે છે. એમાંથી છટકી જવાનો કોઇ પણ ઉપાયજ નથી; કારણ કે પાપની શિક્ષા કરવા માટે, તથા પાપથી બચાવવા માટે દયાળુ પ્રભુએ આપણી ઉપર દયા કરીને દુઃખો મોકલેલાં છે, એટલે તે ભોગવ્યા વિના છૂટકોજ નથી. પ્રભુએ પણ કહેલું છે કેઃ—

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥
अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥

( ગી૦ અ૦ ૧૦ શ્લો૦ ૪–૫ )

અર્થ:—બુદ્ધિ, જ્ઞાન, મોહરહિતપણું, ક્ષમા, ઇન્દ્રિયોને જીતવી, મનને જીતવું, સુખદુઃખ, ઉત્પત્તિ, સત્તા, ભય, અભય તથા અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, જશ ને અપજશ એવા જૂદા જૂદા પ્રકારના ભાવો પ્રાણીઓને મારાથીજ થાય છે.

આવી રીતે જ્યારે દરેક ચીજ પ્રભુનીજ આપેલી છે, ત્યારે તેની સામે થવું એ પ્રભુની સામે થવા જેવું છે; માટે ભાઇઓ! દુઃખથી હારી જઈ પ્રભુની સામે નહિ થાઓ, પણ દુઃખને શાંતિથી ભોગવી પ્રભુને પ્રસન્ન કરો.

પદ

સબ દિન હોત ન એક સમાન. (ટેક)
એક દિન રાજા હરિશ્ચંદ્ર ગૃહ, સંપત્તિ મેરુ સમાન;
એક દિન જાય પચ ગૃહ સેવત, અંબર હરત મશાન. સબ૦
એક દિન સીતા રુદન કરત હૈ, મહાવિપિન ઉદ્યાન;
એક દિન રામચંદ્ર મિલ દોઊ, વિચરત પુષ્પ વિમાન. સબ૦
એક દિન રાજા રાજ યુધિષ્ઠિર, અનુચર શ્રીભગવાન;
એક દિન દ્રૌપદી નગ્ન હોત હૈ, ચીર દુઃશાસન તાન. સબ૦
પ્રગટત હૈ પૂરવકી કરની, તજ મન શોચ અજાન;
સૂરદાસ ગુણ કહાં લગ વરણું, વિધિકે અંક પ્રમાન. સબ૦

## ૧૯૨—ખાતર સારા ખેતરમાંજ નખાય છે તેમ પ્રભુના વહાલા હોય તેનેજ દુઃખ પડે છે.

કયા ખેતરમાં ખાતર નાખવામાં આવે છે, એ તમને ખબર છે? જે સારૂં ખેતર હોય તેમાંજ ખાતર નાખવામાં આવે છે અને ખરાબ ખેતરોને તો પડતરજ રાખવામાં આવે છે. છાણ, મૂતર, વિષ્ઠા, હાડકાં તથા ગામનો કચરો ને ગટરનું ગંધાતું પાણી ખાતરમાં હોય છે. એવી આપણને ખરાબ દેખાતી ચીજો ભલો ખેડુત પોતાનાં સારાં ખેતરમાં ખાસ નાખે છે; કારણ કે તે ખાતર છે અને ખાતરની ખુબી એ છે કે બહુ ફળ આપવું. આપણા ગામનો કચરો સારા ખેતરમાં પડવાથી જ્યારે મોટું ફળ આપે છે, ત્યારે ભક્તજનરૂપી ભલી જમીનમાં પડતું દુઃખરૂપી ખાતર કેટલું બધું સારૂં ફળ આપશે એ ખ્યાલ તો કરો? માટે ભાઇઓ! આજથી યાદ રાખજો કે, ભક્તજન ઉપર આવી પડતી અડચણો તે ખરાં દુઃખો નથી, પણ ખાતર છે. ખાતર જરા

ગંધાય તો ખરૂં, પણ તેનો ફાયદો ઘણો છે; તેમજ દુઃખ ભોગવવાં વસમાં તો લાગશે, પણ તે શાંતિથી સહન કરવામાં બહુ મોટું ફળ છે, તે યાદ રાખજો.

## ૧૯૩–ફૂલ તૂટે તોજ દેવ ઉપર ચડે, તેમ માણસો દુઃખ ખમે તોજ પ્રભુને પામી શકે છે.

સુંદર ફૂલોને અને મીઠડી કળીઓને આપણે ઝાડ ઉપરથી તોડી લઈએ છીએ, તે શામાટે? શું તેને દુઃખ દેવા માટે? ના, ના, તેને ઉપયોગી બનાવવા માટે; તેને દેવ ઉપર ચડાવવા માટે. જો એ ફૂલોને તોડયા વિના એમ ને એમ એ ઝાડ ઉપર રહેવા દીધાં હોત, તો તે થોડાજ વખતમાં કરમાઈ જાત અને પોતાની મેળે ખરી જાત. જો એમ થાત તો તે આ અવગતે જાત; કારણ કે તેના જન્મની સાર્થકતા થઇ નહિ. કોઇ પણ વસ્તુના જન્મની સાર્થકતા તેના ઉપયોગીપણાથીજ થાય છે; અને ઉપયોગીપણું દુઃખથીજ આવે છે; માટે પોતાની ઉન્નતિને ખાતર તથા ઇશ્વરને પામવા સારૂ માણસ જાતને દુઃખ વિના ચાલે તેમ નથી. ઝાડ ઉપરથી ફૂલ તોડાય છે એટલુંજ માત્ર નહિ, પણ તોડયા પછી પણ તેની ડાંખળીઓ ને પાંખડીઓ જૂદી જૂદી કરવામાં આવે છે. એ પછી તેમાં સોય ખોસવામાં આવે છે, ત્યારેજ તેની માળા થાય છે અને ત્યારેજ તે દેવ ઉપર ચડી શકે છે. એવા સંસ્કાર થાય ત્યારેજ તે સુંદરીઓનાં કોમળ હૃદય ઉપર રહી શકે છે, અને એવાં દુઃખ ભોગવે ત્યારેજ તે રાજાઓના મુગટમાં જઇ શકે છે. એ પછી પોતાના બહારથી રાજાઓને, સુંદરીઓને તથા દેવોને પણ તે શોભાવે છે. યાદ રાખજો કે આટલી બધી ઉત્તમતા દુઃખ ખમવાથીજ તેઓમાં આવે છે; માટે ભાઇઓ! દુઃખથી દિલગીર નહિ થતાં એમજ સમજો કે દુઃખમાં પણ કુદરતી દિલાસો છે, દુઃખમાં પણ આશીર્વાદ છે, દુઃખમાં પણ ઈશ્વરની કૃપા છે અને ધર્મનાં દુઃખો શાંતિથી સહન કરવાથીજ ઈશ્વરને પામી શકાય છે; માટે દુઃખથી દિલગીર નહિ થવાનો ઠરાવ કરો.

## ૧૯૪–અનંત કાળના મોક્ષ સુખ માટે દુનિયાનાં થોડાં દુઃખ ભોગવી લેવાં એ તો શૂળીનું સંકટ સોયથી પતાવી દેવા જેવું છે.

ભાઇઓ! આપણે સમજીએ તો ભગવદ્ઈચ્છાથી આવી મળેલાં દુઃખો તો આશીર્વાદ જેવાં છે; કારણ કે એથી તો શૂળીનું સંકટ સોયમાં પતી જાય તેમ છે. તમે વિચાર તો કરો કે, જેને જન્મદેશનિકાલની સજા થવાની હોય, તેનાં પાંચપંદર દિવસના સાદા કેદખાનાથી છૂટકો થઈ જતો હોય તો તે ભોગવી લેવાને કોણ ના પાડે? તેમજ નરકમાંથી જો બચાતું હોય, તો આ દુનિયાનાં થોડાંક દુઃખ ભોગવી લેવામાં શું મોટી વાત છે? પણ આવા ખુલાસા આપણે ખુલ્લી રીતે સમજતા નથી, તેથીજ નાનાં નાનાં દુઃખો આપણી પાસે મોટા પહાડ જેવાં થઇ પડે છે; પણ જો સમજીએ તો વાતમાં માલ કાંઇ નથી. ઉલટું એમજ લાગી જાય કે, દુઃખરૂપે પ્રભુની દયાજ આપણી ઉપર વરસે છે, પણ આપણે તેને સમજતા નથી, એટલે તેનો લાભ લઈ શકતા નથી. તેથીજ દુઃખ દુઃખ કુટયા કરીએ છીએ; માટે દુઃખથી હિંમત નહિ હારી જતાં એમજ સમજો કે, પ્રભુને અર્થે શાંતિથી અહીં થોડાં દુઃખો ભોગવી લેવાં એ શૂળીનું સંકટ સોયે પતાવવા જેવું છે

## ૧૯૫–પાપની શિક્ષારૂપ દુઃખ ભોગવી લેવાથી પાપ કપાઈ જઇને પ્રભુની દયા જલદી ઉતરે છે.

એક બાપને બે દીકરા હોય, તે બંને જણા કાંઇ ગુન્હો કરે, તેથી દિલગીર થઇને બાપ તે બંને છોકરાને યોગ્ય શિક્ષા કરે, એ વખતે એક છોકરો પોતાની ભૂલ કબૂલ કરી નમી જઇને બાપની માફ માગે અને બીજો બાપની શિક્ષાની સામે થાય તેમાં ફાયદો કોને? જે છોકરો પશ્ચાત્તાપ કરે, માફ માગે ને માર ખમી રહે, તેની ઉપર બાપની દયા જલદી ઉતરશે અને જે છોકરો બાપના મારની સામે થાય તેને કાંઇ બાપ છોડી દેવાનો નથી. સામે થવાથી ઉલટો તે બે ચાર લાત વધારેજ ખાશે. તેમજ દૈવેચ્છાથી આપણી ઉપર આવી પડતાં દુઃખો એ પણ આપણા પાપની શિક્ષા છે. ધીરજથી એ શિક્ષા ખમવાથીજ પ્રભુની દયા આપણે મેળવી શકશું; પણ એ શિક્ષાની–એ દુઃખોની સામે

થવાથી—એટલે કે હાય હોય કરવાથી તો ઉલટાં વધારેજ દુઃખી થશું; માટે ભાઈઓ! સુખથી ફુલાઈ જાઓ નહિ અને દુઃખથી હારી જાઓ નહિ પણ જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહો.

## ૧૯૬—કૂતરો અજાણ્યો હોય ત્યાંસુધીજ તેને બાંધવો પડે છે, તેમ આપણામાં પાપ હોય ત્યાંસુધીજ દુઃખ રહે છે.

કૂતરો જ્યાંસુધી અજાણ્યો હોય, બધાની સામે ઘુરકતો હોય, આડોઅવળો ભાગી જતો હોય અને ધણીના હુકમમાં રહેતો ન હોય, ત્યાંસુધીજ તેને સાંકળે બાંધવો પડે છે; પણ જ્યારે એ બધું પોતાનું જંગલીપણું તે મૂકી દે અને ધણીના હુકમમાં તથા દુનિયાદારીના વિવેકમાં આવી જાય, તથા ઈસારામાં સમજી જઇ ધણીની પાછળ પાછળ દોડતો જાય, ત્યારે તેની સાંકળ કાઢી નાખી તેને છૂટો મૂકવામાં આવે છે. તેમજ જ્યાંસુધી આપણામાં પાપ છે અને આપણે ખરા ભક્ત થયા નથી, ત્યાંસુધીજ દુઃખ છે. એ પછી કાંઇ નથી. ભક્ત થયા પછી—પ્રભુની ઈચ્છામાં આપણી ઇચ્છા મિલાવી દીધા પછી દુઃખ નથી, અને પાપને છેડી દીધા પછી બંધન પણ નથી. એ બધું તો સર્વાત્મભાવથી પ્રભુને શરણે ન જઇએ ત્યાંસુધીજ છે, માટે દુઃખથી છૂટવું હોય તો અજાણ્યા કૂતરાની પેઠે પ્રભુથી અજાણ્યા ન રહો; પણ તમારા વિકારોને છોડી પ્રભુને શરણે જાઓ. એ સિવાય દુઃખથી છૂટવાનો બીજો માર્ગ નથી. બહુ રોયા કરવાથી ને બહુ હાય હોય કરવાથી તથા અફસોસ કર્યા કરવાથી કાંઇ દુઃખ જાય નહિ. પણ પાપને છોડી પ્રભુને શરણે જવાથીજ દુઃખ મટશે. માટે ભાઇઓ! દુઃખથી છૂટવા સારૂ કોઈ પણ રીતે, કોઇ પણ રસ્તે, સર્વાત્મભાવથી પ્રભુના માર્ગમાં આવો, પ્રભુના માર્ગમાં આવો, પ્રભુના માર્ગમાં આવો.

## ૧૯૭—વૈદ પણ બનતાં સુધી કડવી દવા નથી આપતો ત્યારે આનંદસ્વરૂપ પ્રભુ વિના કારણ દુઃખ કેમ આપશે?

આપણી ઉપર દુઃખ કયારે પડે છે એ તમને ખબર છે? દુઃખ એ કાંઇ મઝાની ચીજ નથી, એ તો માત્ર લાચારીનો ઉપાય

છે. હુશીઆર વૈદ્ય પણ બનતાં સુધી કડવી દવા નથી આપતો અને ગરીબમાં ગરીબ મા પણ બનતાં સુધી પોતાના છોકરાને હલકો ખોરાક આપતી નથી, ત્યારે તમો વિચાર કરો કે સુખનું સ્વરૂપ ને આનંદની મૂર્તિ પ્રભુ આપણને ચાહીને દુઃખ કેમ આપશે ? એ તો જ્યારે આપણે શાસ્ત્રને ન માનીએ, ગુરુઓની દરકાર ન રાખીએ, મોટા પુરુષોએ બતાવેલા સલામત માર્ગે ન ચાલીએ, ધર્મને બાજુએ મૂકીએ, અંતઃકરણની સલાહ ઉપર પાણી ફેરવીએ, સ્વર્ગનાં સુખોથી પણ ન લલચાઇએ અને નરકની વેદનાની વાતોથી પણ ન ડરીએ ત્યારે લાચાર થઈને પ્રભુને દુઃખનો છેલ્લો ઈલાજ લેવો પડે છે અને તે પણ આપણા ભલાને જ માટે; કારણ કે દુઃખથી માણસ લાચાર થઇને છેવટ પ્રભુની તરફ વળે છે. એવી રીતે પોતાની તરફ ખેંચવા માટે જ પ્રભુ આપણને દુઃખ આપે છે, માટે ભગવદ્દઈચ્છાથી આવી પડેલાં દુઃખો આપણે ધીરજથી ખમવાં જોઇએ.

## ૧૯૮–ભક્તિનો બદલો ઇચ્છવો એ પ્રભુ ઉપર અવિશ્વાસ કરવા જેવું છે.

ભક્તિના પ્રકરણમાં શ્રદ્ધાની અંદર સર્વ બાબનો સમાઇ જાય છે; કારણ કે શ્રદ્ધા એ રૂપિયા બરાબર છે અને બીજાં સાધનો તે દોકડા બરાબર છે. જો આપણા હાથમાં રૂપિયો હોય તો ઘણાએ દોકડા આવી શકે તેમ છે; પણ આપણે પ્રભુ પાસે આપણી ભક્તિનો બદલો માગીએ છીએ, એટલે કે આપણી પાસેનો રૂપિયોજ ખોઇ નાખીએ છીએ, આપણી બધી મૂડીજ ગુમાવી દઈએ છીએ અને ભિખ માગીએ છીએ; કારણ કે વિશ્વાસ એજ ભક્તિની મૂડી છે, એટલે ભક્તિના બદલાની આશા રાખવી એ વિશ્વાસ ખોઈ નાખવા જેવું છે. જો પ્રભુ ઉપર આપણને પૂર્ણ વિશ્વાસ હોય તો પછી તેની પાસે ભક્તિનો બદલો માગવાની જરૂર રહેતી નથી; કારણ કે ભક્તનું યોગક્ષેમ કરવાને તે બંધાએલા જ છે અને આપણા કરતાં પણ તે આપણું કલ્યાણ વધારે સારી રીતે સમજે છે; માટે તેની ઇચ્છાને આધીન થવામાંજ મઝા છે, તેની સામે થઈને માગવામાં મઝા નથી. માગવું એ તો અવિશ્વાસીપણું છે ને હલકાઈ છે. પ્રભુએ પણ ગીતામાં કહેલું છે કે:–

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥
(ગી૦ અ૦ ૨ શ્લો૦ ૪૯)

અર્થઃ—ફળની ઈચ્છા રાખ્યાવિના જે કર્મ કરવાં તેજ ઉત્તમ છે. ફળની ઇચ્છાવાળાં કર્મ તો ઉતરતા પ્રકારનાં છે; માટે હે અર્જુન! ઈશ્વરને પામવા સારૂ તું ફળની ઇચ્છા રાખ્યાવિના કર્મ કર. ભક્તિના બદલાની ઈચ્છા રાખનારાઓ તો લોભિયા છે.

માટે ભાઈઓ! ભક્તિના બદલાની ઇચ્છા રાખી, અવિશ્વાસી નહિ બનતાં ભગવદ્આશરાનું બળ રાખી વિશ્વાસી જીવન ગાળતાં શિખો, એ સંસારસાગર તરવાનો સહેલો રસ્તો છે.

પદ

ભાવ થકી નિત ભજીએ પ્રભુને, ભાવ થકી નિત ભજીએ. (ટેક)
સુખ દુઃખાદિ ધર્મ દેહના, અંતર એમ સમજીએ. પ્રભુને૦
વિષયવાસના સૌ દુઃખ કારણ, સમજી તેને તજીએ. પ્રભુને૦
ભજન પ્રતાપે સાધન સાચું, સ્વર્ગ તણું તો સજીએ. પ્રભુને૦

## ૧૯૯—ઝાડની નીચે પણ છાંયા ને ફળ મળે છે, તો પ્રભુને આશરે રહેવાથી કેટલું બધું મળશે?

ઝાડ તો જડ છે, તોપણ આપણે કોઇ પણ ઝાડની નીચે બેસીએ તો તેની છાંયા મળે છે; અને વખત આવ્યે ફળ પણ મળે છે. માણસો હજારો વિકારોથી ભરેલાં છે, તોપણ કોઈ માણસને આશરે રહીએ તો તે પણ પ્રસંગોપાત પોતાની યથાશક્તિ આપણને મદદ કરે છે. આપણે સૂકા લાકડાને આશરે રહીએ તો તે પણ આપણને પાણીમાં ડૂબવા દેતું નથી. લાકડાનાં વહાણ પણ આપણને સહીસલામત કિનારે પહોંચાડે છે, ત્યારે જો આપણે પ્રભુને આશરે રહીએ—પ્રભુનું શરણ પકડી લઇએ, પ્રભુની ઇચ્છાને આધીન થઈ જઇએ તો આપણે કેટલું બધું મેળવી શકીએ? એ ખ્યાલ તો કરો. ઝાડ કરતાં, લાકડાં કરતાં અને આપણા પટેલો, શેઠિયાઓ તથા કારભારીઓ કરતાં ઈશ્વર કેટલો બધો મહાન છે ને કેટલો બધો શ્રેષ્ઠ છે, એ વિચાર તો કરો. એવા મહાપવિત્ર સર્વવ્યાપક ઈશ્વરને શરણે જવામાં આપણને અડચણ શું છે? અને તેના શરણમાં ગયા પછી આપણે તેની પાસેથી કાંઈ પણ શામાટે માગવું જોઈએ? શું તેને આપણી ફિકર નથી? શું તે આપણું કલ્યાણ શેમાં છે એ નથી સમજતા? શું તેની મહાન

દયાવિના આપણે આજ સુધી જીવી શકયા છીએ ? ભાઇઓ ! તેની તો અખંડ દયા છે. આપણને આપણા કલ્યાણની જે વસ્તુ આજ સુધીમાં મળી ગઇ છે તે સાચવવાને અને આપણી યોગ્યતા પ્રમાણે નવી આપવાને તે બંધાએલો છે. આપણને માગવું પડે એવું તેણે રાખ્યુંજ નથી અને ખરા ભકતોને પ્રભુ સિવાય-- પ્રભુને છોડીને બીજું માગવાલાયક શું હોય ? માટે ભાઇઓ ! પૂર્ણ પ્રેમ આણીને અંતરના વિશ્વાસથી ને હૃદયના બળથી, સર્વાત્મભાવથી પ્રભુને શરણે જાઓ, પ્રભુને શરણે જાઓ.

## ૨૦૦–ઇચ્છાઓને રોકવી, એ તપ છે.

તપ એટલે શું ? મહાત્માઓ કહે છે કે પોતાની ઇચ્છાઓનો ભોગ આપવો તેનું નામ તપ છે. ઇચ્છાને કેવી રીતે રોકવી તેને માટે કહ્યું છે કેઃ–

એક સાધુને કોઇ ગૃહસ્થે પોતાને ઘેર ભિક્ષા લેવા આવવા કહ્યું. સાધુએ કહ્યું કે, મને તો આજે દૂધપાક ખાવાની ઇચ્છા થઇ છે. તે ગૃહસ્થે કહ્યું કે, ત્યારે તો મહારાજ બહુ સારૂં, આજે મારે ઘેર દૂધપાકજ બનાવેલો છે. એ સાંભળી તે સાધુએ કહ્યું કે, હવે મારે દૂધપાક નથી ખાવો. ગૃહસ્થે કહ્યું કે, મહારાજ ! આમ શું કરો છો ? હમણાંજ કહ્યું કે મને દૂધપાક ખાવાની ઇચ્છા થઈછે; અને જ્યારે દૂધપાક તૈયાર છે, ત્યારે કહો છો કે મારે તે નથી ખાવો, આમ કરવાનું કારણ શું ? ત્યારે સાધુએ કહ્યું કે, મને દૂધપાક ખાવાની ઇચ્છા થઇ, માટે તે ખાવો નથી. શેઠે પૂછ્યું કે એમ કરવાનું કાંઇ કારણ ? ત્યારે સાધુએ કહ્યું કે, હા, એમ કરવું એનું નામ તપ છે. આપણી ઇચ્છાઓને રોકવી– આપણા મનને મારવું, તેનું નામ તપ છે.

જો મનની ઇચ્છા મુજબ કર્યા કરીએ, તો એ ઇચ્છાઓનો અ રો કયાં આવે ? એક ઇચ્છા પૂરી થતા પહેલાં તેમાંથી બીજી દશ ઇચ્છાઓ પેદા થાય છે અને એ દશમાંથી બીજી સો થાય છે; પણ એક ઇચ્છાને દાબી દેવાથી બીજી દશ ઇચ્છાને દાબી શકાય છે, માટે આપણી વધતી જતી ઇચ્છાઓને દાબવી-રોકવી એનું નામ તપ છે. એથી વસ્તુઓનો મોહ છૂટતો જાય છે, વિષયો ફીકા લાગતા જાય છે, ઇંદ્રિયો શાંત થતી જાય છે અને પ્રભુના રસ્તામાં સહે-

લાઈથી આગળ વધી શકાય છે; માટે લાચારીને લીધે કદાચ પ્રભુને નામે આપણાથી બીજું કાંઈ ન આપી શકાય તો ફિકર નહિ, પણ આપણી ઈચ્છા તેને આપી દઇએ એટલે પછી બીજું કાંઈ પણ આપવાનું બાકી રહેતું નથી; અને મન મારવું શીખ્યાથી-જ પ્રભુની ઈચ્છાને આધીન થઇ શકાય છે તથા પ્રભુને આપણી ઈચ્છા આપી શકાય છે. એનું નામજ તપ છે અને તે સાત્વિક તપ છે. એવી રીતે મનને મારતાં શીખવાથી વ્યવહારના ઘા ખમવા ભારે પડતા નથી અને એવી ખામોશ રાખવાથી જીંદગીમાં સરળતા થઇ પડે છે. આ તપ થોડું ઘણું બધાથી બની શકે એવું છે; માટે ભાઇઓ ! મનને રોકતાં શીખો, મનને રોકતાં શીખો.

---

## ૨૦૧–છોકરો બાપનું અપમાન કરે એ કેવું ખરાબ? ત્યારે આપણે જગત્પિતાનું અપમાન કરીએ છીએ તેનું શું?

બીજા માણસો કદાચ આપણું અપમાન કરે તો તેમની ઓછી દરકાર રહે છે, પણ ખુદ આપણાં છોકરાંઓ આપણું અપમાન કરે, એ તો બહુજ ખરાબ લાગે છે; અને તેમાં પણ જેની ઉપર બહુ મહેનત કરી હોય તથા જેની તરફથી સારી આશા રાખી હોય તે ભણેલાંગણેલાં જુવાન છોકરાંઓ માબાપનું અપમાન કરે, એ તો બહુ જુલમનીજ વાત થઇ પડે છે; તેમજ જે જીવ પ્રભુથી પેદા થએલા છે અને પ્રભુમાંથી જીવન મેળવે છે, તેજ જીવો પ્રભુની સામે થાય ને પ્રભુનું અપમાન કરે, તે પ્રભુને બહુ ખરાબ લાગે છે. પશુઓ, કીડા, પતંગિયાં ને ઝાડપાન વગેરે જીવો બાળક જેવાં છે. નાનાં બાળકો બાપની મૂછ ખેંચે, ખોળામાં મૂતરી પડે; અથવા રોતે રોતે હાથપગ પછાડતાં લાત મારી લે તે તેના અજ્ઞાનપણાને લીધે–બચ્ચાંઓ ઉપરના પ્રેમને લીધે બાપ ખમી લે છે; પણ જુવાન છોકરાથી જાણી જોઈને કાંઇ બાપની મૂછો ખેંચાય નહિ અને પોતાના ધૂળ જેવા સ્વાર્થ સારૂ કાંઇ બાપને લાત મરાય નહિ; અને જો કદાચ લાત મારે તો બાપ ગમે તેવો ભલો હોય અને એ લાતથી તેને પોતાને કાંઇ હરકત ન થાય તોપણ પોતાના છોકરાનાજ ભલા સારૂ કદિ પણ તે સાંખી શકે નહિ. તેમજ માણસો છે તે પ્રભુનાં ભણેલાંગણેલાં જુવાન છોકરાં જેવાં

છે અને બીજાં પ્રાણીઓ છે તે નાનાં બાળકો જેવાં છે; એટલે બીજાં પ્રાણીઓના ગુન્હાઓ માફ થશે, પણ માણુસોનાં પાપો ખરા પશ્ચાત્તાપવિના અને ખરા પરમાર્થવિના માફ થઇ શકે તેમ નથી; માટે ભાઇઓ ! સમજતાં છતાં પણ સ્વાર્થમાં આંધળા થઇને આપની તરફ લાત ન ફેંકો; પણ થઈ ગએલી ભૂલોનો પશ્ચાત્તાપ કરીને પ્રભુની પાસે માફી માગો અને થઇ ગએલી ભૂલોના બદલામાં બીજાં વધારે સારાં કામો કરો, એટલે દયાળુ પ્રભુ તમોને અવશ્ય માફી આપશે.

પદ

હરિ જેવો તેવો હું દાસ તમારો, કરુણાસિંધુ ગ્રહો કર મારો. (ટેક)
સાંકડાના સાથી શામળીયા, છો બગડયાના બેલી;
શરણે પડયો ખળ અમિત કુકરમી, તદપિ ન મૂકો ઠેલી. હરિ૦
નિજ જન જૂઠાની જાતી લજ્યા, રાખો છો શ્રીરણછોડ;
શૂન્યમાગ્યને સફળ કરો છો, પૂરો બરદ બળ કોડ. હરિ૦
અવળાનું સવળું કરો સુંદરવર, જ્યારે જન જાય હારી;
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુઃખ દુકૃતહારી. હરિ૦
વિનતિ વિના રક્ષક નિજ જનના, દોષ તણા ગુણ માનો;
સ્મરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો. હરિ૦
વિકળ પરાધીન પીડા પ્રજાળો, અંતરનું દુઃખ જાણો;
આરતબંધુ સહિષ્ણુ અભયકર, અવગુણ ઉર ન આણો. હરિ૦
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, દયા પ્રીતમ ગિરિધારી;
શરણાગત વત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી. હરિ૦

---

## ૨૦૨–બીજાને શિખામણ આપવી એમાં મોટી વાત નથી, પણ તે પ્રમાણે પોતે વર્તવું એમાંજ ખુબી છે.

દુનિયાના પાક્કા અનુભવી એક બુઢ્ઢા સાધુને કોઇએ પૂછયું કે, મહારાજ ! દુનિયામાં સૌથી સહેલું શું ? ત્યારે તે સાધુએ જવાબ દીધો કે, બીજાંને શિખામણ દેવી તે. પેલા માણસને અજાયબી લાગી કે એ કેમ બને ? શિખામણ દેવામાં તો ડહાપણની જરૂર છે. ત્યારે સાધુએ કહ્યું કે, બચ્ચા ! બીજાઓને શિખામણ દેતી વખત સૌ ડાહ્યા બની જાય છે. શું તમને ખબર નથી કે આપણાં સગાંસનેહીઓમાં કે નાતજાતમાં કોઇને ત્યાં મરણ થઈ ગયું હોય, ત્યારે તેને ત્યાં આપણે દિલાસો દેવા માટે જઇએ

છીએ; એ વખતે સર્વ લોકો દિલાસાની સેંકડો વાતો સંભળાવે છે અને ઘણી જાતના દાખલાદલીલો આપે છે; પણ જ્યારે પોતાનેજ ઘેર એવો પ્રસંગ આવી પડે છે ત્યારે બીજાને દિલાસો દેતી વખત પોતે બોલ્યા હોય તે પ્રમાણે કોણ પાળી શકે છે ? વ્યભિચારીઓ પણ વ્યભિચાર નહિ કરવો જોઇએ એમ કહે છે, ચોરો પણ ચોરી નહિ કરવાની બીજાઓને શિખામણ આપે છે, દારૂડીઆઓ દારૂ પીવો ખરાબ છે એમ કહેતા જાય છે ને દારૂ ઠાંસતા જાય છે, આપણે સેંકડો વખત વાતવાતમાં કહીએ છીએ કે જૂઠું બોલવું એ મહા પાપ છે અને તોપણ આપણે પોતે કેટલી બધી વખત જૂઠું બોલીએ છીએ એ ખ્યાલ તો કરી જુઓ ! બીજાઓને શિખામણ દેવી એ સહુ સહેલી વાત છે, પણ તે પાળવી એજ મુશ્કેલ છે. ઇશ્વરના પવિત્ર નામથી—એ નામમાં રહેલી ઇશ્વરીકૃપાથી હરિજનો ઘણી શિખામણો પાળી શકે છે; માટેજ બીજા સાધારણ લોકો કરતાં તેમનો દરજ્જો ચડિયાતો છે. શિખામણ આપવી એ તો સહેલામાં સહેલું છે, પણ તે પાળવી એજ મુશ્કેલી છે ને એમાંજ માણસની પરીક્ષા છે. મહાન ભકત તુકારામ કહે છે કેઃ—

**बोले ऐसा चाले त्याची वंदावी पावलें,**

અર્થઃ—જે માણસ બોલવા પ્રમાણે ચાલનો હોય તેની ચાખડી પણ વંદન કરવાલાયક છે; મતલબ કે, બોલી નાખવામાં કાંઇ મુશ્કેલી નથી પણ બોલવા પ્રમાણે પાળવું એમાંજ મુશ્કેલી છે. માટે શિખામણ હૃદયમાં ધારણ કરી તેને જીવનમાં અનુભવવાની કોશીશ કરો, એજ ખરા ભક્તનું લક્ષણ છે.

---

## ૨૦૩—પોતાનાં લક્ષણ સુધાર્યા વિના ગુરુ બની બેસવું એ અગાઉથી નરકની ટીકીટ લઇ રાખવા જેવું છે.

કોઇ એક રાજાનો ગુરુ મરી ગયો ત્યારે તે રાજા પોતાને માટે બીજો ગુરુ શોધવા લાગ્યો; પણ કોઇ લાયક ગુરુ મળે નહિ; કારણ કે ગુરુનો દરજ્જો કાંઇ નાનો નથી અને ગુરુની જોખમદારી કાંઇ જેવી તેવી નથી. ગુરુ બનીને માલ માલ ઉડાવવા તો સૌને ગમે પણ પછી તેનું અંતે પરિણામ શું ? એ વિચાર કરવો જોઇએ. બહુ

શોધ કર્યા પછી રાજાએ એક વિદ્વાન માણસને પસંદ કર્યો ને તેને કહ્યું કે, તું અમારો ગુરુ થા ને સ્વર્ગવાસી થયેલા ગુરુની ગાદી ઉપર બેસ. ત્યારે તે માણસે કહ્યું કે, હું ગુરુ થવાને લાયક નથી. ગુરુની જોખમદારી હું સમજું છું. એવી જોખમદારી હું મારી ઉપર લઇ શકું એવી મારામાં શકિત નથી. રાજાએ કહ્યું કે, એમ નહિ ચાલે. અમારે મન તું બહુ સારો માણસ છે, માટે તારે કાલ સવારમાં ગુરુની ગાદી ઉપર બેસવું પડશે. રાજાનો આ હુકમ સાંભળી તે માણસ બહુ ફીકરમાં પડયો. તેને લાગ્યું કે લક્ષણો સુધાર્યા વિના હું કેમ ગુરુ થઇ શકું ? મારું અંતઃકરણ મને કેમ ન ડંખે ? એવી રીતે લાયકાત વિનાના ગુરુ થઈ બેસવું એ તો અગાઉથી નરકની ખાસ ટીકીટ લઈ રાખવા જેવું છે. એ બધા લોકો ભલે મને સારો સમજતા હોય પણ મારું મન મને શું કહે ? હું ગુરુ થઈ શકું તેમ નથી. અને રાજા પોતાનો હુકમ ફેરવે તેમ નથી;માટે બહેતર તો એજ છે કે હું મારી જીભ કાપી. નાખું જીભ કાપી નાખવાથી રાજા મને ગુરુ બનાવશે નહિ એટલે પછી મારે નરકમાં જવું નહિ પડે;એમ વિચારી તે પંડિતે એજ રાતમાં પોતાની જીભ કાપી નાખી.

ભાઈઓ ! અસલના કાળમાં આ ખરી બનેલી વાત ઉપરથી ગુરુની જોખમદારી કેટલી બધી મોટી છે તે આપણે સમજવાનું છે ગુરુના દરજ્જાની જોખમદારી સમજે તે સાધકો કદિ પણ ગુરુ થવાની હિંમત કરે નહિ; તે તો એવા લેભાગુ ગુરુ બની જઈને નરકની ટીકીટ ખરીદી રાખવા કરતાં પોતાની જીભ કાપી નાખવીજ પસંદ કરે; માટે ભાઇઓ ! ગુરુ બનતાં પહેલાં લક્ષણો સુધારો, ખબ શાસ્ત્રો વિચારો ને પછી ગુરુ બનો. તુંબડીમાં કાકરા ભરીને ગુરુ ન બનો, ન બનો. એવી રીતે ગુરુ બની બેસવાથી કાંઈ શાસ્ત્રોનું કે ધર્મનું રહસ્ય સમજાય નહિ. જેમ છે કે કહ્યું છે કેઃ—

પદ

શું જાણે વ્યાકરણી, વસ્તુને શું જાણે વ્યકરણી. (ટેક)
મુખપર્યંત ભર્યું ઘૃત તદપિ, સ્વાદ ન જાણે બરણી. વસ્તુ૦
સુંદર ઘીથી શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી. વસ્તુ૦
અંતર માંહે વસે અગ્નિ પણ, આનંદ પામે ન અરણી. વસ્તુ૦
નિજ નાભીમાં કસ્તુરી પણ, હર્ષ ન પામે હરણી. વસ્તુ૦
દયો કહે ધન દાટયું ઘણું જયમ, ધનવંત કહાવે નિર્ધણી. વસ્તુ૦

## ૨૦૪–દુનિયામાં સૌ મૂરખો કરતાં પાપી વધારે મોટો મૂરખ છે, કારણ કે તે પ્રભુની સામે થાય છે.

આ દુનિયામાં મૂરખો તો ઘણાએ છે, પણ તેમં પાપી સર્વથી વધારે મોટો મૂરખ છે; કારણ કે તે પ્રભુની સામે થાય છે. નબળો માણસ રાજાની સામે થાય તેમાં તેની જેમ ખરાબી થાય છે અને બકરી સિંહની સાથે લડવા જાય તેમાં તેનો જેમ નાશ થાય છે; તેમજ સમર્થમાં સમર્થ ને કાળના પણ કાળ પ્રભુની ઇચ્છાની સામે થવું એ તેની સાથે લડવા જેવું છે. હવે ભાઇઓ ! વિચાર તો કરો કે પ્રભુની સામે થઇને તે શું લકુંબો મેળવી શકશું ? આપણામાં કહેવત છે કે " સૂરજ સામે ધૂળ ઉડાડે તે પોતાનીજ આંખમાં પડે. " જ્યારે સૂરજની સામે ઉડાડેલી ધૂળ પાછી આપણીજ આંખમાં પડે છે, ત્યારે વિચાર તો કરો કે જે કરોડો સૂરજનો પણ બનાવનાર છે, તેની સામે આપણે જે ધૂળ ઉડાડીએ છીએ તે પાછી ક્યાં પડશે ? આપણે પાપને નાનાં સમજીએ છીએ પણ એ નાનાં પાપની ભયંકરતા કેટલી મોટી છે તે જુઓ તો ખરા ? પાપની અતિ ભયંકરતા જોઇનેજ તેથી કંપીને મુનિઓએ કહેલું છે કે, દુનિયામાં સૌ મૂરખો કરતાં પાપીઓ વધારે મૂરખ છે; કારણ કે દુનિયાના બીજા મૂરખો તો દુનિયાની સાધારણ ચીજોની સાથેજ મૂરખાઇ કરે છે, પણ પાપીઓ તો ખુદ પ્રભુની સામે થાય છે. એ કરતાં વધારે મૂરખાઇ બીજી શી હોઇ શકે ? પ્રભુ ! અમને પાપથી બચાવ, પાપથી બચાવ.

## ૨૦૫–છોકરાંઓ ખાવાનું લીધા વિના માનો છેડો છોડે નહિ, તેમ ઇચ્છેલી વસ્તુ મળતાં સુધી પ્રભુનો છેડો ન છોડો.

જેમ છોકરાંઓ ખાવાનું લીધા વિના પોતાની માનો છેડો મૂકતાં નથી, તેમ આપણે પણ ઇચ્છેલી વસ્તુ મળતાં સુધી પ્રભુનો કેડો મૂકવો નહિ. આપણે ભિખારીઓની માગણીથી કાયર થઇએ છીએ પણ પ્રભુ તેથી કાયર થતો નથી. તેની ઇચ્છા તો એવીજ છે કે, માણસો મારી પાસે સારામાં સારૂં માગ્યાજ કરે, અને હું તેને વધારેમાં વધારે આપ્યાજ કરૂં. બે ચાર ભિખારીઓ પછવાડે લાગે તો આપણા હાલના કડક મીજાજના શેઠીયાઓનો

સ્વભાવ બગડી જાય છે. માગનારાઓથી તેઓ કાયર થઇ જાય છે અને કાંઇ પણ આઘું પાછું નહિ જોતાં ઝટ લઇને ફાટે ડાચે ગમે તેવી ભુંડી ગાળ દઇ દે છે;અથવા લૈયા પાસે ધક્કા મરાવે છે! પણ યાદ રાખજો કે પરમ દયાળુ પ્રભુ તેમ કરતો નથી.તે આપણી માગણીઓથી કદિ પણ કાયર થતો નથી.તે તો એમજ ઈચ્છે છે કે,હજી પણ વધારેમાં વધારે લોકો, વધારેમાં વધારે માગણી કરીને મારી પાસે માગ્યાજ કરે હું તેઓને આપ્યાજ કરૂં. એજ પ્રભુની પ્રભુતા છે. માગવાથી જો આપણે થાકી જઈશું તો પ્રભુ આપણને આપશે નહિ; કારણ કે જેમ માબાપને પોતાનાં વહાલાં છોકરાંઓનું કાલું કાલું બોલવું મીઠું લાગે છે અને તેઓની પાસે એનું એ વારે વારે બોલાવ્યા કરે છે તેમ પ્રભુને આપણી પ્રાર્થનાઓ મીઠી લાગે છે, અને તે આપણી પાસે વારે વારે એનું એ બોલાવવા ઈચ્છે છે, માટે પ્રભુની પાસે વારંવાર માગણી કરતાં કાયર થવું નહિ; પણ જેમ બાળકો ખાવાનું મળતાં સુધી પોતાની માનો છેડો છોડતાં નથી, તેમ આપણે પણ આપણી ઇચ્છેલી વસ્તુ મળતાં સુધી પ્રભુનો કેડો નહિ મૂકવો જોઈએ. ઇચ્છવાલાયક વસ્તુ શું છે? તે કાંઇ ભક્તોને કહેવું પડે તેમ નથી. ખરા ભક્તો ઇશ્વરની કૃપા સિવાય બીજું કાંઇ માગતાજ નથી; કારણ કે પ્રભુને નિષ્કામ ભક્તિ પ્રિય છે અને બીજું પ્રભુકૃપામાં સર્વ ઈચ્છિત વસ્તુનો સમાવેશ થઇ જાય છે; માટે પ્રભુના શરણમાં જવાની પ્રબળ ઇચ્છા રાખવા સિવાય બીજું કાંઈ પણ ખરા ભક્તોને ઇચ્છવાયોગ્ય નથી.

પદ

સંતનકે સંગ લાગ રે, તેરી આછી બનેગી. (ટેક)
હંસનકી ગતિ હંસહી જાણે, કોઇ ન જાણે કાગ રે. તેરી૦ સંત૦
સંતનકો સંગ પૂર્ણ કમાઇ, હોઈ બડો તેરો ભાગ રે. તેરી૦ સંત૦
ધ્રુવજી બની પ્રહ્લાદકી બન ગઇ, હરિ સમરન વૈરાગ રે. તેરી૦ સંત૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ, રામ ભજનકો લાગ રે. તેરી૦ સંત૦

## ૨૦૬–ભૂખ લાગ્યા વિના સારૂં ખાવાનું પણ ગમે નહિ, તેમ પાપીઓને મોક્ષની વાતો પણ ગમતી નથી.

જેને ભૂખ લાગેલી ન હોય તે જમવામાં હજારો વાંધા કહાડે છે. તેને સારામાં સારૂં પીરસેલું હોય તોપણ તે તેને ગમતું નથી.

તેમાંથી પણ તે ખામીઓ શોધે છે; પણ જેને ખરેખરી ભૂખ લાગેલી છે, તેને સૂકુંપાકું, લુખુંપુખું, કે કાચુંકોરૂં આપ્યું હોય તો તે પણ બહુ ખુશીથી ખાઈ જાય છે. તે પણ તેને સ્વાદિષ્ટ લાગે છે. એવું પણ તેને પચી જાય છે અને એવામાંથી પણ તેને પોષણ મળે છે; પણ જેને ભૂખ નથી લાગી, તેને સારામાં સારી ચીજ પણ ખાવી ગમતી નથી અને ખાધા પછી તે પચતી નથી. એવી જ રીતે જે ઈશ્વરી રસ્તામાં આવવા ઇચ્છે છે ને જે સરળ હૃદયના છે તેને પ્રભુવિષેની સાધારણ વાતો પણ મીઠી લાગે છે. તેમાથી પણ તેની ભકિત વધતી જાય છે અને એવી રોજની સાધારણ વાતોમાંથી પણ તેઓ અપૂર્વ આનંદ લૂટતા જાય છે; પણ જેનું હૃદય કઠોર છે અને જેનું મન વ્યવહારની ખોટી મોહક લાલચોમાંજ રચીપચી રહેલું છે તેને ઈશ્વરના ઉમદા ખ્યાલો આવી શકતા નથી. એવાઓને ભકિતની સહેલામાં સહેલી વાત કહીએ તોપણ તે પાળી શકતા નથી. પોતે કાંઈ પાળી શકતા નથી, એટલુંજ નહિ પણ મહાન ભકતોની અદ્‌ભુત શકિતની કેટલીક ખરી બનેલી વાતો અને ઈશ્વરની અનંત દયા તથા ઈશ્વરના અખૂટ સામર્થ્યનો ખ્યાલ પણ તેઓને આવી શકતો નથી ઐતિહાસિક વાતો પણ તેઓ માની શકતા નથી. એવાઓને માટે એમજ સમજવું કે, તેઓની સત્ય જ્ઞાન મેળવવાની લાગણી હજુ જાગૃત થયેલી નથી. તેઓનો વ્યાવહારિક મોહ હજુ છૂટયો નથી.તેઓની અજ્ઞાનરૂપ ઉંઘ હજુ ઉડી નથી અને તેને ઈશ્વરીજ્ઞાનની ભૂખ હજુ લાગેલી નથી.એવાઓ ધર્મના કેટલાક સિદ્ધાંતો કદિ ન માને તેથી કાંઇ ઈશ્વરી નિયમો બદલાઇ જવાના નથી; માટે એવા કેટલાક ઉતરતા પ્રકારના જીવોથી ભકતોએ દિલગીર થવું નહિ; પણ એમજ સમજવું કે ઈશ્વરકૃપાથી આપણને ઈશ્વરી જ્ઞાનની વહેલી ભૂખ લાગી છે અને તેઓને કલાક બે કલાક પછી ભૂખ લાગશે તેઓ પણ આપણા ભાઈઓજ છે અને તેઓને પણ અંતે ભૂખ લાગશેજ; માટે તેઓથી દિલગીર નહિ થતાં તથા તેઓનો તિરસ્કાર નહિ કરતાં પ્રાર્થના કરો કે, હે પ્રભુ! અમારા બંધુઓને તારો મહિમા સમજવાની સદ્‌બુદ્ધિ આપો.

દોહરો

ભાગ્યહીનકો ના મિલે, ભલી વસ્તુકો ભોગ;
આંબ પકે કે દિનમે, હોત કાગકું રોગ.

## ૨૦૭—રાજાનું અપમાન કરવાથી સત્યાનાશ થઈ જાય છે, ત્યારે ઇશ્વરનું અપમાન કરવાથી કેવી ભયંકર ખરાબી થશે ?

એક જિજ્ઞાસુએ કોઈ મહાત્માને પૂછયું કે, મહારાજ ! પાપ એટલે શું ? ત્યારે તે મહાત્માએ જવાબ દીધો કે, બેટા ! ઇશ્વરનું અપમાન કરવું, એટલે કે ઇશ્વરની ઇચ્છાની વિરુદ્ધ વર્તવું તેનું નામ પાપ છે. આપણે કોઇ ગરીબ માણસનું અપમાન કરીએ તો તેને પણ ગુસ્સો લાગે છે પોતાના શેઠનું અપમાન કર્યું હોય તો તે શેઠ પણ એવા બેઅદબ નોકરને પાણીચું આપે છે. કોઈ મોટા અધિકારીનું અપમાન કર્યું હોય તો તુરત તે બાંધીને ફટકા મરાવે છે, અથવા કેદમાં નખાવે છે અને કોઈ મોટા રાજાનું અપમાન કર્યું હોય તો ફાંસીને લાકડે લટકવું પડે છે અથવા રીબાઇ રીબાઇને મરવું પડે છે.

માણસનું અપમાન કરવાથી જ્યારે આટલું બધું ખમવું પડે છે, ત્યારે રાજાઓના રાજા અને દેવોના દેવ પ્રભુનું અપમાન કરવાથી આપણને કેટલું બધું ખમવું પડશે; એ વિચાર તો કરો. પ્રભુનું અપમાન કરવું એનુંજ નામ પાપ છે; અને ઇશ્વરી આજ્ઞાઓ નહિ માનવી, ધર્મના નિયમો નહિ પાળવા, એનું નામ પ્રભુનું અપમાન છે; કારણ કે આપણો સનાતનધર્મ પ્રભુનો આપેલો છે, માટે ભાઇઓ ! પ્રભુનું અપમાન ન થાય એ સંભાળજો.

આપણા ઘણા ભાઈઓ બાયડીને તો પોતાના પગનું ખાસડું સમજે છે અને તોપણ કદાચ કોઇ વખતે તેનું કાંઇ સહેજ અપમાન થઇ જાય તો તે પણ અપમાન સહન કરી શકતી નથી, એટલુંજ નહિ પણ આપણે આશરે પડેલાં પશુપંખી પણ આપણું અપમાન ખમી શકતાં નથી. ત્યારે અનંત બ્રહ્માંડો જેને આશરે પડેલાં છે, એવો સમર્થ પ્રભુ આપણે કરેલું અપમાન કેમ સાંખી રહેશે ? આપણે પોતે આપણાં જરાક જેટલાં અપમાનથી ઘડીકમાં મીજાજ ખોઇ નાખીએ છીએ, ત્યારે કાળના પણ કાળ સમર્થ પ્રભુનું આપણે રોજ રોજ અપમાન કરીએ છીએ, એટલે દરરોજ કાંઇને કાંઈ પાપ કરીએ છીએ તેથી તે કેટલો બધો ગુસ્સે થશે અને તેનું પરિણામ કેવું ભયંકર આવશે, એ વિચાર તો કરો. એ વિચાર

કરતાં પણ અમોને તો બહુ ત્રાસ લાગે છે; માટે ભાઇઓ ! પ્રભુની ઇચ્છાની સામે નહિ થાઓ, પ્રભુનું અપમાન નહિ કરો, પ્રભુનું અપમાન નહિ કરો; એટલે કે ધર્મના નિયમોથી આડા ન ચાલો, ન ચાલો.

## ૨૦૮–કૂવો ખોદાવ્યા પછી ખારૂં પાણી નીકળે તો કેટલી દિલગીરી થાય ? તેમજ પ્રભુએ આપણને ધર્મ કરવા મોકલેલા છતાં પાપ કરીએ તો તેથી પ્રભુ બહુ દિલગીર થાય છે.

ખેડુત બહુ મહેનત કરીને ખેતર ખેડે છે અને બહુ પૈસા ખરચીને તેમાં ઉત્તમ બીજ વાવે છે. એવી આશાથી કે તેમાં ઘણો પાક થાય; પણ તે પાકને બદલે જો ખેતરમાં ઘાસ ઉગી નીકળે, અથવા કાંઇ થાય નહિ તો તેને કેટલી બધી દિલગીરી લાગે ? મીઠું પાણી મળવાની આશાએ ઘણો ખર્ચ કરીને મોટો કૂવો ખોદાવીએ અને તેમાંથી ખારૂં પાણી નીકળે તો એ કેવું વસમું લાગે ? બહુ વખત રોકીને, બહુ મહેનત કરીને, બહુ ખર્ચ કરીને, છોકરાને ભણાવીગણાવી હુશિયાર કરે અને તે છોકરો આડી ચાલનો નીકળે તો તેના બાપને કેટલી બધી દિલગીરી થાય ?

એવીજ રીતે કૃપા કરીને પ્રભુએ આપણને આ મનુષ્યનો અવતાર આપેલો છે. રૂડા દેશમાં જન્મ આપેલો છે અને ઉજળો ધર્મ આપેલો છે; તેમ છતાં પણ જો આપણે સીધા ન ચાલીએ અને પાપ કરીએ, તો પ્રભુને દિલગીરી લાગ્યા વિના કેમ રહે? આપણે દુનિયામાં આવીને પરમાર્થમાં લાગીએ એવીજ પ્રભુની ઇચ્છા છે અને એ સરતેજ આપણને મનુષ્ય અવતાર આપવામાં આવેલો છે; પણ આપણે આપણા નજીવા સ્વાર્થ સારૂ પ્રભુની ઇચ્છાને આજુએ મૂકીએ છીએ અને આપણી શરત ઉપર આપણે પોતેજ પાણી ફેરવીએ છીએ એ આપણી કેટલી બધી નીચતા છે ? અને એથી ઈશ્વરને કેટલું બધું ખોટું લાગશે ? તથા ઇશ્વરના કોપથી આપણી કેટલી બધી ખરાબી થશે એ ખ્યાલ તો કરી જુઓ ? માટે ભાઈઓ ! હજાર વાતની એક વાત ટૂંકામાં એજ છે કે, જેમ બને તેમ પાપથી બચવાની કોશીશ કરો.

પદ–રાગ ગોડી

કૌન કુટિલ ખલ કામી, મો સમ, કૌન કુટિલ ખલ કામી. (ટેક)
તુમસે કહા છિપા કરુનાનિધિ, તુમ ઉર અંતરજામી. મો સમ૦
ભરી ભરી ઉદર વિષય રસ પીવત, જૈસે સૂકર ગ્રામી;
જો તન દીયો તાહી વિસરાયો, એસો નિમકહરામી. મો સમ૦
જહાં સતસંગ તહાં અતિ આળસ, વિષયીન સંગ વિસરામી;
શ્રી હરિચરન છાંડિ ઓરનકું, નિશ્ચિદિન કરત ગુલામી. મો સમ૦
પાપી પતિત અધમ પરનિંદક, સબ પતિતનમેં નામી;
કીજે કૃપા દાસ તુલસીપર, સુનિકે શ્રીપતિ સ્વામી. મો સમ૦

## ૨૦૯—આપણાં બીજ જેવાં પાપ પણ ધર્મરાજાના ઇન્સાફ વખતે ઝાડ જેવાં થઇ પડશે.

વડનાં નાનાં બીજમાંથી જેમ મોટું ઝાડ થઇ જાય છે અને અગ્નિના નાના તણખામાંથી પણ જેમ ભયંકર આગ લાગી જાય છે, તેમ પાપને પણ નાનું સમજવું નહિ. પાપ અહીં બીજરૂપે છે, એટલે તે આપણને નજીવાં ને નાનાં લાગે છે, પણ ઇશ્વરના દરબારમાં પહોંચતાં ઇન્સાફની વખતે તે મોટાં ઝાડ જેવડાં ને ભયંકર આગ જેવાં થઈ પડશે; એટલુંજ નહિ પણ એક પાપમાંથી બીજાં દશ પાપો પેદા થશે અને તે દશ પાપ બીજાં સો પાપને પોતાની સાથે લેતાં આવશે; કારણ કે એક, બે, ત્રણ, ચાર, પાંચ, એવી રીતે પાપ વધતાં નથી, પણ એક, દશ, સો, હજાર, દશ હજાર, લાખ એવી રીતે પાપ વધતાં જાય છે; માટે પાપથી બહુ સંભાળવાનું ને બચવાનું છે. આપણે કોલેરાનાં ને મરકીનાં જંતુઓથી જેટલા ડરીએ છીએ, તે કરતાં પણ પાપથી હજારોગણું વધારે ડરવાનું છે; કારણ કે એ જંતુઓથી તો માત્ર થોડું વહેલું મરવું પડે છે, પણ પાપથી તો હજારો ને લાખો વરસ સુધી નરકનાં દુઃખો ભોગવવાં પડે છે, માટે ભાઇઓ ! પાપથી બચવા યત્ન કરો.

## ૨૧૦—પાપીઓનાં સારાં કર્મો ફોકટ જતાં નથી, પણ ભક્તોનાં સારાં કામ કરતાં તેની કિંમત ઘણી ઓછી હોય છે.

યાદ રાખજો કે ભલે માણસ પાપી હોય તોપણ તેનાં સારાં

કામો વ્યર્થ જતાં નથી. જો કે એ કામોની કિંમત ઓછી થઇ જાય છે, તોપણુ તે ફોકટ જતાં નથી. એને માટે કહેલું છે કે:—

બે રાજાઓને લડાઈ થઈ. તેમાં એક રાજાનાં બહુ માણુસો મરાઇ ગયાં, ત્યારે તે રાજાએ પોતાના બચાવ સારૂ પોતાનાં મુએલાં માણુસોનાં મુડદાંઓનો કિલ્લો બનાવ્યો અને તેની ઓથમાં રહીને તેઓ લડવા લાગ્યા. એથી એમ થયું કે દુશ્મનોની ગોળીઓ મુડદાંઓને વાગવા લાગી, તેથી મુડદાંની ઓથે રહેલા સિપાઇઓનો બચાવ થવા લાગ્યો. જો કે મુડદાંઓ કાંઈ દુશ્મનોની સામે થઇને લડી શકયાં નહિ, તોપણુ દુશ્મનોની ગોળીઓ ખમવામાં કામ લાગ્યાં. તેમજ પાપીઓનાં ભલાં કામો પણુ એ મુડદાંના કિલ્લા જેવાં છે; તેઓ થોડા વખત સુધી દુશ્મનોની ગોળીઓ ઝીલી શકે, પણુ કાંઈ દુશ્મનોને નાબુદ કરી શકે નહિ; એટલે કે ભલાં કામો કરવાથી પાપીઓ કેટલ ક નવાં પાપોથી બચી શકે, પણુ પાપની વાસનાને નિર્મૂળ કરી શકે નહિ અને પ્રભુ પાસે પહોંચાડી શકે નહિ; માટે પાપીઓનાં ભલાં કામો પણુ મુડદાં જેવાં છે અને એ મુડદાં છે તોપણુ બીજાઓના ઘા ખમવાને તથા ઓથે ઉભેલાઓને બચાવનાર છે. આવી રીતે હોવાથી સારાં કામો કદિ પણુ વ્યર્થ જતાં નથી, એમ ખાત્રી રાખી પાપીઓએ પણુ રૂડાં કામો કરવાં જોઇએ. પાપને લીધે ભલાં કામો પણુ વ્યર્થ જાય છે. એમ ધારી લઇ ભલાં કામો કરવાથી દૂર રહેવું નહિ. સારાં કામો તો સહાય કર્યાજ કરો.

પાપીઓનાં અને ભગવદ્દીજીવોનાં ભલાં કામ વચ્ચે એજ ભેદ છે કે, પાપીઓનાં ભલાં કામો મુડદાં જેવાં છે અને ધાર્મિકોનાં ભલાં કામો લડતા શૂરવીર યોદ્ધાઓના જેવાં છે. એટલે કે પાપીઓ પોતાનાં ભલાં કામોથી બીજાં પાપોથી બચે છે, પણુ ભક્તોનાં ભલાં કામોથી તો તેઓના અંતરની વાસનાઓજ બળતી જાય છે; તેથી પરિણામ એ થાય છે કે, પાપીઓનાં ભલાં કામ તેઓને દુશ્મનોના મારથી બચાવે છે, પણુ ધાર્મિકોનાં ભલાં કામ તો સમૂળગો શત્રુઓનો નાશજ કરે છે. ભલાં કામોમાં આટલું બધું બળ છે અને તેમાં પણુ ધર્મ અર્થે કરેલાં, પ્રભુ અર્થે કરેલા કામોમાં તો અનંતગણું બળ છે; માટે ભાઇઓ! પાપને છોડી પ્રભુપ્રીત્યર્થે ભલાં કામો કરો, ભલાં કામો કરો.

## ૨૧૧–ઝેરની પેઠે પાપ પણ નાનું હોય છતાં અંતરમાં શાંતિ રહેવા દે નહિ.

આપણી મોટામાં મોટી ભૂલો તો એ થાય છે કે, આપણે પાપને નાનું સમજીએ છીએ. આપણને એમ લાગે છે કે જરાક જૂઠું બોલી લેવું એમાં શું છે ? જરાક કાંઈ મોજમજા કરી લેવી તેમાં શું છે ? વખતે ગુસ્સો થઇ ગયો તો તેમાં શું ? કાંઇક પાપી વિચાર મનમાં આવી ગયો તો તેમાં શું ? એક દિવસ દર્શન નહિ થયાં, તો તેમાં શું ?એકાદું વ્રત નહિ થયું તો તેમાં શું ? એક દિવસ માળા નહિ ફેરવીએ તો તેમાં શું ? અને વખતે આપણું કાંઇ કામ કાઢી લેવા સારૂ જરા ડાળડીમાક કરવો પડે તો તેમાં શું ? એ તો એમજ ચાલે છે. એવી નજીવી વાતો સારૂ કાંઇ બહુ પાપ લાગી જાય નહિ.

એમ ઘણાં માણસો ધારે છે, પણ એ બહુ મોટી ભૂલ છે; કારણ કે અસલના ડાહ્યા માણસો કહી ગયા છે કે, પાપને નાનું સમજવું નહિ. સાપનાં બચ્ચાંને નાનું સમજી છૂટું મૂકવું નહિ. ભલે તે નાનું છે, પણ તમારા રામ રમાડી દેતાં તેને કાંઇ વાર લાગે તેમ નથી. કાતેલ ઝેરને થોડું સમજવું નહિ, એ તો થોડુંજ બસ છે. તેમજ પાપને નાનું સમજવું નહિ, નાનું પાપ પણ નખોદ વાળી દે છે; કારણ કે તે કેફી વ્યસનના જેવું છે. કેફનું વ્યસન જેમ રોજ રોજ વધતું જાય છે તેમ પાપની ઇચ્છા પણ રોજ રોજ વધતીજ જાય છે; માટે પાપને કદિ પણ નજીવું સમજવાની ભૂલ કરવી નહિ. જે બચવાનું છે તે રોજનાં નાનાં પાપોથીજ; કારણ કે એ નાનાં પાપોનો સરવાળોજ બહુ મોટો થઇ જાય છે અને એ નાનાં પાપોમાંથીજ વખત જતાં મોટાં પાપો કરવાનું સૂઝે છે; માટે જેને આપણે નાનાં કહીએ છીએ તે નાનાં પાપોથીજ બચવાની કોશીશ કરો, એટલે મોટાં પાપોથી એની મેળે બચી શકાશે. આપણે જે ખરેખરૂં સંભાળવાનું છે તે નાનાં પાપોજ; કારણ કે આપણાથી એજ વારે વારે થઇ જાય છે. મોટાં પાપો કાંઇ રોજ રોજ થતાં નથી, અને એ તો કોઈ કોઇ પાપીઓજ કરે છે, પણ નાનાં પાપો તો દરેક જણથી થઇ જાય છે; કારણ કે તેને આપણે નાનાં સમજીએ છીએ. પણ યાદ રાખજો કે જેને આપણે નજીવી બાબતો સમજીએ છીએ તે નાનાં પાપોજ

મોટાં પાપોનો દરવાજો છે; માટે ભાઈઓ ! એ દરવાજો બંધ કરો. પાપને નાનું નહિ સમજવાથી એ દરવાજો બંધ થાય છે; માટે કદિ પણ પાપને નાનું સમજવાની ભૂલ કરશો નહિ, ને પાપ છુપું રહેશે એમ સમજશો નહિ.

પદ

ઘટ ઘટના વાસી ઘનશ્યામથી, રે ઘેલા ક્યાં તું છુપાશે;
પાપ તે તારૂં પલ એકમાં, રે ઘેલા, પ્રગટ તો થાશે. (૨૪)
જ્યાં ચંદ્ર કે સૂરજ તણાં, કિરણો જરી નહિ પ્રસરે;
નહિ વાયુ પણ વીંધી શકે, તે પૃથ્વી પટને અંતરે. ઘટ૦
દિવસ અને સંધ્યા સમે ઘન ઘોર રાત્રીને વિષે;
ઘટ ઘટ નિવાસી નાથને, જે જે બને તે તે દીસે. ઘટ૦

## ૨૧૨–પ્રભુની વાતો છોડીને વ્યવહારની કુથલીમાં પડયું રહેવું, તે મિષ્ટાન્ન મૂકીને માટી ખાવા જેવું છે.

આપણે એવા ઘણાં માણસોને ઓળખીએ છીએ કે જેઓ ને રાખ, માટી અથવા કોલસા ખાવાની ટેવ હોય છે. જે માણસોને એવી ટેવ હોય છે, તેઓને બીજો સારામાં સારો ખોરાક ખાવા આપીએ તોપણ માટી ખાવાની ઇચ્છા તેઓ છોડી શકતાં નથી. તેમજ આપણાં ઘણાં ભાઇબહેનો એવાં છે કે, જેને પ્રભુની ઉત્તમમાં-ઉત્તમ વાતો પણ ગમતી નથી અને વ્યવહારની નીચમાં નીચ વાતો પણ ગમે છે. આપણે પણ થોડા ઘણા હજીસુધી તેવાજ છીએ. બીજાઓના વ્યભિચારની, બીજાઓની લડાઇની, બીજાઓના કેસની અને બીજાઓની રીતભાતની વાતો આપણને બહુ સાંભળવી ગમે છે; પણ પ્રભુની વાતો સાંભળતાં આપણને કંટાળો આવે છે, આળસ આવે છે, ઊંઘ આવે છે અને ખોટે ખોટાં કાંઈ કાંઈ કામનાં બહાનાં વચ્ચે આવે છે; કારણ કે પ્રભુની વાતો સાંભળવાનો હજુ આપણામાં પૂરે પૂરો પ્રેમ જાગ્યો નથી; એટલે તેમાં બરાબર રસ પડતો નથી, તેથી એમ થાય છે.

જે માણસો રાખ, માટી કે કોલસા ખાય તેની આપણે મશ્કરી કરીએ છીએ, અને તેની દયા ખાઇએ છીએ; પણ આપણે પોતેજ જેમ ગધેડાને સાકર ભાવે નહિ પણ ઉકરડાના એઠા કુચા ચાવવામાંજ મઝા પડે, તેવું કરીએ છીએ તેનું શું ? પ્રભુના ગુણની, પ્રભુના જશની–પ્રભુના આનંદની વાતો છોડીને આપણે

વ્યવહારની કુથલીમાં આખો દહાડો ને રાત પડયા રહીએ છીએ, તે માટે તો કાંઈ વિચારો. બીજાઓની ખામી કહાડતાં તો સૌને બહુ આવડે છે, પણ આપણું ઘર તો તપાસો. આપણો ટેસ્ટ કેવા હલકા પ્રકારનો છે, તે તો જુઓ ? રાખમાટી ખાવાવાળા તો માત્ર નિર્દોષ રાખ કે માટીનેજ ખાય છે, પણ આપણે તો લોકોની નાહકની ઘરાર નિંદા કરીને બીજાઓનાં પાપને ખાઇએ છીએ, એ વિચાર તો કરો. એ પાપથી છુટવાનો સહેલો રસ્તો એજ છે કે, જેટલી બને એટલી વ્યવહારની નકામી કુથલીને દૂર કરીને ભગવજ્જશ ગાવામાં લાગી જાઓ—ભગવજ્જશ ગાવામાં લાગી જાઓ.

ગરબો

બોલ માં બોલ માં બોલ માં રે, રાધાકૃષ્ણવિના બીજું બોલ માં. (ટેક)
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો લીમડો ઘોળ માં રે, રાધાકૃષ્ણ૦
ચાંદા સૂરજનું તેજ તજીને, આગિયા સંગાથે પ્રીત જોડ માં રે. રાધાકૃષ્ણ૦
હીરા રે માણેક ઝવેર તજી છે, કથીર સંગાથે મણિ તોળમાં રે રાધાકૃષ્ણ૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શરીર આપ્યું સમતોલમાં રે. રાધાકૃષ્ણ૦

## ૨૧૩—સ્વર્ગની ટીકીટ સળંગજ મળે છે; થોડા દિવસ વેશ્યા બનીને પછી કાંઈ સતી થવાય નહિ.

આ એક બહુ અગત્યની જાણવા જેવી વાત છે કે, સ્વર્ગના રસ્તામાં અધવચ કયાંઇ ઉતરાતું નથી; સ્વર્ગની ટિકિટ તો સળંગજ મળે છે. આપણે યાત્રા કે મુસાફરીમાં જઇએ ત્યારે જેમ જૂદા જૂદા મુકામે ઉતરીને નોખી નોખી ટીકીટ લઇએ છીએ; તેમ સ્વર્ગની ટીકીટ કાંઈ કટકે કટકે મળતી નથી; તે તો આખીજ ટીકીટ મળે છે. એટલે કે ચાર દિવસ ભક્તિ કરીને પછી ભક્તિ છોડી દઇએ; વળી પછી વરસ છ મહિના પછી પાછા ભક્તિ કરવા લાગીએ. વળી કાંઈ સુખ આવી પડે અથવા અડચણ આવી પડે ત્યારે છોડી દઇએ એમ ન થવું જોઈએ.

સંતનો ને સતીનો ધર્મ એકસરખો છે. કોઇ પણ સ્ત્રી થોડા દિવસ ખરાબ ચાલની રહીને પછી સતી થઈ શકતી નથી, તેમજ વચમાં થોડો થોડો વખત ભક્તિ છોડી દઇને ભક્ત થઇ શકાતું નથી ને સ્વર્ગમાં જઇ શકાતું નથી; માટે ભક્તિનો

તાર તો ન તૂટે તેમ સળંગ ને સળંગજ રાખવો જોઇએ; કારણ કે સ્વર્ગની ટીકિટ કટકે કટકે નહિ પણ આખીજ મળે છે; માટે ભાઈઓ! અખંડ ભક્તિ રાખો, અખંડ ભક્તિ રાખો. ભક્તિના તારને તૂટવા ન દો.

## ૨૧૪–ખાડાનાં પાણીને પાડા ડોળી નાખે છે, તેમ ધર્મનું જ્ઞાન ન હોય તો પરધર્મીઓ શંકાશીલ બનાવે છે.

દરેક ભકતોએ પોતાના ધર્મના મુખ્ય સિદ્ધાંતો અને તેમાંનું રહસ્ય જરૂર જાણવું જોઇએ. જ્યાંસુધી ધર્મનું ખરૂં રહસ્ય ન સમજાય ત્યાંસુધી પ્રભુમયજીવન થઈ શકે નહિ; અને જ્યાંસુધી ધર્મના સિદ્ધાંતો પાકી રીતે ન સમજાય ત્યાંસુધી મનની શંકાઓનું ખરૂં સમાધાન થાય નહિ; અને જ્યાંસુધી શંકાઓનું સમાધાન ન થાય ત્યાંસુધી પરધર્મીઓની શબ્દજાળમાં સપડાઈજવાનો ભય રહે છે; માટે ભકતોએ પોતાના ધર્મને લગતું વધારે નહિ તો જરૂર જેટલું જ્ઞાન અવશ્ય મેળવવું જોઇએ.જેમ છીછરા પાણીના ખાડાઓમાં પડીને પાડાઓ તેને ડોળી નાખે છે,તેમ થોડા જ્ઞાનવાળાઓનું મન પણ આડાઅવળા સવાલોથી પરધર્મીઓ ભમાવી નાખે છે, પણ જેમ મોટું તળાવ પાડાઓનાં ટોળાંથી પણ ડોળાતું નથી, તેમ જ્ઞાની ભકતોનું મન પોતાના ધર્મને માટે બીજાઓની વિરુદ્ધ ટીકાથી કદિ પણ ચલાયમાન થતું નથી; માટે પોતાના ધર્મ ઉપર વિશ્વાસ વધારવાને ખાતર અને પોતાના ભકિતભાવને મજબૂત કરવા ખાતર, ભકતોએ અને જિજ્ઞાસુએ પોતાના ધર્મનું પાકું જ્ઞાન મેળવવું જોઇએ. જે ભકતો પોતાના વહાલા ધર્મનું જ્ઞાન મેળવવાની દરકાર નથી રાખતા, તેઓ વખતે પેલા ખાડાની પેઠે કોઇ પાડાના પડવાથી ડોળાઈ જાય છે; માટે નાના ખાડારૂપેજ ન રહેતાં ભકતોએ તો સાગરરૂપ બનવું જોઇએ. તે ધર્મશાસ્ત્રના જ્ઞાનથી થઇ શકે છે, માટે ભાઈઓ! જો પક્કા ભક્ત થવું હોય તો ધર્મનું જ્ઞાન મેળવવાની તજવીજ કરો.

## ૨૧૫–ગુરુની ફરજ માટે સડેલો કૂતરો ને રામની વાત

ગુરુ બનીને પારકાના માલ ઉડાવવા એમાં તો સૌને બહુ મઝા પડે છે. દુનિયામાં માનપાન શિષ્યોમાં પૂજાવું ને મરજી મુજબ વર્તવું, એ કોને ન ગમે? દુનિયાની ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ જ્યારે જોઈએ ત્યારે હાજર, શેઠસાહુકાર ને રાજામહારાજાઓ આવીને પગમાં પડે અને પોતાની જીભ એજ કાયદો, એ કોને ન ગમે? પણ યોગ્યતાવિના એવો અધિકાર ભોગવવો તેનું પરિણામ કેવું ખરાબ છે, એ તમને ખબર છે? એને માટે રામાયણમાં એક દાખલો છે કે:–

ભગવાન રામચંદ્રજી જ્યારે સ્વધામ પધારતા હતા, ત્યારે આખી અયોધ્યાને પોતાની સાથે લઈ સરયૂને કિનારે આવ્યા. ત્યાંથી નોકરોને પાછા શહેરમાં મોકલ્યા ને કહ્યું કે, જઈને તપાસ કરો કે હવે કોઈ બાકી તો નથી રહેતું? તપાસ કરી આવીને એક દૂતે ખબર આપ્યા કે, બીજું તો કોઈ બાકી રહ્યું નથી, પણ એક કૂતરો રહ્યો છે. તે એક ગંધાતી ગલીમાં વાસ મારતી ગટર પાસે પડ્યો છે. બહુ દુઃખી હાલતમાં છે. તેનું શરીર બધું ખવાઈ ગયું છે, તેમાંથી બૂરી વાસ આવે છે ને તેમાં હજારો જીવડા પડેલા છે. કૃપાળુ રામચંદ્રજીએ કહ્યું કે, તેને અહિં મારી પાસે સંભાળથી લઈ આવો. ત્યારે એ દૂત તે કૂતરાને ત્યાં લઈ આવ્યો. એને જોઈને સૌને બહુ દયા ને ગ્લાનિ ઉપજી તેથી રામને પૂછ્યું કે, મહારાજ! એના એવા તે શું અપરાધ છે કે એ આટલું બધું દુઃખ ભોગવે છે? ત્યારે રામે કહ્યું કે, આગલા જન્મમાં તે ગુરુ હતો ને તેમાં પડેલા જીવડાઓ તેના શિષ્ય હતા. એ અજ્ઞાન શિષ્યોનો માલ તેણે ખૂબ ખાધો, પણ તેઓને સારે રસ્તે ચઢાવ્યા નહિ માટે તે બધા શિષ્યો કીડાનું રૂપ લઈને પોતાનાં પાપથી આ ભવમાં કૂતરા બનેલા તે ગુરુને ફોલી ખાય છે.

રામની આ વાત ગુરુ બની બેઠેલાઓએ અને ગુરુ બનવા ઇચ્છનારાઓએ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. રામ કહે છે કે ગુરુઓ તો શિષ્યોના માત્ર પૈસાજ ખાશે; પણ તે જો વ્યાજબી રીતે નહિ ખાય તો શિષ્યો તો ગુરુનું લોહી, માંસ અને જીંદગી ખાશે; માટે ભાઇઓ! વિચારજો, અને

લોભી ગુરુ ને લાલચુ ચેલા, દોનું નરકમેં ઠેલમ ઠેલા.

**એમ ન થાય એ સંભાળજો.**

## ૨૧૬–થોડું સુખ થતાં પણ આપણે ભાઈબંધોને ભૂલી જઈએ છીએ, પણ પ્રભુ પોતાના અનંત સુખની વચ્ચે પણ આપણને ભૂલતો નથી.

એક શ્રીમંત માણસ કાંઈ કામ પ્રસંગે બહારગામ ગયો હતે ત્યાંથી પાછા ઘેર આવતાં રસ્તામાં મોટું ઉજડ મેદાન આવ્યુ એ ઉજડ મેદાનમાં તેને ચારપાંચ દિવસ મુસાફરી કરવી પર્ડ એ વખતે શિયાળાના દિવસ હતા અને તેમાં પણ વળી ં મુલકમાં બહુ ટાઢ પડતી હતી, તેથી એ શ્રીમંત માણસને ં વખતે ટાઢના દુઃખનો જાતિઅનુભવ થયો, એટલુંજ નહિ પ એ મેદાનમાં વસતા ગરીબ લોકોને ટાઢે થરથરતા જોઈને તેને બ દયા આવી; તેથી પોતાની ખુશીથી તેણે એ ગરીબ લોકોને કહ કે, હું તમારે માટે લાકડાંનાં ગાડાંઓ મોકલી આપીશ. એ પછ પોતાની સાથેના માણસને કહ્યું કે ઘેર જઈને અહીં લાકડાં મોક લવાની મને યાદી આપજો.

થોડા દિવસ પછી તેઓ ઘેર પહોંચ્યા. એ શહેરમાં કાંઈ બ ટાઢ નડેતી ને વળી તે શ્રીમંતના ઘરમાં દરેક પ્રકારની સગવડત હતી, એટલે તેને ટાઢની ખબર કયાંથી પડે ? ઘરમાં સુંદર સગ ડીઓ, કાશ્મીરી સાલો, કાચની બારીઓ અને ઉપરાઉપરિ ગરમ કપડાંઓ, તથા ખોરાક, ત્યાં ટાઢ બિચારી કયાં આવે ? ઘેર પહો ચવાથી એ શ્રીમંતને ગરમી મળી ગઇ, એટલે તે પેલા મેદાનમ લાકડાં મોકલવાનું ભૂલી ગયો. નોકરે એ વાતની યાદી આપ ત્યારે શેઠે કહ્યું કે, હવે મને ટાઢ નથી વાતી. હવે તો ગરમી લાગે છે, માટે ત્યાં લાકડાં મોકલવાની કાંઇ જરૂર નથી.

**ભાઇઓ ! આપણે પણ એ શ્રીમંતના જેવાજ છીએ. આપણું પણ જ્યારે કાંઇક સગવડતા ને અનુકૂળતા મળી જાય છે, ત્યાં આપણે પણ આપણા આગલા દિવસો અને આપણા ગરીબ ભાઇ બંધોને ભૂલી જઇએ છીએ. એ તો દયાળુ પ્રભુજ માત્ર એક એવે છે કે જે પોતાના અખંડ આનંદની વચ્ચે પણ આપણને ભૂલી જતે નથી અને મોક્ષધામ છોડીને તથા ઇશ્વરપણું છોડીને પણ આપણે માટે અવતાર લે છે. એની દયા તો જુઓ ! પ્રભુની અનંત દય તો જુઓ ! અને આપણી નીચતા તો જુઓ ! માટે ભાઇઓ જેમ બને તેમ આપણા મનની નીચતા છોડી દઇને પ્રભુની દયાભ**

આવો,પ્રભુના શરણમાં આવો;અને તમને જરા વારનું સહેજ સુખ મળવાથી તમારા ભાઈબંધોને ભૂલી જાઓ માં,ભૂલી જાઓ માં.

---

## ૨૧૭–ધર્મ બીજાઓને ન બતાવવો એ મોટો અપરાધ છે, માટે ભક્તોએ ધર્મનો ઉપદેશ આપવો જોઇએ.

આપણી પાસે જો કોઇ સારી દવા તૈયાર હોય, અથવા ફલાણી દવાથી અમુક ફાયદો થાય છે એમ આપણે જાણતા હોઇએ તો તે પ્રસંગોપાત જણાવવાની જેમ આપણી ફરજ છે, તેમજ ધર્મનાં તત્વો લોકોને બતાવવાની ને સમજાવવાની જરૂર છે; કારણ કે ઉપદેશવિના જ્ઞાન મળતું નથી, માટે ઉપદેશ તો અવશ્ય આપવોજ જોઇએ. ગામમાં કૉલેરા ચાલતો હોય અને આપણી પાસે કૉલેરાની અકસીર દવા તૈયાર હોય, પણ જો તે વાત જણાવીએ નહિ તો લોકોને શું ખબર પડે ? એ વાત ન જણાવવાથી છતી દવાએ એ રોગથી ઘણાં માણસો મરી જાય, એ શું પાપ નથી ? તેમજ લોકો અધર્મનાં ફસાએલા હોય અને આપણને ધર્મની ખબર હોય તેમ છતાં પણ તેઓને ધર્મનો રસ્તો ન બતાવીએ, તો એ પણ એક મોટો અપરાધ છે. માટે ઉપદેશ દેવામાં અને ધર્મનો રસ્તો બતાવવામાં–પ્રભુનો રસ્તો ભપકાદાર અને પહોળો કરવામાં ભક્તજનોએ તથા ગુરુજનોએ જરા પણ આળસ કરવું નહિ. જો પ્રસંગોપાત વારંવાર ઉપદેશ આપ્યા કરશો, તો કોઈક દિવસ પણ માણસને તેની રૂડી અસર થયા વિના રહેશે નહિ; માટે ધર્મનો ઉપદેશ તો હમેશાં આપવો જોઇએ. પૃથ્વીમાં જે જે ધર્મો બહુ ફેલાએલા છે, તે ઉપદેશથીજ ફેલાએલા છે; માટે ધર્મનો ઉપદેશ આપવામાં ઢીલ ન કરો, ઢીલ ન કરો.

---

## ૨૧૮–કોઇને આગ કે કૂવામાંથી બચાવવું એ જેમ ધર્મનું કામ છે, તેમ ધર્મનો ઉપદેશ કરવો એ પણ પ્રભુનું વહાલું કામ છે.

કોઈને આગમાંથી બચાવી લેવા એ જેમ દયાનું કામ છે, કોઈને પાણીમાંથી ડુબતા બચાવવા એ જેમ પરમાર્થનું કામ છે, કોઇના જખમોની મલમપટ્ટી કરવી એ જેમ ભલું કામ છે, ધંધા વગર

રખડતા લોકોને રોજીએ લગાડવા એ જેમ ધર્મનું કામ છે, ભૂખ્યાને અન્ન આપવું એ જેમ ફરજ છે અને કોઇને પણ ખરે વખતે બની શકે એટલી મદદ કરવી એ જેમ પ્રભુનું વહાલું કામ છે, તેમજ બીજાઓને ઉપદેશ આપવો એ પણ ધર્મની પવિત્ર ફરજ છે અને તે પ્રભુનું પ્રિય કામ છે; કારણ કે ઉપદેશથી ભૂલાં પડેલાંને રસ્તો મળે છે, પાપીઓનાં પાપ છૂટે છે, ભકતોને અંતરની શાંતિ મળે છે, વ્યવહારની જાળમાં ફસાઈ પડેલા લોકો પોતાના દોષો સમજવા લાગે છે, પોતાની શક્તિઓનો ઉપયોગ કરવાનું માણસોમાં બળ આવે છે, દુઃખીઓને પ્રભુના નામથી દિલાસો મળે છે અને ગંગા-જમનામાં સ્નાન કરવાથી જેટલી શીતળતા થાય તે કરતાં પણ ઉપદેશથી મનની વધારે શાંતિ થાય છે; માટે ધર્મનો ઉપદેશ આપવો એ બહુ પવિત્ર કામ અને બહુ પરમાર્થનું કામ છે, માટે જેમ બને તેમ ધર્મના સારામાં સારા ઉપદેશકો વધે તેમ કરો.

જે ધર્મમાં ઉપદેશકોને જોઇતો આશ્રય મળે છે, તે ધર્મની બીજા કોઇ પણ ધર્મ કરતાં વધારે ઉન્નતિ થાય છે. બૌદ્ધધર્મની ઉન્નતિ અસલના વખતમાં ઉપદેશકોથીજ થઈ હતી; મહાત્મા શંકરાચાર્યે બૌદ્ધધર્મનો હિંદમાંથી નાશ કર્યો તે પણ ઉપદેશથીજ; અને હાલના વખતમાં દુનિયામાં ખ્રિસ્તીધર્મનો ફેલાવો વધતો જાય છે, તેનું કારણ પણ ઉપદેશકોને આશ્રય મળે છે, એજ છે. સેંકડો વરસો થયાં હજારો જાતની આફત છતાં પણ હિંદુ ધર્મ ટકી રહ્યો છે, તેનું કારણ પણ ઉપદેશકો છે. એ ઉપદેશકો તે સાધુબ્રાહ્મણો છે. તેઓને મળતા આશ્રયથીજ હિંદુ ધર્મ ટકી રહ્યો છે; પણ હવે વખત બદલાયો છે, માટે ઉપદેશકો પણ જમાનાને અનુસરતા રાખવા જોઇએ; તોજ ધર્મની વૃદ્ધિ થઇ શકે. એ વાત સૌ ધાર્મિક ભાઇઓએ અને તેમાં પણ શ્રીમંતોએ ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ.

રાગ બિહાગ

કયું રે નીંદભર સો‌યા મુસાફર, કયું રે નીંદભર સોયા. (૨૬)
મનુષાદેહિ દેવનકું દુર્લભ, જન્મ અકારથ ખોયા. મુસાફર૦
મન દારા જોબન સુત તેરા, વામેં મન તેરા મોહા. મુસાફર૦
સૂરદાસ પ્રભુ ચલેંગી પંથકું, પિછે નેનું ભર ભર રોયા. મુસાફર૦

## ૨૧૯–ઇશ્વરના ગુણોનો પાર આવે નહિ.

એક છોકરો પોતાની મા સાથે સમુદ્રકિનારે ફરવા ગયો હતો. તે છોકરો સમુદ્રમાંથી પાણીનો ખોબો ભરીને કિનારે બેઠેલી પોતાની મા પાસે લઇ ગયો અને કહ્યું કે, મા ! દરિયો લાવ્યો. માએ કહ્યું કે, હા દીકરા, ઠીક છે; એ પણ દરિયાનુંજ પાણી છે; પણ દરિયો તો હજુ પાછળ છે, એટલા ખોબામાં કાંઇ દરિયો આવી જાય નહિ. એ પછી છોકરો બીજો ખોબો પાણીનો ભરી આવ્યો ને પાછું કહ્યું કે, મા ! હું દરિયો લાવ્યો. ત્યારે પણ માએ અગાઉ મુજબજ જવાબ દીધો. રમતમાં ને રમતમાં એ છોકરો સમુદ્રના પાણીના ઘણાએ ખોબા ભરી લાવ્યો પણ તેથી કાંઇ સમુદ્ર આવ્યો કહેવાય નહિ. તેમજ માણસો ઇશ્વરના ગમે એટલા ગુણ ગાય, પણ તેથી કાંઈ ઈશ્વરના ગુણોનો પાર આવે નહિ અને ઇશ્વરના જશ કાંઈ પૂરેપૂરા ગાઈ શકાય નહિ; માટે સૌ ભાઈઓએ બરોબર યાદ રાખવું કે આપણે ગમે એટલા પ્રભુના ગુણ ગાઇએ, તોપણ તે તેના પ્રમાણમાં સમુદ્રમાંથી ખોબો ભરવા બરોબરજ છે; માટેજ પુષ્પદંત આચાર્યે મહિમ્નઃ સ્તોત્રમાં કહેલું છે કેઃ–

> असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
> सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ॥
> लिखति यदि गृहित्वा शारदा सर्वकालम्
> तदपि तव गुणानामीश पारं न याति ॥

અર્થઃ–નીલગિરિ પર્વત જેટલા કાજળની શાહી બનાવી હોય, મહાસાગરરૂપી ખડીઓ હોય, સર્વ દેવતાઇ ઝાડોની કલમ બનાવી હોય, પૃથ્વીના પડરૂપી કાગળ હોય અને સર્વથી સરસમાં સરસ લખવાવાળી સરસ્વતી સદાકાળ લખ્યા કરે તોપણ હે ઇશ્વર ! તારા ગુણોનો પાર આવે નહિ.

ઇન્દ્રવિજય છંદ

વેદ થકે કહિ તંત્ર થકે કહિ, ગ્રંથ થકે નિશિ વાસર ગાતે;
શેષ થકે શિવ ઇન્દ્ર થકે પુનિ, ખોજ કિયે બહુ ભાતિ વિધાતે.
પીર થકે પુનિ મીર થકે, પુનિ ધીર થકે બહુ બોલિ ગિરાતે;
સુંદર મૌન ગ્રહી સિધ્ધ સાધક, કૌન કહે ઉસકી સુખ બાતે.

## ૨૨૦– પૈસાથી આત્માની શાંતિ મેળવી શકાતી નથી.

એક લોભીઓ શેઠ મરવા પડયો, ત્યારે તેનાં સગાંવહાલાં તેને પોતાનું વીલ કરવાનું કહેવા લાગ્યાં, પણ એ વાત પેલા લોભીઆને ગળે ઉતરે નહિ. કોઇને પણ પોતાના પૈસા આપી જવાની તેની ઇચ્છા થાય નહિ, તેથી તે કહે કે હજી વાર છે, હજી વાર છે. એમ કરતે કરતે તેની બિમારી વધતી ચાલી અને પૈસાની ફીકરમાં તે બહુ દુઃખી થવા લાગ્યો. ત્યારે તેના સગાંએ તેના પૈસાની થેલીઓ લાવીને તેની પાસે મૂકી, એટલે લોભીઆએ તે થેલી ઉપાડી પોતાની છાતી ઉપર મૂકી; પણ પૈસાની થેલીનો બોજો તેનાથી ખમી શકાયો નહિ. તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો, તેથી લાચાર થઇને–દિલગીર થઇને–કાયર થઇને તેણે પોતાને હાથે કરીને છાતી ઉપરથી પૈસાની થેલી ફેંકી દીધી ત્યારે તેને જરાક નિરાંત વળી. એ પછી તે પૈસાની ફિકરમાંજ–વીલ કર્યા વિનાજ બહુ દુઃખી થઇને મરી ગયો.

લોભીઆની આ ખરી બનેલી વાત ઉપરથી આપણે સમજવાનું છે કે, મરતી વખતે એકલું ધન કંઈ સુખ આપી શકતું નથી, પણ ધર્મજ સુખ આપી શકે છે; માટે જો ધન હોય તો તે ધનથી ધર્મને મેળવો. ધર્મ નહિ મેળવો તો ધનથી ઉલટું દુઃખજ થશે. યાદ રાખજો કે, ધન મેળવતાં પણ દુઃખ ભોગવવું પડે છે, ધન સાચવતાં પણ દુઃખ ખમવું પડે છે અને ધનને મૂકી જતાં પણ દુઃખ થાય છે; માત્ર જો તેને ધર્મનાં કામોમાં ખરચીએ તોજ સુખ થઇ શકે છે. માટે ભાઇઓ ! ધનને ધર્મમાં ખર્ચવાની કોઈ પણ તક જતી કરો નહિ; કારણ કે પંડિતોએ કહ્યું છે કે, ધનની ત્રણ ગતિ છે–દાન, ભોગ ને નાશ. જેણે ધનનું દાન પણ કર્યું નહિ અને ભોગ પણ ભોગવ્યા નહિ, તેના ધનનો મધમાખીઓના મધપુડાની પેઠે નાશજ થાય છે; માટે દાન કરો, દાન કરો.

ધનને દાટી રાખવાથી તો તે જેટલું હશે એટલુંજ રહેશે. વ્યાજે મૂકવાથી ઘણાં વરસોએ થોડું ઘણું વધશે; પણ ધર્મમાં ખરચવાથી તો એકનું અનંતગણું ફળ થઈ પડશે, એટલુંજ નહિ પણ તુરતજ હૃદયની શાંતિ મળશે; અને જો નહિ ખરચો તો મરતી વખત ઢગલો મૂકીને જતાં, તીજોરીને ભરેલી રાખીને પ્રભુ પાસે ખાલી હાથે જતાં,ન ખમી શકાય એવી ભયંકર વેદનાઓજ થશે; માટે ભાઇઓ ! ધન ખરચીને ધર્મ મેળવો, ધર્મ મેળવો.

બિહાગ

બેર બેર નહિ આવે, અવસર બેર બેર નહિ આવે;
જો જાને તો કર લે ભલાઈ, જન્મો જન્મ સુખ પાવે. (ટેક)
ધન જોબન અંજલિકા પાની, વણસતાં દેર નહિ લાવે;
તન છૂટે ધન કોન કામકો, કાયકું કૃપણ કહાવે. અવસર૦
જાકો મન બઢો કૃષ્ણ સ્નેહકું, જૂઠ કબહુ નહિ આવે;
સુરદાસકી એહિ બિનતી, હરખી નિરખી ગુણ ગાવે. અવસર.

## ૨૨૧–પ્રભુ જેકરે છે તે ઠીકજ છે, એવો વિશ્વાસ રાખો.

એક ગાડીમાં બેસીને બે દોસ્તો જતા હતા. તે બેમાંથી એક જણ ગાડી હાકતો હતો અને બીજો તેમાં બેઠો હતો. ગાડી હાંકવાવાળો પોતાની મરજી મુજબ આડીઅવળી ગલીકુચીઓ વચ્ચે ઝપાટાબંધ ગાડી દોડાવી જતો હતો. એવી સાંકડી ગલીકુંચીઓમાં ઝપાટાબંધ ગાડી દોડતી જોઇને પેલા અંદર બેઠેલા માણસે કહ્યું કે, તું આવી રીતે તારી મરજી મુજબ છૂટથી ગાડી ચલાવે છે તેથી હું ડરૂં છું; ત્યારે તે ગાડી હાંકનારે કહ્યું કે, જો તને મારી ઉપર વિશ્વાસ ન હોય અને તેથી ડરતો હોય તો તું ગાડી ચલાવ. ત્યારે અંદર બેઠેલા દોસ્તે કહ્યું કે, ગાડી હાંકતાં તો મને આવડતી નથી; ત્યારે તે ગાડી હાંકનાર દોસ્તે કહ્યું કે, જો તને ગાડી હાંકતાં ન આવડતી હોય તો તું મારી ઉપર વિશ્વાસ રાખ. ગાડી પણ તું ચલાવી શકે નહિ અને વિશ્વાસ પણ રાખી શકે નહિ, એ બેય વાત કેમ બને ? કાં તો તું ગાડી ચલાવ, અથવા તો મારી ઉપર વિશ્વાસ રાખ. પછી અંતે જ્યારે બીજો કોઈ રસ્તો નહિ જોવાથી હારીને ગાડીમાં બેઠેલો દોસ્ત ગાડી હાંકનાર દોસ્તના વિશ્વાસે રહ્યો ત્યારે તેનો ભય દૂર થયો અને તે સુખી થયો.

એ બંને દોસ્તો તે જીવ અને ઇશ્વર છે. ગાડીમાં બેસનારો તે જીવ છે અને ગ ડી હાંકવાવાળો તે ઇશ્વર. ઈશ્વરને વિશ્વાસે જીવ રહે તોજ સુખી થઇ શકે; કારણ કે જીવને ગાડી હાંકતાં આવડતી નથી એટલે કે આપણે આપણું કલ્યાણ શેમાં છે, તે સમજતા નથી; પણ પ્રભુ તે પૂરેપૂરી રીતે સમજે છે. માટે આપણે સર્વાત્મભાવથી પ્રભુને શરણે જવું જોઇએ અને અખંડિતપણે પ્રભુના વિશ્વાસમાં રહેવું જોઇએ, તો આ લોકનું અને પરલોકનું પરમ

સુખ મળી શકે; માટે ભાઈઓ ! પ્રભુને તમારી ગાડી ચલાવવા દો, એટલે કે ભગવદ્દઈચ્છાને આધીન થાઓ અને વિશ્વાસનું બળ મેળવો, વિશ્વાસનું બળ મેળવો.

દોહો

મેરા ચેત્યો હોત નહિ, કાહે કરૂં મેં ચિંત;
હરકો ચેત્યો હર કરે, તાપર રહું નચિંત.

## ૨૨૨–કડીઓ નદીની વચમાં બળી મુઓ ! એ વાતનો મરમ અનુભવી વિના કોણ બતાવે ?

અનુભવીઓ મરમ કેમ બતાવી દે છે એ સમજવા જેવી બાબત છે. તેને માટે કહ્યું છે કેઃ–

એક સલાટ ધંધાઅર્થે બહારગામ ગયો હતો. તે ત્યાં અકસ્માતથી મરી ગયો, ત્યારે તેના છોકરા ઉપર એ બાબતની ખબર આપવાનો કોઈએ કાગળ લખ્યો. તેમાં લખ્યું કે, "તમારો બાપ નદીની વચમાં બળી મુઓ છે." એ કાગળ તે છોકરાએ વાંચ્યો પણ સમજ્યો નહિ, તેથી બીજાઓ પાસે વંચાવ્યો; ત્યારે તેઓને પણ નવાઈ લાગી. સૌએ કહ્યું કે, નદીની વચમાં ડૂબી જવાય તે બને, પણ નદીની વચમાં બળી મરે, તે કેમ બને ? થોડી વારમાં ત્યાં ઘણાં માણસો ભેળાં થઈ ગયાં, પણ કોઇથી કાંઇ ખુલાસો થાય નહિ. અંતે ત્યાં બીજો કોઇ એક કડીઓ મીસ્ત્રી આવી ચઢયો. તેણે કાગળ વાંચીને કહ્યું કે બરોબર છે. કાગળમાં લખ્યું છે તે ખરૂં છે, બીજા લોકોએ કહ્યું કે એ કેમ બને ? ત્યારે તે મીસ્ત્રીએ કહ્યું, કે એ જાતનો સલાટ છે. એટલે મકાનો બાંધી આપવાનાં કામ કરતો હશે, તે માટે કયાંઇથી ચુનો ભરીને જતો હશે. રસ્તામાં નદી આવી ને પાણી વધી ગયું; તે પાણી ચુનાના પથ્થરોને લાગતાં તેમાંથી ગરમી નીકળે, ને એ વખતે ચુનાની પોઠની વચ્ચે આવી જવાય તો નદી વચ્ચે બળી મરાય એમાં કાંઈ આશ્ચર્ય નથી.

આ ભેદ સાંભળી સર્વને નદી વચ્ચે બળી મરવાની વાત ખરી લાગી. જરાક વાર પહેલાં જે વાતને ખોટી માનતા હતા, તેજ વાત અનુભવી માણસ મળવાથી–ગુરુ મળવાથી ઘડીકમાં ખરી થઇ ગઈ. ગુરુમહિમા આવો છે; માટે જ્ઞાની છોટમ કહેછે કેઃ–

૫૬

ગુરુ વિના મરમ ન જાણે કોય જન, ગુરુ વિના મરમ ન જાણે;
બ્રહ્મ જાણવો કોણ ઠેકાણે, કોય જન ગુરુ વિના મરમ ન જાણે. (ટેક)
ઔષધ સઘળાં ગાંધીના ઘરમાં, તે વૈદ વિના મરે રોગે;
દાટેલું ધન પણ ગુરુ વિન ઘરનું, કેમ પડે ઉપભોગે. કોય૦
મહાસિંધુમાં નૌકા મૂકે, મરમી પાર ઉતારે;
ભેદ લહ્યા વિન ભૂલો ભમે તે, શ્રમ કરી સર્વે હારે. કોય૦
અરક વિના સઘળે અંધારૂં, પાસ પડ્યું ન સૂઝે;
જન છોટમ, ગુરુ જ્ઞાન મળે તો, પ્રકટ પ્રભુને બૂઝે. કોય૦

ભગવદ્દઇચ્છાને આધીન થઇએ અને કાંઇ પણ ખડબડાટ કર્યા વિના શાંતિથી દુઃખોને ભોગવી લઇએ તો પ્રભુ એ દુઃખોને ઓછાં કરી નાખે છે. એ દુઃખોની વચ્ચે પણ કાંઇ સુખ આપી દે છે અને બીજાં નવાં દુઃખો તે આવવા દેતો નથી, માટે આપણે જેમ બને તેમ પ્રભુની દયામાં જવું જોઇએ; અને પ્રભુની દયામાં જવાનો સહેલામાં સહેલો ઉપાય એજ છે કે જેમ પ્રભુ રાખે તેમ રહેવું; પણ એવી રીતે વિશ્વાસથીજ રહી શકાય છે. વિશ્વાસ ન હોય તો એમ કહી શકાય નહિ; માટે ભાઇઓ ! ભગવદ્આશરાનું બળ રાખતાં શીખો, એટલે પ્રભુ તમારી ઉપર દયા કર્યા વિના રહેશે નહિ.

## ૨૨૩–આપણાં ગમે તેવાં સારાં કામો પણ પ્રભુનાં કામની પાસે કશી બિસાતમાં નથી.

હાલના જમાનામાં સંચાકામની ખુબી બહુ વધી પડવાથી આપણાં દરેક કામમાં એટલી બધી સફાઇ આવી ગયેલી છે કે, તે માટે જો આપણે વિચાર કરીએ અને અગાઉની જૂની ચીજો સાથે તેની સરખામણી કરીએ તો આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ; અને તેમ છતાં પણ એ કામો પ્રભુનાં કામોની આગળ કાંઇ પણ બિસાતમાં નથી. તમે સોયને ગમે તેટલી લીસી બતાવો તોપણ જો તેને દૂરબીનથી જોશો તો તેમાં હજારો ખાડા ખબડા દેખાશે. સારામાં સારા અસ્ત્રાની ધારને પણ જો તમે સૂક્ષ્મદર્શક યંત્રથી તપાસશો તો તેમાં પણ હજારો ખાંચાઓ દેખાશે અને સરસમાં સરસ રંગીન વસ્તુને પણ જો તમે એવી જાતનાં યંત્રોથી જોશો તો તેમાં દરેક ઠેકાણે વધતો

ઓછો રંગ દેખાશે; પણ જો તમે માખીને અથવા કીડીને એવાં યંત્રોમાં રાખીને જુઓ તો તેમાં જરા પણ ખડબચડાપણું દેખાશે નહિ. પતંગિયાને એવી રીતે જુઓ તો તેના રંગમાં જરા પણ ગડબડ થએલી દેખાશે નહિ; કારણ કે તે કુદરતનાં કામ છે. આપણાં કામો સાદી નજરે આપણને સારાં લાગે છે, પણ દૂરબીનમાં જેમ તેની ખામી પકડાઇ આવે છે, તેમ આપણાં કામો પણ પ્રભુ પાસે ખામીવાળાં દેખાય છે; કારણ કે આપણાં દૂરબીનો અને સૂક્ષ્મદર્શક યંત્રો કરતાં પ્રભુની શક્તિમાં તે કામોને જાણી લેવાનું અનંતગણું બળ છે, માટે આપણા કોઇ પણ કામનું અભિમાન નહિ કરવું જોઇએ.

ઈશ્વરનાં કામો આપણી સાદી નજરે જોતાં નાનાં દેખાય છે, પણ દૂરબીનમાંથી જોતાં તે અદ્ભુત ચમત્કારવાળાં દેખાય છે. હવે વિચારવાનું છે કે, જ્યારે સાદા કાચની દૂરબીનોમાંથી પણ આ પ્રમાણે દેખાય છે, ત્યારે ભક્તિરૂપી દૂરબીનમાંથી મહાન ઇશ્વરની અદ્ભુત કૃતિવાળાં સ્વાભાવિક કર્મો કેટલાં બધાં ઉત્તમ દેખાશે ? અને તેના પ્રમાણમાં આપણાં કામો કેટલાં બધાં ખરાબ દેખાશે ? એ ખ્યાલ તો કરો. ભક્તોમાં ને વ્યાવહારિક લોકોમાં જે ભેદ છે તે એજ કે ભક્તો પોતાનાં કામોને નાનાં સમજે છે, એટલે ઇશ્વરનાં કામોની મહત્તા સમજી શકે છે અને વ્યાવહારિક લોકો પોતાનાં કામોને ઘણાં મોટાં સમજે છે, એટલે પ્રભુનાં કામની ખરી કિંમત સમજી શકતા નથી; માટે ભાઈઓ ! આપણાં કામોનું અભિમાન નહિ કરતાં ભક્તિરૂપી દૂરબીનથી આપણાં કામોનું અને ઈશ્વરી શક્તિનું અવલોકન કરતાં શીખો. એમ કરવાથી ભક્તિરૂપી દૂરબીન એવી અલૌકિક છે કે તે તમારૂં અભિમાન તોડી નાખશે અને પ્રભુની મોટાઈ બતાવી તમને પ્રભુના રસ્તામાં લાવી મૂકશે, માટે ભક્તિરૂપી દૂરબીનને પકડો.

---

## ૨૨૪–સોનાની ખાણ આપણા ઘરમાં છતાં પણ તે આપણે જાણતા નથી; એ ખાણ તે આપણાં ધર્મશાસ્ત્રો છે.

અમેરિકાની સોનાની ખાણની જ્યારે એ લોકોને ખબર નહોતી ત્યારે એ ખાણમાંથી મટોડું લઇને લોકો તેનાં ઘર બાંધતા

હતા, રસ્તાઓ બાંધતા હતા અને પૂલો બાંધતા હતા; પણ પાછળથી જ્યારે ખબર પડી કે આ માટીમાં તો સોનું મળેલું છે, ત્યારે તે લોકોની અજાયબીનો પાર રહ્યો નહિ. અજાયબીની સાથે તેઓને દિલગીરી થઈ અને પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે હાય હાય ! સોનાની માટી અમે ઘરો બાંધવામાં ને રસ્તાઓ બાંધવામાં ખરચી નાખી !

એવીજ રીતે અમેરિકાની સોનાની ખાણોની પેઠે તે સોનાની ખાણો કરતાં લાખોગણાં વધારે મૂલ્યવાન આપણાં શાસ્ત્રો આપણાં ઘરમાંજ પડેલાં છે, પણ આપણે તેની કિંમત સમજતા નથી, અને આપણા ઉપયોગમાં તેને લેતા નથી. વેદ, ઉપનિષદ્, સ્મૃતિ, ગીતા, ભાગવત, મહાભારત, પુરાણ અને રામાયણ આજે ઠેકાણે ઠેકાણે અને ઘેરે ઘેર છે; પણ અફસોસ કે તે માત્ર શોભાને ખાતર જ–કબાટમાં ભરી મૂકવા માટેજ છે, અને જાણે માથા ઉપરનો બોજો ઉતારવાને ખાતર હોય તેમજ એ પુસ્તકો કયાંઇ ખુણેખાંચરે પડેલાં હોય છે. આપણી જીંદગીમાં તેનાં તત્ત્વો આપણે અનુભવતા નથી. એ સતશાસ્ત્રોને ખાવાનો લાભ તો કીડાઓજ લે છે. પ્રભુ ! પ્રભુ !

ભાઈઓ ! યાદ રાખજો કે, ભગવદ્ગીતા, ઉપનિષદ્ વિગેરે આપણાં ધર્મશાસ્ત્રો પારસમણિની ખાણ જેવાં છે; કારણ કે તેમાં પ્રભુનો મહિમા વર્ણવેલો છે; અને તે આપણા ઘરમાંજ છે, તેમ છતાં પણ જો તેનો ઉપયોગ નહિ કરીએ તો, જો એમાંથી ધર્મનાં તત્ત્વો નહિ જાણીએ તો, જો એમાંથી પ્રભુનું નામ નહિ શીખીએ તો વખત આવ્યે પસ્તાવો થયા વિના રહેશે નહિ.

અમેરિકાના લોકોએ તો અજાણપણે સોનાની ખાણોની માટી રસ્તાઓ બાંધવામાં વાપરી નાખી હતી, પણ આપણે તો જાણી જોઇને એ પારસમણિ કીડાઓને સોંપીએ છીએ, એ પાપની કેમ માફી મળશે ? એ પાપની શું શિક્ષા થશે ? એ તો વિચાર કરો. એ મહાપાપની શિક્ષા થયા વિના રહેશે નહિ, માટે ભાઈઓ ! હજી પણ વખત છે; તો ચેતો, ચેતો.

## ૨૨૫–ભરેલા ઘડામાં જેમ બીજી વસ્તુ રહી શકે નહિ, તેમ જે હૃદયમાં પાપ ભરેલું હોય તેમાં ઇશ્વરી જ્ઞાન રહી શકતું નથી.

ભરેલા ઘડામાં જેમ બીજી વસ્તુ માય નહિ, તેમ પાપીઓના હૃદયમાં પાપ ભરેલું હોવાથી તેમાં જ્ઞાન માતું નથી. રોગીને જેમ સ્વાદિષ્ટ ચીજો પણ ભાવતી નથી; અને મીઠાઈ પણ કડવી લાગે છે, તેમ જેને પાપ કરવાનો રોગ વળગેલો છે તેને જ્ઞાન પણ ગમતું નથી; આંધળાને જેમ આરસી નકામી છે, તેમ પાપીઓને જ્ઞાન પણ નકામું છે; કારણ કે જેમ આંખ વિના અરીસામાં પડતું પ્રતિબિંબ જોઇ શકાય નહિ, તેમ ધર્મ વિના જ્ઞાન પણ સમજી શકાતું નથી; માટે પાપીઓના હૃદયમાં ઇશ્વરી જ્ઞાનની ઉંડી અસર થતી નથી. પ્રભુએ ગીતામાં પણ કહેલું છે કેઃ–

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥ (અ૦૭ શ્લો૦૨૮)

અર્થઃ–ધર્મનાં ભલાં કામો કરવાથી જે માણસનાં પાપ કપાઇ ગયાં છે, તેઓ સુખદુઃખથી છૂટી જઈને દૃઢ નિશ્ચયથી મને ભજે છે.

પ્રભુને ભજવો–પ્રભુને ઓળખવો–પ્રભુમાં તન્મય થવું એનું જ નામ જ્ઞાન છે. એ ઇશ્વરી જ્ઞાન પાપ છોડી દેવાથીજ મળી શકે છે; અને ભલાં કામો કરવાથીજ પાપ બળતાં જાય છે, માટે પાપનો નાશ કરવા સારૂ જેમ બને તેમ વધારે ધર્મનાં કામો કરવાં જોઇએ.

ભાઇઓ ! પાપની ભયંકરતા તો જુઓ કે પવિત્ર જ્ઞાનની અસર પણ પાપીઓનાં હૃદયમાં પહોંચી શકતી નથી, ત્યારે બીજી કયી ચીજ તેને અસર કરશે ? માણસજાતને સુધારવા માટે દુનિયામાં ઉત્તમમાં ઉત્તમ અને પવિત્રમાં પવિત્ર વસ્તુ જ્ઞાન છે.એ જ્ઞાન પણ થોડીવાર સુધી પાપની કઠોરતા સામે હારી જાય છે. એટલું બધું પાપ ભયંકર છે, માટે ભાઇઓ ! જેમ બને તેમ પાપથી બચવાની કોશીશ કરો. જો પાપથી બચવાની બાબતમાં જરા પણ ઢીલા રહેશો તો તુરતજ પાપમાં ફસાઈ પડશો અને જો જરાક પણ પાપમાં ફસાયા તો પછી તમારી બધી ચતુરાઇ ચૂલે ચડશે અને તમારૂં બધું ડહાપણ તમને ઉંધે રસ્તેજ દોરશે; માટે ભાઇઓ ! ભૂલ્યે ચૂકયે જરા પણ પાપ ન થાય એ ખૂબ સંભાળજો.

## ૨૨૬—વાંદરાં જેમ હીરાની કિંમત સમજી શકે નહિ તેમ પાપીઓ જ્ઞાનની કિંમત સમજી શકે નહિ.

એક વાંદરાના હાથમાં કયાંકથી મોટો હીરો આવી ગયો. તે લઇને એ વાંદરાએ તેને પોતાના મોઢામાં મૂકયો, પણ કાંઇ સ્વાદ લાગ્યો નહિ તેથી ચગળવા લાગ્યો, પણ તે પીગળ્યો નહિ એટલે દાંતે તોડવા લાગ્યો,પણ તે તૂટયો નહિ,ત્યારે એ વાંદરાએ ગુસ્સાથી તેને દૂર ફેંકી દીધો. એ જોઇને કોઇ કવિએ તે હીરાને કહ્યું કે, હે કિંમતી હીરા! વાંદરાએ તારી કિંમત ન કરી તેથી તું દિલગીર થા માં. પથ્થરથી ભાંગીને તો તારો ભૂકો ન કરી નાખ્યો એજ તારૂં મોટું ભાગ્ય સમજ.

આવીજ રીતે પાપીઓ જ્ઞાનની કિંમત ન સમજે તેથી કાંઇ જ્ઞાનની મહત્તા ઓછી થઈ જતી નથી. વાંદરો હીરાને ફેંકી દે તેથી કાંઇ હીરાની કિંમત ઘટી જતી નથી; તેમજ પાપીઓ પોતાના હૃદયમાં ભરેલાં પાપથી જ્ઞાનને ન લઈ શકે તેથી કાંઇ જ્ઞાનની શક્તિ ઓછી થઇ જતી નથી; પણ ઉલટું તેથી પાપીઓની વધારે વધારે નાલાયકીજ દેખાય છે. જેને જે ગમે છે તેનેજ તે ચહાય છે. પવિત્ર માણસને–પ્રભુના વહાલા ભકતોને જ્ઞાન ગમે છે અને નીચ માણસોને પાપ ગમે છે. કહ્યું છે કે:—

દોહરો

જેમાં જેને સ્વાદ નહિ, તે તેને નહિ ચહાય;
દ્રાક્ષ આપી દાખને, કાક લિંબોળી ખાય.

માટે ભાઈઓ! પાપને ખાતર પવિત્ર જ્ઞાનને છોડી દો માં, જ્ઞાનને દાબી દો માં અને જ્ઞાનનો ઉંધો ઉપયોગ કરો માં; પણ આપણા પવિત્ર આત્માને ખાતર અને આપણા સમર્થ પ્રભુને ખાતર પાપ છોડી દેવામાં જ્ઞાનનો ઉપયોગ કરો.

પદ

જીવતો મુઓ, રે મૂરખ, જીવતો મુઓ;
તેં ભજ્યા નહિ ભગવાન, મૂરખ જીવતો મુઓ. (ટેક)
પેટને અર્થે પાપ કરતાં, દિલમાં ન ડર્યો;
પાડોશીને ઘેર પુણ્ય કરતાં, આડો જઇ પડયો. રે મૂરખ૦
કૂડની માળા કોટમાં ઘાલી, ઢોંગી ગુરુ કર્યો;
પાપ કરવા લાગ્યો ત્યારે, અંતર ના ડર્યો. રે મૂરખ૦
બહુ નામીને ઓળખ્યા વિના, અંતર બહુ પડયો;
દયા પ્રીતમ દિલમાં વસ્યો, કારજડો સર્યો. રે મૂરખ૦

## ૨૨૭–પ્રભુની મોટી શિક્ષાની પાપીઓને ખબર નથી; માટે તેઓ પાપ કરે છે.

નાનાં બચ્ચાંઓ છાપરાં ઉપર બેદરકારીથી રમતાં હોય, તેને જેમ ખબર હોતી નથી કે અહીંથી પડી જઇશું તો કેટલું બધું વાગશે? તેમજ પાપીઓને પણ ખબર નથી કે પાપની કેટલી બધી સખ્ત શિક્ષા થશે. જો લોકોને પાપની શિક્ષાનો ખરેખરો ખ્યાલ આવ્યો હોય તો તેઓ કદિ પણ એટલાં બધાં પાપ કરે નહિ.

પાપની ખરાબી, પાપીઓની નીચતા, નરકની ભયંકરતા, અને કાળના પણ કાળ મહાન્ ઇશ્વરની કલ્યાણકારી આજ્ઞાઓ ભંગ કરવાનો કેવો બુરો લતીજો મળે છે, એ માણસો બરોબર રીતે સમજતાં નથી એજ અફસોસ છે. જો પાપની ભયંકરતા અને નરકની હજારો પ્રલયકાળના જેવી ઉગ્ર અગ્નિનો ખ્યાલ માણસોના મનમાં બરાબર ઉતરે તો પાપનું નામ સાંભળીને કમકમાટી છૂટયા વિના રહે નહિ અને મનમાં પાપનો ખ્યાલ આવતાં પણ ત્રાસ છૂટયાવિના રહે નહિ; પણ છાપરાંઉપર બેદરકારીથી રમતાં અજ્ઞાન બાળકોની પેઠે માણસો પોતાના સ્વાર્થપણામાં પાપનાં ફળનો–નરકની ભયંકર વેદનાનો વિચાર રાખતાં નથી. એથીજ માણસો પાપમાં ફસાઈ જાય છે; માટે ભાઇઓ ! આપણા નજીવા સ્વાર્થનો નહિ પણ પાપની ભયંકર શિક્ષાનો વિચાર કરો, નરકના જવલંત અગ્નિનો ખ્યાલ કરો અને પવિત્ર પિતા–સમર્થ ઇશ્વરના હુકમનો અનાદર કરીએ છીએ તેનો ખ્યાલ કરો; તથા આપણા માથા ઉપર હરેક પળે મોત ભમી રહ્યું છે તેનો ખ્યાલ કરો, એટલે પાપથી બચી શકશો.

કવિત

તારો પતિત જાનકે સુધારો બિરદ આનકે,
કાઢો બુજ્ઞ તાનકે કહાં દેર ડારી હૈ;
સુદામા પાર તાર્યો હૈ પ્રલ્હાદ તેં ઉગાર્યો હૈ,
દ્રાપદીકી લાજ રાખી સભા દેખ સારી હૈ.
ગજને ધ્યાયો પ્રભુ ગરુડ છોડ ધાયો,
બૃજકો બચાયો તાતે નામ ગિરિધારી હૈ;
દાસ તો પુકારે પ્રભુ કાટિયે કષ્ટ કોટી ભારે,
અરજી અમારી આગે મરજી તિહારી હૈ.

## ૨૨૮–જ્ઞાન હોય પણ આચરણ સારાં હોય નહિ તેવા ગુરુઓ આંધળાના હાથમાં ફાનસ જેવા છે.

માણસમાત્રને ગુરુની જરૂર છે; ઉત્તમમાં ઉત્તમ ગુરુની જરૂર છે; પણ એવો ગુરુ ન મળે તો સાધારણ ગુરુની પણ જરૂર છે. સાધારણ ગુરુ પણ શિષ્યના કામનો છે. આપણામાં કહેવત છે કે, "નહિ મામા કરતાં કેણો મામો પણ સારો." તેમજ બિલકુલ ગુરુ વિના રહેવું તે કરતા સાધારણ ગુરુ પણ કામના છે. તેઓ પોતાના ઉપદેશ પ્રમાણે વર્તતા ન હોય તોપણ શિષ્યોને તેઓનો ઉપદેશ બહુ કામનો છે. એવા હાલના વખતના ગુરુ જેવા કામચલાઉ ગુરુ કેવી રીતે કામના છે, તે સમજવા માટે એક રમુજી દાખલો આપવામાં આવે છે.

એક આંધળો માણસ પોતાના હાથમાં ફાનસ લઈને અંધારા રસ્તામાં જતો હતો. તેને કોઈ માણસે પૂછયું કે સુરદાસજી! એ ફાનસ તમને શું કામનું છે? એ ફાનસથી પણ તમે કયાં દેખી શકો છો? ત્યારે તે સુરદાસે કહ્યું કે, મને તે કામનું નથી, પણ બીજાં દેખતાંઓને તે કામ લાગે છે. જો એ મારા હાથમાં ન હોય તો કોઇક મારી સામે અથડાઇ જાય. આવીજ રીતે પોતે કહે પણ તે પ્રમાણે કરે નહિ એવા કળિયુગીઆ ગુરુઓ તે પેલા આંધળા માણસ જેવા છે; પણ તેમનો ઉપદેશ એ આંધળાના હાથમાં ફાનસ જેવો છે. એ ફાનસની રોશની તે આંધળાને કામની નથી, પણ બીજાં દેખતાંઓને તે કામની છે; તેમજ અંતર ભીંજાયા વિનાના, મિથ્યાચારવાળા આપણા કેટલાક સાધુસંન્યાસીઓ તથા બીજા ધર્મગુરુઓનો ઉપદેશ તેઓને પોતાને પોતાનાં આચરણો સુધારવામાં કામ આવતો નથી પણ એ ઉપદેશ વિશ્વાસી હરિજનોને બહુ કામનો છે. માટે ભાઇઓ! કદાચ ગુરુઓ નબળા હોય તોપણ આપણે આપણા ભલાને ખાતર તેઓને નિભાવી લેવાની જરૂર છે; કારણ કે ભલે તેઓ આંધળા હોય પણ જો આપણે દેખતા હોઇએ તો તેઓના હાથમાંનું ફાનસ આપણને પ્રકાશ આપ્યા વિના રહેશે નહિ; માટે કદાચ ગુરુઓ આંધળા હોય અને તેમનો અંધાપો ન છૂટે તેવો હોય તોપણ આપણને ગુરુ વિના ચાલે તેમ નથી, માટે આપણે દેખતા થઈ જવાની જરૂર છે.

ગરબી

શું કર્યું ગીતા ગાઇ ને રે, તેં શું કર્યું ગીતા ગાઇને. (ટેક)
ભણ્યો ગણ્યો પણ ભેદ ન જાણ્યો, ધિક્ક પડો પંડિતાઇને રે. તેં શું૦
પોથી વાંચીને પરમારથ ન કીધો, કુટુંબ પોખ્યું કમાઇને રે. તેં શું૦
ભાગવત ભાખ્યું હેત હૃદે ન રાખ્યું, રહ્યો આપ સ્વારથ સાધને રે. તેં શું૦
શેષને માથે મણિ છે તોય પણ, જીવે છે જીવ ખાઇને રે. તેં શું૦
કહે પ્રીતમ પોતાના ડહાપણથી, ગયો ચોરાશિમાં વહેવાઇને રે. તેં શું૦

## ૨૨૯–" દેનેકો ટુકડા ભલા, લેનેકો હર નામ "

જીંદગીની પવિત્ર ફરજો માટે જૂદા જૂદા વિદ્વાનો અને જૂદા જૂદા સાધુઓ તરફથી જૂદી જૂદી રીતે જૂદા જૂદા રૂપમાં એકની એક વાત સેંકડો ને હજારો રીતે કહેવામાં આવે છે; તેથી પણ માણસોને એમ લાગી જાય છે કે, ધર્મનો બોજો બહુ મોટો છે. તે આપણાથી ઉપડી શકે નહિ. તેઓ કહે છે કે અમારા બાપનો બાપ આવે તોપણ આટલું બધું કરી શકાય નહિ. તેઓને એમ લાગે છે તેનું કારણ એજ છે કે તેઓ ધર્મનાં ટુંકામાં ટુંકાં સૂત્ર સમજતા નથી. મહાત્મા તુલસીદાસજીએ ધર્મનો ટુંકો રસ્તો-ધર્મનો સાર કહેલો છે કેઃ–

દોહરો

તુલસી આ જુગ આયકે, કર લીજે દો કામ;
દેનેકો ટુકડા ભલા, લેનેકો હર નામ.

જીંદગીની ફરજોનો અને ધર્મની હજારો ને લાખો વાતોનો સાર ટુંકામાં એજ છે કે, બને તો કોઇને પણ મદદ કરવી અને પ્રભુનું સ્મરણ કરવું. મહાત્માઓ કહે છે કે, આપવાલાયક દાન છે અને લેવાલાયક તો માત્ર પ્રભુનું નામજ છે. ભર્તુહરિએ પણ કહેલું છે કે, " સર્વ ધર્મનો સાર હું તમને અર્ધા શ્લોકમાં કહું છું; તે એજ કે, કોઇને પણ દુઃખ થાય એમ કરવું તેનું નામ પાપ છે અને બીજાઓનું ભલું થાય તેમ કરવું તેનું નામ પુણ્ય છે." ટુંકામાં આ ધર્મનો સારભાગ છે, માટે ભાઇઓ ! લાંબી લાંબી આડીઅવળી ગલીકુંચીઓમાં નહિ ફસાતાં તત્ત્વને ઓળખી લો –તત્ત્વને પકડી લો. એ તત્ત્વ એજ છે કે, આપણા ભાઇબંધોને મદદ કરો અને પ્રભુનું નામસ્મરણ કરો.

દોહરો
સબકી બાતાં છોડ દે, દો બાતાં શિખ લે;
કર સાહેબકી બંદગી, (ઔર) ભૂખેકું કુછ દે.

## ૨૩૦—આપણી પ્રાર્થનાઓ કેમ સફળ થતી નથી?

બહુ ગરજ પડે ત્યારે જરૂરની વખતે આપણે ઘણીવાર ઇશ્વરપ્રાર્થના કરીએ છીએ અને કાંઈ કાંઈ ચીજો માગીએ છીએ. જેમ કે બાયડી, છોકરાં, ધન, માન, ફતેહ, વિદ્યા, વશીકરણ વગેરે માગીએ છીએ; પણ ઘણી વખત એ માગનારાઓને તેમાંનું કાંઈ મળતું નથી, એથી ઘણા લોકો નિરાશ થઈ જાય છે; પણ તેથી નિરાશ નહિ થવું જોઇએ; કારણ કે શામાટે આપણી માગણી પ્રમાણે મળતું નથી? શામાટે આપણી પ્રાર્થનાઓ વ્યર્થ જાય છે? તેનાં કારણો આપણે જાણતા નથી. જો તે કારણો આપણે સમજીએ તો પછી નિરાશ થઇએ નહિ તથા અયોગ્ય માગણી કરીએ નહિ.

(૧) ઘણી વખત આપણી પ્રાર્થનાઓ ઉપલક હોય છે. શુદ્ધ અંતઃકરણની—જીગરની લાગણીની હોતી નથી, એટલે ઇશ્વરસુધી પહોંચી શકતી નથી.

(૨) કેટલીક વખત આપણી માગણીઓ વગર જરૂરની તથા અયોગ્ય હોય છે. એ માગણી પ્રમાણે જો ઇશ્વર આપે તો આપણું ભૂરૂં થયા વિના રહે નહિ; માટે તે સર્વજ્ઞ પ્રભુ આપણી ઉપર દયા કરીને એવી અયોગ્ય માગણી પૂરી પાડતો નથી.

(૩) આપણી વ્યાજબી માગણી પ્રમાણે ઇશ્વર આપણને આપવા તૈયાર થાય તે પહેલાં આપણે પ્રાર્થના છોડી દઇએ છીએ અને બીજા વિષયોમાં લાગી જઈએ છીએ. એમ થવાથી આપણાં જે કામની આપણને પોતાનેજ કાળજી નથી, તેની ફીકર ઇશ્વર શામાટે રાખે? તેથી આપણી માગણીઓ આકાશમાં અધવચ લટકતીજ રહે છે, માટે જો આપણી માગણીઓ પ્રભુ પાસે મંજુર કરાવવી હોય, તો તેને છેવટ સુધી વળગી રહેવું જોઇએ. વચમાં વચમાં ભક્તિ ન છોડી દેવી જોઇએ.

(૪) કોઇ વખતે આપણી માગણી બહુ નાની હોય છે, એટલે હલકી ચીજોની હોય છે અને પરમ કૃપાળુ ઇશ્વરની ઇચ્છા

આપણને વધારે આપવાની હોય છે, તેથી તે આપણી નાની માગણીઓ સ્વીકારતો નથી.

આપણી માગણીઓ સફળ નહિ થવાનાં આવાં આવાં ઘણાં કારણો છે; માટે એવી માગણીઓ રદ જવાથી હરિજનોએ દિલગીર થવું નહિ જોઇએ. ખરા ભક્તો એજ છે કે જેઓ પોતાના સ્વાર્થને માટે ઇશ્વર પાસે કાંઇ પણ માગતા નથી, પણ ભગવદ્ઇચ્છાને આધીન થઇને રહે છે અને નિષ્કામ ભક્તિ કરે છે. મહાન્ ઈશ્વર પાસે નજીવી ચીજોની માગણી કરવી, એ મૂર્ખાઇભરેલું છે અને તે ઉતરતા પ્રકારની ભક્તિ છે. આપણે રૂડા ધર્મમાં રહીને—ભક્ત બનીને એવી માલવિનાની ચીજો સારૂ સમર્થ પ્રભુને ખાસ તસ્દી આપવી એ તો બહુજ ખોટું છે. બનતાં સુધી આપણે કીડીમંકોડીને પણ તકલીફ આપતા નથી અને આપણાં બાઈડીછોકરાંને પણ તસ્દી આપતા નથી, એટલુંજ નહિ પણ આપણામાં એવા ઘણા જણ છે કે, જેઓ પોતાની બાઇડીને ઝાડુ કાઢતી જોઇને તેના હાથમાંથી પોતે ઝાડુ લઇ લે છે, અને પોતે જાતે ઝાડુ કહાડવા મંડે છે ને બૈરીને બેસાડી મૂકે છે. હવે જોવાનું છે કે, ઘરસંસારનાં રોજનાં જરૂરી કામકાજ કરવાની જેની ફરજ છે તેને પણ જે માણસો કામ કરવાની તસ્દી આપતા નથી, તેઓ પોતાના ધૂળ જેવા સ્વાર્થ સારૂ સૌથી મોટામાં મોટા ઈશ્વરને વારંવાર તસ્દી આપવા તૈયાર થાય છે, એ શું દિલગીર થવા જેવું નથી?

ભાઇઓ! પ્રભુ સર્વવ્યાપક છે. આપણા માગ્યા વિના પણ તે આપણી જરૂરિયાતો સમજે છે. માત્ર સમજે છે એટલુંજ નહિ પણ તે ઇચ્છાઓ પાર પાડવાને પણ તે સર્વશક્તિમાન્ વિશ્વંભર સમર્થ છે, માટે આપણે આપણને મોહક લાગતી નજીવી વસ્તુઓની માગણીથી ઈશ્વરને સતાવવો નહિ જોઇએ, પણ નિષ્કામ ભક્તિ કરવી જોઇએ, એજ દુનિયાના સર્વ મહાન્ ભક્તોનો સિદ્ધાંત છે.

## ૨૩૧–પ્રભુ આપણું કલ્યાણ થાય એવીજ ચીજો આપે છે.

એક નાનો છોકરો રોતો હતો. તેને કોઈ ભક્તે પૂછ્યું કે કેમ રૂવે છે? ત્યારે તે છોકરાએ કહ્યું કે, હું માગું છું તે મારો બાપ

આપતો નથી. તે ભકતે પૂછયું કે તું શું માગે છે ? ત્યારે તે છોકરાએ કહ્યું કે ચપ્પુ. ત્યાં એક બીજી છોકરી હતી તે પણ રોતી હતી. તેણે કહ્યું કે, હું દીવાસળીની પેટી માગું છું, પણ તે મારી મા આપતી નથી. ત્રીજા છોકરાએ કહ્યું કે, હું ફટાકડા માગું છું, પણ મારો બાપ તે આપતો નથી. ચોથા છોકરાએ કહ્યું કે, હું કુતરાં સાથે રમવા ઈચ્છું છું, પણ મારી મા રમવા દેતી નથી અને પાંચમા છોકરાએ કહ્યું કે, મને મહેતાજીએ માર્યો. શામાટે માર્યો? ત્યારે તેણે કહ્યું કે, લેસન આવડયું નહિ માટે.

એક ફળિયામાં રમતાં નાનાં છોકરાંઓની આ વાતો સાંભળીને તે ભકતને જણાયું કે, એમાં માબાપોનો કે મહેતાજીનો વાંક નહોતો. તેઓએ એ છોકરાંઓના ભલા સારૂજ તેઓની માગણી સ્વીકારેલી નથી; પણ છોકરાંઓ પોતાનું હિત સમજતાં નથી એટલે તેઓ પોતાની માગણી મુજબ નહિ થવાથી દિલગીર થઇને રૂવે છે, તેમજ ઇશ્વર પાસેની આપણી માગણીઓ માટે પણ સમજવાનું છે; એટલુંજ નહિ પણ પેલા છોકરાને માસ્તરે માર્યો તેમ કોઇ કોઇ વખત કોઇ બાબતના આપણને ફટકા વાગી જાય છે, તે પણ આપણને સુધારવા માટેજ હોય છે અથવા આપણી કોઈ ભૂલનુંજ તે પરિણામ હોય છે. માટે આપણી માગણીઓ કદાચ નિષ્ફળ થાય તોપણ નિરાશ થવું નહિ, પણ બેવડા ઉત્સાહથી પ્રેમપૂર્વક ભકિતમાંજ લાગ્યું રહેવું.

ભાઇઓ ! યાદ રાખજો કે, આપણી માગણીઓ ઘણું કરીને અયોગ્યજ હોય છે; કારણ કે આપણે આપણા અહંભાવનેજ વળગેલા છીએ,માટે એવી નજીવી અને અયોગ્ય માગણીઓની નિષ્ફળતાથી ઈશ્વર માટે કાંઇ પણ ખોટો વિચાર કરશો માં અને તમારામાં જે સહેજસાજ કાચોપોચો વિશ્વાસ છે તેને ચલાવશો માં.

કોઈ છોકરૂં કૂવા ઉપર રમવા જવા માગે અથવા સાપને બાચકું ભરવાની હઠ કરે,તો તે કાંઇ તેનો બાપ કરવા દે કે ? પોતાનું પેટ ચીકાર ભરેલું હોય છતાં પણ કોઇ છોકરૂં અધરાયું થઇને ખાવાનું માગે, તો વારે વારે ખાવાનું આપીને તેની ભલી મા કાંઈ એ છોકરાને બિમાર થવા દે કે ? કોઇ છોકરાને કાંઇ બિમારી થઇ હોય, તે મટાડવા સારૂ તેની મા દવા પાય તે દવા કડવી લાગે તેથી બાળક રૂવે, તોપણ તેની દરકાર કર્યા વિના

તે દવા પાઇ દે, એ શું માતા ખોટું કરે છે? એક નાનું બાળક ચાંદો લેવા ઇચ્છે, ને તે કાંઇ ખાસ કારણ સારૂ નહિ પણ માત્ર પોતાને સારો લાગે છે તે માટેજ; તે ચાંદો તેનો પિતા તેને ન આપી શકે તો તેમાં અજબ જેવું શું છે? આપણે અજ્ઞાની ને અશક્ત છીએ, તોપણ જ્યારે આપણાં બચ્ચાંઓ માટે અતિશય કાળજી રાખીએ છીએ, ત્યારે સર્વવ્યાપક-સર્વશક્તિમાન ઇશ્વર પોતાના ભક્તો માટે કેટલી બધી કાળજી રાખતો હશે, એ ખ્યાલ તો કરી જુઓ! મહાન્ ઇશ્વરની અસીમ દયા જો આપણે બરાબર રીતે સમજીએ તો પછી તેની પાસે માગણી કરવા જેવું આપણને કાંઇ પણ રહે નહિ. ઈશ્વરની દયા, ઇશ્વરની મોટાઈ ને ઇશ્વરનું સર્વશક્તિમાનપણું આપણે સમજતા નથી, તેથીજ નજીવી ચીજોની આપણે ઇશ્વર પાસે માગણી કરી આપણો અવિશ્વાસી તેને બનાવી દઇએ છીએ.

જેમ બાળકને સાપને બાચકું ભરવા જવું અયોગ્ય લાગતું નથી, તેમ આપણને આપણી માગણીઓ અયોગ્ય લાગતી નથી; પણ તેમાં કાંઇ ભેદ છે ને તે આપણા ભલા સારૂજ છે, એમ સમજી આપણાં ભવિષ્યને ઇશ્વરની દયા ઉપર છોડી, ખરા ભક્તોએ તો કૃપાભિલાષિઓજ બનવું જોઇએ.

---

## ૨૩૨–માણસ પ્રત્યેની માગણી પણ વ્યર્થ જતી નથી, ત્યારે ઇશ્વર પ્રત્યેની પ્રાર્થનાઓ કેમ વ્યર્થ જશે?

એક ગરીબ માણસે રસ્તે જતાં કોઇ ગૃહસ્થને આજીજી કરીને કહ્યું કે, એક પાઈ આપવાની મહેરબાની કરો. તે ગૃહસ્થને દયા આવી, તેથી તેણે એ ગરીબ માણસને અરધો રૂપિયો આપ્યો. એ જોઇને ભિખારીએ કહ્યું કે, સાહેબ! મારી પાસે છૂટા પૈસા નથી; તમારી પાસે પૈસો હોય તો આપો, એમ કહી ભિખારી તે અરધો રૂપિયો પાછો આપવા લાગ્યો. ત્યારે તે સખી દીલના ગૃહસ્થે કહ્યું કે, અમે પાઇ કે દોઢિયાં અમારી પાસે રાખતા નથી. અમારી પાસે તો રૂપાના કે સોનાનાજ સિક્કા હોય છે ને જો કોઇને આપવું હોય તોપણ એજ આપીએ છીએ.

અરધી દુકાની સારૂ આપવું શું ? જો કે તમને તો એટલાથી પણ સંતોષ થાય છે, પણ એટલુંજ આપવામાં અમારી મોટાઇ શું ?

ભાઇઓ ! સાધારણ ભલા ગૃહસ્થો પણ જ્યારે આવા વિચારો રાખે છે ને આવી ઉદારતા રાખે છે, ત્યારે ઈશ્વર કેટલી બધી શુભેચ્છા ને કેટલી બધી ઉદારતા રાખી શકે ? એ ખ્યાલ તો કરી જુઓ. આપણને લાગે છે કે અમે ભક્તિ કરીએ છીએ પણ અમારો પગાર વધતો નથી. પગાર વધતો નથી, એ બાબત તમે જુઓ છો પણ ઈસ્પિતાલમાં જઇને જુઓ કે કેટલાં બધાં માણસો કેવી કેવી ભયંકર બિમારીઓ ભોગવે છે અને તમે કેવા સાજા તાજા છો ? એ તો તપાસો. તમોને લાગે છે કે દુકાનમાં હાલ વધારે નફો થતો નથી, પણ તેને બદલે કુટુંબમાં વૃદ્ધિ થઇ છે એ તો જુઓ ! તમને લાગે છે કે પ્રાર્થના કર્યા છતાં અમોને છોકરાં મળતાં નથી; પણ કોલેરા, મરકી ને ઝેરી તાવના ઝપાટામાં તમારા દેખતાં થોડાં વરસોમાં હજારો ને લાખો માણસો ચાલ્યાં ગયાં ને તમે હજુ મોજમજા કરતા બેઠા રહ્યા છો એ તો વિચારો. તમે કહોછો કે અમે બિમાર મટતા નથી, પણ તમારી એ બિમારીને લીધેજ તમે ચોક્કસ પ્રકારના મહા પાપમાંથી બચો છો ને કાંઇક વધારે સુધરો છો તે તો તપાસો. તમે કહો છો કે અમોને માનપાન ને ખિતાબ મળતા નથી પણ લાખો ગરીબ દુકાળિયાંઓની સામે તો જુઓ ! એ કરતાં પ્રભુએ તમને કેવા આનંદમાં રાખેલા છે ? એ ઉપકાર સામું તો જુઓ ! તમે કહો છો કે પ્રભુ અમને આપતો નથી. જો આપે તો ઘણુંએ બીજાને આપીએ. ભલે તે કદાચ તમોને વધારે ન આપતો હોય પણ તે તમારૂં લઇ લેતો નથી. એ શું તેની થોડી કૃપા છે ? આપણાં કર્મ સામું તો જુઓ ! ને પછી તેની દયા સામું જુઓ. આપણે પાપમાંજ ડૂબેલા છીએ ને તેમ છતાં તેની એટલી બધી દયા છે, એ શું થોડું છે કે ?

ભાઈઓ ! આપણી માગણીઓ તો બહુ નાની હોય છે, ને પ્રભુની ઉદારતા તો બહુ મોટી હોય છે; માટે તે આપણી નાની માગણી પ્રમાણે ન આપે ને તેને બદલે કોઈ મોટી કૃપા કરી દે તો એ ભેદ આપણે કયાં સમજીએ છીએ ! આપણો જે વખત જાય છે તથા ઘણી જાતની જે સગવડતા ને જે સુખો આપણે ભોગવીએ

છીએ, તે સમર્થ ઈશ્વરની અખંડ દયાથીજ; આપણા હક્કતરિકે તેમાં કાંઇ પણ નથી, એ કેવળ કૃપાનું ફળ છે. માટે હમેશાં માણસે પોતાની સ્થિતિમાં દિલાસો રાખવો જોઈએ. અને જે કાંઇ પ્રભુએ આપણને આપ્યું છે તે આપણી યોગ્યતા કરતાં ઘણું વધારે આપેલું છે, એમ સમજીને–એમ અનુભવીને આપણે ઇશ્વરેચ્છાને આધીન થવું જોઇએ;અને આપણી વ્યાજબી પ્રાર્થનાઓ કદિ પણ વ્યર્થ જતી નથી, કોઇ ને કોઈ રૂપમાં પણ તેનું ફળ મળે છે, એમ નિશ્ચય રાખી, ઇશ્વરભક્તિમાં આગળ વધવું જોઇએ; ને આસ્તે આસ્તે નિષ્કામભક્તિથી ઈશ્વરની ઇચ્છાને આધીન થવાનું શિખવું જોઇએ અને કહેવું જોઇએ કે:–

પદ–કાનરો

મેં ભરોંસે અપને રામકે, મેં ભરોંસે અપને રામકે. (ટેક)
ઔર ન હે કછુ કામકે, મેં ભરોંસે અપને રામકે મેં ભરોંસે૦
જો માંગે સો દેત પદારથ, વારી જાઉ ઇસ નામપે. મેં ભરોંસે૦
દોઉ અક્ષર હૈ સબ કુલતારક, અંત દેન સુખધામકે. મેં ભરોંસે૦
તુલસીદાસ પ્રભુનામ દયાઘન, ઔર દેવ સબ નામકે. મેં ભરોંસે૦

## ૨૩૩–તાળું ખોલવા માટે ચાવીવાળાની જરૂર છે, તેમ આપણા અંતરનાં તાળાં ખોલવા માટે સદ્‌ગુરુની જરૂર છે.

આપણી ચાવી ખોવાઈ ગઇ હોય, અથવા આપણે નવું તાળું ખોલવું હોય પણ તેની ચાવી આપણી પાસે ન હોય તો તેથી ઉદાસ થઇ બેસી રહેવાની કાંઇ જરૂર નથી; કારણ કે દુનિયામાં ચાવીવાળાઓ તો ઘણાએ છે અને તેમની પાસે ઘણી જાતની ચાવીઓ હોય છે. જો તેઓને ખોળી કાઢીએ તો તેઓ તુરતજ આપણને જોઇતી ચાવી આપે છે. એ ચાવીવાળાને શોધવા માટે પણ આપણને કાંઇ ચીન, જાપાન કે ઑસ્ટ્રેલિયા જવું પડતું નથી. આપણા ઘર બહાર નીકળ્યા કે તેઓ તો બજારમાં ફરતાજ હોય છે, અથવા દુકાનો માંડીને બેઠેલાજ હોય છે. બીજાઓનાં તાળાં ખોલવાં એ તેમનો ધંધોજ છે, પણ તેને તમારે બોલાવવા જોઇએ; તેને બોલાવ્યા વિના તમારી ઓરડીમાં બેઠે બેઠે આ તાળું ઉઘડતું નથી, આ તાળું ઉઘડતું નથી, એમ કર્યા કરો તો કાંઈ તાળું પોતાની મેળે ઉઘડે નહિ. એ તાળું ઉઘાડવા માટે તો ચાવીવાળાની

મદદ લેવી જોઇએ. એમાં પણ કોઈ અટપટા પડદાવાળું નગરિયું કે ચબનું તાળું આવી જાય તો સાધારણ ચાવીવાળાથી વખતે ન પણ ઉઘડે. એ વખતે વળી એ કરતાં પણ વધારે હુશીઆર ચાવીવાળાને બોલાવવો જોઇએ. આપણાં લોખંડનાં કે પિત્તળનાં તાળાં ખોલવા માટે પણ જ્યારે આટલી બધી તજવીજ કરવી પડે છે ને ચાવીવાળાની જરૂર પડે છે, ત્યારે આપણા અંતરનાં તાળાં ખોલવા માટે અને સ્વર્ગનાં તાળાં ખોલવા માટે કેવા હુશીઆર ચાવીવાળાની જરૂર પડે, એ ખ્યાલ તો કરી જુઓ ? આવાં સાચાં તાળાં ખોલવા માટેજ શ્રી સદ્ગુરુની જરૂર છે. સુંદર દેખાતી ચાંદીની કુંચીઓના ઝુડા તો આપણી ઘણીએ શેઠાણીઓ પાસે છે પણ એવી ઉપરથી રૂપાળી દેખાતી ખોટી કુંચીઓથી કાંઈ ખરાં તાળાં ઉઘડે નહિ; તેમજ સાચા ગુરુવિના અને પૂરી લગની લાગ્યા વિના કાંઇ ધર્મનાં ને સ્વર્ગનાં તાળાં ઉઘડે નહિ, માટે આપણને આપણા અંતરનું તાળું ઉઘાડી શકે એવા શ્રીસદ્ગુરુની જરૂર છે. એવા મહાન્ ગુરુવિના મોક્ષનાં બારણાં નહિ ઉઘડે, એ નક્કી સમજજો, માટે ભાઈઓ ! શ્રીસદ્ગુરુને શરણે જાઓ. સદ્ગુરુને શરણે જાઓ.

---

## ૨૩૪–પરમાર્થને ખાતર દુઃખ ખમવાં, એ તો દેવ પૂજવા બરાબર છે.

મહાત્માઓના શબ્દકોષમાં દુઃખ શબ્દનો અર્થ શું કરેલો છે એ તમને ખબર છે ? ભગવદ્ઇચ્છાથી આવી મળેલાં દુઃખનો અર્થ પ્રભુનું હેત અને આપણું કલ્યાણ એવો છે. એ સારૂ મોટા મોટા સંતો વારંવાર પૂછતા કે હમણાં ઘણા દહાડા થયાં અમારી પાસે દુઃખ કેમ નથી આવતું ? પ્રભુએ અમને વિસારી દીધા કે શું ? અમે કાંઈ અપરાધી થયા હશું, નહિ તો પ્રભુ અમને કેમ વિસારી દે ? દુઃખ આવ્યા વિના પ્રભુનીપ્રીતિ કેમજણાય?અને દુઃખ ખમ્યા વિના જલદી કલ્યાણ પણ કેમ થાય ? માટે સંતોને ભગવદ્ઇચ્છાથી આવી મળેલાં દુઃખો તો જોઇએજ. એવાં દુઃખોથી દિલગીર થાય તે સંત શેના ?

ભગવદ્ઇચ્છાથી આવી મળેલાં દુઃખો શાંતિથી સહન કરવાં, એ પ્રભુની સેવા કરવા બરાબર છે; અને પરમાર્થને ખાતર દુઃખ

ખમવાં એ દેવ પૂજવા બરાબર છે; માટે મહાત્માઓના શબ્દકોષમાં દુઃખ શબ્દનો અર્થ "પ્રભુનું હેત અને આપણું કલ્યાણ" એવો કરેલો છે. દુઃખનો આવો અર્થ સમજ્યા પછી દુઃખથી શામાટે દિલગીર થવું જોઈએ ? સંતો દુઃખને માગે છે એટલે તપ કરે છે, પણ આપણે સંસારી છીએ તેથી દુઃખ ન માગીએ, એટલે તપ ન કરી શકીએ, પણ ભગવદ્દઈચ્છાથી આવી મળેલાં દુઃખો શાંતિથી ભોગવી લઇએ, એટલી ધીરજ તો આપણે જરૂર રાખવી જોઈએ. જો એટલી ધીરજ પણ ન રાખી શકીએ તો પછી પશુઓમાં ને આપણામાં ફેર શું ? આપણામાં ધર્મનું બળ છે તેની ખાત્રી શું? અને પ્રભુને ખાતર આપણે આપણી ઇચ્છાનો કાંઈક ભોગ આપી શકીએ છીએ, એ દુઃખ ખમ્યા વિના કેમ દેખાડી શકાય ? માટે જેઓને ધર્મની અને પ્રભુની દરકાર હોય તેમણે તો ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખો શાંતિથીજ સહન કરવાં જોઇએ.

## ૨૩૫—સાધુઓ પ્રભુ પાસે કેવાં દુઃખ માગે છે ?

સંતો પ્રભુ પાસે દુઃખ માગે છે તેનો અર્થ શું ? તેઓ કેવા પ્રકારનાં દુઃખ માગે છે એ તમને ખબર છે ? તેઓ એમ નથી માગતા કે વગર મફતના ઉપવાસ કરવા, તેઓ એમ નથી માગતા કે બહારની ધૂણીઓ તાપવી, તેઓ એમ નથી માગતા કે ગાંજો ફુંકી ફુંકીને છાતી તથા બુદ્ધિ બાળી મૂકવી, તેઓ એમ નથી માગતા કે વરસાદમાં ભીંજાતું ભીંજાતું વગર મફતનું મસાણોમાં પડયું રહેવું, તેઓ એમ નથી માગતા કે કાશીએ કરવત મૂકાવા જવું, તેઓ એમ નથી માગતા કે બિમારીમાં સડયા કરવું છતાં પણ તેનો કાંઇ ઉપાય કરવો નહિ,તેઓ એમ નથી માગતા કે ઉંધે માથે લટકી રહેવું, તેઓ એમ નથી માગતા કે પાસે કાંઈ ન હોય તોપણ યજ્ઞો કરવા ને સદાવ્રત ચલાવવાં, તેઓ એમ નથી માગતા કે ધર્મને નામે અડંગાઓ લગાવી બીજાઓને નાહક હેરાન કરવા; અને તેઓ એમ નથી માગતા કે ઉજડ જંગલમાં અંધારી ગુફામાં એકલું પડયું રહેવું. આવા પ્રકારનાં વિના કારણ, ઇરાદાપૂર્વક પોતાની ખુશીથી ખરીદેલાં દુઃખો તેઓ નથી માગતા; પણ તેઓ એવા પ્રકારનાં દુઃખો માગે છે કે જે પરમાર્થને ખાતર હોય,ધર્મને

ખાતર હોય, પોતાનાં ગરીબ ભાઈબહેનોને મદદ કરવા ખાતર હોય, પોતાની જીંદગીને વધારેમાં વધારે ઉપયોગી બનાવવાને ખાતર હોય અને પ્રભુને ખાતર હોય, એવાં દુઃખો તેઓ માગે છે; પણ પોતાની નજીવી ઇચ્છાઓની તૃપ્તિને ખાતર અથવા પોતાની મૂર્ખાઈ ભરેલી હઠને ખાતર તેઓ કાંઇ દુઃખો માગતા નથી, એ વાત આપણે બરોબર રીતે સમજવી જોઇએ. એમ સમજવાથી પ્રભુ પાસેથી હજારોદુઃખો માગવાની તેઓની માગણી આપણને અયોગ્ય લાગશે નહિ. સંતોની પેઠે આપણને પ્રભુ પાસે દુઃખો માગવાની કાંઇ જરૂર નથી; પણ પ્રભુઇચ્છાથી જે દુઃખો આવી પડે તે પ્રભુનું સ્મરણ કરતે કરતે શાંતિથી ભોગવવાં, એજ આપણી ફરજ છે, એજ આપણી લાયકી છે, એજ આપણો ધર્મ છે ને એમાંજ પ્રભુ રાજી છે.

---

## ૨૩૬–એવી તે દુઃખમાં શી ખુબી છે કે સંતો ખાસ ચાહીને પ્રભુ પાસે દુઃખ માગે છે ?

સાધુઓ કહે છે કે, દુઃખ ખમવાં એ દેવ પૂજવા બરોબર છે. આજે આપણને એ વાત ગળે ઉતરતી નથી, પણ જો ઉંડા ઉતરીને વિચારીએ તો એમાં પણ ખુબી છે. ભગવદ્દઈચ્છાથી આવી મળેલાં દુઃખો ખમવાથી, તથા પોતાનો ધર્મ બજાવતાં ખમવાં પડતાં દુઃખોથી ઇશ્વરની સેવા કેમ થાય છે, તે સમજાવવા માટે એક સંતે કહેલું છે કે, "કોઇ દિવસ ભિક્ષા ન મળે તેથી ભૂખ્યું રહેવું પડે તોપણ તે દુઃખની દરકાર ન કરવી, પણ એમજ સમજવું કે, એક ટંક ભૂખ્યા રહેવાથી વિકારો કાંઇક ઓછા થશે, ને શરીરની શુદ્ધિ થશે. એ પણ કલ્યાણનો રસ્તો છે. આશ્રમમાં કોઇ બિમાર અભ્યાગત આવી ચડે તેની સારવાર કરવા માટે ઉજાગરો કરવો પડે તો સમજવું કે એ પ્રભુસેવા છે. બહારગામથી ચાલ્યા આવતા હોઇએ, ને રસ્તામાં કાંઇ પ્રભુભજન થતું હોય ત્યાં જરા બેસીએ, ને પછી ભજનના રસથી તથા સત્સંગના પ્રેમથી ઘડીકમાં ઉઠી શકાય નહિ; એમ કરતે કરતે મોડું થઇ જાય, તેથી ધારેલે મુકામે પહોંચી શકાય નહિ, ને ત્યાંજ ટાઢે ઠરવું પડે તો એ પ્રભુસેવા છે. ભિક્ષા થોડી મળી હોય ને ભોજન કરવા બેસતા હોઇએ તે વખતે કોઇ

અતિથિ આવી ચડે તો તેને એ ટુકડામાંથી પણ ટુકડો આપ અને પોતે જરા ભૂખનું દુઃખ ખમી લેવું એ પ્રભુસેવા છે. પોતા ધાબળી પોતાના કરતાં વધારે લાચારને ખરે વખતે ઓઢાડી દે અને પોતે એવું બીજું વસ્ત્ર મળતાં સુધી ગમે તેમ થીગડાં દઇ પણ ચલાવી લેવું એ પ્રભુસેવા છે. પોતાનો કાંઇ પણ સ્વાર્થ હોય, તોપણ મૂર્ખ છોકરાઓને ભણાવવાની ઉત્સાહપૂર્વક માથ ફોડ કરવી અને તેઓના કુમળા મગજમાં ધર્મના પવિત્ર સંસ્ક દાખલ કરવા એ પણ પ્રભુસેવા છે. પોતાના વખત તથા આનંદ ભોગે બીજાઓને ઉપદેશ કરવાની તકલીફ ઉઠાવવી અને લોકો તેમના દોષ સમજાવી, એ દોષનો પશ્ચાત્તાપ કરાવી પ્રભુના રસ્તા લાવવા એ પ્રભુસેવા છે. પોતે વરસોનાં વરસો સુધી કષ્ટ ભોગવ ને-સાધુસંતની સેવા કરીને જડીબુટ્ટી શિખ્યા હોય તે જંગ માંથી જાતે ખોદી લાવવાનું દુઃખ વેઠી ગરીબોને તેનો મફત લા આપવો એ ભગવત્સેવા છે; અને પોતાના ધર્મને અર્થે સ્ના ધ્યાન કરતાં, તીર્થ કરતાં, શાસ્ત્ર ભણતાં, બ્રહ્મચર્ય પાળતાં ત દુનિયાદારીના અનેક મોહક વિષયોમાંથી મનને ખેંચી લે વિચિત્ર સંજોગોને લીધે જે જે અડચણો પડે, તેને ભગવદ્ઇચ્છ સમજી શાંતિથી ભોગવવી તેનું નામ પ્રભુસેવા છે." આવી રીતે પ્રસ ગોપાત ભગવદ્ઇચ્છાથી આવી મળેલાં દુઃખોને શાંતિથી ભોગવ તેનું નામ ભગવત્સેવા છે અને ભગવત્સેવા માટેજ સંતો પ્ર પાસે દુઃખ માગે છે,એટલે તેઓનાં દુઃખ પણ સુખરૂપ થઇ જાય છે માટે દુઃખથી કાયર ન થાઓ, પણ એમજ સમજો કે ભગવ ઇચ્છાથી આવી મળેલાં દુઃખો ખમવાં એ દેવ પૂજવા બરાબર છે

---

## ૨૩૭–ગમે તો જરાવાર દુઃખ ખમી લો, ને ગમે તો સ્વર્ગ છોડી દો.

સંતો દુઃખોને શામાટે માગે છે એ તમને ખબર છે ? તેઓ કહે છે કે બાપ પોતાનાં વહાલાં છોકરાંઓનેજ પ્રસંગોપાત લા મારે છે; એવી આશાથી કે તે સુધરે. એ કાંઇ વેરઝેરને લીધે મા તો નથી; તેમજ પ્રભુ આપણને કાંઇ દુઃખ દેવાને ખાતર દુઃ દેતો નથી, પણ આપણે સુધરીએ ને આપણું કલ્યાણ થાય

સારૂજ તે થોડાં દુઃખો આપે છે. પારકાનાં છોકરાંને મારવા કોઈ જાય નહિ, તેમજ પોતાનું જે છોકરૂં વંઠેલ થઈ જાય અને કાબૂમાં ન રહે તેને પણ પછી બાપ મારતો નથી, પણ છૂટું મૂકી દે છે. તેમજ પ્રભુ પણ જે પોતાના વહાલા ભકતો છે તેનેજ દુઃખ દે છે; કારણ કે તેનું કલ્યાણ કરવાનું છે અને દુઃખ વિના માણસ સુધરે નહિ તથા દુઃખ ખમ્યા વિના પાપ જાય નહિ; માટે પ્રભુ પોતાના જનને દુઃખ આપે છે. પણ જેઓ વંઠેલા છે અને બાપના હુકમમાંથી નીકળી ગએલા છે તેઓને પ્રભુ કાંઇ કહેતો નથી; કારણ કે નરમ તમાચો મારીને તેઓનો છૂટકો કરવો નથી, પણ તેઓને તો નરકના અગ્નિમાં નાખવા છે. માટે ભાઇઓ ! આજથી યાદ રાખજો કે, જેઓ બાપનો તમાચો ખાઈ લે છે એટલે ભગવદ્ઈચ્છાથી આવી મળેલાં દુઃખો શાંતિથી ભોગવી લેય છે તે બાપનો વારસો મેળવે છે, એટલે સ્વર્ગ મેળવે છે; અને જેઓ એ તમાચો નથી ખમતા એટલે શાંતિથી દુઃખ નથી ભોગવતા તેઓ એ વારસામાંથી બાતલ થાય છે. હવે તમોને ગમે તે પસંદ કરો. જોઇએ તો તમાચો ખમી લો ને જોઇએ તો વારસો છોડી દો; એટલે કે ગમે તો જરાવાર દુઃખ ખમી લો અને ગમે તો સ્વર્ગ છોડી દો. પ્રભુએ તમોને બુદ્ધિ આપેલી છે ને ધર્મ આપેલો છે તેથી સમજીને તમોને જે વ્યાજબી લાગે તે કરો.

---

## ૨૩૮–દુઃખમાં પણ પ્રભુનો કાંઇક રૂડો હેતુ છે, એવો વિશ્વાસ રાખો.

લોકો અનાજને મસળે છે ને ખાંડે છે તે શામાટે ? શું અનાજ ઉપરના વેરને લીધે ? નહિ ભાઇઓ. અનાજે કાંઇ આપણું બૂરૂં કર્યું નથી અને આપણે કાંઇ તેના દુશ્મનો નથી. અનાજને આધારે આપણે રૂડા લાગીએ છીએ અને આપણા આધારે અનાજની શોભા છે; તેમજ પ્રભુને આધારે આપણે ટકી શકીએ છીએ, અને આપણાવડે પ્રભુનો મહિમા છે. આપણે કાંઈ પ્રભુના દુશ્મનો નથી અને પ્રભુને કાંઇ આપણી ઉપર વેર નથી; પણ જેમ ફોતરાંથી ચોખા દૂર કરવા માટે તેને ખાંડણીમાં ઘાલીને સાંબેલાં મારીએ છીએ, તેમજ આપણાં જૂનાં પાપ દૂર કરવા સારૂ અને આપણને પવિત્ર કરવા સારૂજ પ્રભુ આપણને કોઈ કોઇ વખત

દુઃખ આપે છે. માટે દુઃખનો ઉંધો અર્થ કરી દિલગીર નહિ થતાં, એમાં પણ પ્રભુનો કાંઇક રૂડો હેતુ છે, એમ વિશ્વાસ રાખી, ભગવદ્દઈચ્છાથી આવી પડેલાં દુઃખોને શાંતિથી સહન કરો.

દોહરો.

જિતને તારે ગગનમેં, ઉતના શત્રુ હોય;
કૃપા હોય રઘુનાથકી, તો બાલ ન બાકા હોય

## ૨૩૯—વધારે સુખ આપવા સારૂજ પ્રભુ આપણને થોડું દુઃખ આપે છે.

ડૉકટરો પ્લાસ્ટર મારે છે ને નસ્તર મૂકે છે એ શું તમે નથી જોયું ? એ શામાટે ? એક તો માણસ બિમાર હોય ને તેમાં વળી આવા તેના હાલ શામાટે કરવા જોઇએ ? શું એ ડૉકટરોનું નિર્દયપણું નથી ? તમેજ કહેશો કે, ના એ ડૉકટરોનું નિર્દયપણું નથી પણ એ તો ડૉકટરોનું ડહાપણ છે; કારણ કે દરદીને દુઃખ દેવાની ઇચ્છાથી કે મારી નાખવાની ઇચ્છાથી કાંઇ ડૉકટરો નસ્તર મૂકતા નથી, પણ તેનું દરદ મટાડવા માટેજ નસ્તર મૂકે છે; તેમજ પ્રભુ આપણને દુઃખ આપે છે, તે કાંઇ આપણી ઉપરના વેરને લીધે નહિ, પણ આપણને પવિત્ર કરવા સારૂ અને આપણું કલ્યાણ કરવા સારૂજ તે દુઃખ આપે છે. માટે ભાઇઓ ! દુઃખથી દિલગીર ન થાઓ, પણ પ્રભુ જેવી સ્થિતિમાં રાખે તેવી સ્થિતિમાં આનંદથી રહેતાં શીખો. એવી રીતે રહેવું તેનુંજ નામ ભગવદ્દઈચ્છાને આધીન થવું છે; અને એજ સર્વ ધર્મનો સાર તથા પ્રભુને પામવાનો ટુંકામાં ટુંકો રસ્તો છે.

## ૨૪૦—દુઃખોની સામે થવાથી વળવાનું નથી પણ તેને શાંતિથી ભોગવી લેવામાંજ મઝા છે.

કોઈ માણસને ઘરમાં પૂરેલો હોય, તે બહાર નીકળવા સારૂ ભીંતમાં માથું પછાડે તે સારૂ કાંઇ ભીંત તૂટી જાય નહિ, પણ ઉલટું તેનુંજ માથું ફુટે; તેમજ પ્રભુ આપણને જે દુઃખ આપે તે ભોગવવાંજ જોઇએ. એ ભોગવ્યા સિવાય બીજો કાંઇ પણ ઉપાયજ નથી. તેની સામે થવાથી એટલે કે દિલગીર થવાથી તે કાંઈ જવાનાં નથી, એથી તો ઉલટાં દુઃખ વધે છે; કારણ કે દુઃખો-

થી દિલગીર થયા કરવું ને હારી જવું એ ભીંતમાં માથું પછાડવા જેવું છે અને કાંટાની વાડમાં હાથપગ પછાડવા જેવું છે. માટે એવી મૂર્ખાઇ નહિ કરતાં અને પોતેજ પોતાની મેળે પડયા ઉપર પાટુ નહિ મારતાં ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખો ધીરજથી પ્રભુને યાદ કરતે કરતે સહન કરવાં જોઇએ. અંતરનાં પાપ છોડી શકીએ અને બહારનાં પાપથી બચી શકીએ તે સારૂજ આપણને દુઃખ આપવામાં આવે છે, માટે દુઃખો સહન કરવાંજ જોઈએ. દુઃખથી દિલગીર થવું એ દુઃખની ઉપર ડામ દેવા જેવું છે, માટે ભાઇઓ ! તમારાજ હાથે તમારા દુઃખો ઉપર ડામ ન દો, ન દો.

કાફી

દયાનિધિ ! તેરી ગતિ લખી ના પરે; (૨૬)
અધરમ ધર્મ, ધર્મસેં અધરમ, અકરમ કર્મ કરે. દયા૦
એક ગઉ જિન દાનહિ દીની, સો સુર લોક તરે;
કોટિ ગઉ રાજા નૃગ દીની, અધ હોય કૂપ પરે. દયા૦
પિતા બચન લોપે સો પાપી, સો પ્રલ્હાદ કરે;
તાકો કષ્ટ નિવારનકોં પ્રભુ, નરસિંહ રૂપ ધરે. દયા૦
બેદ બિદિત મુનિવર જશ ગાવે, સોઈ બલિ યજ્ઞ કરે;
તાકો બાંધી પતાલ પઠાયો, કિસ બિધ સુર તરે. દયા૦

## ૨૪૧–આપણે પ્રભુના સિપાઇ છીએ, માટે પ્રભુની ઇચ્છા મુજબ ચાલવું જોઇએ.

લશ્કરી સિપાઇઓની ફરજ શું છે ? એ તમને ખબર છે ? જેમ અમલદાર કહે તેમ વર્તવું, એ લશ્કરી સિપાઈઓની ફરજ છે. અમલદાર દોડવાનો હુકમ કરે ત્યારે દોડવું, ઉભા રહેવાનો હુકમ કરે ત્યારે ઉભા રહેવું, બંદુક મૂકવાનું કહે ત્યારે મૂકી દેવી, બંદુક ફોડવાનું કહે ત્યારે ફોડવી, મારવાનું કહે ત્યારે મારવું, મરવાનું કહે ત્યારે મરવું, પાછા ફરવાનું કહે ત્યારે પાછું ફરવું, લડવાનું કહે ત્યારે લડવું, મિત્રને તેના કોઈ ગુન્હા માટે મારવાનું કહે તો તેને પણ મારવો અને દુશ્મનોને બચાવવાનું કહે તો તેને પણ બચાવવા એ જેમ લશ્કરી સિપાઇઓની ફરજ છે અને એ ફરજ જે સિપાઈ ન બજાવે તેને જેમ સખ્ત શિક્ષા થાય છે, તેમજ આપણે પણ પ્રભુના સિપાઈઓ છીએ; માટે જેમ પ્રભુ રાખે તેમ રહેવું જોઇએ. તે દુઃખ આપે તો દુઃખ પણ ખમવાં

જોઇએ; તે સુખ આપે તો સુખ પણ ભોગવવાં જોઇએ; તે મંદવાડ આપે તો મંદવાડ પણ ખમવો જોઇએ; તે મોટું કુટુંબ આપે તો એ જંજાળ પણ ભોગવવી જોઈએ; તે બચ્ચાં ન આપે તો તમાં પણ સંતોષ રાખવો જોઇએ; તે ગરીબી આપે તો તેને પણ ચલાવી લેવી જોઇએ અને તે મોત આપે તો શાંતિથી તેને પણ આધીન થવું જોઇએ કારણ કે આપણે તો સિપાઇ છીએ, ધણી તો પ્રભુ છે. માટે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું જોઇએ. યાદ રાખજો કે જે સિપાઇ સારી રીતે નોકરી બજાવે તેનોજ દરજ્જો વધે છે અને તેનેજ વધારે પેન્શન મળે છે; તેમજ જેટલે દરજ્જે આપણે પ્રભુની ઇચ્છાને આધીન થઈશું તેટલુંજ સુખ મેળવી શકીશું, માટે જેમ બને તેમ પ્રભુની ઇચ્છાને આધીન થવાની તજવીજ કરો.

## ૨૪૨—પાણી જેવા વાસણમાં ભરાય તેવો આકાર પકડે છે, તેમજ આપણને પણ પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિને અનુસરતું થઇ જવું જોઇએ.

કેટલાંક કામ એવાં હોય છે કે જે તેનો વખત આવ્યેજ થાય, અને કેટલાંક કામ એવાં હોય છે કે જેમાં આપણું કાંઇ ચાલી શકેજ નહિ; એટલે એવી બાબતોમાં નાહક અફસોસ કર્યા કરવો એ પ્રભુની સામે થવા જેવું છે. રોજ મળ્યા વિના—કામ મળ્યા વિના સુતાર હથોડા પછાડયા કરે તેથી તેને કાંઇ મળે નહિ, અને મરનારની પછવાડે ગમે એટલી હાયપીટ કરીએ પણ તેથી કાંઈ તે જીવતો થાય નહિ; તેમજ સુકૃતનો અફસોસ કર્યા કરવાથી કાંઇ અધરથી ધન આવી પડે નહિ તથા આવો આવ્યે કાંઇ બળદ દૂઝે નહિ, અને માળી સોગણું પાણી સીંચે તોપણ કાંઈ ઋતુવિના ફળ થાય નહિ. તેમજ જે દુઃખો છે તે પણ તેનાં કારણો દૂર થયા વિના તથા તેની મુદત પૂરી થયા વિના અને પ્રભુનું શરણ ધર્યા વિના જાય નહિ. એ દૂર કરવાનો સહેલો ઉપાય એજ છે કે, જેમ પાણીને જે જાતનાં વાસણમાં ભરીએ તેવો આકાર તે લે છે, એટલે કે નળીમાં ભરીએ તો નળી જેવો, થાળીમાં ભરીએ તો થાળી જેવો, ચંબુમાં ભરીએ તો ચંબુ જેવો અને ઘડામાં ભરીએ તો ઘડા જેવો આકાર તે લે છે; તેમજ આપણને પણ જેમ પ્રભુ રાખે તેમ રહેવું જોઇએ. એમ રહીએ તોજ સુખથી રહી

શકાય. જ્યાંસુધી એવી રીતે ભગવદ્દઇચ્છાને આધીન થઇએ નહિ ત્યાંસુધી ગ્રાહ રાખજો કે, દુઃખ દૂર થવાનાં નથીજ; માટે ભાઇઓ! દુઃખ દૂર કરવા સારૂ જેમ બને તેમ ભગવદ્દઇચ્છાને આધીન થાઓ, ભગવદ્દઇચ્છાને આધીન થાઓ.

## ૨૪૩—તમારે સ્વર્ગમાં જવું ન પડે પણ સ્વર્ગ તમારી પાસે આવે તેટલા માટે ભગવદ્ ઇચ્છાને આધીન થાઓ.

ભાઇઓ! હાંડલાંને કુંભાર સામે એમ બોલવાનો હક્ક નથી, કે તેં અમોને હાંડલાં કેમ બનાવ્યાં? હાંડલાને બદલે ઘડા કેમ ન બનાવ્યા? તેમજ આપણને આપણા બનાવનાર પ્રભુની સામે એમ બોલવાનો હક્ક નથી કે, તેં અમોને ફલાણા દેશમાં, ફલાણા કાળમાં, ફલાણા ગામમાં કે ફલાણી જાતમાં જન્મ કેમ ન આપ્યો? અથવા ફલાણું કામ મને કેમ સોંપ્યું? એમ બોલવાનો આપણને જરા પણ હક્ક નથી. આપણો ધર્મ તો પ્રભુની ઇચ્છાને આધીન થવામાંજ છે અને આપણું ખરૂં સુખ તો ભગવદ્દઇચ્છાને માન આપવામાંજ છે. પ્રભુની ઈચ્છાની સામે થવામાં આપણું કલ્યાણ નથી. માટે ભાઇઓ! તમારી પોતાની ઈચ્છાની સામે ન જુઓ અને તમારી પોતાની ઇચ્છામાંથી ઉત્પન્ન થયેલાં સુખદુઃખની સામું ન જુઓ; પણ એ સુખદુઃખ જેની તરફથી આવેલાં છે તે ધણીની ઇચ્છા સામું જુઓ. એની ઇચ્છાને આધીન થવાથી તમારાં દુઃખ ઓછાં થઈ અંતે કપાઇ જશે અને મુવા પછી તમને સ્વર્ગમાં જવું પડશે એમ નહિ, પણ જીવતાંજ, તમારા ઘરમાંજ, તમારા અંતરમાંજ સ્વર્ગ પોતે ચાલીને સામું આવશે; પણ તેમાં શરત એટલીજ છે કે સુખદુઃખની બહુ દરકાર નહિ રાખતાં ભગવદ્દઇચ્છાને આધીન થાઓ.

કુંડળિયો

બંદા બડ બડ કયા કરે, લે સાહેબકા નામ,
ચેહિ તમાસા દો ઘડી, આખર ધૂલ તમામ;
આખર ધૂલ તમામ, રાવ રંકાદિક જાવે,
કર સંતનકી સેવ, રાહ તોહે અગમ બતાવે;
કહેસુ રમતારામ, ભજન કર છોડી ધંધા,
લે સાહેબકા નામ, કરે કયોં બડ બડ બંદા.

## ૨૪૪–દુઃખને આનંદના રૂપમાં ફેરવી નાખવાનો ઉપાય શું ? ભગવદ્દઇચ્છાને આધીન થવું તે.

દરેક માણસો જો પોતાના ઘડિયાળના કાંટા પોતપોતાની મરજી મુજબ રાખે તો ટાઈમમાં ગડબડ થયા વિના રહેજ નહિ; માટે બહેતર તો એજ છે કે ગામનાં મોટામાં મોટાં ને સારાંમાં સારાં ઘડિયાળ પ્રમાણે પોતપોતાના ઘડિયાળના કાંટા રાખવા જોઇએ, તેમજ આપણે પણ દરેક જણા જો પોતપોતાની ઇચ્છા મુજબજ ચાલીએ તો દુનિયામાં લુચ્ચાઈનો ને મારા-મારીનો કાંઈ સુમાર રહે નહિ. જો આપણી ઇચ્છા મુજબ થતું હોય તો આપણે તો ઘડીકમાં બધું બેદાનમેદાન કરી નાખીએ અને આટલું જીવીએ પણ શેના ? તથા જે કાંઇ જરા તરા સુખ ભોગવીએ છીએ તે પણ કયાંથી હોય ? જો આપણા સૌના હાથમાં કારભાર હોય તો ઘડીકમાં બાર વાગી જાય; માટે આપણા પોતાના કલ્યાણ સારૂ અને દુનિયાના ફાયદાસારૂ આપણે પ્રભુની ઇચ્છા નુસારજ આપણી ઇચ્છા રાખવી જોઇએ. તેમની ઇચ્છાથી આપણી ઈચ્છા જૂદી રાખીને આપણે કદિ પણ સુખી થઇ શકીએ નહિ; માટે ગમે તેમ કરીને જ્યાં ત્યાંથી ફરીને પણ તમારી ઇચ્છાને પ્રભુની ઇચ્છામાં મિલાવો એટલે તમારાં દુઃખ પણ આનંદના રૂપમાં અને પ્રભુકૃપાના રૂપમાં ફેરવાઇ જશે.

---

## ૨૪૫–પ્રભુ જેમ કળ ફેરવે તેમ આપણે ચાલવું જોઇએ.

દોહા

હંસા જ્યું સરોવર જપે, ધનકું જપે જ્યું મોર;
હમ તુમકું એસે જપે, જેસે ચંદ ચકોર,
મેરે તો તુમ એક હો, તુમરે ઔર અનેક;
સરોવરકું હંસ બોત હે, હંસા સરોવર એક.

આપણે તો એન્જીન છીએ,એન્જીનિયર તો પ્રભુ છે. એન્જીનિયર જેમ કળ ફેરવે તેમ એન્જીને ચાલવું જોઇએ. આગળ ચલાવે તો આગળ, પાછળ ચલાવે તો પાછળ, ધીમું ચલાવે તો ધીમું ને બહુ દોડાવે તો બહુ દોડવું જોઇએ. વધારે ડબા જોડે તો તે પણ ખેંચવા જોઇએ; ખાલી દોડાવે તોપણ દોડવું જોઈએ; ને પાટા ઉપરથી ઉતારી નાખે તોપણ તેની મરજી; એમાં એન્જીનથી કાંઈ હા કે ના કહેવાય નહિ. તેણે તો જેમ એન્જીનિયર કળ ફેરવે તેમ

ચાલવું જોઇએ અને જો એ પ્રમાણે ન ચાલે તો તે સારૂં એન્જીન કહેવાય નહિ; તેમ જ આપણે પણ પ્રભુની ઇચ્છાને આધીન થવું જોઇએ. જો એવી રીતે પૂર્ણ પ્રેમથી ને સર્વાત્મભાવથી આધીન ન થઇએ તો તે આપણી નાલાયકી છે અને એ પ્રભુથી વિમુખ થવા જેવું છે. પ્રભુએ પણ ગીતામાં કહેલું છે કેઃ—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥
(અ. ૧૮ શ્લો. ૬૧)

અર્થઃ—હે અર્જુન ! સર્વ પ્રાણીઓને દોરીસંચાથી ચાલતાં પુતળાંની માફક, સર્વનાં અંતરમાં રહેલો ઇશ્વર ચલાવે છે.

ભાઇઓ ! આપણે તો યંત્રનાં પુતળાં જેવાજ છીએ આપણને ચલાવનાર તો અનંત બ્રહ્માંડનો નાથ વિશ્વંભર પોતેજ છે, ત્યારે પછી આપણાં સુખદુઃખની આપણને ફિકર શી રહી ? માટે ભાઇઓ ! પૂરો વિશ્વાસ ને પૂરો પ્રેમ આણીને પ્રભુની ઇચ્છાને આધીન થાઓ.

---

## ૨૪૬–ખેલાડીએ માલેક જે વેષ આપે તે સરસ રીતે ભજવવો જોઇએ, તેમ પ્રભુ જેમ રાખે તેમ આનંદથી રહેવું જોઇએ.

દુઃખથી ડર્યું કેમ કામ આવશે? આપણા ડરવાથી કાંઇ દુઃખ આપણને છોડી દે તેમ છે ? આપણે ટાઢથી બીઇએ માટે કાંઇ શિયાળોજ ન આવે એમ બને કે ? આપણે આગથી ડરીએ માટે કાંઈ દુનિયામાંથી આગ નાબુદ થવાની છે કે ? આપણે રોગથી ડરીએ માટે કાંઈ ઇશ્વરી નિયમો પાળ્યા વિના રોગ ભાગી જવાના છે કે ? આપણને ગરીબાઇ ગમે નહિ તે સારૂ કાંઇ પુરુષાર્થ કર્યા વિના સોનાની ખાણો મળી જવાની છે કે ? આપણને મોત ગમે નહિ તે સારૂ કાંઇ અમરપટો મળવાનો છે કે ? અને આપણને જન્મ–મરણના ફેરામાં આવવું ગમે નહિ તે સારૂ કાંઇ પ્રભુને જાણ્યા વિના–પ્રભુની ઇચ્છાને આધીન થયા વિના મોક્ષ મળવાનો છે કે ? નહિજ. એ બધાં ને એવાંજ બીજાં ઘણાંએ આ દુનિયામાં દુઃખો છે. એ બધાં દુઃખોનો સહેલામાં સહેલો ઉપાય એજ છે કે, ભગવદ્દઇચ્છાને આધીન થઇ જવું અને જેમ પ્રભુ

રાખે તેમ આનંદથી રહેવું.

જેમ નાટકના એકટરોને જે વેષ મળે તે તેણે ભજવવો જોઇએ, તેમજ પ્રભુ આપણને જેમ રાખે તેમ આનંદથી રહેવું જોઇએ. બધા એકટરો જો એમ કહે કે, અમને તો રાજાનોજ વેષ જોઈએ. સિપાઈનો, બાવાનો, વેશ્યાનો કે ભોગળભટિયા બ્રાહ્મણનો વેષ અમને નહિ જોઇએ, તો કાંઇ નાટક ચાલે નહિ. કોઇ પણ એકટરને શું વેષ આપવો તે તો તેના માલેકની મરજી. એકટરની જે ખુબી છે તે કાંઇ મોટા વેષવાઘામાં નથી, પણ પોતાને મળેલો પાઠ સારામાં સારી રીતે ભજવવો તેમાંજ ખુબી છે. હલકા કે ભારે વેષની સામે જોવાનું એકટરનું કામ નથી; કારણ કે તેની યોગ્યતા પ્રમાણેજ માલેકે તેને વેષ આપેલો હોય છે. એકટરનું તો એજ કામ છે કે પોતાને જે વેષ મળેલો છે તે ઉત્તમમાં ઉત્તમરીતે ભજવવો, એજ તેની ખુબી છે. તેમજ આપણને પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિને અનુસરતું થઈ જવું ને તેમાંજ આનંદ માનવો, એનુંજ નામ ભગવદ્દચ્છાને આધીન થવું છે; અને એજ પ્રભુને વહાલું છે. માટે આપણે તો એવાજ બની જવું કે:—

ભુજંગી

પ્રભુને ગમે તે સમે સો સહેવું,
સદા રાજી રાજી હૃદયમાં રહેવું;
કદિ હેબકી હામ હૈયે ન હારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

## ૨૪૭–માણસો બોલે એટલું પાળી શકતાં નથી, પણ તેથી સત્સંગ છોડી દેવાની જરૂર નથી.

એક બાઇ કથા સાંભળવા માટે દરરોજ મંદિરમાં જતી હતી ને બહુ પ્રેમથી પ્રભુનો મહિમા સાંભળતી હતી. એક દિવસ તે બાઇના વરે કહ્યું કે, કથા વાંચવાવાળો જેમ કહે છે તેમ તે પોતે કરતો નથી માટે ત્યાં જવામાં કાંઇ લાભ નથી. મોટાં મોટાં પોથાં વાંચે, પણ તે પ્રમાણે કાંઇ કરે નહિ, તેમાં શું વળે ? એ તો બધું પોથીમાંનાં રીંગણાં જેવું છે. ત્યાં જવાથી કાંઇ લાભ થાય નહિ. રોજ રોજ મફતના શું ધક્કા ખાય છે ? ત્યારે તે બાઇએ કહ્યું કે, કરવું ને મરવું તે બરાબર છે. તમને રીસ ચડે ત્યારે મને જ્યારે ત્યારે રાંડ રાંડ કહો છો, પણ મને રાંડ કરી દે-

ખાડો તો ખબર પડે કે રાંડ કેમ થાય છે? રાંડ કહેવી એ સહેલું છે, પણ રાંડ કરવી એ કાંઇ સહેલું નથી. તેમજ માણસો બોલે એટલું પાળી શકતાં નથી, એ ખરૂં છે, પણ તેથી કાંઈ સારૂં સાંભળવું છોડી દેવાની જરૂર નથી. રોજ રોજ કાંઇક ભલી વાત સાંભળીએ તો કોઇક દિવસ પણ તેની રૂડી અસર થયા વિના રહે નહિ, માટે હરિકથા સાંભળવામાં પ્રભુના જશ સાંભળવામાં, અને ધર્મનો મહિમા સાંભળવામાં તો લાભજ છે, લાભજ છે, લાભજ છે.

---

## ૨૪૮–ધાવણાં બાળકની માતાને સારા ખોરાકની જરૂર છે; તેમ ગુરુઓને બહુ ઉત્તમ જ્ઞાનની જરૂર છે.

જે માતા બાળકને ધવરાવતી હોય તેને બહુ સારા ખોરાકની જરૂર છે; કારણ કે જો તેને સારો ખોરાક ન મળે તો તે નબળી પડી જાય, એટલુંજ નહિ પણ તેનાં બચ્ચાં પણ નબળાં પડીને રોગી થઇ જાય. એવું ન થવા સારૂ ધવરાવનારી માતાને સારા ખોરાકની જરૂર છે. તેમજ જે ગુરુઓ હોય તે પણ બચ્ચાંને ધવરાવનારી માતાના જેવા છે. શિષ્યો એ તેનાં છોકરાંઓ છે; માટે જો ગુરુને સારો ખોરાક ન મળે તો તે પોતે નિર્બળ થાય અને તેના શિષ્યો નમાલા થાય તેમાં નવાઇ શું? ધવરાવનારી માતાને માટે જેમ ઘી, દૂધ વગેરે પુષ્ટિકારક ખોરાકની જરૂર છે, તેમ ગુરુઓને માટે સત્સંગ, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્યની જરૂર છે. તે ગુરુઓને માટે ઉત્તમ ખોરાક છે. એ ખોરાકનો જો રોજ રોજ તેઓમાં વધારો ન થાય તો તેનાં બાળકો–તેના શિષ્યો નબળાજ પડી જાય છે, એમાં કાંઇ પણ સંદેહ નથી; માટે ગુરુઓએ તો પોતાને સારૂ આવી જાતનો ઉત્તમમાં ઉત્તમ ખોરાક પસંદ કરવાની કાળજી રાખવી જોઈએ, તોજ તેઓ શિષ્યોનું કલ્યાણ કરી શકે.

જે માતા પોતેજ ઉપવાસી છે તે બચ્ચાંઓને ધવરાવીને તેમનું પેટ ક્યાંથી ભરી શકે? તેમજ જે ગુરુઓમાં પોતાનામાંજ જ્ઞાન–ભક્તિના વાંધા હોય તેના શિષ્યોમાં ધર્મનું ઇશ્વરી જ્ઞાન ક્યાંથી હોઈ શકે? અને ઇશ્વરી જ્ઞાનવિના કલ્યાણ કેમ થઈશકે? માટે માણસોએ સારામાં સારા ગુરુ પસંદ કરવા જોઈએ અને ગુરુઓએ મહાન ઈશ્વરનું અલૌકિક જ્ઞાન મેળવવા માટે પોતાનાં

આચરણો સુધારીને પવિત્ર અંતઃકરણથી ઈશ્વરી માર્ગમાં ચાલવું જોઇએ.

## ૨૪૯–ગુરુની જરૂરીઆતવિષે

ઘણા છોકરાઓ એક હોડીમાં બેસીને મોટી નદીમાં સહેલ કરતા હતા. એટલામાં કાંઈ અકસ્માતથી તે હોડી ડુબવા લાગી. તેથી ઘણા છોકરાઓ નદીમાં કુદી પડયા અને કિનારે પહોંચવા માટે તરફડિયાં મારવા લાગ્યા. એ વખતે કિનારે ઉભેલા કોઇ ભલા માણસે તે છોકરાઓને બચાવવા માટે નદીમાં દોરડું ફેંકયું. જે છોકરાઓએ એ દોરડાને પકડી રાખ્યું તેઓ બચી ગયા, પણ જે છોકરાઓ પોતાના જોર ઉપર મુસ્તાક રહ્યા ને એવું અભિમાન કર્યું કે અમને દોરડાની જરૂર નથી, અમે એમને એમજ કિનારે પહોંચી જઈશું, તેઓ નદીના પૂરમાં તણાઇ જઈને ડુબી મુઆ.

આપણે પણ અજ્ઞાની છીએ, એટલે તે છોકરાઓના જેવાજ છીએ. આપણું વહાણ તે સંસાર છે. નદી એ કાળનો પ્રવાહ છે. કિનારેથી દોરડું ફેંકનાર તે ગુરુ છે ને દોરડું તે ધર્મ છે. જેઓએ દોરડું ન પકડયું તેઓ ડુબી મુઆ. તેમજ આપણે પણ સદ્ગુરુએ બતાવેલા ધર્મ ન પાળીએ તો જન્મ–મરણના ચક્કરમાંપડી જઇએ; માટે ડુબતાઓને બચાવે તેવા દયાળુ સદ્ગુરુની જરૂર છે. એવા બ્રહ્મજ્ઞાની ગુરુનો મહિમા કેવો મોટો છે, તેને માટે સાધુ સુંદરદાસજી કહે છે કેઃ—

દોહા

ગુરુ ગોવિંદ દોનું ખડે, કિનકું લાગું પાય ?
બલિહારી ગુરુદેવકી, જીને ગોવિંદ દિયો બતાય.

કવિત

ગોવિંદકે કિયે જીવ જાત હૈ રસાતલકું,
ગુરુ ઉપદેશે સો તો છૂટે જમફંદતે;
ગોવિંદકે કિયે જીવ બશ પરે કર્મનકે,
ગુરુ કે નિવારે સુ ફિરત હૈ સ્વછંદતે;
ગોવિંદકે કિયે જીવ ડુબત ભૌ સાગરમેં,
સુંદર કહત ગુરુ કાઢે દુઃખદંદતે;
ઔર હુ કહાલૌં કછુ મુખતે કહૂં બનાય,
ગુરુકી તો મહિમા અધિક હૈ ગોવિંદતે.

## ૨૫૦—પખાલીએ પાણીનો ઝરો મેળવી રાખવો જોઇએ,તેમ ધર્મ ગુરુઓએ ઇશ્વરીજ્ઞાન મેળવવું જોઇએ.

બીજાઓને ટાઢક આપવા સારૂ જેઓ રસ્તા ઉપર પાણી છાંટનારા પખાલીઓ છે, તથા બીજાઓને પાણી પાનારા ભટાઓ ને ભીસ્તીઓ છે, તેઓએ પોતાને પાણી મળવા માટે પાણીનો સુંદર ને મોટો ઝરો પસંદ કરી પોતાના અખ્તિયારમાં રાખવો જોઇએ. જો પાણી મેળવવાનું કોઇ પણ એવું સારૂં સ્થાન તેઓની પાસે ન હોય તો તેઓ રોજ રોજ બીજાઓને પાણી પાઇ શકે નહિ તથા ઠંડક માટે છુટથી રસ્તા ઉપર પાણી છાંટી શકે નહિ; તેમજ જો ગુરુઓએ પણ ભક્તિ ને પરમાર્થનો અખૂટ ઝરો પોતાના હૃદયમાં રાખ્યો ન હોય તો તે બીજાઓને ખરો લાભ કરી શકે નહિ. માટે ગુરુ બની બીજાઓને સુધારવાની ખટપટ કરતાં પહેલાં પોતે સુધરવું જોઇએ, તોજ ઉપદેશની ખરી અસર થઇ શકે છે ને તોજ ગુરુપદની સાર્થકતા છે. પોતેજ ખાલી રહીને બીજાઓને ભરેલા કરવા એ બનવાજોગ નથી, માટે શિષ્યોને સુધારતાં પહેલાં ગુરુઓએ પોતેજ સુધરવું જોઇએ; તોજ ગુરુપણું શોભે છે ને માન પામે છે. બાકી ભક્તિજ્ઞાન વિનાનું ગુરુપણું એ તો દુનિયામાં હાંસી, નરકની ફાંસી ને પ્રભુના ગુન્હેગારપણું છે.

---

## ૨૫૧—ધોબી પોતે મેલો રહેતો હોય,પણ તે બીજાંઓનાં કપડાં સાફ કરે છે; તેમ ગુરુ નબળા હોય, તોપણ બીજાઓને કાંઇક ફાયદો કરી શકે છે.

દોહરો

પરજનને ઉપદેશ દે, નિજમાં કોટિ કુટેલ;
ધોબી ધુએ પટ પારકાં, નિજપટમાં મણુ મેલ.

આપણાં કપડાં ધોબી સાફ કરી આપે છે ને એ સાફ કપડાંથી આપણે દુનિયામાં ઘણું કામ કરી શકીએ છીએ. આપણો ધોબી આપણાં કપડાં બરોબર સાફ કરી આપે છે, પણ તે પોતે પોતાનાં કપડાં કદિ પણ બરોબર સાફ રાખતો નથી; પણ આપણને તેનાં કપડાં સાથે કાંઇ ખાસ કામ નથી; આપણાં કપડાં સાથે આપણને કામ છે. આપણાં કપડાં તે સરખાં ધુએ છે કે નહિ;

એજ આપણે તપાસવાનું છે. તેવીજ રીતે જે ગુરુઓ બીજાઓને ઉપદેશ આપે છે પણ પોતે તે પ્રમાણે વર્તતા નથી, તેઓ પણ મેલાં કપડાંને સાફ કરનાર ને તેમ છતાં પોતેજ મેલા રહેનાર ધોબીના જેવા છે. ભલે તે ધોબી જેવા છે પણ આપણને તે કામના છે. દુનિયા ગુણથી ને દોષથી ભરેલી છે અને આપણે પણ એવી ગુણદોષવાળી દુનિયામાંજ રહેનાર છીએ, એટલે આપણામાં પણ ગુણદોષ તો આવશેજ. જે આપણા ગુરુઓ છે તે પણ આપણા જેવાજ માણસો છે; એ કાંઇ ગુણાતીત નથી. તેઓ પણ મનુષ્ય-સ્વભાવને આધીન થનાર અને મનુષ્યના સ્વાભાવિક દોષવાળાજ હોય છે. બેશક, એટલું ખરું છે કે, તેઓમાં મનોનિગ્રહ અને ધર્મનું જ્ઞાન આપણા કરતાં વધારે હોવું જોઈએ; પણ સમયઅનુસાર તે બંને ગુણ છતાં પણ આપણે એટલું તો જરૂરજ સમજી રાખવું કે, તેઓ કાંઇ દેવ નથી; તેઓ મનુષ્યજ છે અને ભૂલને પાત્ર છે. માટે આપણે જો તેઓના દોષજ શોધ્યા કરીએ તો કાંઇ આરો આવે નહિ. દોષ વિનાનો ગુરુ આપણને સર્વને હાલના કાળમાં આ દુનિયામાં મળી શકે કે નહિ, એજ શકભર્યું છે. આમ હોવાથી-જ મહાત્માઓએ કહેલું છે કે, ડાહ્યા માણસોનું કામ એજ છે કે, દૂધ ને પાણી ભેળાં હોય તેમાંથી જેમ હંસ દૂધજ પીએ છે ને પાણીને છોડી દે છે તેમ સજ્જનોએ પણ દોષદૃષ્ટિ છોડી દઈને નબળા ગુરુમાંથી પણ સાર લેવો જોઇએ.

---

## ૨૫૨–કૂવામાં હોય તો હવાડામાં આવે.

અજ્ઞાન ભિખારીઓની મુખ્ય ઇચ્છા તો એજ હોય કે, અમને કયાંઈથી અધીં દુકાની મળે તો સારૂં. બીજાઓને આપવાની તેઓને પ્રબળ ઇચ્છા હોઈ શકે નહિ; ને ધારો કે કદાચ કોઇ ભિખારી મનમાં એમ ધારે કે અમુક માણસ મારી બહુ સેવા કરે છે, માટે મારે તેને લાખ રૂપિયા આપવાછે; પણ તે કયાંથી આપી શકશે ? કારણ કે **मूलं नास्ति कुतः शाखा ।** જ્યાં મૂળનું જ ઠેકાણું નહિ ત્યાં ડાળ કયાંથી ? તેમજ જો ખુદ ગુરુઓજ જ્ઞાન, ભક્તિ, પરમાર્થ ને ઇન્દ્રિયોના નિગ્રહમાં ભિખારી જેવા હોય તો એ ગુણો શિષ્યોને કયાંથી આપી શકે ? આપણામાં કહેવત છે કે, " જો કૂવામાં હોય તો હવાડામાં આવે; " પણ જો

કૂવામાંજ મુદ્દલ ન હોય–કૂવા પોતેજ ઉજડ ખાતરા જેવા પડયા હોય તો હવાડામાં કયાંથી આવી શકે ? તેમજ જો ગુરુઓ પોતે-જ સૂકાટાટ જેવા હોય અને ભિખારીઓ અધીં દુકાની મળ-વાની ઈચ્છા રાખે તેમ તેઓ માનપાન, પોતાની સગવડતા અને ધનનીજ ઈચ્છા રાખ્યા કરે, તો તેઓ પોતાના શિષ્યોને ઈશ્વરી ધન–ધર્મરૂપ ધન કયાંથી આપી શકે ? માટે ગુરુઓએ હક્કદાર ભિખારી નહિ રહેતાં ધર્મનું ધન પોતાના હૃદયમાં ભરી રાખવું જોઈએ. પોતે ભરેલા હોય તોજ બીજાને આપી શકશે, પણ પોતે-જ કડકાબાલુ જેવા ખાલી ખીસ્સાના હોય તો શિષ્યોના શા આ શરા ?પ્રભુ! અમારા ગુરુઓને સદ્દબુદ્ધિ આપો,ધર્મરૂપ ધન આપો.

## ૨૫૩–પ્રભુએ આપણને જીભ ટુંકી આપી ને હાથ લાંબા આપ્યા તેનું કારણ શું ?

એક કવિએ કહ્યું છે કે, ઇશ્વરે આપણને હાથ બે આપ્યા અને તે પણ બહુ લાંબા બનાવ્યા. પગ બે આપ્યા ને તે પણ ઘણા મોટા બનાવ્યા. કાન બે આપ્યા; આંખો બે આપી; નસકોરાં બે આપ્યાં અને જીભ એકજ ને તે પણ ટુંકી કેમ બનાવી ? આ બહુ ગંભીર અને રહસ્યનો પ્રશ્ન છે. માણુસનાં કામો ઉપરથી તેની ઇચ્છાનું અનુમાન થાય થાય છે, તેમ ઇશ્વરનાં કામો ઉપરથી ઇશ્વ-રની ઈચ્છા સમજાવવાની યુક્તિ તે કવિએ કરેલી છે. તે કહે છે કે, લાભ મેળવવા માટે માણુસ સહેલાઇથી ગમે ત્યાં જઈ શકે, તે માટે તેને મોટા ને મજબૂત પગ આપવામાં આવ્યા છે. માણુસ પોતાની ઈચ્છા મુજબની ભલી ચીજો મેળવી શકે અને તે બીજાઓને આપી શકે, માટે તેને અદ્દભુત શક્તિવાળા લાંબા હાથ આપવામાં આવ્યા છે; અને માણુસ બે વખત સાંભળીને, બે વખત નજરે જોઇને એક વખત બોલે તે માટે તેને બે કાન, બે આંખ અને એક જીભ આપવામાં આવી છે; પણ આપણે એથી ઉલટીજ રીતે વરતીએ છીએ. પૂરૂં સાંભળ્યા વિના અને પૂરૂં જોયા વિના અભિપ્રાય આપી દઈએ છીએ, પણ એ કેવું ખોટું છે ? એથી વિના કારણ આપણે કેટલા બધા પાપમાં પડીએ છીએ ? અને એથી પ્રભુ કેવો દિલગીર થાય છે, તે આપણે સમજતા નથી.

ઈશ્વરે બહુ વિચારીનેજ આપણી જીભ ટુંકી બનાવેલી છે; અને તેને તેવીજ રાખવામાં ફાયદો છે. તેને લાંબી વધારવામાં ફાયદો નથી, એમ સમજીનેજ અસલના ઋષિઓ મુનિવ્રત લેતા હતા ને તે સારૂજ પુરાણોમાં મુનિવ્રતનું બહુ માહાત્મ્ય કહેલું છે. આપણામાં પણ કહેવત છે કે, "ન બોલ્યામાં નવ ગુણ." જો કે આપણને બોલ્યા વિના ચાલે તેમ નથી, તોપણ જીભને કાબૂમાં રાખવાથી જીભથી થતાં પાપોથી બચાય છે. માટે ભાઇઓ ! પ્રભુની ઇચ્છા પ્રમાણે-પ્રભુએ આપણને પ્રત્યક્ષ આપેલું છે તે પ્રમાણે જીભ ટુંકી રાખો અને હાથ લાંબા રાખો; એટલે કે બકબકારો ન કરો. જરૂર જેટલું બોલો-પાળી શકો તેટલું બોલો-ખાત્રી કરીને બોલો; અને હાથ લાંબા રાખો, એટલે કે પરમાર્થ કરો. એજ પ્રભુની ઇચ્છા છે ને એજ આપણી ફરજ છે.

## ૨૫૪-આપણું મન ભટકે તો પ્રભુ વટકે.

આપણો વહાલો મિત્ર હોય તેની તરફ પણ જો આપણે બેદરકારી રાખીએ તો તે થોડાજ વખતમાં આપણી મિત્રતા છોડી દે છે; તેમજ ઇશ્વર સાથે પણ જો આપણે બેદરકારી રાખીએ ને આપણા મનને બીજે ઠેકાણે ભટકવા દઈએ તો પ્રભુ પણ આપણાથી વટકી જાય છે. ગાયને દોહતી વખત દોહવું અધુરૂં છોડીને જો આપણે બીજા કામમાં લાગીએ તો ગાય વટકી જાય છે ને પૂરૂં દૂધ આપતી નથી. તેમજ પ્રભુ પાસેથી લાભ મેળવવાની-સ્વર્ગ મેળવવાની-મોક્ષ મેળવવાની ઇચ્છા રાખીએ ને તેજ વખતે બીજી નજીવી બાબતોમાં મન રાખીએ તો પ્રભુ કેમ ન વટકે ? એ વિચારવા જેવું છે.

આશકમાશુક જેઓ એકબીજાને માટે મરી પડતાં હોય ને જમીનઆસમાન એક કરી નાખતાં હોય, તે પણ જો પોતાના પાત્રનું મન બીજી તરફ રોકાએલું દેખે તો તેમનો ગમે તેવો ગાઢો પ્રેમ પણ ઘડીકમાં પ્રીટી જાય છે. તેમજ ઇશ્વર માટે પણ સમજવાનું છે; કારણ કે આપણે પ્રેમલક્ષણા ભક્તિ કરવા ઇચ્છીએ છીએ; માટે આપણું મન આપણા ધણી-આપણા આશક-પ્રભુમાંજ લાગેલું રહેવું જોઇએ. બીજે ઠેકાણે મન જાય તો એ આશકમાશુકપણું પણ શું કામનું ? એ પ્રેમ પણ શું કામનો ? ને એવું

ફળ શું સારૂં થાય ? માટે પ્રભુમાંજ આપણું મન લાગેલું રહેવું જોઇએ; તોજ સ્વર્ગનાં અલૌકિક સુખ અને મોક્ષનો મહા આનંદ મેળવી શકાય.

શરતના મેદાનમાં દોડતા પવનવેગી ઘોડા ઉપર સ્વારી કરનાર માણસ જો બીજે ઠેકાણે પોતાનું મન રાખે તો તુરતજ ઘોડા ઉપરથી નીચે પટકાઇ પડે છે. કદિ બહુ હુશીઆર હોય ને તેથી પડતો બચે તોપણ શરત હારી જાય છે; તેમજ ભકિત કરતાં ઇશ્વરને છોડીને જો આપણું મન બીજે ઠેકાણે જાય તો આપણે પણ નીચે એટલે દુનિયાદારીના મોહમાં—નીચે એટલે જન્મમરણના ફેરામાં પટકાઇ પડીએ છીએ ને મોક્ષ મેળવવાની શરત હારી જઈએ છીએ; માટે પ્રભુ વિના બીજે કોઇ પણ ઠેકાણે આપણા મનને નહિ લગાડવું જોઇએ. પરીક્ષા આપવા માટે બેઠેલો વિદ્યાર્થી જો પરીક્ષા વખતે પણ પોતાનું ધ્યાન બીજે ઠેકાણે રાખે તો તે જરૂર નાપાસ થાય છે; તેમજ ઈશ્વરભજન વખતે જો આપણું મન બીજે ઠેકાણે જાય, તો આપણે પણ ભક્તિની પરીક્ષામાં નાપાસ થઈએ છીએ. પરીક્ષા વખતે પણ જો મનને ભટકવા દઇએ તો એ કેટલી બધી નાલાયકી ? એવી બેદરકારીનાં મૂળિયાં આપણામાં મજબૂત ન થઈ જાય એ સંભાળજો.

ભાઇઓ ! કોઇ બહુ ગીરદીવાળા રસ્તા ઉપર બાઈસિકલ ચલાવતાં પણ કેટલી બધી હુશીઆરી ને કેટલું બધું એકધ્યાન રાખવું પડે છે ? અને સરખું ધ્યાન ન રાખે તો રસ્તા વચ્ચે કેવા પટકાઈ પડે છે, એ આપણે કયાં નથી જોયું ? આવી સ્થૂલ બાબતમાં પણ એટલું બધું ધ્યાન અને એટલી બધી હુશીઆરી રાખવી પડે છે, ત્યારે ભક્તિ જેવા અદ્‌ભુત રહસ્યવાળા વિષયમાં —ધ્યાન જેવા સૂક્ષ્મ વિષયમાં—ને મનવાણીથી પર એવા અગમ્ય ઈશ્વરને ઓળખવા માટે કેટલું બધું ધ્યાન રાખવું જોઇએ ને મનને કેવું એકતાર કરવું જોઇએ, એ ખ્યાલ તો કરી જુઓ ? એવી એકાગ્રતાવિના પ્રભુ કેમ રીઝે ? અને પ્રભુ રીઝે નહિ ત્યાંસુધી આપણી ભક્તિ શું કામની ? ત્યાંસુધી આપણું કલ્યાણ કેમ થઈ શકે ? માટે જેમ બને તેમ એકાગ્રતા કરી મનને પ્રભુમાંજ પરોવી રાખવાની તજવીજ કરો,એટલે ધીરેધીરેપ્રભુ તમોને ફતેહ આપશે.

દોહો
પરમેશ્વરસેં પ્રીત અરૂ, પરનારિસેં હસના;
તુલસી દોનું ના બને, લોટ ખાય અરૂ ભસના.

## ૨૫૫–કાચના કકડાને હીરો સમજનાર તથા સાચા હીરાને ગધેડાને પગે બાંધનારની વાત.

એક કુંભાર માટી ખોદવા ગયો હતો, તેને માટીની ખાણુમાંથી એક સાચો હીરો મળ્યો; પણ કુંભારને હીરાની પરીક્ષા નહોતી તેથી તેણે એ હીરાને પોતાના ગધેડાને પગે બાંધ્યો. બીજા એક માણુસને કાચનો કકડો મળ્યો. એ માણુસ જરા દોઢ ચતુર હતો તેથી તેણે એ કાચના કકડાને ચળકતો જોઈને એમ માની લીધું કે આ સાચો હીરો છે, તેથી એની ઘણી કિંમત ઉપજશે માટે હવે આપણુને પૈસાની શી ફીકર છે ? એમ સમજીને તે બહુ ખરચ કરવા લાગ્યો, તેથી થોડા વખતમાં કરજદાર થઇ ગયો. એ પછીતેને ધીરધાર કરનારોમારવાડી પૈસાની ઉઘરાણી કરવા આવ્યો. ત્યારે તે માણુસે પેલો કાચનો કકડો કે જેને પોતે સાચો હીરો સમજતો હતો તે બતાવ્યો. મારવાડીએ કહ્યું કે, આ તો કાચનો કકડો છે, એ કાંઇ હીરો નથી. ત્યારે તે માણુસે કહ્યું કે, "હેં ! શું કહો છો ? એ હીરો નથી ? હાય! હાય હું તો તેને હીરો સમજતો હતો,તેથી તો એ ઉપર મેં બધું ખરચ કર્યું છે. હવે શું થશે?" ત્યારે મારવાડીએ કહ્યું કે, તું એને હીરો સમજ કે ચાહે તો ગમે તે સમજ, એમાં શું વળે ? તું એમ સમજે એથી કાંઇ કાચનો કકડો હીરો થઈ જાય ? એવી આશા ઉપર કાંઈ પારકાના માલ ખવાય નહિ. પછી માગનારે કોરટમાં ફરિયાદ કરીને એ ખોટા હીરાવાળાને કેદમાં નખાવ્યો.

આપણુને લાગે છે કે આ વાત ખરાબર છે. કાચના કકડાને હીરો સમજીને તે ઉપર વગરવિચાર્યે ખોટું ખરચ કરનારના એવા હાલ થવા જોઇએ અને ગધેડાના પગે સાચો હીરો બાંધનારને આપણે મૂર્ખ કહીએ છીએ, પણ ત્યારે આપણે પોતે શું કરીએ છીએ ? એ તો વિચાર કરો? ઇશ્વર જે આપણા મુગટ ઉપર રાખવાલાયક છે, સરસ્વદળ કમળમાં—બ્રહ્મરંધ્રમાં ધ્યાન કરવાલાયક છે અને સર્વભાવથી સર્વ કાળ હૃદયમાં ધારણ

કરવાલાયક છે, તેને વિસરી જઈ જૂઠા વ્યવહારને આપણે શિર ઉપર ધારણ કરીએ છીએ તથા હૃદયના ઉંડા ભાવથી ભરી રાખીએ છીએ એનો અર્થ ગધેડાને પગે હીરો બાંધવો નહિ તો બીજું શું છે? જ્યાં ઈશ્વરને રાખવો જોઇએ ત્યાં આપણે વ્યવહારને રાખીએ છીએ, એ શું આપણી મૂર્ખાઇ નથી અને વ્યવહાર કે જે કાચના કકડા જેવો છે તેને સાચો માનીએ છીએ ને તે ઉપર મા'લ ઉડાવીએ છીએ, એટલે કે મોજમજા મારીએ છીએ એનો જવાબ દેવો નહિ પડે કે? કાચના કકડાને હીરો માનનારનો તો કેદથી છૂટકો થયો, પણ આપણે કે જેઓ માયાને સાચી માનીએ છીએ ને તે ઉપરજ કૂદાકૂદ કરી રહ્યા છીએ તેનો છૂટકો નરકવિના ક્યાં થવાનો છે?

ભાઇઓ! માયાને તજવી એ કાંઇ સહેલું કામ નથી. એમાં તો મોટા મોટા મહાત્માઓ પણ ગુંચવઇ ગયા છે; માટે માયાને તજવાના રગડામાં ન પડતાં, પ્રભુના પવિત્ર નામને પકડી લો. એ નામનો મહિમા એવો છે અને એ નામમાં એવું બળ છે કે, જેમ જેમ નામસ્મરણ વધતું જશે તેમ તેમ માયા એની મેળે ઓછી થતી જશે. માટે જગતને જરાવારનું સ્વપ્ન સમજી સુખદુઃખમાં પ્રભુની ઈચ્છાને આધીન થઇ નામસ્મરણ કરો, નામ સ્મરણ કરો.

૫૬

ભજન કેમ કરતો નથી પાજી રે, સીતારામ કેમ થાશે રાજી? (ટેક)
મહાદુઃખ ભોગવીને માયા મેળવી, તેને ઉપર બેઠો દાટી (૨)
ખાધું નહિ ખવરાવ્યું નહિ, પછે જતાં કુટે છાતી રે—ભજન૦
વિષય ભોગવતાં વંશ વાધ્યું, ને સુને ત્રકાં માજી (૨)
મમતાની ઘાણીએ ફેરા ફરે, પછે તૃષ્ણા થઇ તાજી રે—ભજન૦
સોનું પહેરીને શોભા દેખાડે, ને માળામાં મન લાજી (૨)
ભક્તિવિના ભુંડા હાલ તમારા, એમ કહી ગયા પંડિત કાજી રે—ભજન૦
માયાની ટીપણે લાહ્ય લાગી, તેને શું રે બેઠો ચાટી (૨)
કહે પ્રીતમ ભાઇ હરિ ભજ્યા વિના, અંતે સહુ ધૂળમાટી રે—ભજન૦

## ૨૫૬—શાસ્ત્રોનો પાર પામી શકાય નહિ, માટે તેમાંથી તમારાથી બને એટલું તત્ત્વ લઇ લો.

મીઠાઇની મોટી દુકાનમાં સેંકડો જાતની જથ્થાબંધ મીઠાઇ હોય છે. જેમ કે જલેબી, બદામી હલવો, ઘેબર, ખાજાં, સુતરફેણી,

મોહનથાળ, મેસુબ, લાડુ, પેંડા, બરફી, ગગનગાંઠીયા, ફરસીપુરી, ગુલાબી જાંબુ, ગજ્યા મોળા સાટા વગેરે. એ આખી દુકાનની બધી મીઠાઇ કાંઇ આપણાથી લઈ શકાય નહિ, લઇએ તો ખાઇ શકાય નહિ અને ખાઇએ તો તે પાચન થઇ શકે નહિ; પણ આપણે એટલું કરી શકીએ કે, આપણને જે જાતની મીઠાઈ બહુ ભાવતી હોય તેમાંથી જરૂર જેટલી લઇને ખાઈ શકીએ છીએ. તેથી વધારે ઉપાધિ ભોગવ્યા વિના આપણું પોષણ થઇ શકે છે. તેમજ શાસ્ત્રો છે તે પણ મીઠાઇની દુકાન જેવાં છે. જુદી જુદી જાતની મીઠાઈની પેઠે તેમાં પણ સેંકડો પ્રકારના ધર્મ બતાવેલા છે. જેમ કે:–જ્ઞાન, ભક્તિ, કર્મયોગ, અતિથિસત્કાર, વ્રત, દાન, તપ, યજ્ઞ, તીર્થ, દેશસેવા, ગરીબોની સેવા, નામસ્મરણ, કુટુંબ, યજ્ઞ અને સંન્યાસ વિગેરે. એ બધાય ધર્મો આપણને મજેના લાગે છે, તોપણ તે બધાય ધર્મ કાંઇ એકજ જણથી પાળી શકાય નહિ અને તે બધાનું રહસ્ય કાંઇ બધાને મળી જાય નહિ; માટે દેશ, કાળ, આજુબાજુના સંજોગ અને તમારી અંતરની ઇચ્છા પ્રમાણે તમારાથી સહેલાઈથી બની શકે તેવો રસ્તો પસંદ કરી લો. મતલબ કે મીઠાઇની આખી દુકાન ખરીદી લેવાની પંચાતીમાં નહિ પડતાં તેમાંથી તમારા દિલને રુચે તે સારામાં સારી મીઠાઇ જરૂર જેટલી લઈ લો, એટલે તમારૂં કામ થઈ જશે; કારણ કે એ બધી જાતની મીઠાઇનો હેતુ સ્વાદ લાગવો, ભૂખ મટાડવી અને જીંદગી ટકાવવી એજ છે. તેમજ ધર્મની કોઇપણ મીઠાઈ ખાવાથી આનંદ, તૃપ્તિ અને અનંત જીવન મળે છે; માટે ભાઈઓ ! જો લાંબા લફરામાં પડવું ન હોય ને ટુંકેથી ઉકેલવું હોય તો તમારા સ્વભાવ અને તમારા આજુબાજુના સંજોગો પ્રમાણે તમોને ભાવે તે, ને તમારાથી લઈ શકાય તેવી મીઠાઈની પસંદગી કરો, એટલે તમારી ભૂખ મટી જશે ને તમારૂં કામ થઈ જશે.

શાસ્ત્રના દરિયામાં ડુબકી મારવાનું કામ કાંઇ બધા લોકોથી થઇ શકતું નથી. એ તો કોઇ ભાગ્યશાળી સાધુસંન્યાસીઓનાં કે મહા પંડિતોનાં કામ છે. આપણે તો ગૃહસ્થ છીએ, એટલે કુટુંબજાળ તથા દુનિયાદારીના રગડામાં ફસાએલા છીએ; તેથી એ સમુદ્રને કિનારે ઉભા રહીને સુંદર છીપો વીણી લઇએ તોપણ ઘણું છે. આપણાથી કાંઇ આખી દુકાનની બધી મીઠાઇ ખવાઇ જાય નહિ અને આપણા બધાથી કાંઈ શાસ્ત્રના દરિયામાં પણ ડુબકી

મરાય નહિ. આપણને તો આપણું કામ થઇ જાય એટલી મીઠાઇ મળે એટલે સંતોષ રાખવો જોઇએ; અને જો ધીરજથી સત્સંગમાં ને ભક્તિમાં લાગ્યા રહેશો તો પ્રભુકૃપાથી એટલું મેળવવું એ કાંઇ મુશ્કેલ નથી.

દોહો

રામ નામ મનિ દીપ ધરુ, જીહ દેહરિદાર;
તુલસી ભીતર બાહરે, જો ચાહત ઉજિયાર.

## ૨૫૭-પાપથી બચવા માટે હમેશાં પ્રભુને યાદ કરતા રહો.

એક જુવાન માણસ પોતાના બાપની છબી ખીસ્સામાં લઇને ફરતો હતો અને જ્યારે ત્યારે એ છબીને જોયા કરતો હતો; તેથી તેને એક દોસ્તદારે પૂછ્યું કે, એ કોની છબી છે ? અને શામાટે તેની તરફ ઘડીએ ઘડીએ જોયા કરો છો ? ત્યારે તેણે કહ્યું કે, એ મારા બાપની છબી છે અને તેઓ બહુજ ભલા માણસ છે, બહુજ આબરૂદાર છે અને મારી ઉપર બહુજ પ્રેમ રાખવાવાળા છે; માટે વારે વારે તેની છબી જોયા કરૂં છું, કે જેથી કરીને તેની ભલી યાદથી મારાથી તેમને માઠું લાગે એવું કોઈ પણ કામ થઈ જાય નહિ.

આવીજ રીતે આપણે પણ આપણા મહાન પવિત્ર પિતા, દયાળુ ઇશ્વરનું દર પળે સ્મરણ રાખવું જોઇએ કે જેથી તેના નામના બળથી બૂરા કામોથી ને બૂરા વિચારોથી બચી શકાય; માટે ભાઇઓ ! પાપથી બચવા સારૂ પવિત્ર ઇશ્વરના નામને આપણા હૃદયમાં પૂર્ણ પ્રેમથી ભરી રાખો, પૂર્ણ વિશ્વાસથી ભરી રાખો.

## ૨૫૮-કમળનાં પાંદડાંને પાણી લાગતું નથી, તેમ ભક્તને જગતનો મોહ વળગતો નથી.

સાધારણ લોકોમાં ને ભક્તમાં ફેર શું ? જેમ બીજા લોકોને ખાવુંપીવું પડે છે, વાતચિત કરવી પડે છે, ફરવું હરવું પડે છે ને દુનિયાદારીનાં કામકાજ કરવાં પડે છે, તેમજ ભક્તને પણ તે સર્વે કરવું પડે છે; ત્યારે ભક્તમાં ને જગતમાં ફેર શું ? ફેર એટલોજ કે વ્યાવહારિક લોકો જે કાંઇ કરે છે તે પોતાના અહંકારથી અને પોતાના સ્વાર્થ સારૂંજ કરે છે; અને ભક્તો જે કાંઇ

કરે છે તે ઇશ્વરને અર્પણ કરીને ઇશ્વરને માટેજ કરે છે, એટલે તેઓ નિર્લેપ રહે છે; અને વ્યાવહારિક લોકો આસક્તિ રાખીને પોતાને માટેજ બધું કરે છે, એટલે તેઓ બંધનમાં પડે છે. ભક્તમાં ને જગતમાં એટલો ફેર છે, કે જેમ જીભ બધી જાતના ચીકણા પદાર્થ ખાય છે પણ તેને ચીકણાઈ વળગતી નથી, જેમ મગર પાણીમાંજ રહે છે તોપણ તે સૂકોજ રહે છે, જેમ કમળ પાણીમાંજ થાય છે તોપણ તેને પાણી લાગતું નથી, જેમ સૂર્ય સર્વ ઉપર પ્રકાશ નાખે છે પણ કોઇના ગુણ-દોષથી લેપાતો નથી અને જેમ અગ્નિ સર્વભક્ષી છે તોપણ તે પુણ્ય-પાપનો ભાગી નથી. તેમજ ભક્ત જગતમાંજ રહે છે તોપણ તેઓ જગતના મોહથી દૂરજ રહે છે; કારણ કે તેઓ પોતાની આસક્તિથી કર્મો કરતા નથી, એટલુંજ નહિ પણ જે કરે છે તે ભગવદ્અર્થેજ કરે છે, એટલે તેઓ દેખાવમાં આપણા જેવાજ છતાં, અને આપણી સાથેજ રહેવા છતાં પણ આચરણમાં તેઓ આપણાથી શ્રેષ્ઠ છે અને આપણાથી ન્યારા છે; માટે ભાઇઓ ! એવા ઉત્તમ ભક્તોને-પ્રભુના પ્યારાજનોને તમારી અને તેઓની યોગ્યતા પ્રમાણે માન આપો અને એવા ઉત્તમ બનવાની તજવીજ કરો. એવી ઉત્તમતા ધર્મથી, ભક્તિથી ને પ્રભુના હુકમો પાળવાથીજ આવી શકે છે. માટે જેમ બને તેમ પ્રભુના હુકમો પાળવાની કાળજી રાખો. પ્રભુના હુકમો વધારે વધારે પાળતા જશો, તેમ તેમ દુનિયાદારીનો મોહ તમોને ઓછો થતો જશે અને વખત જતાં જગતમાં રહેવા છતાં ભક્તની પેઠે જગતથી ન્યારા રહી શકશો.

---

## ૨૫૯–ભક્તિમાં લાગુ રહો, ફળની ઉતાવળ ન કરો.

ભક્તિનો જવાબ મળતાં વાર લાગે ત્યારે સમજવું કે હજુ આપણી ભક્તિ બાળક અવસ્થામાં છે. જેમ પિતાનો વારસો ઉંમરલાયક થયા વિના પુત્રને મળતો નથી, તેમ પ્રભુ તરફનું શાંતિરૂપી ઈનામ લેવા માટે આપણી ભક્તિ પણ પુખ્ત ઉંમરની થવી જોઈએ. જેમ પુત્ર પિતાની મિલ્કતનો હક્કદાર વારસ છે, તેમ આપણે પણ જ્યારથી ભક્તિ કરવા લાગીએ ત્યારથી ઇશ્વરી આનંદના હક્કદાર વારસ છીએ; પણ એ વારસો ઉંમરલાયક થયા પછીજ મળી શકે તેમ છે. માટે ઈનામની ઉતાવળ નહિ કરતાં, આપણે ઇશ્વરી-

કૃપાના—ઈશ્વરી આનંદના—અધિકારી છીએ, એમ ભગવત્સેવાથી સાબીત કરી આપવું જોઈએ. જો આપણી સેવા ચાલુ ને ચાલુ રહેશે, જો આપણી જીગરની પ્રાર્થનાઓ ચાલુ ને ચાલુ રહેશે તો વખત આવ્યે આપણને તે ઇનામ મળ્યા વિના રહેવાનું નથી. માટે ભાઇઓ ! ધીરજથી—સત્સંગમાં—પરમાર્થમાં—મનોનિગ્રહમાં—ભક્તિમાં લાગ્યા રહો. એનું ફળ બહુ મોટું છે. તમે અનુભવી શકો, માની શકો ને કલ્પી શકો તે કરતાં પણ ભક્તિનો આનંદ વધારે છે. માટે ધીરજથી ભક્તિમાં લાગુ રહો, ભક્તિમાં લાગુ રહો; ફળની ઉતાવળ ન કરો.

---

## ૨૬૦—હું જ્ઞાનીનો ગુરુ છું પણ અજ્ઞાનીનો તો દાસ છું.

કોઇ એક ગામમાં એક ભલો માણસ હતો. તે સૌને પ્રસંગોપાત બહુ સારો ઉપદેશ આપતો હતો, તેથી ઘણા લોકો તેને ગુરુતરીકે માની બહુ માન આપતા હતા; તેથી તે ભલા માણસની એક મૂર્ખ માણસને અદેખાઇ લાગી. તે મૂર્ખને એમ વિચાર થયો કે એ માણસ બધાનો ગુરુ તે શામાટે થઈ બેઠો છે; એવા તો દુનિયામાં સત્તરસો પડયા છે. એ મફતનું માન ખાટી જાય છે ને મારો તો કોઈ ભાવ પણ પૂછતું નથી માટે એનું ગુરુપણું ભૂલાવું તો હું ખરો. લાગ મળે ત્યારે ઠીકઠીક ઠોકીશ એટલે એની મેળે પાધરો થઈ જશે. એમ ધારી તેનો લાગ જોયા કરે. એટલામાં તે ભલો માણસ બહારગામ જતો હતો. ત્યાં રસ્તામાં પેલો અદેખો મૂર્ખ માણસ સામો મળ્યો. તેણે પોતાના હાથમાંની ડાંગ ઉપાડીને કહ્યું કે, ગામમાં બધાનો ગુરુ બન્યો છે તે તું કે ? ત્યારે તે ગુરુએ જવાબ દીધો કે, કેમ ભાઇ ! તારે શું કામ છે ? ત્યારે તેણે કહ્યું કે મારે તેની ખબર લેવી છે; થોડીક પૂજા કરવી છે. ગુરુ ચેતી ગયો, એટલે તેણે કહ્યું કે ભાઇ ! હું તો જ્ઞાનીનો ગુરુ છું; પણ અજ્ઞાનીનો દાસ છું. તારો તો હું દાસ છું; હું કાંઈ તારો ગુરુ નથી; મને તું શું કરવા મારે છે ? એવી રીતે કાલાવાલા કરીને તેને સમજાવ્યો ત્યારે તેણે તેને છોડી દીધો.

આવીજ રીતે સારા ગુરુઓ છે તે જેઓ નવું જાણવાની ઇચ્છાવાળા છે, ધર્મ ઉપર પ્રેમવાળા છે અને જેને પ્રભુના નામની લેહ લાગી છે તેઓને માટે છે. આસુરી વૃત્તિવાળા લોકોને માટે

તે નથી. એવા અદેખાઓ, નાસ્તિકો, લુચ્ચાઓ કે અર્ધા વટલેલાઓ દૂરથી સારા ગુરુઓપર પથરા ફેંકે તેથી કાંઈ સારા ગુરુઓનું ગુરુપણું મટી જતું નથી, ઉલટી તેઓની તરફ લોકોની દિલસોજી વધતી જાય છે; કારણ કે તેઓ એવા છલકાતા અધુરા ઘડાઓની દરકાર કરતા નથી, પણ રોજરોજ પોતે જાતે સુધરતાજાય છે, રોજરોજ પોતાનો અભ્યાસ વધારતા જાય છે અને બીજાઓને સુધારવા તથા પ્રભુના રસ્તામાં લાવવા તેઓ રાતદિવસ મચ્યા રહે છે, એટલે સમર્થ પ્રભુ તેમને મદદ કરે છે. માટે યાદ રાખજો કે, અજ્ઞાનીઓ સાર ન લઈ શકે તે સારૂ કોઈ ખરા ગુરુઓનું ગુરુપણું ( મોટાઈ ) મટી જતું નથી; કારણ કે તેઓનું જે ગુરુપણું છે તેનો આધાર એવા આસુરી વૃત્તિવાળાઓના બોલવા ઉપર નથી, પણ એ ગુરુપણાનો આધાર તો પ્રભુના નામની સાથે સંબંધ ધરાવે છે. માટે જ્યાંસુધી ગુરુઓ સર્વ શક્તિમાન પ્રભુનાં પવિત્ર નામને પકડી રાખે ને પ્રભુના હુકમ પ્રમાણે દેશકાળ વિચારીને ચાલે, ત્યાંસુધી પ્રભુ તેમને મદદ કરે છે અને જ્યાંસુધી તેમની રહેણીકરણી સારી હોય ત્યાંસુધી તેમને ગુરુતરીકે માનવાને અને તેમને વ્યાજબી મદદ કરવાને આપણે આપણા ધર્મથી બંધાએલા છીએ.

## ૨૬૧–મોટાઇ વૈભવો ભોગવવામાં નથી પણ ધર્મ પાળવામાં છે.

પોતાનાં સુખ અને પોતાનો સ્વાર્થ તો પશુઓ પણ સમજે છે. પક્ષીઓ આપણા કરતાં વધારે વિષય ભોગવે છે ને કીડાઓ પણ સારૂં સારૂં ખાવાનું મેળવે છે. કુતરાંઓ પણ ફેન્સી ગાડીઓમાં બેસીને ફરે છે. માખીઓ પણ સેંટ ને પોમેટમ કરતાં ઉત્તમ સુગંધીઓ સુંઘે છે. કીડીઓ રોજ રોજ સાકર ખાય છે. ચકલાંઓ તથા કબુતરો માણસો કરતાં વધારે વિષય ભોગવી શકે છે. ગાયને ઘણા લોકો પૂજે છે અને સિંહથી સૌ ડરે છે. જો એવી રીતે સ્વાર્થ સાધવાથીજ અથવા વૈભવ ભોગવવામાંજ ખરી મોટાઈ હોય તો આપણા કરતાં બીજાં પ્રાણીઓમાં તે વધારે છે; પણ એમાં કાંઇ ખરી મોટાઈ નથી. ખરી મોટાઇ તો પરમાર્થમાં છે અને આપણી ઉચ્ચતા તો ધર્મમાં છે. પોતાનાસ્વાર્થ તો હલકા પ્રકા-

રનાં પશુઓ પણ સમજે છે અને જો આપણે પણ એવા સ્વાર્થમાં-જ ફસાઇ રહીએ તો પછી આપણામાં ને પશુઓમાં ફેર શું ? કવિઓ કહે છે કે:—

દોહરો

પશુ જનમાં સરખાં દિસે, ભય ભુખ નિદ્રા કામ;
અદકો ધર્મ મનુષ્યમાં, ધર્મહીન પશુ નામ.

## ૨૬૨—દુઃખમાં પણ પ્રભુને ભૂલે નહિ તેજ ખરાભકતો છે.

જ્યારે પાંદડાં ખરી પડે ત્યારે ઝાડની અંદરનાં પક્ષીઓના માળા ખુલ્લા દેખાઇ જાય છે. ખીલેલાં પાંદડાંની ઘટામાં તે બરાબર દેખાતા નથી. તેમજ માણસને જ્યારે દુઃખ પડે છે, ત્યારે તેના ધર્મની કસોટી થાય છે. આજુબાજુના વૈભવરૂપી પાંદડાં ખરી જવાથી દુઃખની વખતે આપણા હૃદયના ભાવ વધારે ખુલ્લા થાય છે,એટલે ધર્મની ખરી પરીક્ષા ત્યારે સહેલાઇથી થઇ શકે છે. જ્યાંસુધી બધી જાતની સગવડતા હોય, એકને બોલાવીએ ત્યાં ત્રણ જણા જવાબ દેતા હોય, એક ચીજ મંગાવીએ તો અગિયાર ચીજ આવી પડે એવું હોય ત્યાંસુધી ધર્મના ખરી પરીક્ષા થાય નહિ; પણ દુઃખમાંજ ધર્મની ખરી પરીક્ષા થાય છે. દુઃખની વખતે પણ જેઓ ભકિત ન છોડે, પણ ઉલટા વધારે દૃઢતાથી પ્રભુમાં લાગુ રહે તેઓજ ખરા ભકતો છે. સગવડને વખતે યા કાંઇક લાભેલોભે મંદિરમાં સૌ દોડી શકે છે, પણ દુનિયાદારીનાં તથા શરીરનાં દુઃખને વખતે પણ જેઓ પ્રભુને ન વિસારે અને પોતાનો ધર્મ ન ચૂકે તેઓજ ખરા ભક્ત છે.

ભક્તિમાં પણ છતનાંછણકા ને અછતના આંચકા તો સ્વાભાવિકરીતેજ હોય છે. એમાં કાંઇ નવાઇ નથી. જેમકે વેપારમાં સારી પેઠે નફો થયો હોય ત્યારે તો ચાંદીનાં પારણાં, ફૂલના હિંડોળા, નવી નવી પીછવાઈઓ અને ઓચ્છવનાં તેડાનોતરાંની બહુએ ધામધૂમ થાય છે, તથા ઘણાએ નોકરો હોય અને બધી જાતની સગવડ હોય ત્યારે તો આ છોવાઈ ગયું, ને આ અભડાઈ ગયું, એમ થાય તેમાં કાંઈ નવાઈ નથી; પણ જ્યારે તંગીને વખતે, જંજાળને વખતે અને દુઃખને વખતે પણ પ્રભુને ન ભૂલાય ત્યારેજ તે ગૃહસ્થ ભક્તની બલિહારી છે; પણ એમ તો જે ખરેખરા ભાગ્યશાળી હોય, પ્રભુના કૃપાપાત્ર હોય અને પૂર્ણ પ્રેમી

ભક્ત હોય તેનાથીજ બની શકે છે. બાકી તો દુનિયા જુએ છે કે, એવા શેઠિયાઓ જ્યારે માંદા પડે છે ત્યારે જેટલીવાર દાકતરને યાદ કરવામાં આવે છે, તેટલીવાર પ્રભુને યાદ કરવામાં આવતો નથી. માટેજ મહાત્માઓએ કહ્યું છે કે, ધર્મની પરીક્ષા દુ:ખને વખતેજ થાય છે અને એમાં જે અડગ રહે તેજ પ્રભુને વહાલા છે.

## ૨૬૩–માદળિયામાં પ્રભુનું નામ હોય તેમાં કાંઈ વળે નહિ; તે તો હૃદયમાં હોવું જોઇએ.

આપણા ઘણા લોકો શ્રીરામ નામનાં અને શ્રીનાથજીના નામનાં માદળિયાં ડોકમાં પહેરી રાખે છે; પણ તે માત્ર એક દાગીનાતરીકેજ બહારથી સારૂં લાગવા માટેજ પહેરે છે. એ રામનામની પવિત્ર અસર પોતાના હૃદયમાં તેઓ અનુભવી શકતા નથી, તથા પોતાનાં ભલાં કામોથી લોકોમાં તેની કાંઇ પણ અસર બતાવી શકતા નથી. એવી રીતે પોતાને સારૂં દેખાડવા ખાતર અથવા બીજાઓને સારૂં લગાડવા ખાતર પ્રભુનાં મહાન નામનાં માદળિયાં પહેરવાં અને તે પ્રમાણે જરા પણ વર્તવું નહિ, એ તો શરમ ભર્યું છે. એ તો લોકો સાથે અને પ્રભુ સાથે એક જાતની છેતરપિંડી છે; કારણ કે એવાં પ્રભુનાં નામનાં માદળિયાં બાંધવાનો અર્થ એજ છે કે અમે પ્રભુના સાચા ભક્ત છીએ અને અમારાં દરેક કામમાં અમે પ્રભુને યાદ કરીએ છીએ; એટલુંજ નહિ પણ જેમ અમે બહારથી માદળિયાંમાં પ્રભુનું નામ ડોકમાં બાંધેલું છે તેમજ પ્રભુનું પવિત્ર નામ અમારા અંતરમાં પણ કોતરાઈ રહેલું છે, એટલે એ નામના બળથી અમે કદિ પણ પાપકર્મ કરશું નહિ. પોતાની ભક્તિને માટે લોકોની પાસે આવું ખાત્રીપત્રક અને પ્રભુની પાસે એવી જાતની કબૂલાત આપવી,એ પ્રભુનાં નામનાં માદળિયાં બાંધવાનો અર્થ છે. જો એ અર્થ પ્રમાણે આચરણ ન થાય તો પછી એવાં હજારો માદળિયાં બાંધવાથી પણ કાંઇ લાભ થાય તેમ નથી; માટે રામનામી જેમ હીરામાં કે સોનામાં જડીને ડોકમાં બાંધવામાં આવે છે તેમ પ્રભુનું નામ પરમાર્થમાં ને મનોનિગ્રહમાં જડીને હૃદયમાં ધારણ કરવું જોઇએ, તોજ પ્રભુને ખુશી કરી શકાય અને બહારની બૂરી અસરોને રોકી શકાય, માત્ર સુંદર કંઠીઓ ને કિંમતી માદળિયાઓ બાંધવાથીજ કાંઈ પ્રભુ પ્રસન્ન થઈ જતો

નથી ને બહારની બૂરી અસરોથી બચી શકાતું નથી; પણ સર્વ શક્તિમાન્ એક પ્રભુના મહાન નામને સર્વભાવથી હૃદયમાં ધારણ કરવાથીજ તેમ બની શકે છે. માટે દયાળુ પ્રભુના નામનાં માદળિયાં અને અનંત બ્રહ્માંડના નાથના નામની કંઠીઓ લોકોને ઠગવા સારૂ અને પોતે પોતાને ઠગી ઈશ્વરના ગુન્હેગાર થવા સારૂ ન બાંધો, પણ તેના હેતુ પ્રમાણે આચરણ કરો; એટલે કે ભલે તે બાંધો પણ ખરેખરા ભક્ત થાઓ. મનમાં કુડકપટ રાખીને બાંધશો તો એનું કાંઇ ફળ નથી. એ તો ઉલટું પાપ છે; કારણ કે એ ઠગબાજી છે. એવી ઠગબાજી ન થવાનો ઉપાય એજ છે કે, સર્વાત્મભાવથી પ્રભુને શરણે જવું અને જેટલી બની શકે તેટલી દુનિયા સાથે ભલાઇ રાખવી.

પદ

અલ્યા મન ઓળખ્ય આતમરામ, તુજને જડશે તારો ઠામ. (ટેક)
ઘટમાં ગંગા ઘટમાં જમના, ઘટમાં તારૂં ગામ;
ઘટ મઠ મહદાકાશે મહાલે, સત્રજો સુંદર શ્યામ. અલ્યા૦
ઘટમાં ચંદા ઘટમાં સૂરજ, તારા તેજ તમામ;
ગોવિંદને તું ઘટમાં ગોતે, રોમે રોમમાં રામ. અલ્યા૦
પિંડ બ્રહ્માંડને પ્રીતે પેખો, ઠાલો નથી કોઇ ઠામ;
ઝાડ પહાડ જંતુ ને જળમાં, પ્રગટે પૂરણકામ. અલ્યા૦
જપ તપ તીરથ જોગ કરો ને, દહાડી ખરચો દામ;
સદ્‌ગુરુ વિના સમજણ નાવે, ગાવે ગણપતરામ. અલ્યા૦

## ૨૬૪—અનંત દયાને માટે પ્રભુનો પ્રથમ ઉપકાર માનીને પછીજ વધારે કૃપા માગો.

એક બાઇ રોજ રોજ આખો દિવસ જેની તેની પાસે કુથલી કર્યા કરતી કે, “મેં પુરુષોત્તમ માસનાં એકટાણાં કર્યાં, શ્રાવણ માસના સોમવાર કર્યા, ચોમાસાની એકાદશી કરી, ડાકોરજીની માનતા કરી, મહાદેવની રુદ્રી કરાવી, અંબાજીને ઘાટડી ચઢાવી, હોળી પૂજવાનું વ્રત કર્યું, તાબુતને નાળીએર માન્યું, અડદની અગડ રાખી, પ્રાચીને પીપળે સરાવ્યું, બ્રાહ્મણો જમાડયા અને રોજ માળા ફેરવું છું; પણ પ્રભુ મારી ઉપર કૃપા કરતો નથી.” તેની એ વાત સાંભળીને એક ભકતે પૂછ્યું કે, તમે પ્રભુ પાસે શું માગો છે ? ત્યારે તે ડોશીએ કહ્યું કે, “મારે એકનો એક દીકરો

છે, તેને પરણે દશ વરસ થયાં, વહુની ઉંમર પણ ઓગણીશ વરસની થઇ, પણ હજુ તેને અધરણી આવતી નથી. હવે હું ઘરડી થઇ, માટે છોકરાનાં છોકરાં જો રમાડી લઉં તો પછી મારાં લાકડાં ટાઢાં થાય; પણ પ્રભુ એટલી કૃપા કરતા નથી."

ડોશીની આ વાત સાંભળીને તે ભક્તને જરા હસવું આવ્યું અને ઇશ્વરની કૃપા માટે માણસોના આવા વિચાર જોઇને તેને દિલગીરી લાગી તેથી તેણે કહ્યું કે, "ડોશીમા ! કાખમાં છોકરું ને ગામ બધું ગોતે" તેવી તમારી વાત છે. ઇશ્વરકૃપાવિના એક ક્ષણ પણ કેમ રહી શકાય ? તમે કહો છો કે ઇશ્વરની કૃપા કયાં છે ? અમોને તે મળતી નથી, એ શું સાચી વાત છે ? ઇશ્વરની કૃપાવિના શું તમોને આ પુણ્યભૂમિમાં જન્મ મળ્યો છે ? ઇશ્વરની કૃપાવિના શું તમે આટલી બધી જીંદગી ભોગવો છો ? ઇશ્વરની કૃપાવિના શું તમે સાજાં નરવાં રહ્યાં છો ? ઇશ્વરની કૃપાવિના શું તમોને ધન મળ્યું છે ? ઇશ્વરની કૃપાવિના શું તમોને દીકરો મળ્યો છે ? ઇશ્વરની કૃપાવિના શું તમારા છોકરાનું લગ્ન થયું છે ? ઇશ્વરની કૃપાવિના તે વહુદીકરો તમારી સેવા કરે છે કે ? ઇશ્વરની કૃપાવિના તમે મંદિરમા ભક્તિ કરવા જઇ શકો છો કે ? અને ઇશ્વરની કૃપાવિના તમે સો જીવી શકો છો કે ? ઇશ્વરની આટલી બધી કૃપા છે તે તો કાંઇ તમારા હિસાબમાંજ નહિ કે ? તમારા છોકરાને ઘેર છોકરો આવે તોજ ઇશ્વરની કૃપા કહેવાય કેમ ? એમ તે મનધાર્યાં કોઇનાં થયાં છે ? પ્રભુએ આટલી બધી કૃપા કરેલી છે તેનું તો કાંઇજ નહિ કેમ ? એ તો મફત ? એમાં તો કાંઇક તમારો હક્ક હશે ? એમજ કે ? જેણે તમારી ઉપર આટલી બધી કૃપા કરેલી છે, તે દયાળુ ઇશ્વરનો કોઇ દિવસ ખરા દિલથી આભાર માન્યો છે કે ? અને ઇશ્વરનો ઉપકાર માને, તે કાંઇ ઇશ્વરની સામે ફરિયાદ કર્યા કરે કે ? બાઇ ! તમારી ઉપર આગળ થયેલી કૃપામાટે અને હાલમાં ચાલુ રહેલી છે તે કૃપામાટે પ્રથમ ઇશ્વરનો ઉપકાર માનો અને પછી બીજી નવી કૃપામાટે પ્રાર્થના કરો, એટલે ઇશ્વર જરૂર તમારી પ્રાર્થના સાંભળશે.

તમે વિચારી તો જુઓ કે આપણી ઉપર પરમ કૃપાળુ ઇશ્વરે જે કૃપા કરેલી છે તે કેટલી બધી છે ? આપણને આવા ઉત્તમ વર્ણમાં જન્મ આપવાને બદલે કોઇ નીચ વર્ણમાં કે પશુપક્ષીમાં

જન્મ આપ્યો હોત તો આપણે શું કરી શકત ? આપણને આ પુણ્યભૂમિમાં જન્મ આપવાને બદલે અર્બસ્તાનના રેતીના રણમાં, આફ્રિકાના માણસખાઉ જંગલી લોકોમાં કે યૂરોપની ઉત્તરના બરફવાળા મુલકમાં જન્મ આપ્યો હોત, તો આપણે કેવી કંગાલ ને દુઃખી સ્થિતિમાં હોત એ ખ્યાલ તો કરો ! કેટલાં બધાં માણસો શરીરની ખોડખાંપણવાળાં હોય છે ? જેમ કે આંધળાં, બહેરાં, લૂલાં, લંગડાં વગેરે; પણ આપણે તેવા નથી એ તો જુઓ ! કેટલાં બધાં માણસો રક્તપિત્તિયાં, કોઢિયાં, ક્ષયવાળાં અને બીજી સેંકડો જાતની બિમારીઓવાળાં હોય છે; પણ આપણે તેવાં નથી, એ પ્રભુની કૃપા તો તપાસો ? મરકીથી, કોલેરાથી, તાવથી ને બીજાં દરદોથી હજારો માણસ આપણી નજર આગળ કુંકાઈ ગયાં ને આપણે હજીસુધી જેવાંને તેવાં જીવતાંજાગતાં બેઠા છીએ એ ઉપકાર તો તપાસો ? હજારો મૂર્ખ માણસો કરતાં આપણને ઇશ્વરે કાંઇક સારી સમજશકિત આપી છે, તેની સામું તો જુઓ ! કેટલાં બધાં માણસો દુનિયામાં અન્નવિના મરી જાય છે તે તો તપાસો અને પછી એ પણ જુઓ કે આપણે રોજ રોજ કેવા માલ માલ ઉડાવીએ છીએ ? એ શું ઇશ્વરની કૃપાવિના છે ? ઘણા લોકો છોકરાઓ સારૂ તરફડે છે આપણે આપણાં માબાપનાં છોકરાં છીએ, આપણાં માબાપને એમ તરફડવું પડયું નથી, એ શું ઇશ્વરની દયા નથી કે ? આપણા કુટુંબમાં સંપ છે એ શું ઇશ્વરની દયા નથી કે ? અને આપણને હવા, પાણી, અજવાળું ગરમી વગેરે હમેશાં જરૂર જેટલું મળે છે, એ શું ઇશ્વરની કૃપા નથી ? ભાઇ ! ઇશ્વરની કૃપાવિના આપણે એક શ્વાસ પણ લઇ શકીએ નહિ, કે એક ક્ષણ પણ જીવી શકીએ નહિ. તમે વિચારી જુઓ કે, ઘરમાં બેઠા હોઇએ ત્યાં છાપરૂં તૂટી પડે તો આપણું શું જોર છે ? રસ્તામાં ચાલતા હોઈએ ત્યાં માથે વીજળી પડે તો આપણું શું જોર છે ? આગગાડીમાં બેઠાં હોઇએ અને ગાડીનો અકસ્માત થાય તો આપણું શું ચાલે તેમ છે ? ઉજાણીમાં જમવા ગયા હોઇએ ને ખાવામાંથી કોલેરા થઇ જાય તો આપણું શું જોર છે ? રમતગમતના સ્થાનમાં મોજ કરવા ગયાં હોઇએ ને ત્યાં આગ લાગે તો આપણું શું જોર છે ? રાતે બિછાનામાં સૂતાં હોઈએ ત્યાં સાપ કરડી જાય તો આપણે શું કરી શકીએ તેમ છીએ ? અને હવા ખાવા જતાં ર-

સ્તામાં ઘોડો ભડકે તેથી ગાડીનો ભૂકો થાય અને આપણાં હાડકાંનો ખુડદો થાય તો આપણે શું કરી શકીએ તેમ છીએ? આવી આવી રીતનાં દરેક જોખમમાંથી આજ સુધી ઈશ્વરે આપણને બચાવ્યાં છે. એ શું તેમની થોડી કૃપા છે? આવી રીતે ઇશ્વરની કૃપા આપણામાંજ ભરેલી છતાં અને આપણી સન્મુખજ પડેલી છતાં તેને બહાર શોધવા જવું એ તો "કાખમાં છોકરૂં ને ગામ બધું ગોતવું" તેના જેવું છે. માટે ભાઇબહેનો! ઇશ્વરની પાસેથી વધારાની નવી કૃપા મેળવવાની ઇચ્છા રાખતાં પહેલાં અખંડ ચાલુ રહેલી કૃપામાટે ખરા દિલથી તેનો આભાર માનો. માત્ર મોઢે થોડા શબ્દો બોલી નાખવા એમાંજ કાંઇ ઇશ્વરનો આભાર મનાઈ જતો નથી, પણ એ આભારને દરેક ક્ષણે જીંદગીમાં અનુભવવો જોઇએ, એજ ખરા ભક્તનું લક્ષણ છે.

---

## ૨૬૫–ધર્મનો સાર–જીવમાં દયા ને નામમાં ભક્તિ

ધર્મને માટે શાસ્ત્રોમાં એટલી બધી વાતો છે, એટલી બધી ગલીકુંચીઓ છે, એટલા બધા નિયમો છે ને એટલી બધી બારીકીઓ છે કે તેનો કોઇ દિવસ પણ પાર આવે નહિ. નીતિ શાસ્ત્ર એટલું બધું મોટું છે અને કર્મકાંડ એટલું લાંબું છે કે જમાનાઓ ચાલ્યા જાય તોપણ તે પૂરૂં થાય નહિ. માટે મહાત્માઓએ વિશ્વાસી જીવન ગાળનારા ભક્તો માટે બહુજ ટુંકા રસ્તા બતાવેલા છે. મહાત્મા બુદ્ધદેવે કહેલું છે કે, જીવમાં દયા ને નામમાં ભક્તિ એ ધર્મનો સારભાગ છે. પ્રાણીમાત્રમાં દયા રાખવી અને પ્રભુનું નામસ્મરણ કરતે કરતે પ્રભુમય બની જવું એજ સર્વ ધર્મનું તત્ત્વ છે. વેદાંતીઓ પણ એવી રીતે બહુજ ટુંકામાં તત્ત્વ બતાવી દે છે. મહાત્મા શંકરાચાર્યે કહ્યું છે કે,

ब्रह्म सत्यं जगन्मिथ्या ।

ઇશ્વર સત્ય છે ને જગત્ મિથ્યા છે. માટે સત્યને શોધો ને જે મિથ્યા છે તેને મિથ્યાજ સમજો. મતલબ કે જગત્ તરફની આસક્તિ ઓછી કરી ઇશ્વર ઉપરનો પ્રેમ વધારો. એમ કરવું એનુંજ નામ ધર્મ છે. સર્વ પુરાણોનો, સર્વ સ્મૃતિઓનો અને સર્વ વેદોનો સાર એજ કે ભક્તિ ને પરમાર્થ હજારો બાબતોનું ને લાખો પુસ્તકોનું એ તત્ત્વ છે.એક બે બાબતોને પકડી પોતાના

હૃદયમાં જે તેને અનુભવે છે, તેને આ દુસ્તર સંસારસાગર તરવો સહેલો થઇ પડે છે. માટે ભાઈઓ ! પ્રભુના નામમાં ભક્તિ અને દુનિયા સાથે ભલાઈ; એ બે વાતોને પકડી લો, પકડી લો.

## ૨૬૬–તમારી હલકી ઇચ્છાઓ પાર પાડવા સારૂ અમૂલ્ય ભક્તિને વેચી ન નાખો.

આપણી હલકી ઇચ્છાઓ પાર પાડવા સારૂ અને નજીવી વસ્તુઓ મેળવવા સારૂ આપણી ભક્તિ વેચવી–પવિત્ર ઇશ્વરનું નામ વેચવું એ શું શરમ જેવું નથી ? ઘણાએ સાધુઓને અમે એમ બોલતાં સાંભળેલા છે કે, "હે રામજી ! થોડા ગાંજા તંબાકુ ભેજ દે." તેમજ ઘણાએ બ્રાહ્મણોને બોલતાં સાંભળીએ છીએ કે, "હમણાં પ્રભુ લાડુ મોકલતો નથી." આ શું દિલગીરીની વાત નથી ? ગાંજો ફુંકવા માટે અને લાડુ જમવા માટે ભક્તિ કરવી ને પ્રભુનું નામ વેચવું એ કેટલું બધું ખરાબ છે ? એ વિચાર તો કરી જુઓ ! પાડોશીઓ સાથે અથવા બીજાઓની સાથે લડાઈ થાય ત્યારે ઘણીએ બાઈઓ કહે છે કે, "રાંડ ડાકણને પ્રભુ લેતો પણ નથી ! હે પ્રભુ ! એ રાંડનું તો સત્યાનાશ કહાડજે !" આપણી પ્રાર્થનાઓ આવી જોઇએ કે ? ત્યારે પછી રાક્ષસોમાં ને આપણામાં ફેર શું ? આપણા ઘણા ભાઇઓ કહે છે કે, "હે પ્રભુ ! મારો પગાર વધારજે." શું પ્રભુને આપણી ફિકર નથી ?

આવી નાની નાની કે ભુંડી માગણીઓ કરવી એ તો તે માગનારની હલકાઈ છે અને પ્રભુ તરફની બેવફાઈ છે; કારણ કે એવી નાલાયક માગણીઓથી તો પ્રભુ તરફનું આપણું અવિશ્વાસીપણું આપણે મોઢેજ કબૂલ થાય છે. એવી તુચ્છ માગણીઓ ને એવી બૂરી માગણીઓ, એ તો એક પ્રકારનું પ્રભુનું અપમાન છે. કોઇ મોટા રાજાને ખાસ અરજ કરવી કે, "કૃપા કરીને તું મને કોઇ એક જૂનુંપુનું ફાટેલું ગંજીફરાક આપ" તો એ શું વાજબી છે ? એથી તો રાજાને મોટું અપમાન લાગે અને આપણી મૂર્ખાઇજ માલૂમ પડે; કારણ કે ફાટેલું ગંજીફરાક તો કોઇ ગરીબ માણસ પાસેથી પણ મળી શકે છે. રાજા પાસેથી તો કોઇ મોટી ને સારી વસ્તુ માગવી જોઇએ; તેમજ મહાન ઈશ્વર પાસેથી તો આપણે

નિષ્કામ ભક્તિજ માગવી જોઈએ. થોડાક પગાર વધારવા સારૂ તથા થોડાંક ગાંજા-તંબાકુ સારૂ આપણી અમૂલ્ય ભક્તિને વેચી નાખવી ન જોઇએ અને એવી હલકી ચીજો માગીને પ્રભુનું અપમાન કરવું ન જોઈએ.

દોહરા
માગો કે માગો નહિ, પ્રભુ વખતે દેનાર;
ચોમાસાની રત થએ, વરસે વરસાધાર.

## ૨૬૭–સારા ઉપદેશની અસર વ્યર્થ જતી નથી.

સાધુઓ કહે છે કે ઉપદેશ બીજના જેવો છે. જો સારી જમીનમાં બીજ પડી ગયું હોય તો વખત આવ્યે તેમાંથી ફણગો ફુટયા વિના રહેતો નથી; તેમજ ગુરુઓનો ઉપદેશ પણ કાંઈ હમેશાં વ્યર્થ જતો નથી. તેને માટે કહ્યું છે કે:—

એક વ્યાસ કથા વાંચતો હતો. તેણે બીજાઓના ગુન્હા માફ કરવા માટે બહુ સારો ઉપદેશ આપ્યો. એ ઉપદેશથી ખુશી થઇને કથા પૂરી થઇ ત્યારે ત્યાં મળેલા સર્વે લોકો તેની પાસે પૈસા મૂકવા લાગ્યા. એ વખતે એક માણસે આવીને તે વ્યાસના પગ પાસે બે પથરા મૂકયા! એ જોઈને સૌ લોકો બહુ અજબ થયા. તેથી તે પથરા મૂકનારને લોકોના ટોળામાંથી કોઇએ પૂછયું કે, આનો ભેદ શો છે? વ્યાસની કથાથી ખુશી થઇને સૌ લોકો પૈસા આપે છે, ત્યારે તું તેની પાસે પથરા મૂકે છે, તેનું કારણ શું? ત્યારે તે માણસે કહ્યું કે, વ્યાસજીએ એક મારો ગુન્હો કરેલો છે, તે માટે આજે તેના માથામાં મારવા સારૂ આ બે પથરા હું લાવ્યો હતો, પણ માફ કરવા માટેનો વ્યાસનો ઉપદેશ સાંભળીને મારો ગુસ્સો ઉતરી ગયો અને મેં પણ તેને માફ કરવા ઇચ્છયું, તેથી જે પથરા તેના માથામાં મારવા સારૂ લાવ્યો હતો તે તેના પગમાં મૂકયા છે.

ભાઈઓ! ઉપદેશની અસર આવી બળવાન છે, માટે લાયક ગુરુઓને મોઢેથી હમેશાં અથવા જ્યારે બને ત્યારે જરૂર ધર્મનો ઉપદેશ સાંભળવો જોઇએ; એથી પ્રથમ આપણા દોષો સમજાતા જાય છે, પછી છૂટતા જાય છે, પછી ધર્મમાં વૃત્તિ થતી જાય છે અને છેવટ સદ્ગુરુના ઉપદેશથી પ્રભુમય થઇ શકાય છે, માટે સારો ઉપદેશ સાંભળવાની કોઇ પણ તક બનતાં સુધી જવા દેવી નહિ.

## ૨૬૮–આપણી ફતેહ કેમ થાય ? ધર્મની તરવાર ને પરમાર્થની દેગ ચલાવતા રહો.

શીખ લોકોના ધર્મગુરુ ગુરુ ગોવિંદસિંહને તેમના શિષ્યોએ પૂછયું કે, ગુરુ મહારાજ ! અમારી ફતેહ કેમ થાય ? ત્યારે તે જ્ઞાની, ભક્ત અને અનુભવી રાજાએ કહ્યું કે, "તેગ ને દેગ ચલાવતા રહો, એટલે તમારી ફતેહ થશે." તેગ એટલે તરવાર અને દેગ એટલે ખાવાનું ચાલુ રાખવું તે. કોઇ પણ માણસ ગમે તે વખતે આવે તેને ખાવાનું આપવું તેનું નામ દેગ છે. તેગ અને દેગથી શીખોની તથા બીજાઓની ફતેહ થઇ છે, એ વાત ઇતિહાસ જાણનારાઓ કબૂલ કરે છે; પણ આપણે આપણા આત્માની ફતેહ માટે કાંઈ લોખંડની તરવાર ચલાવવાની નથી. આપણે તો ધર્મની તરવાર તથા પરમાર્થની દેગ ચલાવવાની છે. જો એ તેગ ને દેગ ચાલે તો પછી આપણી પણ ફતેહ થાય. એમાં કાંઇ શક નથી. આપણી લડાઇ પાપની સાથે છે. આપણી લડાઈ આસુરી વૃત્તિની સાથે છે આપણી લડાઇ આપણા અંતરમાં રહેલા અહંકાર તથા નીચતા તરફ ઢળી જતા આપણા મનની સાથે છે. એ લડાઇ ધર્મની તરવાર–પ્રભુના નામસ્મરણરૂપી તરવાર ને પરમાર્થરૂપી દેગ ચાલુ રાખવાથી જીતી શકાય તેમ છે; માટે પાપરૂપી દુશ્મનની સામે–અધર્મરૂપી સેતાનની સામે ફતેહ મેળવવા સારૂ તથા પ્રભુ પાસેથી એ ફતેહનું મોક્ષરૂપી ઇનામ મેળવવા સારૂ ધર્મની તેગ અને પરમાર્થની દેગ હમેશાં ચલાવતા રહો. ફતેહ મેળવવાનો એ સૌથી સલામત અને સૌથી ટુંકો રસ્તો છે.

---

## ૨૬૯–જેના હૃદયમાં ભગવદ્આવેશ ભરાઈ જાય તેને ઘર ખોએલું ખટકતું નથી.

ભક્તો પ્રભુને માટે ગાય છે કેઃ– 'ઘર ખોયું નવ ખટકે'.

ધન્ય છે, એવો અનુભવ લેનારાઓને ધન્ય છે. જેને પ્રભુના નામની તાળી લાગી ગઇ છે, જેણે ભગવદ્રસ ચાખ્યો છે, જેણે ભક્તિનાં સુખડાં અનુભવ્યાં છે તેને તો 'ઘર ખોયું નવ ખટકે'; એમજ નહિ, પણ ત્રિભુવન ખોયું પણ ખટકતું નથી; માટેજ વૈષ્ણવો ગાય છે કેઃ–

વ્રજ વ્હાલું રે વૈકુંઠ નહિ આવું. (૨૬)
વ્રજ વ્હાલું રે વૈકુંઠ નહિ આવું,
ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું ? વ્રજ૦

મતલબ કે અમને જો પ્રભુસેવા મળતી હોય તો સ્વર્ગનું પણ કામ નથી અને મોક્ષનું પણ કામ નથી. ભાઇઓ ! આ માત્ર મોઢે બોલી નાખવાનીજ વાતો નથી. ભર્તૃહરી, ગોપીચંદ, બૌદ્ધ વગેરે સેંકડો મહારાજાઓ પ્રભુનાં પવિત્ર નામ ઉપર પોતાનાં રાજપાટ છોડી દઇને ચાલ્યા ગયા છે. માત્ર આપણા દેશમાંજ આમ બન્યું છે એમ નહિ, પણ જૂદા જૂદા દેશમાં અને જૂદા જૂદા ધર્મમાં પણ એમ બનતું આવેલું છે. યૂરોપમાં ઘણા રાજાઓએ અને સેંકડો રાજકુમારીઓએ પ્રભુનાં નામ ઉપર પોતાના મહાન વૈભવ છોડી, સાધુ ને સાધ્વીઓતરિકે મઠમાં પોતાની જીંદગી ગાળી હતી અને રાજ્યસુખ કરતાં અલખ જગાવવાના સુખમાં તેમને વધારે આનંદ મળ્યો હતો.

પ્રભુના નામ ઉપર ઘર છોડેલું ખટકતું નથી, એ તદ્દન સાચી વાત છે; કારણ કે પ્રભુપ્રેમ એ સર્વથી બળવાન પ્રેમ છે. નાની નાની વસ્તુના પ્રેમથી પણ આપણે કેવા મસ્ત થઈ જઈએ છીએ ? જુઓ કે એક બાઇને પોતાનાં છોકરાને રમાડતાં કેટલો બધો આનંદ થાય છે ? એ આનંદ બચ્ચાં ઉપરના પોતાના હૃદયમાં ઉપજેલા પ્રેમને લીધે થાય છે. એક બાઇને નવી સાડી પહેરતાં કે સારો દાગીનો પહેરતાં પોતાનું મનમાન્યું થવાથી કેટલો આનંદ થાય છે ? એક ખૂબસુરત બાઇને પોતાનું રૂપ જોઇને કેટલો બધો આનંદ થાય છે ? અને તે વારે વારે કેવી અરીસામાં જોયા કરે છે ? તથા કોઇ તેના રૂપનાં જરા વખાણ કરે, એટલામાં તે પોતાના મનમાં કેવી ઘેલી ઘેલી બની જાય છે ? એક બાઇને બીજાઓને પોતાના હાવભાવ બતાવતાં કેવી મજા પડે છે ? ને તેથી રસ્તામાં ચાલતાં પોતાની ચોળીનાં મોળિયાં તરફ, પોતાની સાડીની કોર તરફ, પોતાની ચાલ તરફ અને પોતાના હાથનાં લટકાં તરફ કેવું જોતી જાય છે ? ને કેવી ખુશી થતી જાય છે ? એ તમે જોયું છે ? એક બાઇને પોતાના વ્હાલા પતિને મળવા જતાં પગમાં કેટલું જોર હોય છે ને હૃદયમાં ધબકારો હોય છે, એ તમને ખબર છે ? અને એક બાઇનાં કાંઈ વખાણ થાય તો એ વખાણથી તેનું મન કેટલું ફુલાએલું રહે છે, એ તમે જાણો છો ?

આવી નાની નાની બાબતોના પ્રેમનો જોસ મનમાં ભરાવાથી જ્યારે માણસને એટલો બધો આનંદ થાય છે ને માણસ એટલું બધું બદલાઇ જાય છે, ત્યારે જેના હૃદયમાં પૂરેપૂરો ભગવદ્દઆવેશ ભરાઇ જાય તેની સ્થિતિ કેવી ઉત્તમ થઈ જાય, એ ખ્યાલ તો કરો? જેણે એવો ભક્તિનો આનંદ અનુભવ્યો હોય, જેણે એવાં હરિરસનાં સુખડાં ચાખ્યાં હોય તેને 'ઘર ખોયું કેમ ખટકે'? એવાઓને તો ત્રિભુવન ખોયું પણ ખટકતું નથી; માટે પ્રભુનો આનંદ કે જેમાં બધા આનંદનો સમાવેશ થઈ જાય છે, તે પ્રેમ અને તે આનંદ મેળવવાની તજવીજ કરો. એટલે દુનિયાના ઘા ખમવા પડશે નહિ અને ઘર ખોયું ખટકશે નહિ; એટલુંજ નહિ પણ એ પછી પ્રભુપ્રેમને લીધે માયા એની મેળેજ છૂટતી જશે અને પ્રભુના આનંદથી વ્યવહારમાં રહ્યા છતાં તથા ઘરમાં રહ્યા છતાં જીવન્મુક્ત થઇ જવાશે. માટે ભાઈઓ! અહર્નિશ પ્રભુપ્રેમ અને પ્રભુનો આનંદ મેળવવાનીજ ભાવના રાખો.

રાગ–કાનરો

મેં તો હરિગુણ ગાવત નાચુંગી; ( ૨ )
નાચુંગી મેં તો નાચુંગી, મેં તો હરિગુણ ગાવત નાચુંગી. (ટેક)
અપને મહેલ બેઠ બેઠ કર, ગીતા ભાગવત વાંચુંગી. મેં તો૦
જ્ઞાન ધ્યાનકી ગઠરી બાંધ કર, હૃદય કમલમેં રાચુંગી. મેં તો૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, સદા પ્રેમરસ ચાખુંગી. મેં તો૦

## ૨૭૦–માયાને જીત્યા વિના પ્રભુને ઓળખી શકાય નહિ અને ભકિત વિના માયાને જીતી શકાય નહિ.

પ્રભુને ઓળખવા માટે આપણે માયાને જીતવી જોઈએ; પણ માયાને જીતવી એ કાંઇ સહેલું કામ નથી; કારણ કે માયા સ્ત્રીજાતિ છે, એટલે સ્વાભાવિકરીતેજ સ્ત્રીઓના જેવી મોહિનીવાળી છે. એવી કુદરતી મોહિનીવાળી મહાન્ આકર્ષણ શક્તિને આપણે જ્ઞાન–વૈરાગ્યથી જીતવા માગીએ છીએ, પણ જ્ઞાન ને વૈરાગ્ય તે પુરુષ છે; અને પુરુષ છે માટે માયારૂપી સ્ત્રીની સામે તેઓ ફતેહ મેળવી શકે તેમ નથી; કારણ કે ખરેખરે વખત આવ્યે માયાનાં આકર્ષણમાં તેઓ દબાઈ જાય છે. જો કે જ્ઞાન ને વૈરાગ્ય એ બહુ જોરાવર છે; માયાની સામે ઘણીવારસુધી લઢી શકે તેવા છે;

માયાના પૂરેપૂરા દુશ્મન છે અને ઋષિમુનિઓએ તેઓનો આશ્રય લીધેલો છે, એટલું છતાં પણ જ્ઞાન ને વૈરાગ્ય માયાના સ્ત્રીચરિત્ર પાસે ઘણીવાર હારી ગયા છે, હારી જાય છે ને હારી જશે. માટે આપણું લુખુંપુખું જ્ઞાન ને જરાતરા વૈરાગ્ય માયાને જીતશે એવો ભરૂંસો રાખીને બેસી રહેવું એ બહુ જોખમનું કામ છે. એકલા જ્ઞાન ને વૈરાગ્યથી કાંઈ માયાને જીતી શકાય નહિ; કારણ કે માયા સ્ત્રીજાતિ છે. માટે તેની સામે તો બીજી કોઈ સ્ત્રીજ જોઇએ; કારણ કે સ્ત્રીપુરુષ એકબીજાની મોહિનીમાં દબાઈ જાય છે; પણ બાઇડીઓ બાઇડીઓના તેજમાં દબાઈ જતી નથી. માટે માયાને જીતવા સારૂ તો ભક્તિ જોઈએ. ભક્તિ સ્ત્રીજાતિ છે, એટલે તેની ઉપર માયાની મોહિની કાંઇ અસર કરી શકતી નથી, માટે જો તમારે પ્રભુને જાણવો હોય અને મોક્ષનાં સુખ ભોગવવાં હોય તો માયાને જીત્યા વિના ચાલે તેમ નથી અને ભક્તિ વિના માયા જીતી શકાય તેમ નથી; માટે જ્ઞાનવૈરાગ્યને બાજુમાં રાખીને ભક્તિ કરો, ભક્તિ કરો.

પદ

હરિ હું શું કરૂં રે, મારો માયા ન મૂકે કેડો. ટેક  
કે ટી કલ્પ સુધી એણે ભમાવ્યો, પ્રભુ હજુ નહિ છેડો;  
મુજથી ન છૂટે ન આપ છોડાવો, મારો કીયે કાળ નિવેડો. હરિ૦  
સેવા સ્મરણ કામ કરૂં, મારો ક્ષણ એ ન છાંડે હેડો;  
શું ગજું મારૂં અવિદ્યા જીતી, કરૂં ચરણકમળે નેડો. હરિ૦  
આપ વિના એના સહુ ચેલા, કોને કહું દુઃખ કેડો;  
દાસી તમારી જાય પ્રેરો ત્યાં, પાછી ફરે જ્યારે તેડો. હરિ૦  
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, ચરણે પડયો ન ખસેડો;  
માયા કાળ અગ્નિથી બચે દયો, કૃષ્ણ કૃપાજળ રેડો. હરિ૦

## ૨૭૧—જ્ઞાન અને વૈરાગ્ય ભકિતના પુત્ર હોવાથી તમારામાં ખરી ભકિત હશે તો તે પણ તમારી પાસે આવશેજ.

આપણા શાસ્ત્રમાં કહેલું છે કે, જ્ઞાન અને વૈરાગ્ય એ બંને ભક્તિમાતાના પુત્ર છે; અને એ ભલા પુત્રોને પોતાની સદ્દગુણી માતા ઉપર એટલો બધો પ્રેમ છે કે તેઓ પોતાની વહાલી માતાની પાછળ પાછળજ ફર્યા કરે છે, એટલે કે જ્યાં સાચી ભક્તિ હોય,

જ્યાં પૂરી ભકિત હોય ત્યાં જરૂર જ્ઞાન ને વૈરાગ્ય હોય છે. જ્ઞાન-વૈરાગ્ય જેવા લાયક પુત્રવિના જ્યાં માત્ર ખાલી ભકિત હોય, લુખીપુખી ભકિત હોય ત્યાં તે વાંઝણી સ્રીની માફક પુત્રવિનાની શોભતી નથી; કારણ કે લાયક પુત્રથીજ સ્રીની શોભા છે, લાયક પુત્રથીજ સ્રીનું સન્માન છે, લાયક પુત્રથીજ સ્રીનું રક્ષણ છે અને લાયક પુત્રથીજ સ્રીની સાર્થકતા છે; તેમજ ભકિતમાતા પણ પોતાના ભાગ્યશાળી પુત્ર જ્ઞાન-વૈરાગ્યથીજ શોભે છે, જ્ઞાન-વૈરાગ્યથીજ માન પામે છે, જ્ઞાન-વૈરાગ્યથીજ ભકિત સલામત રહી શકે છે અને જ્ઞાન-વૈરાગ્યથીજ ભકિતની સાર્થકતા થઇ શકે છે, એટલે કે જ્ઞાન-વૈરાગ્યવાળીજ ભકિત પ્રભુને ઓળખાવી શકે છે અને મોક્ષનાં સુખ અપાવી શકે છે. લુખી ભકિત કાંઇ કરી શકતી નથી. જો ભકિતની સાથે તેના પુત્ર જ્ઞાન-વૈરાગ્ય ન હોય તો ભકિતમાં અંધશ્રદ્ધા, મિથ્યાચાર ને સ્વાર્થીપણું આવી જાય છે. એમ ન થાય માટે ભાઈઓ ! ભકિતની સાથે તેના પુત્ર જ્ઞાન અને વૈરાગ્યને મેળવવાની તજવીજ કરો. જો કે સાચી ભકિતમાં તો એ સ્વાભાવિકરીતેજ-પોતાની મેળેજ આવે છે, પણ જો તે તમારામાં આવેલા ન લાગે તો તમારી ભકિતને મોળી સમજી તેને મેળવવાની તજવીજ કરો.

---

## ૨૭૨-જ્ઞાન અને વૈરાગ્ય તે ભકિતની આંખો છે; માટે એ વિનાની ભકિત તે આંધળી ભકિત છે.

સાધુઓ કહે છે કે, ભકિતમૈયાની જમણી આંખનું નામ જ્ઞાન છે અને ડાબી આંખનું નામ વૈરાગ્ય છે. એ બંને આંખો બરાબર એકસરખી રીતે કામ કરતી હોય ત્યારેજ ભકિતની ખુબી છે. જો તેમાંથી એક આંખ ખરાબ થાય તો ભકિત કાણી થઇ જાય છે; અને બંને આંખો ફુટી જાય તો ભકિત આંધળી થઈ જાય છે. જો કે જ્ઞાન-વૈરાગ્યરૂપી આંખોવિના પણ ભકિત જીવી શકે છે, પણ તેનું એ જીવતર આંખોવિના બગડી ગએલું હોય છે. આપણે જોઇએ છીએ કે, ઘણાએ સાધુઓમાં ભકિત ને વૈરાગ્ય હોય છે પણ જ્ઞાનરૂપી આંખવિના તેઓ કાણા હોય છે. એટલે તેઓ દુનિયાને ઉપયોગી થઈ શકતા નથી ને પોતાની પણ

સાર્થકતા કરી શકતા નથી; પણ ઉલટા હવાઇ ખ્યાલોમાં ને જંગલીપણામાંજ રહી જાય છે. આપણા કેટલાક સંન્યાસીઓમાં જ્ઞાન ને કાંઈક વૈરાગ્ય પણ હોય છે, તેમ છતાં પણ તેઓ અંતરમાંથી ભીંજાયલા હોતા નથી, કારણ કે તેઓમાં ભકિત નથી. એટલે ભકિતવિનાનું–કર્મ કર્યા વિનાનું–માત્ર વાતો કરવાનુંજ જ્ઞાન તેઓને શાંતિ આપી શકતું નથી; એટલુંજ નહિ પણ ભકિતવિનાના લુખા જ્ઞાનથી ઉલટી ખરાબીજ થાય છે. એથી એવું થાય છે કે, જેમ હોળીના ઘેરિયાઓ ભૂંડું બોલે છે, પણ તેનો અર્થ સમજતા નથી તેમ કળજુગિયા વેદાંતીઓ માત્ર **अहं ब्रह्मास्मि** એમ બોલી દે છે, પણ તેવાં આચરણો રાખતા નથી; અને તેનો આનંદ અનુભવી શકતા નથી; કારણ કે ભકિતથી તેઓનું હૃદય ભીંજાએલું હોતું નથી; એટલે તેઓનાં આચરણો સારાં હોતાં નથી, તેથી **अहं ब्रह्मास्मि** બોલ્યા છતાં તેઓ આત્મિક શાંતિ અનુભવી શકતા નથી.

આપણા વૈષ્ણવભાઈઓ ભકિત બહુ કરે છે, પણ જ્ઞાનવરાગ્યની સાથે તેઓને બહારવટું છે; એટલે તેઓની ભક્તિ બિચારી આંધળી બની જાય છે, તેથી એ આંધળી ભકિત ખરે વખતે તેઓને દિલાસો આપી શકતી નથી. આવી રીતે જ્ઞાનવિનાની ભકિત અને ભકિતવિનાનાં જ્ઞાન–વૈરાગ્ય એ અધુરાં સાધન છે અને એવાં અધુરાં સાધનથી–એવાં કુટેલાં તુંબડાંથી તરી શકાતું નથી. માટે ભાઈઓ ! વાતોના જ્ઞાનમા–અક્કલની ઉજેણીમાં કે આંધળી ભક્તિમાં પડયાન રહો;પણ ઇશ્વરને ઓળખવા માટે ધર્મનું જ્ઞાન મેળવીને, દુનિયાદારીનાં સુખદુ:ખ વાદળની છાયાની પેઠે જરાવાર રહેનારાં છે અને તે કોઇનાં રોકયાં રહેવાનાં નથી, એમ અનુભવીને અને આપણાં આચરણો સુધારીને ઇશ્વરભક્તિમાં લાગી જવું જોઇએ, તોજ બેડો પાર થઇ શકે તેમ છે. બાકી આંધળી ભક્તિથી કે લુખા જ્ઞાનથી કાંઇ વળવાનું નથી, એ નક્કી સમજજો.

---

## ૨૭૩–ભગવદ્દઆવેશ હૃદયમાં ન ભરાય ત્યાંસુધીજ બહારની ક્રિયાઓની જરૂર છે. તે હૃદયમાં જામી ગયા પછી એ ક્રિયાઓની જરૂર નથી.

**એક પતિવ્રતા બાઈનો ધણી બહાર ગામ ગયો હતો. એ**

બાઇ બહુ પ્રેમિલી ને ધર્મવાળી હતી. તેને પતિવિનાની ઘડીઓ કાઢતાં બહુ મુશ્કેલી લાગતી હતી, તેથી જેમ પાણીવિના માછલી તરફડે તેમ તે પોતાના પતિવિના તરફડતી હતી. તેના મનમાં એજ ભાવના હતી કે મારો વહાલો પતિ જેમ જલદી ઘેર આવે તેમ સારૂં; અને તે આવતાં સુધી દરરોજ તેની ખબર મળવી જોઈએ. આવી અંતરની લાગણીને લીધે તે પોતાના પતિની ખબર પૂછવા માટે જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં જતી હતી. પતિ તેની પરીક્ષા લેવા ઇચ્છતો હતો, તેથી થોડો વખત સુધી તે છુપાઈ બેઠો હતો અને પોતાનો પત્તો તેને આપતો ન હતો, તેમ તેમ એ પતિવ્રતા બાઇની અધીરતા વધતી જતી હતી. એ પછી જ્યારે તે બાઇએ બહુ તજવીજ કરી ત્યારે પોતાના પતિના મિત્ર તરફથી તેના ઠેકાણાની ખબર મળી, એટલે તરતજ તેણે પોતાના પતિ ઉપર કાગળ લખ્યો અને તેના જવાબ માટે રોજરોજ પોસ્ટ ઓફિસમાં ધક્કા ખાવા લાગી. એ પછી તેના ધણીએ લખ્યું કે, હવે હું થોડા દિવસમાં તારી પાસે આવું છું. ત્યારે તે બાઈ તેની બહુ વાટ જોવા લાગી અને તેને સામે લેવા જવા માટે ગાડીના ટાઇમ ઉપર સ્ટેશનપર જવા લાગી. એમ કરતે કરતે ઘણા દહાડા થયા ત્યારે તેનો પતિ ઘેર આવી પહોંચ્યો, એટલે તે સુખી થઈ ને શાંતિથી પોતાના ઘરમાં રહેવા લાગી.

એ પછી થોડા દહાડા બાદ તે પતિવ્રતા બાઈને એક બીજી બાઇ મળી. તેણે પૂછ્યું કે, પ્રથમ તો હું તમને જ્યારે ત્યારે પોસ્ટ ઓફિસ તરફ ને સ્ટેશન ઉપર જતાં જોતી હતી અને હવે તમો ઘરની બહાર પણ નીકળતાં નથી, તેનું કારણ શું ? ત્યારે તે ભલી બાઈએ કહ્યું કે, મારા વહાલા પતિની ખબર મેળવવાની આશાએ હું પોસ્ટ ઓફિસમાં જતી હતી અને મારા પતિને તેડવા માટે હું સ્ટેશન ઉપર જતી હતી; પણ હવે તો તે મારા ઘરમાં આવી ગયા છે, એટલે હવે હું ત્યાં શામાટે જાઉં ?

ભાઇઓ ! આવીજ રીતે–તે બાઇની પેઠે પ્રભુ આપણો ધણી છે.તે આપણા ઘરમાં આપણા અંતરમાં નથી, માટેજ બધી દોડાદોડ કરવી પડે છે. પેલી બાઇને જેમ પોતાના વરની ખબર તેના વરના દોસ્ત તરફથી મળી, તેમ આપણને પણ આપણા સમર્થ ધણી પ્રભુની ખબર તેના દોસ્ત સંતજનો તરફથી મળી શકે તેમ છે.

માટે એ ખબર મેળવવા સારૂ સંતજનોમાં ફરવું જોઇએ. તેનો સત્સંગ કરવો જોઈએ અને તેની સેવા કરવી જોઇએ. એમ કરવાથી આપણા ધણીનો પત્તો આપણને મળી શકશે અને પત્તો મળ્યા પછી અરજ ઉપર અરજ કરીને, ઉપરાઉપરિ પ્રાર્થનાઓ કરીને તેને ઘરમાં બોલાવી શકીશું. તે ઘરમાં—અંતરમાં આવી ગયા પછી બહાર ભટકવાની જરૂર નથી. જ્યાંસુધી આપણા હૃદયમાં અખંડિતપણે ઈશ્વર ન ભરાય ત્યાંસુધીજ કેટલીક જાતનીબહારની ક્રિયાઓ કરવાની જરૂર છે; પણ જ્યારે તે હૃદયમાં ભરાઈ ગયો, જ્યારે સ્થિતપ્રજ્ઞપણું થઈ ગયું, જ્યારે વિદેહીપણું થઇ ગયું ત્યારે પછી બહારની કાંઇપણ ક્રિયા કરવાની જરૂર નથી; પણ જ્યાંસુધી એમ ન થાય—એટલે દરજ્જે ન પહોંચાય ત્યાંસુધી તો આપણા સમર્થ વહાલા ધણીને ઘરમાં લાવવા આપણા પવિત્ર ધર્મની બધી એ રૂડી ક્રિયાઓ કરવી જોઈએ; કારણ કે ક્રિયાઓને ખાતર કાંઇ ક્રિયાઓ કરવાની નથી, પણ પ્રભુને ખાતર તે કરવાની છે; માટે પૂર્ણ વિશ્વાસથી ને પૂર્ણ પ્રેમથી ધર્મની પવિત્ર ફરજો પ્રભુ અંતરમાં આવતાં સુધી હોંશે હોંશે બજાવવી જોઈ એ. એજ સર્વ ધર્મનો સિદ્ધાંત છે, એજ મહાત્માઓનો ઉપદેશ છે ને એમાંજ કલ્યાણ છે. માટે જેમ બને તેમ શુદ્ધ મનથી ધર્મની પવિત્ર ફરજો ઉત્તમમાં ઉત્તમ રીતે બજાવવી જોઈ એ.

---

## ૨૭૪—જેમ તુંબડું પાણીમાં ડૂબે નહિ, તેમ ભકત અને ભકિત કાંઇ દુનિયામાં છુપાં રહે નહિ.

આ દુનિયામાં ઘણીએ વસ્તુઓ છુપાવી શકાય છે, પણ ભક્તિ છુપાવી શકાતી નથી, તેમજ ખરા ભકત અંધારામાં રહી જાય એમ કદિ પણ બનવાનું નથી. અમે જાણીએ છીએ કે, અનુકૂળ સાધન નહિ મળવાથી ઘણાંએ ગુણી માણસો અંધારામાં રહી જાય છે અને તેઓની વિદ્યા, તેઓની સત્તા, તેઓની વીરતા તથા તેઓનું માનસિક કે વ્યાવહારિક ધન તેઓની સાથેજ નાશ પામે છે; પણ ભકિતની બાબતમાં કદિ પણ એમ થયું નથી અને થવાનું પણ નથી. બીજા ગુણો ને સાધનોની જરૂર પડે છે, તેથી જ્યાંસુધી તેઓને અનુકૂળ સાધનો ન મળે ત્યાંસુધી તેઓ ખીલી શકતા નથી, એટલુંજ નહિ પણ પ્રતિકૂળતાથી તેઓ ડરી

જાય છે; પણ ભકતજનમાં તો તેથી ઉલટુંજ છે. તેઓને સારાં સાધનોની દરકાર નથી અને માઠા સંજોગોથી તેઓ કદિ પણ દબાતા નથી; એટલુંજ નહિ પણ તેઓ ગમે તેવા શરમાળ છતાં અને ગમે એટલા વિરકત છતાં જાહેરમાં આવ્યા વિના તથા માન પામ્યા વિના રહેતા નથી. જો કે તેઓને માનનો તથા નામનો મોટો તિરસ્કાર હોય છે. તેઓ કહે છે કે, નામ તો પ્રભુનું જોઈએ ને માન પણ જગતના ધણીને આપવું જોઈએ, અમારૂં નામ શેનું? ને અમારૂં માન શેનું ? અમે તો પ્રભુના કુતરા છીએ; એમ છતાં પણ પ્રભુના મહાન નામની સાથે તેઓનાં નામ જમાનાના જમાનાઓ સુધી આખી દુનિયામાં મશહૂર હોય છે.

તુકારામ, નાનક, તુલસીદાસ, કબીર, સુંદરદાસ, નરસિંહ મહેતા, મીરાંબાઇ વિગેરે પ્રભુનાં કૃપાપાત્ર ભગવદ્દીજનોને નામની કે માનની કયાં દરકાર હતી? અને તોપણ આજે ઠામ ઠામ તેઓનો મહિમા કેવો ગવાય છે, એ તો જુઓ ? યાદ રાખજો કે જેમ ખાંસીની બિમારીમાં ખોં ખોં થયાંજ કરે છે, એ દરદ જેમ છુપું રહે નહિ, જેમ અતિશય અંધારાની વચ્ચે પણ દીવો છુપો રહે નહિ, જેમ તુંબડું પોતાની મેળે પાણીમાં ડૂબી જાય નહિ અને જેમ તેલ પાણીની ઉપરનું ઉપર રહે છે, તેમજ હરિભકતો કદિ પણ છુપા રહેતા નથી, પણ તે તો સર્વની ઉપર તોરા જેવા–મુગટ થઈને રહે છે; અને માત્ર આ દુનિયામાંજ નહિ પણ પરલોકમાં પણ તેનો મહિમા ગવાય છે. આ બધું અને એ કરતાં પણ ઘણુંવધારે ભકિતથી એટલે કે ધર્મના નિયમો પાળવાથી, પરમાર્થ કરવાથી અને પ્રભુનાં પવિત્ર નામની લેહ લાગ્યાથી થાય છે; પણ તાણીતોડીને ઉભાં કરેલાં ખોટાં માનપત્રોથી, લાગવગ વાપરીને કે ખુશામત કરીને મેળવેલો ખિતાબોથી અને છાપાઓમાં નામ આવવાથી કાંઇ દુનિયામાં નામ રહેતાં નથી. માટે જો આ દુનિયામાં અને પ્રભુના દરબારમાં ખરેખરૂં નામ રાખવું હોય ને સાચે સાચું માન મેળવવું હોય, તો જેમ બને તેમ ભકત બનવાની કોશિશ કરો. જેમ બને તેમ ભકત બનવાની કોશિશ કરો.

## ૨૭૫–ભાઈઓના વાંધાસારૂ કાંઈ બાપને ત્યજી દેવાય નહિ, તેમ બહારના ઝગડાઓ સારૂ કાંઇ પ્રભુને છોડી દેવાય નહિ.

જૂદા જૂદા ધર્મોના ઝગડા તો જ્યારથી દુનિયા પેદા થઈ ત્યારથી ચાલ્યા આવે છે અને જ્યાંસુધી દુનિયા રહેશે ત્યાંસુધી એ ઝગડા મટવાના નથી; કારણ કે વાંધા કરવાવાળાઓ શબ્દની લડાઈ કરનારા છે, બહારની ક્રિયાઓની ઉપર તેઓની લડાઇ છે. તેઓ અંતર તપાસનારા નથી, એટલે એ લડાઇ મટી શકે તેમ નથી. એક જણો એમ કહે છે કે અમારો ધર્મ સાચો છે ને બીજા બધા ધર્મો જૂઠા છે. બીજો એમ કહે છે કે અમારો ધર્મ સૌથી જૂનો છે ને તેમાંથીજ બીજા સૌ ધર્મો નીકળેલા છે, માટે તેજ ધર્મ સાચો છે. ત્રીજો એમ કહે છે કે, અસલના ધર્મો રદ કરીને પ્રભુએ અમારા ગુરુનેજ સાચો ધર્મ આપેલો છે. ચોથો એમ કહે છે કે, બીજા બધા ધર્મ આસુરી છે, અમારા ધર્મમાંજ દૈવીપણું છે. પાંચમો એમ કહે છે કે અમારો ધર્મ જેવું ઈશ્વરનું શુદ્ધ ને ખુલ્લું સ્વરૂપ સમજાવે છે તેવું બીજા કોઇ પણ ધર્મો ઈશ્વરનું સ્વરૂપ સમજાવી શકતા નથી. છઠ્ઠો એમ કહે છે કે અમારો ધર્મ પાળવો જેવો સહેલો છે તેવો બીજો એકે ધર્મ સહેલો નથી. સાતમો એમ કહે છે કે અમારો ધર્મ પાળવાવાળા દુનિયામાં સૌ કરતાં વધારે લોકો છે માટે અમારોજ ધર્મ સાચો છે. આઠમો એમ કહે છે કે અમારા ગુરુએ જેવા ચમત્કારો કરેલા છે તેવા દુનિયામાં બીજા કોઇએ પણ કરેલા નથી. નવમો એમ કહે છે કે, કુદરતના નિયમોને, ફિલસુફીને અને લોકોને જેવાં અમારાં શાસ્ત્રો અનુકૂળ છે તેવાં દુનિયામાં બીજાં કોઈ પણ શાસ્ત્રો નથી; અને દશમો એમ કહે છે કે, ગમે તે પણ એકજ ધર્મ સાચો હોવો જોઇએ; બધા ધર્મો કાંઈ સાચા હોઈ શકે નહિ.

આવી રીતે ઉપર ઉપરની બાબતસારૂ સગા ભાઇઓ વિનાકારણ લડી મરે છે. ભલે આપણે ભાઇઓ ભાઇઓ વચ્ચે ગમે એટલો મતભેદ હોય, પણ તેથી મારો બાપ તે તારો બાપ નથી એમ કાંઈ કહેવાય નહિ. આપણો બાપ તેજ તેનો બાપ છે અને તેનો બાપ તેજ આપણો બાપ છે. આપણે આપણી મૂર્ખાઇને લીધે અંદર અંદર ગમે એટલી લડાઇ કરીએ અને ધર્મને નામે

એકબીજા સાથે મોટી દુશ્મનાઇ રાખી પ્રભુથી દૂર જઈએ તોપણ તેથી કાંઇ આપણો બાપ બદલાઇ જાય નહિ; અને આપણો બાપ જે આપણા બીજા ભાઈઓનો પણ બાપ છે; તે કાંઇ તેનો બાપ મટી જાય નહિ. આપણને આપણા મનની નબળાઇને લીધે આપણા બીજા ભાઈઓ એટલે બીજા દેશના અને બીજા ધર્મવાળાઓ સાથે વેર છે, પણ કાંઇ પ્રભુને તેઓની સાથે વેર નથી. આપણે જેમ પવિત્ર પ્રભુના પુત્ર છીએ, તેમજ તેઓ પણ પ્રભુના પુત્ર છે. માટે આપણા ધર્મના બહારના ઝગડાઓ સારૂ કાંઇ બાપને ત્યજી દેવાય નહિ, અથવા મારો બાપ તે તારો બાપ નથી એમ કાંઈ કહેવાય નહિ. માટે ભાઈઓ! આપણે સૌ એકજ પવિત્ર પિતાના બાળક છીએ અને જૂદે જૂદે રસ્તે સૌ એકજ પ્રભુને ભજીએ છીએ, એમ સમજી જેમ બને તેમ એક બીજાના ધર્મની દુશ્મનાઇથી દૂર રહો.

જેમ જૂદી જૂદી નાની મોટી નદીઓ જૂદે જૂદે રસ્તે થઇને અંતે એકજ સમુદ્રમાં જાય છે, તેમજ બધા ધર્મો તે તે વખતના દેશકાળ અને લોકસ્થિતિ પ્રમાણે બનેલા છે, અને તે બધા ધર્મોનો હેતુ પ્રભુને ઓળખવા તથા પામવાનોજ છે. પ્રભુએ પણ કહેલુંછે કે,

> ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यम् ।
> मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥
> (ગી૦ અ૦ ૪ શ્લો૦ ૧૧)

અર્થઃ—જે માણસો જે પ્રમાણે મને ભજે છે તેઓને હું તે પ્રમાણેજ ભજું છું, એટલે કે તેઓની ભાવના પ્રમાણેજ મારૂં રૂપ તેમને સમજાય છે અને તેવાંજ ફળ હું તેઓને આપું છું. હે અર્જુન! માણસો બધી રીતે મારા માર્ગનેજ અનુસરે છે.

ભાઈઓ! આમાં મારો ધર્મ સાચો, તારો ધર્મ ખોટો, એ કયાં આવ્યું? પ્રભુની આવી ખુલ્લી આજ્ઞા છતાં વિનાકારણ આપણે અંદર અંદર લડીને શામાટે વેર વધારવું જોઈએ? અને શામાટે પ્રભુથી વિમુખ થવું જોઈએ? માટે આજથી ઠરાવ કરો કે પોતાના ધર્મને વળગી રહેવું અને બીજા બધાય ધર્મો તરફ ઉદારવૃત્તિથી જોવું; કારણ કે એથી દુનિયામાં શાંતિ રહે છે. એ પ્રભુને વહાલું છે અને એ પ્રભુનો હુકમ છે, માટે પોતાનો ધર્મ રૂડી રીતે પાળીને બીજાઓના ધર્મ તરફ ઉદાર નજરે જુઓ.

ઉધોર છંદ

વસવા એક પૃથ્વી વાસ, ઉપર એક છે આકાશ;
છુટા કેમ પડશો છેક, ઈશ્વર સર્વનો છે એક.

ભુજંગી છંદ

ભલે જો જુદા દેશને વાસ જૈયે, બધાએ સગા બાપનું પેટ છૈયે;
બધી બાજરી બીજ તો એકજ દાણો, તમે મિત્ર મારા વૃથા વાદ તાણો.
નથી સ્વર્ગ કે નર્ક જૂદાં સહૂનાં, નથી આપણાં વિશ્વ જૂદાં બહૂનાં;
જૂદાં કયાં જશો એક ગોળો ગુથાણો, તમે મિત્ર મારા વૃથા વાદ તાણો.

(દલપતકાવ્ય)

## ૨૭૬—જે ડૂબકી મારે તેને જેમ મોતી મળે છે. તેમ ભક્તિમાં જે મચ્યા રહે તે પ્રભુને પામે છે.

ભકિતમાં કાંઇ જાતભાત જોવાતી નથી. એ તો જેના હૃદયમાં ભકિત લાગી જાય ને જે એમાં ખુંચી રહે તે પાર પડી જાય છે; કારણ કે પ્રભુ દયાળુ છે. તેને ત્યાં કાંઇ નાતજાત કે કાળીગોરી ચામડી નથી; ત્યાં તો સમાનતા છે. ત્યાં તો અભેદ છે. પ્રભુને તો પોતાનાં બધાં બાળકો સરખાં છે. તેને કોઈ વહાલાં કે કોઈ દવલાં નથી; પણ જે ભેદ છે તે ભકિતનો છે. જેમ કે જે અગ્નિની પાસે બેસે છે તેની ટાઢ ઉડી જાય છે અને જે અગ્નિ પાસે ન જાય તેને ટાઢ વાયા કરે છે; તેમજ જે પ્રભુભકિતમા લાગી જાય છે તે તરી જાય છે અને જે ભકિતમાં નથી લાગતા તેઓ ચોરાશી લાખના ફેરામાં અટવાયા કરે છે. એમાં નાતજાતનું, દેશનું કે કાળનું કાંઈ કામ નથી. પ્રભુએ પણ કહેલું છે કે, જે મને ભજે છે તે મારામાં છે અને હું તેનામાં છું. તેથીજ વૈષ્ણવો ગાય છે કેઃ—

"હરિ ભજે તે હરિ સરખો પ્રાણી."

**અમે ગુરુ છીએ માટે ઉંચા, અમે બ્રાહ્મણ છીએ માટે ઉંચા, ફલાણા રાજાએ અમારૂં સન્માન કર્યું માટે અમે ઉંચા, ફલાણા જૂના કુળમાંથી અમે ઉતરી આવેલા છીએ માટે અમે ઉંચા, અમારી જાતવાળાઓએ અમુક અમુક કામ કર્યું માટે અમે ઉંચા, અમે અસલમાં અસલ છીએ માટે અમે ઉંચા, અમારા કુળમાં ફલાણો ભકત થઇ ગયો માટે અમે ઉંચા, અમે દાન નથી લેતા માટે અમે ઉંચા, અમે ફલાણા દેશમાં જન્મ્યા માટે અમે**

ઉંચા, અને અમે ફલાણો ધર્મ પાળીએ છીએ અથવા ફલાણા ગુરુને માનીએ છીએ માટે અમે ઉંચા! એ સો બાબત પોલમ-પોલ છે. એવી પોલમપોલ અહીં થોડો વખત ભલે ચલાવી લો, પણ પ્રભુના દરબારમાં તે કાંઈ ચાલવાની નથી. એવી પોલમ-પોલ ચલાવવાનો સમય હવે વહી ગયો છે. હવે તો બહુ ખુલ્લી રીતે પ્રભુનો હુકમ લોકો એવી રીતે સમજતા જાય છે કે, જે સમુદ્રમાં ડુબકી મારશે અને લાગુ રહેશે તે મોતી મેળવશે. જે કિનારે ઉભા ઉભા એમ વાતો કર્યા કરે કે મારા દાદાને ડુબકી મારતાં બહુ આવડતી હતી અને ફલાણા રાજાના વખતમાં ડુબકી મારવાનો હક્ક માત્ર અમારીજ જાતવાળાઓને હતો અને મારા મામાના મામા હજી પણ ડુબકી મારે છે, એવી વાતો કરવાથી ડુબકી માર્યાવિના કાંઈ તેઓને મોતી મળે નહિ; તેમજ પ્રભુને અર્થે દાનપુણ્ય કર્યા વિના, મનને રોકયા વિના, શુભેચ્છા રાખ્યા વિના અને ધર્મના જ્ઞાનવિના માત્ર નાતજાતથી કે કાળીગોરી ચામડીથીજ કાંઇ કામ થઇ જવાનું નથી, પણ આપણાં આચરણો સુધારીએ અને પ્રભુના રસ્તામાં લાગુ રહીએ ત્યારેજ સ્વર્ગનાં મોતી મળી શકે છે ત્યારેજ ઇન્દ્રની અપ્સરાઓ આપણને અલૌકિક મોતીથી વધાવી લે છે. માટે ભાઇઓ! જો એવાં સ્વર્ગનાં મોતી જોઈતાં હોય તો બધી જાતનાં અભિમાનને છોડી દઇને સર્વાત્મભાવથી પ્રભુને શરણે જાઓ, પ્રભુને શરણે જાઓ અને પ્રભુના હુકમ પાળો.

### રાગ ઠુમરી

રામ ન જાનં સો જાનેસે કયા હો. (ટેક)
રામ અમીરસ હૈ જિન માહિ;
ઔર દુજા રસ પિનેસેં કયા હો. રામ૦
ભકત સોહિ હરિકે ગુન ગાવત;
ઔર દુજા ગુન ગાનેસેં કયા હો. રામ૦
જાપ સો શ્રીગુરુમંત્ર જપે નિત;
ઔર જાપ જપનેસેં કયા હો. રામ૦
દેખે સોહિ ગુરુમૂર્તિ અખંડિત;
ઔર ઠાઠ ઠગબાજીસેં કયા હો. રામ૦
જન્મ તિયો હરિકે ગુન ગાવન;
ઔર ગપાષ્ટક ગાનેસેં કયા હો. રામ૦

કહત કબીરા સુનો ભાઈ સાધુ;
વૃથા બહુત દિન જીનેસેં ક્યા હો. રામ૦

## ૨૭૭–માયા ગમે એટલી વધે તોપણ ભક્તિ વિના સંતોષ થતો નથી.

ઇતિહાસ વાંચનારાઓ કાંઈ સિકંદર બાદશાહના નામથી અજાણ્યા નથી. સિકંદર બહુ પરાક્રમી હતો અને તેણે પોતાના લશ્કરી બળથી દુનિયાનો મોટો ભાગ જીતી લીધો હતો. એ પછી તે મરવા પડયો ત્યારે અફસોસ કરતો કરતો બોલ્યો કે, હજી થોડા મુલકો જીતવા બાકી રહી ગયા; એટલું જીતાઈ ગયું હોત તો મને સંતોષ થાત. ત્યારે તેના ડાહ્યા પ્રધાને કહ્યું કે મહારાજ! હવે તૃષ્ણા છોડી દો. આટલી બધી દુનિયા જીતી તેથી સંતોષ ન થયો ત્યારે હવે બીજા થોડાક મુલકો જીતવાથી સંતોષ કયાંથી થાત? આખી દુનિયા જીતી લીધી હોત તોપણ તમને સંતોષ થાત નહિ, માટે હવે એ તૃષ્ણાને છોડી દો ને પ્રભુને યાદ કરો.

ભાઇઓ! જેણે અર્ધી દુનિયા જીતી લીધી હતી તેને પણ અંતકાળ સુધી પણ સંતોષ ન થયો, ત્યારે આપણને માયાથી સંતોષ કયાંથી થાય? માયાથી આજસુધી કોઈને પણ સંતોષ થયો નથી અને થવાનો પણ નથી. એ તો જેમ જેમ વધતી જાય તેમ તેમ આશા–તૃષ્ણા પણ વધતાં જાય છે. જેમ જેમ અગ્નિમાં ઘી હોમાતું જાય તેમ તેમ અગ્નિની ઝાળ વધતી જાય છે; તેમજ જેમ જેમ માયા વધતી જાય તેમ તેમ વિકારો પણ વધતા જાય છે, એથી કદિ પણ તૃપ્તિ થતી નથી; માટે "આમ થાય તો આમ કરૂં ને આમ થાય તો પછી આમ ન કરૂં" એવી રીતે વાયદા ઉપર અને દિલાસા ઉપર તમારાંજ મનને તમે ઠગો માં, ઠગો માં; પણ પ્રેમ આણીને પ્રભુના શરણમાં જાઓ, એટલે શાંતિ પોતાની મેળેજ તમારી પાસે ચાલી આવશે અને થોડામાં પણ ઘણું થઇ પડશે, તથા એ થોડામાંથી પણ પ્રભુના પવિત્ર નામથી આત્મિક શાંતિ મળી જશે; માટે ભાઇઓ! શાંતિ મેળવવા સારૂ માયાને નહિ, પણ મહાન પ્રભુના નામને પકડો, પ્રભુના નામને પકડો.

## ૨૭૮–માયાને ત્યજી દેવાની નહિ પણ પ્રભુ તરફ વાળવાની તજવીજ કરો.

માયાથી કદિ શાંતિ મળવાની નથી, એમ વારંવાર શાસ્ત્રોમાં કહેલું છે અને મહાત્માઓ પણ એની એજ વાત જૂદા જૂદા રૂપમાં વારંવાર આપણને કહે છે; અને તોપણ આપણે માયાને ત્યજી શકતા નથી, કારણ કે એ ત્યજી શકાય એવી વસ્તુ નથી અને તેને ત્યજવાની જરૂર પણ નથી; પણ જે કરવાનું છે તે એટલુંજ કે, માયા માયાની તરફજ આપણને ખેંચી જાય છે, તેને બદલે આપણે તેને ઇશ્વરની તરફ વાળવી જોઇએ. માયાનો નાશ કરવાનું આપણું કામ નથી પણ તેને પ્રભુમાં લગાડવી એજ આપણું કામ છે. માયાના પ્રવાહને અટકાવવાની આપણામાં શક્તિ નથી અને એમ કરવાની કાંઇ જરૂર નથી; પણ તેના પ્રવાહને ફેરવી નાખવો એ આપણાથી બની શકે તેમ છે અને એજ આપણુંકામ છે.

માયાનો પ્રવાહ કે જે ફોકટ સમુદ્રમાં ચાલ્યો જાય છે, તે પ્રવાહની આડો જો બંધ બાંધી લઈએ તો બહુ મોટી ખેતી કરી શકાય અને લાખો ફળો ઉત્પન્ન કરી શકાય. માયાનો પ્રવાહ હમણાં માયાના સમુદ્રમાંજ નકામો ચાલ્યો જાય છે. નકામો ચાલ્યો જાય છે એટલુંજ નહિ પણ ઉલટી ખરાબી કરતો જાય છે; પણ જો તેને ભક્તિનો બંધ બાંધી દીધો હોય તો એ પ્રવાહ પ્રભુ તરફ વળી જાય છે અને તેનું જળ પ્રભુપ્રીતિનાં ખેતરોમાં ફેલાઇ જાય છે, તેથી આ દુનિયામાં અને સ્વર્ગમાં કામ લાગે એવાં ઉત્તમમાં ઉત્તમ ફળો થાય છે; માટે ભાઇઓ ! માયાને ત્યજવાની ખોટી હઠ છોડીને માયાને પ્રભુમાં લગાડવાની તજવીજ કરો.

---

## ૨૭૯–પ્રભુ પાસે કરેલી પ્રાર્થના વ્યર્થ જતી નથી, પણ તેની તરફથી મળતી અલૌકિક ખુબી આપણે સમજતા નથી માટેજ બડબડયા કરીએ છીએ.

એક તીર્થની જગ્યામાં કોઇ સૂરદાસ બેઠો બેઠો ભજન ગાતો હતો ને ભિખ માગતો હતો. તેને કોઇ કોઇ લોકો કેળાં, પેરૂ, ચોખા ને પાઈ કે પૈસો આપતા જતા, તેથી એ સૂરદાસ ખુશી થતો હતો. એ પછી ત્યાં કોઇ એક ગૃહસ્થ આવી નીકળ્યો. તે સૂર-

દાસનાં ભજનથી બહુ ખુશી થયો, તેથી તેણે પાચ રૂપિયાની નોટ કહાડીને તે સૂરદાસના હાથમાં આપી. સૂરદાસ બિચારો નોટથી અજાણ્યો હતો. તેણે પોતાના ગરીબ ગામડામાં કોઇ દિવસ નોટ જોઈ સાંભળીનહોતી અને કાગળના કટકાથી રૂપિયા મળે એમ તેને ખબર નહોતી. તેમજ નોટમાં શું લખેલું છે તે કાંઇ તે જોઇ શકતો ન હતો; તેથી કોઇ શેઠે પોતાના હાથમાં કાગળનો કટકો આપ્યો છે, એમ જાણીને તેને દિલગીરી થઇ. નોટ આપનાર શેઠે તેની પાસે બે ત્રણ ભજન ગવરાવ્યાં હતાં અને એ ભજનનાં તથા સૂરદાસની ગાવાની ઢબછબનાં તેણે વખાણ કર્યાં હતાં, તેથી સૂરદાસને આશા હતી કે આ શેઠ જરૂર બે ચાર પૈસા આપશે. તેથી જ્યારે તે શેઠે ઉઠતી વખત કહ્યું કે, "લ્યો સૂરદાસ" ત્યારે સૂરદાસનું મેં મલકાવા લાગ્યું ને હરખથી લાંબો હાથ કર્યો; પણ જ્યારે તેના હાથમાં નોટ આવી ત્યારે કાગળનો કટકો સમજીને તે દિલગીર થયો. તેને લાગ્યું કે, વાહ વાહ, વાહ વાહ કરીને મફતનાં ભજન સાંભળી ગયો ને ઉલટો જતી વખત મારા જેવા આંધળા માણસની મશ્કરી કરી ગયો. આ કાગળના કટકાને હું શું કરૂં ? મેં તો જાણ્યું કે બે ચાર પૈસા આપશે, પણ એ તો સાવ ધોએલો મૂળો નીકળ્યો, ઉલટો મશ્કરી કરી ગયો.

એમ બડબડતો બડબડતો ચાલ્યો. મોઢું બગાડીને તે નોટ ફેંકી દેવા લાગ્યો. એટલામાં પાસે બેઠેલા બીજા કોઈ ભલા માણસે કહ્યું કે, સૂરદાસજી! એ કાગળનો કટકો નથી; એ તો પાંચ રૂપિયાની નોટ છે. સૂરદાસે રૂપિયાનું નામ સાંભળીને પૂછ્યું કે, શું છે ? તમે પણ મારી મશ્કરી કરો છો કે ? ત્યારે તે ભલા માણસે કહ્યું કે, નહિ નહિ, તમારા જેવા અપંગની મશ્કરી હોય કે ? જેનો દિવસ ફર્યો હોય તે તમારા જેવાની મશ્કરી કરે. એ તો નોટ છે; એને સાચવી રાખો. એના પાંચ રૂપિયા આવશે. સૂરદાસે કહ્યું કે, નોટ, એટલે શું? ભાઇ સાહેબ! મને કાંઇ નોટ બોટની ખબર નથી. ત્યારે તે માણસે કહ્યું કે, એ સરકારી કાગળ છે. સરકારના રાજ્યમાં જ્યાં જાઓ ત્યાં એના રૂપિયા મળી શકે. એ સાંભળીને સૂરદાસ બહુ રાજી થયો અને તે નોટને ધોતિયાને છેડે બાંધી પાંચ સાત ગાંઠ પાડતાં કહેવા લાગ્યો કે, હું તો બેચાર પૈસાની આશા રાખતો હતો, પણ એ શેઠ તો બહુ ભલો, પાંચ રૂપિયા આપી

ગયો. ઓહો ! એવા પણ દુનિયામાં પડયા છે ને ! તમે પણ બહુ મહેરબાની કરી, નહિ તો હું એને કાગળનો કટકો સમજીને ફેંકી દેત.

ભાઇઓ ! આપણી પ્રાર્થનાઓથી રાજી થઇને પ્રભુ પણ આપણને ઘણુંએ આપે છે, પણ આપણે પેલા સુરદાસના જેવા આંધળા છીએ, અજ્ઞાન છીએ, એટલે પ્રભુ જે અલૌકિક વસ્તુ આપે છે તેની કિંમત આપણે સમજી શકતા નથી. પ્રભુ આપણને બીજું કાંઇ પણ ન આપે, પણ પાપથી બચાવે ને અંતરની શુદ્ધિ આપે એ શું થોડું છે ? પૈસાનાં ત્રણ ચાર મળે તે કેળાં કે પેરૂ જેવાં દુનિયાદારીનાં સુખ તે આપણને ન આપે, અને તેને બદલે હૃદયની શુદ્ધિ આપે કે જેથી પ્રભુનું જ્ઞાન મેળવાય, એ શું ઓછું છે કે ? તથા પાપની માફીરૂપી નોટ આપે કે જેથી નરકથી બચાય, એ શું થોડું છે કે ? માટે યાદ રાખજો કે આપણી પ્રાર્થનાઓ કદિ પણ વ્યર્થ જતી નથી, પણ ઉલટું આપણી માગણીઓ કરતાં ઘણું વધારે આપણને મળે છે; પણ આપણે આપણા દુનિયાદારીના સ્વાર્થમાં એટલા બધા આંધળા બની ગયા છીએ કે, પ્રભુની એ અલૌકિક બક્ષીસની કિંમત આપણે સમજી શકતા નથી. માટે ભાઇઓ ! વિનાકારણ પ્રભુનો વાંક નહિ કાઢતાં આપણા પોતાનાજ દોષ સમજતાં શીખો.

## ૨૮૦—અહીંની મોટાઈ કાંઇ સ્વર્ગમાં કામ નહિ આવે.

આપણને સૌને મોટાઇ બહુ ગમે છે અને તેને માટે રાતદિવસ તરફડીઆં મારીએ છીએ. કોઇને ધનની મોટાઈ ગમે છે, કોઈને અમલદારપણાની મોટાઇ ગમે છે, કોઇને પટેલાઈ કે શેઠાઇની મોટાઇ ગમે છે, કોઈને રૂપની મોટાઈ ગમે છે, કોઇને કુળની મોટાઇ ગમે છે, કોઇને પંડિતાઇની મોટાઇ ગમે છે, કોઈને બળની મોટાઇ ગમે છે, કોઇને વેપારની મોટાઇ ગમે છે, કોઈને હુન્નરકળાની મોટાઈ ગમે છે અને કોઈને કાંઇ પણ ગુણવિના તથા કાંઇ પણ કારણવિના “ હમ ભી નવાબ ભરૂચ કે ” બનવું બહુ ગમે છે. આ પ્રમાણે સૌને મોટાઈ ગમે છે, એમાં કાંઇ શક નથી, પણ એ મોટાઇ ખરી મોટાઈ છે કે ખોટી ? અને એ મોટાઇ કયાં સુધી કામની છે ? તેનો કોઇ વિચાર કરતું નથી; પણ આપણે

સમજવું જોઇએ કે, આપણે તો આ દુનિયામાં બે ચાર દિવસના મુસાફર છીએ. એ પછી તો આપણને અવશ્યમેવ બીજા મુલકમાં જવાનું છે. જ્યાં જવાનું છે, ત્યાં એ મોટાઈ કામ આવશે કે નહિ ? એ વિચાર કરવો ઘટે છે. જો ત્યાં એ મોટાઇ કામ ન આવે તો આપણી બધી મહેનત ફોકટ છે અને આપણું બધું ડહાપણ પાણીમાં ગયું છે, એમ સમજવું. એને માટે પંડિતો દાખલો આપે છે કે:–

એક મોટો શેઠ બહુ પૈસાવાળો હતો, તે જાત્રા કરવા નીકળ્યો. ફરતે ફરતે તે એક નાના ગામડામાં રાત રહ્યો. એ વખતે તેણે પોતાનાં માણસોને કહ્યું કે જાઓ, ગામમાંથી સીધુંસામાન લઈ આવો. મુનીમ સીધું લેવા ગયો, ત્યારે ગામડાના વેપારીએ કહ્યું કે પૈસા લાવો. મુનીમે નોટો કહાડીને આપી, ત્યારે તે વેપારીએ કહ્યું કે, એ કાગળના કટકાને અમે શું કરીએ ? અમારા રાજ્યમાં તમારી એ નોટ ફોટ કાંઈ ચાલેબાલે નહિ. અમને તો રોકડા પૈસા જોઇએ. મુનીમે કહ્યું કે, અરે ભલા માણસ ! તું વેપારી થઈને આમ કેમ કરે છે ? આ પૈસા છે, તું જો તો ખરો.એ ગવર્નરની સહીવાળી છે. ગામડાના વેપારીએ કહ્યું કે, તમારી એ બધી વાત સાચી, પણ તે અમારા રાજ્યમા ન ચાલે. અમને તો અમારા દેશમાં ચાલે એવાં નાણાં જોઇએ.

ભાઈઓ ! છતે પૈસે પાસે નોટોના થોકડા ને થોકડા છતાં પણ તે શેઠને એ દેશનાં નાણાંવિના બજારમાંથી સીધું મળ્યું નહિ. આવીજ રીતે આપણી મોટાઈ, આપણા ખિતાબો ને આપણી તીજોરીઓ એ બધું મુઆ પછી સ્વર્ગમાં કાંઈ પણ કામ આવે તેમ નથી. ત્યાં તો સર્વ મુલકમાં ચાલે એવું પ્રભુના નામનું રોકડું નાણું જોઇએ છે; માટે ભાઇઓ ! ખોટી મોટાઇમાં નહિ પડયા રહેતાં ધર્મનું સાચું ધન મેળવો; પ્રભુના નામસ્મરણરૂપી રોકડું નાણું મેળવો.

---

## ૨૮૧–પંડિતાઇના ઝગડામાંજ ફસી પડાય અને અંતર ખાલી રહી જાય, એમ થવા દેતા નહિ.

જે વાસણ ખાલી હોય તેમાં બીજી કાંઈ પણ વસ્તુ જલદી ભરી શકાય છે, પણ જે વાસણ ભરેલું હોય તેમાં બીજી વસ્તુ

ભરી શકાતી નથી. તેમજ મૂર્ખાઓ છે તે ખાલી વાસણો જેવા છે, એટલે તેમના મનમાં કોઇપણ સારામાઠા વિચારો જલદી પેસી જાય છે; પણ જે પંડિતો છે તેઓના મનમાં પંડિતાઈની અને દુનિયાદારીની ખટપટની આડીઅવળી બહુ વાતો ભરેલી હોય છે, એટલે તેઓ ઈશ્વરી સત્યજ્ઞાન જલદીથી લઇ શકતા નથી. તેઓ પોતાના મમતમાંજ રહી જાય છે, અને "આ પંડિતે આમ કહેલું છે, ન્યાયમાં આમ કહેલું છે, યોગમાં આમ કહેલું છે, કર્મકાંડમાં આમ કહેલું છે અને મનુસ્મૃતિમાં આમ કહેલું છે, પણ આમ કરીએ તો આમ થાય ને આમ કરીએ તો આમ પણ થાય" એવી રીતે કલ્પનાની જાળમાં ને અક્કલની ઉજેણીમાં તેઓ રહી જાય છે. ગામડિયા ભોળા લોકો શ્રદ્ધાથી ને સરળતાથી જેમ પ્રભુના રસ્તામાં સીધી રીતે આગળ ચાલી શકે છે તેમ પંડિતો ચાલી શકતા નથી. તેઓ તો પોતાના ડહાપણમાં ને શબ્દોની વડાઈમાંજ રહી જાય છે.

ભાઇઓ! આપણને સૌને પંડિતાઈ બહુ ગમે છે; તેથી પંડિતાઈના ઝઘડામાંજ ફસી પડાય અને અંતર ખાલી રહી જાય એમ ન થાય એ સંભાળજો. અમે જોએલું છે કે, ઘણાએ શાસ્ત્રીઓ માત્ર વાતો કરવામાંજ કુશળ હોય છે; પણ તેઓનાં અંતર પ્રભુ તરફ એટલાં બધાં શુષ્ક હોય છે કે, જો તેઓની અંદરની વર્તણુક આપણે જાણીએ તો આપણને ગ્લાનિ ઉપજ્યા વિના રહે નહિ. વિદ્યા કે જે આપણને તારવા માટે છે, તે આપણને નરકમાં લઈ જનારી ન થાય એ સંભાળજો; અને જે પંડિતાઇથી પ્રભુથી વિમુખ થવાય, એવી પંડિતાઈ કરતાં હે પ્રભુ! જેમાં હૃદયની સરળતા હોય ને આત્મિક વિશ્વાસ હોય એવા મૂર્ખજ અમોને રાખજે.

## ૨૮૨–ધર્મસંબંધી કોઇ પણ ખોટો ખ્યાલ મગજમાં ન ઠસી જાય એ સંભાળજો.

કોઈ યુરોપિયન મુસાફર બીજા લોકોનો ધર્મ શિખવા માટે પારકા મુલકમાં ગયો. ત્યાંના એક લુચ્ચા ધર્મગુરુએ તે મુસાફરને પોતાના ધર્મને નામે જૂઠી જૂઠી કાંઈ ભળતીજ વાતો શિખવી દીધી. એ મુસાફરને કાંઇ ખબર નહોતી કે આ સાચું શિખવે છે કે ખોટું! એ તો શ્રદ્ધાથી શિખતો હતો, તેથી તેણે એ બધી વાતો

સાચી માની લીધી અને પોતાના મનમાં એમ સમજવા લાગ્યો કે આ લોકોનો ધર્મ આવો છે. એ પછી કેટલીક મુદતે તે મુસાફરને કોઈ ભલો માણસ મળ્યો. તેની સાથે ધર્મસંબંધી વાતચિત થતાં તે ભલા માણસે કહ્યું કે, તું માને છે એ બધું ખોટું છે. અમારો ધર્મ કાંઇ એવો નથી. ખરો ધર્મ તો આ પ્રમાણે છે. એમ કહીને તેણે સત્ય ધર્મ બતાવ્યો; પણ એ મુસાફરના મનમાં પ્રથમ જૂઠા ધર્મના જે સંસ્કાર બેસી ગયા હતા, તે ઘણો વખત સુધી ગયા નહિ; તેમજ આપણા મનમાં પણ સારા કે માઠા ધર્મસંબંધી જે વિચારો ઘુસી જાય છે તે સહેલાઇથી નીકળતા નથી, માટે ધર્મસંબંધી કોઇ પણ ખોટો કે વહેમી વિચાર ન ઠસી જાય એ સંભાળજો.

વિદ્યા–હુન્નરના, ધંધા–રોજગારના, કળાકૌશલ્યના કે સુધારા-વધારાના જે જે વિચારો આપણા મગજમાં આવે છે તેમાં પાછો જલદી સુધારો થઈ શકે છે; કારણ કે એ બાબતમાં કાંઇ ખાસ આપણો આગ્રહ હોતો નથી અથવા એ માનવાની આપણી ઉપર કાંઇ ખાસ ફરજ હોતી નથી; પણ ધર્મના વિચારો માનવાની તો આપણી ખાસ ફરજ છે અને વળી એ બાબતમાં આપણી હઠ પણ બહુ જબરી હોય છે એટલે આપણા મનમાં ધર્મના જે વિચારો પ્રથમથી ઠસી ગયા હોય તે જલદીથી બદલી શકાતા નથી; માટે જેમ બને તેમ ધર્મસંબંધી–ઇશ્વરસંબંધી કોઇપણ ખોટો વિચાર આપણા કે આપણાં બચ્ચાંઓના મનમાં ન ઠસી જાય એ બહુજ સંભાળજો.

વિદ્યા–હુન્નરમાં કે ધંધા–રોજગારમાં આપણે બીજાના વિચારો પણ લઇ શકીએ છીએ, પણ ધર્મની બાબતમાં પરધર્મીઓના બીજા વિચારો ગમે એટલા સારા હોય તોપણ તે આપણે કદિ પણ કબૂલ કરતા નથી. આવી રીતે ધર્મની બાબતમાં આપણા સૌના મનમાં થોરો ઘણો પણ ખાસ પક્ષપાત છે; માટે ધર્મસંબંધી કોઇ પણ ખોટા ખ્યાલ આપણા મગજમાં ન ઠસી જાય તે સારૂ જેટલું બને એટલું સંભાળવાનું છે. જો એવા કોઇ પણ નકામા વિચારો ઠસી ગયા તો આ ભવ તો બગડશેજ, પણ તે પછીનો અવતાર પણ એ ખ્યાલોને કાઢી નાખવામાંજ ખોઇ દેવો પડશે. એમ ન થાય માટે હજી પણ હાથમાં વખત છે તો ચેતો, ચેતો અને ભૂલ-

ભરેલા ખ્યાલોમાં પડયા ન રહો, પણ પવિત્ર ઈશ્વરનાં સત્ય વચનોમાં મસ્ત રહો.

## ૨૮૩–ધોવા આણેલાં કપડાં પહેરીને કાંઈ ધોબી મોટો માણસ બની શકતો નથી, તેમજ પંડિતાઇ માટે ગોખી રાખેલા વિચારો કાંઇ સ્વર્ગ અપાવતા નથી.

સોનીને ત્યાં જેમ દાગીના ઘડાવવા માટે લોકો સોનું આપી જાય છે, પણ એ સોનું જેમ સોનીનું નથી અને ધોબીને જેમ લોકો કપડાં ધોવા માટે આપે છે, પણ એ કપડાં કાંઈ ધોબીનાં નથી, તેમજ પંડિતો બીજા લોકોના અને શાસ્ત્રોના વિચારો ભેળા કરે છે, પણ તે વિચારો કાઇ તેના પોતાના નથી; એટલે જેમ ધોબીને ત્યાં આવેલાં રાજાનાં લૂગડાં ધોબીના ઉપયોગમાં આવતાં નથી; તેમજ ભક્તિવિના પંડિતોના મગજમાં ગએલા શાસ્ત્રોના રૂડા વિચારો પણ તે બિચારા બોજા ઉઠાવનારને કામ લાગતા નથી; કારણ કે પ્રભુના નામની લગની લાગ્યા વિનાના જે ઉપર-ચોટિયા પંડિતો છે, તે તો બોજો ઉઠાવનારજ છે. એવાઓ તો મફતના વિવાદમાં, શબ્દોની લડાઇમાં, માનમર્તબાની હોંશમાં અને ચેલાચેલી કરવામાંજ રહી જાય છે. એવાઓ માત્ર ગધેડાંની પેઠે કોઇક બીજાઓના વિચારોના નાહક ભાર ઉપાડે છે, પણ તેની કાંઇ સાર્થકતા કરી શકતા નથી. જો પ્રભુમાં પ્રેમ લાગે, પોતાનાં આચરણો સુધારે અને પોતાનાં ભાઇબહેનોને કોઈને કોઈ રીતે પણ મદદગાર થાય, તોજ પંડિતાઇની સાર્થકતા છે. જો એવું કાંઇ ન થાય ને માત્ર ફેકટની હુશિયારીમાંજ રહી જાય તો એવી પંડિતાઈ કરતાં તો ગામડિયા લોકોનું જંગલીપણું જ સારું છે, કે જેઓ ભુખ્યાઓને ખાવાનું આપે છે અને રાતે ભેળા થઇને ઝાંઝપખાજ અથવા તંબુરો ને મંજીરા લઇને પ્રેમપૂર્વક પ્રભુનું ભજન કરે છે.

ભાઇઓ ! યાદ રાખજો કે પંડિતાઇ એ કાંઇ ફેંકી દેવાની વસ્તુ નથી. એ મોટો ગુણ છે, એ પ્રભુની કૃપાનું ફળ છે પણ તે જો પ્રભુને સાથે રાખીને હોય તો; પ્રભુપ્રેમ વિનાની પંડિતાઈમાં તો લુચ્ચાઇ છે–રાક્ષસીપણું છે. આપણને સૌને પંડિતાઈ બહુંગમે છે, પણ એવા રાક્ષસીપણામાં ન ફસી પડાય એ સંભાળજો.

## ૨૮૪—મોજ ઉડાવતી વખત બહુ મઝા પડે છે; પણ હિસાબ ચૂકાવતી વખત તેની ખબર પડશે.

ચાર દોસ્તો હતા. તે સહેલ કરવા માટે નીકળ્યા. એ પછી એક સુંદર શહેરમાં આવીને ત્યાંની એક ફક્કડ વીશીમાં ઉતર્યા અને વીશીવાળાનેકહેવા લાગ્યા કે,આજે અમારે માટે દૂધપાકપૂરીબનાવ. થોડી વાર થઇ ત્યારે કહે કે ચા લાવ.એ પછી કહે કે ભજીઆં લાવ. એપછી કહેકે ફ્રુટ લાવ.એ પછી કહે કે આઇસક્રીમ બનાવ.એ પછી કહે કે કાફી:બનાવ.એમ ઉપરાઉપરિ ઘણી ચીજો તેઓ માગવા લાગ્યા અને વીશીવાળો તે આપવા લાગ્યો. ગમતમાં ને ગમતમાં ત્રણ દિવસ ત્રણ કલાકની પેઠે પસાર થઈ ગયા. એ પછી જ્યારે તેઓ જવા લાગ્યા ત્યારે તે વીશીવાળાએ રૂપિયા પચીશનું બીલ તેઓના હાથમાં આપ્યું. પચીશ રૂપિયાનું બીલ જોઇને તેઓ તો અજબ થઇને ઉભા રહ્યા. એ પછી જરાવાર રહીને તેમાંથી એક જણે પૂછયું કે, ત્રણ દિવસના એટલા બધા રૂપિયા ? ત્યારે તે વીશીવાળાએ કહ્યું કે, તમારી મરજી પડે તેમ માલ ઉડાવતા હતા એ કાંઈ મફતનો હતોકે?હુકમ કરતી વખત તો પાછું વાળીને જોતા નહોતા અને હવે બીલ ચૂકાવતી વખત કેમ વિચાર કરો છો ? તે મોજીલા દોસ્તો પાસે એટલા પૈસા નહિ હોવાથી વીશીવાળાએ ફરિયાદ કરીને તેઓને કેદમાં નખાવ્યા.

ભાઈઓ! આપણે પણ પ્રભુને વિસારી દઈને દુનિયાદારીની ખોટી મોજશોખ ભોગવવામાં કાંઇ બાકી રાખતા નથી. એ વખતે આપણું શું ગજું છે, તે આપણે તપાસતા નથી, પણ જ્યારે એનો હિસાબ પ્રભુને આપવો પડશે ત્યારે આંકડો બહુ મોટો થઇ જશે હો; અને જો એ આંકડો નહિ ચૂકવાય તો જરૂર જેલમાં જવું પડશે. એમ ન થાય માટે પહેલાંથીજ જરાતરા વિચારજો; કારણ કે અહીંની દયાળુ અંગ્રેજ સરકારના જેવી હવાઅજવાળાંવાળી ને બાગબગીચાવાળી જમની જેલ નથી; પણ ત્યાં તો બ્રહ્માંડોને પીગળાવી નાખનારી અગ્નિ અને ન ખમી શકાય એવાં, તથા જેનું વર્ણન કરતાં પણ ત્રાસ છૂટે એવાં ભયંકર દુઃખો છે; માટે આ દુનિયાની ઘડીક વારની લુખી મોજમજા સારૂ લાખો વરસ સુધી નરકમાં ન પડી જવાય એ સંભાળજો.

મનહર છંદ

મોજ ભલે માણો જ્યાં સુધી લખાણો દાણો પાણી,
દાણો પાણી ખૂટે જવાનું છે તે તો જાણો છો;
તત્ત્વ તણો તાણો વાણો તુટશે અજાણ્યો જ્યારે,
રાખે કીયો રાણો એવું અંતરમાં આણો છો;
તાકે છે શિયાણો × પંખી જાળમાં ઝલાણો તોય,
લોભમાં લેવાણો એવી વ્યવસ્થા વખાણો છો!
કોટે બાંધ્યો પાણો એ ઉખાણો ખરો જાણો ખુદ,
શોધો શાણો સંત ખાલી તંત શીદ તાણો છો.

(દલપતકાવ્ય)

## ૨૮૫–લૂગડાં ને ઘરેણાં બચાવવા સારૂ તમારા આત્માને ડૂબવા દેતા નહિ.

એક શેઠે નોકરની સાથે પોતાના છોકરાને તળાવમાં નહાવા માટે મોકલ્યો. નહાતી વખતે શેઠે નોકરને કહ્યું કે, જો ડ્રેસ મજેનો છે હો, કોઈ ઉપાડી જાય નહિ; બરોબર સાચવજે. નોકરે કહ્યું કે, જી સાહેબ. એ પછી છોકરો તળાવમાં નહાવા ઉતર્યો, ને તે જંગલી નોકર તેનાં કપડાં સાચવીને બહાર બેઠો. એ પછી પાણીમાં રમતે રમતે થોડીવારમાં છોકરો પગથિયું ચૂક્યો, ને તે ડુબવા લાગ્યો. નોકરે એ જોયું, પણ તે નિમકહલાલ નોકર પોતાના શેઠના હુકમનું અપમાન કેમ કરે ? શેઠે કપડાં સાચવવાનું કહ્યું હતું તે છોડીને એ નોકર છોકરાને બચાવવા કેમ જઈ શકે ? જરા વારમાં એ છોકરો બિચારો ડુબી મુએો. પ્રભુ ! પ્રભુ !

આ વાત સાંભળીને આપણને બહુ દિલગીરી લાગે છે અને આપણે એ નોકરની મૂર્ખાઇ ઉપર ધિક્કાર વરસાવીએ છીએ; પણ ભાઈઓ ! આપણે પોતે શું કરીએ છીએ, એ તો તપાસો ? આ વાત તો બની હોય કે ન પણ બની હોય અને કોણ જાણે કયારે બની હશે; પણ આપણે તો એ પ્રમાણે હમણાંજ કરીએ છીએ. આપણાં ઘરેણાં ને લૂગડાં આપણે સાચવીએ છીએ; આપણા ચાવીના ઝુડા તથા આપણાં ખટપટિયાં કાગળિયાં આપણે સાચવીએ છીએ; અને આપણા આત્માને આપણે ડૂબાવી નાખીએ છીએ ! ઉપલી અસલી વાત ઉપરથી આપણે દિલગીર થઇએ છીએ,

× બાજપક્ષી

પણ તે પ્રમાણે આપણે પોતેજ હમણાંજ કરીએ છીએ તેનું શું ?

ભાઇઓ ! નિખાલસ દિલથી પ્રાર્થના કરો કે, હે પ્રભુ ! દુનિયાદારીના પદાર્થોનો અમારો મોહ ઓછો કર અને અમારા પવિત્ર આત્માના કલ્યાણ સારૂ તારૂં સ્વરૂપ સમજાય એવી અમોને બુદ્ધિ આપ. રોજ રોજ ખરા દિલથી આવી રીતે પ્રેમપૂર્વક પ્રાર્થના કરશો તો દયાળુ પ્રભુ જરૂર તમોને મદદગાર થશે. એની મદદવિના—એની કૃપાવિના એ મોહ—એ માયા છૂટી શકે તેમ નથી અને પુરુષાર્થવિના એટલે કે લાગુ રહ્યા વિના પ્રભુકૃપા મેળવી શકાય તેમ નથી; માટે લુગડાઘરેણાં સારૂ તમારા આત્માને ડુબાવી ન નાખો, ડૂબાવી ન નાખો; પણ આત્માના કલ્યાણ સારૂ પ્રભુમાં લાગ્યા રહો—પ્રભુમાં લાગ્યા રહો.

## ૨૮૬—ભકતોમાં પણ ઢોંગીઓ તો ભળશેજ, પણ તેઓ ઓળખાઇ આવ્યા વિના રહેશે નહિ.

મુંબઇમાં પાલવા, બેન્ડસ્ટાંડ કે ચોપાટી ઉપર તમે ફરવા ગયા છો ? ત્યાં ઘણાએ આબરૂદાર ગૃહસ્થો ને બાનુઓ સાંજસવાર હવા ખાવા જાય છે. માત્ર આબરૂદાર ગૃહસ્થોજ ત્યાં ફરવા જાય છે એમ નહિ, પણ ઘણાએ ટોળઘાલુ લુચ્ચાઓ અને વેશ્યાઓ પણ ત્યાં ફરવા જાય છે. એમાં કેટલાક તો ખાસ ખીસ્સાકાતરૂજ હોય છે, કેટલાક બુરી નજરથી ત્યાં આવવાવાળા હોય છે; અને કોઇ કોઇ તો ખાસ સોનેરી ટોળીવાળા પણ હોય છે. એ બધા લોકો ઘણું કરીને બહારના ભપકા સપકો કરીનેજ ત્યાં જાય છે. એ ઉપરથી કોઇ અજાણ્યાઓ કદાચ છેતરાય કે આ બધા પૈસાવાળા સુખી લોકો છે ને આબરૂદાર ગૃહસ્થો છે, પણ અનુભવીઓ તેમ છેતરાતા નથી. તેઓ તો જાણતા હોય છે કે, આ ફરનારાઓમાંથી કોઈના ઉપર તો ઘરના ભાડાવાળાઓની ટાંચ આવવાની હોય છે, કોઇએ તો પોતે પહેરેલા ડગલાના હજુ સુધી પૈસા પણ ચૂકવેલા હોતા નથી, તેથી દરજી ઉપર ઉપરિ ફેરા ખાઇને તેના નામની પોક મૂકતા હોય છે, કોઇએ તો ચોરબજારમાંથી ચોરાઇ આવેલા બૂટ ખરીદેલા હોય છે ! કોઇએ તો પોતાના ઘડીઆળ ઉપર મારવાડી પાસેથી પૈસા કઢાવેલા હોય છે અને કોઈના ઘરમાં તો હાંડલા કુસ્તી કરતાં હોય છે, તોપણ તેઓ બધા

કાંઈ લાલેલોભે અથવા ઇશકને ખાતર કરવા જાય છે; પણ રીત-ભાતમાં, ચાલચલગતમાં, બોલીચાલીમાં અને ચહેરામહોરામાં એવા લોકો ખરા ગૃહસ્થોથી જૂદા પડી ગયા વિના રહેતા નથી. તેમજ જે ખરા ભક્તો છે તેની સાથે પણ ઉપર ઉપરથી બહુ બહુ માળાકંઠીવાળા, બહુ બહુ તિલકછાપાવાળા અને બહુ બહુ જેગો-પાળ કરવાવાળા પણ અંતર ભીંજાયા વિનાના—ભગવદ્રસમાં ડુબ્યા વિનાના ઢોંગી ભક્તો મળ્યા વિના રહેતા નથી; પણ તેઓ પેલા લુચ્ચાઓની પેઠે થોડીજ વારમાં ઓળખાઈ જાય છે. એવું વેષધારીપણું કાંઈ હમેશાં નભી શકતું નથી; ઉલટી પોતાની કિંમત હલકી થઈ જાય છે. માટે ભાઈઓ ! વ્યવહારમાં કે ભક્તિમાં તમારામાં ઢોંગ ન આવી જાય એ સંભાળજો; કારણ કે એક તો ઢોંગ જાતેજ ખરાબ છે અને તેમાં પણ પ્રભુની સાથે ઢોંગ કરવા એ તો પાપનું પણ પાપ છે, માટે તમારી ભક્તિમાં ઢોંગીપણું ન આવી જાય એ બહુજ સંભાળજો.

## ૨૮૭—ઉપદેશકો કરતાં હરિજનોમાં વધારે જ્ઞાન હોય છે.

સારા ચિતારાઓ ઘણીએ વસ્તુઓનાં અને માણસોનાં તથા જનાવરોનાં આબેહુબ ચિત્ર ચિતરી શકે છે, પણ એ ચિતારાએ જેનું ચિત્ર ચિતર્યું હોય તે વસ્તુના કે તે માણસના પૂરેપૂરા ગુણ—દોષ તે જાણી શકતો નથી; તેમજ જે ઉપદેશ કરવાવાળા છે, પુસ્તકો લખવાવાળા છે અને જાહેરસભાઓમાં મોટાં મોટાં ભાષણો આપનારા છે, તેઓ પણ એ ચિતારાના જેવાજ છે. ચિતારો જેમ ચિત્ર ચિતરે છે, તેમ તેઓ પોતાના બુદ્ધિબળથી અને અભ્યાસથી બધી વાતો કહી જાય છે, પણ પોતે જે કહ્યું હોય તેનું ખરૂં રહસ્ય તેઓમાંથી કોઇકજ સમજે છે અને તે કોઇકમાંથી પણ કોઇકજ તે અનુભવી શકે છે; પણ ધાર્મિક માણસો—હરિજનો—ભક્તો તો તે દરેક વાતો પોતે જાતે પાળતા હોય છે અને દરરોજ તેનો અનુભવ લેતા હોય છે, એટલે બહારથી બહુ વાતોડા પણ અંદરથી કોરાધાકોર રહી ગયેલા ઉપદેશકો કરતાં આપણને મૂર્ખ જેવા લાગતા ભક્તોમાં વધારે જ્ઞાન હોય છે; કારણ કે ધર્મના ઉપદેશકો માત્ર ધર્મની ને પ્રભુની વાતો કહી શકે છે, પણ ભક્તો તો એ વાતોને પોતાની ચાલુ જીંદગીમાં ભોગવી શકે છે. કહેવું અને ભોગવવું એ બંનેની વચ્ચે જેટલો ભેદ છે, તેટલો ભેદ પૈરાણિકો

અને ભકતોની વચ્ચે છે. ઉપદેશકો કહે છે કે હવે જમવું જોઇએ, પણ હજીસુધી તેઓ પોતે ભૂખ્યા છે; અને ભકતો તો જમીને-પેટ ભરીને બેઠેલા છે. માટે ભાઇઓ! બહારનું ઘડીક વારનું માન મેળવવા સારૂ વાતોડા થવા કરતાં અંદરનો ઇશ્વરી આનંદ લૂંટવા સારૂ ભક્ત થવાનું પસંદ કરો અને ભકતને મૂર્ખ ન સમજો; પણ મૂર્ખ તો આપણે પોતેજ છીએ; કારણ કે ધર્મને અર્થે—આપણા આત્માને અર્થે અને પ્રભુને અર્થે જે કરવાનું છે તે હજીસુધી આપણે કર્યું નથી, પણ ભકતો તે કરવા લાગેલા છે; માટે વધારે નહિ તો એક પગથિયું પણ તે આપણાથી આગળ નીકળી ગએલા છે, એટલા તેઓ આપણાથી શ્રેષ્ઠ છે. માટે ભાઇઓ! તેઓને માન આપો અને તેવા થવાની કોશીશ કરો.

## ૨૮૮—કથાકારો અને ભકતોના જ્ઞાનમાં ભેદ

અંગ્રેજો અને બીજા યૂરોપિયનો જ્યારે હિંદુસ્તાનની મુસાફરી કરવા આવે છે, ત્યારે પાલવા બંદરે ફક્કડ સ્ટીમલાંચમાં ઉતરીને પહેલા નંબરની હોટેલમાં ઉતરે છે. પછી બે ત્રણ દિવસ મુંબઇમાં રહી એકાદ ભાષણ આપી, થોડીક સેટસોગાદ લઇને કલકત્તે ઉપડી જાય છે. ત્યાંથી મદ્રાસ જઈ મ્હૈસુરની સોનાની ખાણ જોઈ, નિઝામ સરકારની પરોણાગત ચાખી, આગ્રાનો તાજમહેલ જોઈ, ગંગામાં નાવની સહેલ કરતે કરતે કાશીનો ઘાટ જોઇ, અમૃતસરનું શીખ લોકોનું સોનાનું દેવળ જોઇ, દેશી રાજાઓના હાથીઓની સાઠમારી જોઈ, સીમલાનો સરકારી મહેલ જોઇ, સરહદની પહાડી રેલ્વે અને કરાંચીનો ડક્કો જોઈ, કોઈ અમલદારની મહેરબાનીથી એકાદ મિલાવડો કરી, લોકોની તાળીઓ અને મુક્તના હુરરેના પોકારો વચ્ચે મહિના બે મહિનામાં પાછા વિલાયત ઉપડી જાય છે અને ત્યાં જઈ હિંદના અનુભવનાં લાંબાં લાંબાં ભાષણો આપે છે, મોટાં મોટાં પુસ્તકો લખે છે અને છાપાંઓમાં મોટી ધામધૂમ મચાવી દે છે.

પણ એ બધું ઉપરછલું છે. આપણા સાધુઓ કે જેઓએ પોતાના પગે ચાલીનેસેંકડો ગામડાંઓ જોએલાં છે, દરેક ગામડીયાઓના ઘરમાં ભિક્ષામાટે ગએલા છે અને દરેક કોમના લોકોના રીતરિવાજ તથા તેઓના આચારવિચાર જોએલા છે, તેઓના જેવો આપણા દેશનો અને આપણા લોકોનો ખરો અનુ-

ભવ એ યૂરોપિયન મુસાફરોને થાય નહિ. તેમજ આપણા કથા વાંચનારા વ્યાસો અને ભક્તોની વચ્ચે પણ સમજવાનું છે. કથા વાંચનારા શાસ્ત્રી બાવાઓ ધર્મના નિયમો પાળવાની બાબતમાં અને ઇશ્વરી માનસિક આનંદ અનુભવવાની બાબતમાં ટ્રેનમાં મુસાફરી કરીને આખાં બે પખવાડિયાંમાં હિંદુસ્થાનનો અનુભવ લઈ ગએલા અને વિલાયતમાં જઇને પોતાને હિંદુસ્થાનના અનુભવીતરીકે ઓળખાવનારા યૂરોપિયન મુસાફરના જેવા છે; અને ભક્તો તે હિંદુસ્થાનના અનુભવી સાધુઓના જેવા છે, કે જેઓ પ્રભુના માર્ગમાં રમણ કરે છે અને પોતાના હૃદયમાં શુદ્ધ પ્રેમથી પ્રભુને ધારણ કરે છે. યૂરોપઅમેરિકાના લોકો કે જેઓ હિંદુસ્થાનની ખરી સ્થિતિ જાણતા નથી, તેઓ એ મુસાફરોની વાતોને માને તો ભલે, પણ હિંદુસ્થાનના ઘરઘરના ભોમિયા સાધુઓ કાંઇ એવા ટ્રેનમાં બેસીને ચાર દહાડા ફરી ગએલા માણસોની વાત માને નહિ; તેમજ વ્યાવહારિક લોકોમાં ભલે એવા વ્યાસો મોટા થઇને ફરે, પણ ખરા ભક્તોની પાસે તેઓની કાંઇ પણ કિંમત નથી. માટે ભાઇઓ ! બહુ વાતોડા થવાની નહિ, પણ પ્રભુનાજ પ્યારા ભક્ત થવાની ભાવના રાખો, એમાંજ કલ્યાણ છે.

---

## ૨૮૯–યોગ્ય અધિકારી હોય તેનેજ ઉપદેશ કરવો.

કાંઇ ધંધોરોજગાર કરવા માટે ઉત્તર હિંદુસ્થાનમાંથી એક ભૈયો મુંબઇમાં આવ્યો. એ ભૈયો ઘણી જાતની મિઠાઇ બહુ સારી રીતે બનાવી જાણતો હતો. મુંબઈનો તે અજાણ્યો હોવાથી તેણે પોતાની ઓળખાણવાળા કોઇ માણસને સલાહ પૂછી કે, મારે મિઠાઇનો ખુમચો લઇને ફેરી કરવી છે, માટે કયે ઠેકાણે મારો માલ બહુ ખપશે ? તમે જ્યાં કહો ત્યાં હું જાઉં. ત્યારે તે માણસે કહ્યું કે, પાલવા ઉપર ને બેન્ડસ્ટાંડ ઉપર સાંજને વખતે તું જા. ત્યાં બહુ મોટા મોટા શેઠિયાઓ આવે છે, માટે ત્યાં તારા માલનો ઠીક ઉઠાવ થશે. એ પછી તે મિઠાઇના ખુમચાવાળો પાલવા ઉપર ને બેન્ડસ્ટાંડ ઉપર જવા લાગ્યો, પણ ત્યાં કોઇ શેઠિયાઓ તેની મિઠાઈ લે નહિ. તેથી રાતસુધી વાટ જોઇને નિરાશ થઇને તે બિચારો ખાલી ખીસ્સે પાછો ઘેર જાય. એમ ચાર પાંચ દિવસ સુધી કર્યું, પણ ત્યાં કાંઇ મિઠાઇ ખપે નહિ. પછી તે મિઠાઈવાળાએ એ વાત કોઈ બીજા માણસ આગળ કહી, ત્યારે તે ડાહ્યા માણસે

કહ્યું કે તને સલાહ આપવાવાળાની ભૂલ છે. જેને મુદ્દલ ખાવાની જરૂર ન હોય તેની પાસે ખાવાનું લઇ જાય તેમાં શું વળે? પાલવા ઉપર ફરનારા જે શેઠિયાઓને માટે તું મિઠાઈ લઈ જાય છે, તે શેઠિયાઓને ભૂખજ કયાં લાગે છે? જો તેઓને સરખી રીતે ભુખ લાગતી હોય તો ત્યાં હવા ખાવા જાયજ શામાટે? તેઓના પેટમાં પડેલા માલ પચ્યા નથી, તે પચાવવા સારૂ તેઓ હવા ખાવા જાય છે. તે તારી મિઠાઇને લઇને શું કરે? તેઓના ઘરમાં કયાં મિઠાઈની ખોટ છે કે તારી પાસેથી લઇને રસ્તામાં ઉભા ઉભા ખાય? પાલવા ઉપર શેઠિયાઓ પાસે મીઠાઇનો ખુમચો લઈ જવામાં તારૂં કાંઇ વળે નહિ. તું જાણે કે એ લોકો પૈસાવાળા છે માટે મારી મિઠાઈ ખૂબ ખપશે, પણ તારી મિઠાઈ ખાવાની એ લોકોને ભુખજ કયાં લાગે છે? માટે જો મારૂં કહ્યું માને તો તારો ખુમચો લઇને ગોદીમાં જા, અથવા કોઈ મીલમાં જા, કે જયાં મજુરો શરીર તોડીને પરસેવો ઉતારી મહેનત કરે છે, તેથી તેઓને બહુ ભૂખ લાગે છે, એટલે ગરીબ છતાં પણ પૈસા ખરચી નાખે છે; અને ત્યાં નહિ તો કોઇ નિશાળની પાસે તારો ખુમચો લઈ જા, કે જયાં નિર્દોષ બાળકોને પ્રભુની કૃપાથી બહુ ભૂખ લાગે છે. ભાઇ! જેને ભૂખ લાગે છે તેની પાસે તારો માલ ખપશે, જેનાં પેટ ભરેલાં છે ને જેને ખાધેલું પણ હજી પચ્યું નથી તેની પાસે જઇને તું શું કરીશ? એ પછી બીજા દિવસથી તે મિઠાઇવાળો ગોદીમાં મજુરો પાસે જવા લાગ્યો ને ત્યાં તેનો માલ ધમધોકાર ખપવા લાગ્યો.

ભાઇઓ! આવીજ રીતે એ મિઠાઈવાળાની પેઠે ધર્મનો ઉપદેશ અને પ્રભુના મહિમાની વાતો પણ જેને કાંઇક ધર્મનો રંગ લાગતો જાય છે તે હરિજનોની પાસેજ શોભે છે, પણ સુધરેલાને નામે ઉલટા બગડેલા ને અરધા વટલેલાઓ પાસે એ ઉપદેશ કાંઇ કામનો નથી. માટે પાત્ર જોઈને—સામા માણસની લાયકાત જોઈને જેમ ઘટે તેમ ઉપદેશ કરો. બધાંને એક લાકડીએ ન હાંકો; કારણ કે તેજી ઘોડાને માત્ર ઇસારોજ બસ છે અને ગધેડાંઓની પીઠ ઉપર વાગી વાગીને ધણીએ લાકડીઓ ભાંગી જાય તોપણ તેને તેની કાંઈ અસર થતી નથી. માટે ભાઈઓ! ઉપદેશ કરવામાં સંભાળજો અને ધર્મનો ઉપદેશ સાંભળવામાં—પ્રભુનો મહિમા હૃદયમાં ધારણ કરવામાં ગધેડા ન રહી જવાય એ સંભાળજો. એ બાબતમાં તો

જેમ તેજી બનાય તેમ કલ્યાણ છે.

## ૨૯૦—દુઃખને વખતે હરિજનોની પ્રભુ સંભાળ લે છે.

અમે જોયું છે કે જ્યાં સારો રસ્તો હોય ત્યાં બાપ પોતાના બાળકને છૂટું મૂકી દે છે અને તેની મરજી મુજબ ફરવા દે છે; પણ જ્યારે ખરાબ રસ્તો આવે છે, ત્યારે તે છોકરાંના કહ્યા વિના પણ બાપ તેને સંભાળથી તેડી લે છે. તેમજ જ્યારે આપણે સારી સગવડમાં હોઇએ અને આપણી મરજી મુજબ સહેલાઇથી ચાલી શકતા હોઇએ, ત્યારે પ્રભુને આપણે માટે ઓછી ફિકર રહે છે; પણ જ્યારે આપણે કાંઇ દુઃખમાં આવી પડીએ છીએ, ત્યારે પ્રભુ ખાસ આપણી વધારે સંભાળ રાખે છે. માટે હરિજનોએ દુઃખમાં દિલગીર થવું નહિ ને હિંમત હારી જવી નહિ; પણ એવો જ વિચાર રાખવો કે, આપણાં માબાપો પણ જ્યારે આપણે માટે એટલી કાળજી રાખે છે, ત્યારે દયાળુ પ્રભુ આપણે માટે કેટલી બધી ફીકર રાખતો હશે ? એ ખ્યાલ તો કરો; અને તેમાં પણ હરિજનો માટે તો તેને ખાસ ફીકર હોય છે.

ભક્તજનોનાં ચરિત્ર વાંચવાવાળાઓ અને સાંભળવાવાળાઓ જાણે છે કે, કોઇ પણ સાચા ભક્તને ખરે વખતે પ્રભુએ કદિ પણ વિસારી દીધા નથી અને વિસારી દે એમ પણ નથી. માટે પોતાના ધર્મ ઉપર વિશ્વાસ રાખીને પ્રભુના હુકમો પાળતા રહો, એટલે પ્રભુ તમોને દુઃખમાં સહાય થયા વિના રહેશે નહિ; કારણ કે પ્રભુએ આપણને વચન આપેલું છે કેઃ—

न मे भक्तः प्रणश्यति । ( ગી૦ અ૦ ૯ શ્લો૦ ૩૧ )

અર્થઃ—મારા ભક્તનો કદિ પણ નાશ થતો નથી.

માટે ભાઇઓ ! ઘડીકવારના દુઃખથી હારી જઇને કદિ પણ પવિત્ર ધર્મની રૂડી ફરજો ત્યજી દેશો નહિ. જો ધર્મની ફરજો બજાવવામાં દઢ રહેશો, તો પ્રભુ તમોને અવશ્ય મદદ કરશે; ખાસ મદદ કરશે, એ નક્કી સમજજો.

ઠુમરી

જે જન ઓધા મોહે ન બિસારે, તાહે ન બિસારૂં છીન એક ઘડી રે. (ટેક)
મોકું ભજે ભજું મે વાકું, કબ ન પડત છિન એક ઘડી રે;
જન્મ મરણકો સંકટ કાટું, રાખું સુખ આનંદભરી રે. જે જન૦
સુમરન કીનો દ્રૌપદી રાની, ચીર બઢાયે પ્રભુ આપ હરિ રે;
મહાભારત ભરવીકે ઈંડા, રાખ લીયો ગજ ઘંટ ધરી રે. જે જન૦

ધ્રુ પ્રલ્હાદ રેન દિન ધ્યાવે, શુભ રૂપ સો પ્રગટ કરી રે;
ખંભફાડ હિરણ્યકશ્યપુ માર્યો, ભક્ત પ્રલ્હાદકી રક્ષા કરી રે. જે જન૦
અમરીખ ઘર ગયે દુર્વાસા, ચક્ર પઠાય પ્રભુસાર કરી રે;
ભજનહાર ભજ્યું તજનહાર તજ્યું, એસી હમારી પરા પરી રે. જે જન૦
પાંચ પાંડવકી રક્ષા કીની, લાખાગૃહમાં સહાય કરી રે;
સુર કહે ગજરાજ ઓધાર્યો, દયાસિંધુ જદુનાથ હરિ રે. જે જન૦

## ૨૯૧–વખત આવ્યે પ્રભુને ખાતર આખી દુનિયા મૂકી દેવી પડે તો તેમાં કાંઇ પણ મોટી વાત નથી.

મુસલમાન બાદશાહોના વખતમાં લોકોમાં ધર્મનું બહુ જબરૂં ઝનૂન હતું. એ ઝનૂનમાં જ્યાં ત્યાં તેમના સુબાઓ બહુ ત્રાસ વર્તાવતા હતા. એ વખતે પંજાબમાં એક હિંદુ ભક્તને કાંઈ વાંકને બહાને ત્યાંના સુબાએ કહ્યું કે, એને ફાંસીએ ચઢાવી દો, ત્યારે લોકોએ બહુ કરગરીને એ સુબા પાસે અરજ કરી કે એ બહુ ભલો માણસ છે; એને જીવથી બચાવો ને બીજી ગમે તે શિક્ષા કરો. એવા ભક્ત માણસને મારી નાખવાથી લોકોમાં હાહાકાર થઇ જશે, માટે રહેમદિલથી તેને કાંઇ હલકી શિક્ષા કરો તો સારૂં. એ સાંભળીને સુબાએ પોતાની પાસેના કાજી સામું જોયું ત્યારે કાજીએ કહ્યું કે, એના ગુન્હાને માટે મોત સિવાય બીજી કોઈ પણ શિક્ષા નથી; પણ માત્ર એકજ ઉપાય છે અને તે એજ કે, જો તે મુસલમાન થાય તો તેની જીંદગી બચાવી શકાય. સુબાએ તે ભક્તને કહ્યું કે તું મુસલમાન થઇ જા. નહિ તો તને ફાંસીએ ચડાવી દઈશ. ત્યારે તે ભક્તે કહ્યું કે, તમારી મરજી પડે તેમ કરો. હું કાંઇ મોતથી ડરીને મારો ધર્મ છોડી દઈશ નહિ. બધા લોકોએ તેને બહુએ સમજાવ્યો; ને કહ્યું કે, નાહકનો કેમ મરી જાય છે? એ સુબો કાંઇ પોતાનો હુકમ ફેરવશે નહિ. મુસલમાન થવામાં તારૂં શું જાય છે? અંદરથી તારી મરજી પડે તે ધર્મ પાળજે, પણ મોઢે હમણાં તો હા પાડ. તે ભક્તે કહ્યું કે નહિ. એમ ન બને; એવી છેતરપિંડી કાંઈ પ્રભુ સાથે ચાલે નહિ.એમ ડરી જવાથી કાંઇ મોત છોડી દેવાનું છે કે? પાંચ દશ વરસ મોડાવહેલું પણ મરવું તો છેજ, ત્યારે આપણા પવિત્ર ધર્મને ખાતર હમણાંજ કાં ન મરૂં? એ પછી તેનાં બાઇડીછોકરાં તેની પાસે આવ્યાં અને કોઇ પણ રીતે તેનો જીવ બચે એવી આશાથી તેની પ્રેમીલી સ્રીએ ચોધારાં આંસુએ રડતે

રડતે કલ્પાંત કરીને, કાકલુદી કરીને કહ્યું કે, ભલે તું મુસલમાન થઇ જા, પણ તારો જીવ બચાવ. કાંઇ નહિ તો અમારે ખાતર પણ તું જીવતો રહે. ત્યારે તે ભક્તે કહ્યું કે, તમારે ખાતર હું બધું ત્યજી શકું છું.આખી દુનિયા હું તમારા નામ ઉપરથી કુરબાન કરી દઉં; પણ પ્રભુને ખાતર હું તમને પણ ત્યજી દઉં છું. મારી ભક્તિ છોડી દેવી પડે–મારા પ્રભુને છોડી દેવો પડે તે કરતાં મારાં બાઈડીછોકરાંને અને મારા દેહને છોડી દેવાનું હું પસંદ કરૂં છું. પહેલો પ્રભુ–પહેલો ધર્મ–પહેલો પોતાનો આત્મા અને તે પછી બીજું બધું.

અંતે તે ભક્તને એ જુલમી સુબાએ ફાંસીને લાકડે લટકાવી દીધો, પણ તેણે પોતાનો ધર્મ છોડયો નહિ.* ધર્મને માટે અસલ આપણા લોકોમાં આવી દઢતા હતી, તેથીજ હજારો આફતોની વચ્ચે પણ હજીસુધી આપણો ધર્મ ટકી શકયો છે; પણ હવે એ દઢતા તૂટતી જાય છે. હવે તો જરા વધારે પગારની નોકરી સારૂ, મલિન વસ્તુઓ ખાવાપીવા સારૂ, સાહેબોની ખુશામત સારૂ, મોજમજા માણવા સારૂ, ગોરી ગોરી બીબીઓ સારૂ ને કટકા રોટલા સારૂલોકો વટલી જાય છે એટલી બધી આપણા પવિત્ર ધર્મ ઉપરની આપણી શ્રદ્ધા ઢીલી થયેલી છે; અને જો એમજ ચાલશે તો અંતે શું પરિણામ આવશે એ વિચારતાં અમોને ત્રાસ લાગે છે. પ્રભુ ! એવી અધમ સ્થિતિમાંથી અમોને બચાવ, બચાવ અને અમારા ઉત્તમ આર્યધર્મ ઉપરનો અમારો વિશ્વાસ દઢ કરી ધર્મને ખાતર–પ્રભુને ખાતર કદિ અમારા ઉપર કષ્ટ આવી પડે તો તે સહન કરવાની અમોને શક્તિ આપ, કે જેથી તારાં મહાન નામ ઉપર અમે આખી દુનિયાને કુરબાન કરી શકીએ.

પદ

નારાયણનું નામજ લેતાં, વારે તેને ત્યજીએ રે;
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીએ રે. (ટેક)
કુળને ત્યજીએ કુટુંબને ત્યજીએ, ત્યજીએ મા ને બાપ રે;

* અસલના વખતમાં ધર્મને માટે પ્રાણ આપનારા આપણા દેશમાં હજારો ભક્ત થઇ ગએલા છે; પણ એ વખતે ઇતિહાસ લખી રાખવાની આપણા લોકોમાં રીતિ નહિ હોવાથી વિગતવાર, સાલવાર ને નામવાર દાખલાઓ મળતા નથી; તોપણ પંજાબમાં ગુરુમુખી ભાષામાં લખાએલાં શીખ લોકોમાં પુસ્તકોમાં એવા ઘણા દાખલાઓ મળી શકે છે.

ભગિની સુત દારાને ત્યજીએ, જેમ તજે કંચુકી સાપ રે. નારાયણ૦
પ્રથમ પિતા પ્રહ્‌લાદે ત્યજીયો, નવ ત્યજ્યું હરિનું નામ રે;
ભરત શત્રુધ્ને ત્યજી જનેતા, નવ ત્યજીયા શ્રીરામ રે. નારાયણ૦
ઋષિપત્નીએ શ્રીહરિને કાજે, ત્યજીયા નિજ ભરથાર રે;
તેમાં તેનું કાંઇ ન ગયું, પામી પદારથ ચાર રે. નારાયણ૦
વ્રજવનિતા વિઠ્ઠલને કાજે, સર્વ ત્યજીને ચાલી રે;
ભણે નરસૈયો વૃંદાવનમાં, મોહન સાથે મહાલી રે. નારાયણ૦

## ૨૯૨—જૂનાં પાપો અને કુટેવો છોડયા વિના ખરી ભક્તિ થઇ શકતી નથી.

આપણાં જૂનાં ઘર ઉપર જો આપણે નવું ઘર ચણાવવું હોય, તો પ્રથમ તે જૂનાં ઘરનો બધો સામાન ત્યાંથી કહાડી નાખવો પડે છે. એ જૂનો સામાન ત્યાંથી ખસેડયા વિના કાંઇ એજ જગ્યાએ નવું ઘર બાંધી શકાય નહિ. તેમજ આપણા અંતરમાં જે જૂના વખતનાં પાપો ભરાઈ ગએલાં છે અને જે બૂરી ટેવો પડી ગએલી છે તથા જે ખરાબ સોબતો લાગી છે, તે બધું બદલી નાખ્યા વિના કાંઇ ભક્તિનું નવું મકાન બની શકે નહિ. જૂનો સામાન કહાડી નાખવો, એટલું જ બસ નથી, પણ તેને બદલે બીજો નવો સામાન લાવવો જોઈએ. અંતરનાં પાપોને બદલે અંતરની પવિત્રતા, બૂરી ટેવોને બદલે સદ્‌ગુણો અને ખરાબ સોબતોને બદલે સત્સંગ તથા હરિજનોની સેવા, એ વસ્તુઓ હૃદયમાં ને મગજમાં આવવી જોઈએ. જો એ નવી વસ્તુઓ આવે તોજ આપણા હૃદયમાં ભક્તિ માતાનું નવું મંદિર બની શકે અને તોજ તેમાં પ્રભુ આવી શકે. માટે ભાઈઓ! જો સમર્થ પ્રભુને તમારા અંતરમાં આણવો હોય તો અસલના જૂના કચરાને દૂર કરો; અને તેને બદલે ભક્તિના મંદિરમાં પરમાર્થના પથ્થર, સત્સંગનો ચુનો, દયાના દરવાજા અને પ્રાર્થનાના અવાજોના ઘંટ રાખો, એટલે પ્રભુ આપોઆપ પોતાની મેળેજ એ મંદિરમાં પધારશે.

## ૨૯૩—પ્રભુને ખાતર સાધુઓને અને ભક્તોને તેમની યોગ્યતા પ્રમાણે માન આપો.

સર્વ સાધુઓ અને ભક્તો માન આપવાલાયક છે; કારણ કે તેઓએ પોતાની શક્તિ પ્રમાણે પ્રભુને ખાતર આપણા કરતાં પોતાની ઈચ્છાઓનો અને વ્યાવહારિક સુખોનો કાંઇક વધારે ભોગ

આપેલો છે; એટલુંજ નહિ પણ તેઓ પ્રભુના રસ્તામાં આપણા કરતાં ઘણા વધારે આગળ વધી ગયેલા હોય છે, માટે તેઓ માન આપવાને યોગ્ય છે. જો કે સૌ સાધુઓ માનને પાત્ર છે, તોપણ તેઓના ગુણ પ્રમાણે અને તેઓની ભક્તિ પ્રમાણે, તેઓના ત્યાગ પ્રમાણે, તેઓના જ્ઞાન પ્રમાણે અને તેઓની ઉંમર પ્રમાણે તેઓ ચડતા ઉતરતા માનને લાયક છે. જો કે એ બધા રાજાની છાપવાળા સિક્કાના જેવા છે, પણ એ સાચી છાપ છતાં પણ તે દરેક જાતના સિક્કાની કિંમતમાં ફેર હોય છે. જેમ કે મહોરની કિંમત વધારે હોય છે, રૂપિયાની કિંમત તેથી ઓછી હોય છે, પૈસાની કિંમત તેથી ઓછી હોય છે અને પાઇની કિંમત એ કરતાં પણ ઓછી હોય છે અને તોપણ તે દરેક સિક્કા ઉપર મહારાજાની છાપ હોય છે; તેમજ બધા સાધુઓને માટે રાજાઓના મહારાજા પ્રભુની છાપ છે અને તોપણ તેમના ગુણદોષ પ્રમાણે તેઓ વધતા ઓછા માનને પાત્ર છે.

જો કે સાચાં મોતી બધાં મોતીજ છે, તોપણ જેમ પાણીદાર મોટાં મોતીની કિંમત વધારે હોય છે અને નાનાં મોતીની કિંમત ઓછી હોય છે; તેમજ સાધુઓ તે બધા સાધુઓ છે, પણ જ્ઞાનમાં, ભક્તિમાં, અનુભવમાં અને ધર્મ પાળવામાં જેઓ મોટા હોય તેઓ વધારે માન આપવાને યોગ્ય છે. એવા ભલા સાધુઓને અને ભકતોને માન આપવું તે પ્રભુને માન આપવા બરાબર છે; કારણ કે તેઓ પોતાના આત્માનું અને જગતનું કલ્યાણ કરનારા છે તથા પ્રભુના હુકમો પાળનારા છે; માટે તેઓ આપણા કરતાં અને બીજી કોઇ પણ વસ્તુ કરતાં પ્રભુને વધારે વહાલા છે. પ્રભુને તેઓ કેટલા બધા વહાલા છે, તે પ્રભુએ પોતેજ કહેલું છે કેઃ—

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥
(ગીતા૦ અ૦ ૪ શ્લો૦ ૮)

અર્થઃ—સાધુઓનું રક્ષણ કરવા માટે પાપીઓનો નાશ કરવા માટે અને ધર્મને રૂડી રીતે વધારવા માટે હું યુગે યુગે અવતાર ધરૂં છું.

ભાઇઓ ! સાંભળજો. આ પ્રભુનાં વચનો ખાસ યાદ રાખવા જેવાં છે. સાધુઓ—ભકતો—હરિજનો—સત્પુરુષો કે જેઓને માટે

પ્રભુ પોતે ખાસ અવતાર લે છે, તેવા ભાગ્યશાળી સજ્જનોને આપણે કેટલું બધું માન આપવું જોઇએ ? અને તેમની કેટલી બધી સેવા કરવી જોઇએ ? એનો વિચાર તો કરો ! યાદ રાખજો કે જ્યારે ઋષિ- મુનિઓનું ને બ્રાહ્મણોનું એટલે કે વિદ્વાનોનું માન હતું અને જ્યારે તેઓને ખાવાપીવાની પંચાતી પડતી નહોતી ત્યારેજ હિંદુસ્થાનમાં સત્યધર્મ હતો અને ત્યારેજ હિંદુસ્થાન આબાદ હતું; અને આજે યૂરોપ અમેરિકાનાં રાજ્યો આબાદ છે તેનાં મૂળ કારણોમાં સત્પુરુષોનું સન્માન, તેમને મળતું ઉત્તેજન અને પોતાનોધર્મ ફેલાવવા માટે રાજ્યો તરફથી પાદરીઓને મળતી મોટીમદદ એ પણ મુખ્ય છે. માટે ભાઇઓ ! સાધુઓનો તિરસ્કાર ન કરો, તેમને ભિખ માગતા લંગોટિયા ન કહો; તેઓને મફતનું ખાનારને મસીદે સુનાર જેવાન સમજો;પણ તેઓને આપણા ધર્મના થાંભલા સમજી, તેઓને સુધારવાની મહેનત કરો; અને તમારી લાયકાત પ્રમાણે તેઓને પ્રભુને ખાતર માન આપતાં શીખો.

પદ

પ્રાણ થકી મને વૈષ્ણવ વહાલા, અહરનિશ એને ગાઉં રે;
તપ તીરથ વૈકુંઠ ત્યજીને, વૈષ્ણવ હોય ત્યાં જાઉં રે. (ટેક)
અમરીષ મુજને અતિશય વહાલો, દુર્વાસાએ માનભંગ કીધો રે;
જગત ભગતની રક્ષા કરવા, અવતાર દશ વાર લીધો રે. પ્રાણ૦
બેઠા ગાય ત્યાં ઉભો સાંભળું, ઉભા ગાય ત્યાં નચું રે;
વૈષ્ણવથી ક્ષણું નહિ હું અળગો, ભણે નરસૈયો સાચું રે. પ્રાણ૦

## ૨૯૪—નકશામાં વિલાયત જોવાથી કાંઈ વિલાયતનો અનુભવ થાય નહિ, તેમજ માત્ર શાસ્ત્ર વાંચી ગયાથી ધર્મના નિયમો પાળ્યા વિના કાંઇ ઉદ્ધાર થાય નહિ.

નિશાળોમાં નાના છોકરાઓ જ્યારે નકશો શીખે છે ત્યારે મહેતાજી પૂછે છે કે, અમદાવાદ બતાવ, ગંગા નદી બતાવ, કલકત્તા દેખાડ, ઇરાનની હદ બતાવ, લંડન બતાવ, કાબૂલ બતાવ, સહેરાનું રણ બતાવ," ચીનની દીવાલ બતાવ, પારીસ કયાં આવ્યું ? તુર્કીની રાજધાનીનું શહેર કયું ? હિમાલયનું ઉંચામાં ઉંચું શિખર બતાવ. નાનો છોકરો ઝટ ઝટ પોતાની આંગળીવડે એ બધું તુરતાતુરત બતાવતો જાય છે, પણ એ છોકરાને એમ

પૂછયું હોય કે તારા મામાનું ગામ કયાં આવ્યું ? તો એ તેને ખબર હોતી નથી. તેને એમ પૂછયું હોય કે તારા માસ્તરનું ઘર કયાં છે ? તો એ પણ તેને ખબર હોતી નથી. તેને એમ પૂછયું હોય કે સિકંદર કયાં મરી ગયો?તોતે ઠેકાણું નકશામાં બતાવેછે;પણજો તેને એમ પૂછયું હોય કે તારો દાદો કયાં મરી ગયો ? તો એ તેને ખબર હોતી નથી. જો તેને એમ પૂછયું હોય કે અકબરનો જન્મ કયાં થયો ? તો તે બતાવશે; પણ જો તેને એમ પૂછયું હોય કે તારા બાપનો જન્મ કયાં થયો ? તો એ તેને ખબર હોતી નથી. જો તેને એમ પૂછયું હોય કે નૂરજહાંનું લગ્ન કયારે થયું ? તો તે બરાબર સાલ કહી આપે છે, પણ જો તેને એમ પૂછયું હોય કે તારી માનું લગ્ન કયી સાલમાં થયું ? તો એ તેને ખબર હોતી નથી. તેમજ પેટને ખાતર શાસ્ત્ર ભણનારાઓ પણ છોકરાઓ નકશો બતાવે તેમ બધી વાતો કરી જાય છે, પણ તેમાંનું રહસ્ય તો કોઈ ભાગ્યશાળી સજ્જનજ લઈ શકે છે અને એ પ્રમાણેનાં આચરણ તો કોઈ વિરલા મહાત્માઓજ રાખી શકે છે.

છોકરાઓ નકશામાં જેમ ઝટ લઈને ઈરાનની હદ બતાવી દે છે, પણ ખરા ઇરાનની હદ જેમ એ છોકરાએ જોએલી નથી, તેમ પોથીમાંથી શાસ્ત્રીઓ જીંદગીનો હેતુ કહી જાય છે, પણ તેઓ પોતે જીંદગીનો ખરો હેતુ સમજેલા હોતા નથી. જેમ છોકરાઓ પોતાની હુશિયારી બતાવવા માટે ઝટ આંગળી મૂકીને સહરાનું મોટું ઉજડ રણ બતાવી દે છે, તેમ પૌરાણિક બાવાઓ જગતની ઉત્પત્તિ અને નાશની મોટી મોટી વાતો કર્યા કરે છે, પણ તેઓ પોતે જગતની ઉત્પત્તિ અને લયનો ભેદ સમજેલા હોતા નથી. છોકરાઓ નકશામાં ઝટ લઇને ચીનની દીવાલ બતાવી દે છે, પણ ખરી દીવાલ તેઓએ કદિ પણ જોઇ નથી; તેમજ ભટજી મહારાજો આપણને માયાનું મિથ્યાપણું સમજાવે છે, પણ તેઓએ જરા પણ માયાનું મિથ્યાપણું અનુભવેલું હોતું નથી. છોકરાઓ નકશામાં જેમ જાપાનના જ્વાળામુખી પહાડ બતાવે છે, પણ એ પહાડો જેમ તેણે જોએલા નથી; તેમજ શાસ્ત્ર વાંચી ગએલા પંડિતો જીવનું સ્વરૂપ બતાવે છે પણ તેઓ પોતે જીવનું સત્ય સ્વરૂપ સમજેલા હોતા નથી; અને જેમ છોકરાઓ એકજ આંગળીવડે એકજ સેકંડમાં હિમાલયનું ઉંચામાં ઉંચું શિખર બતાવી દે છે, પણ એ શિખર જેમ આજ દિવસસુધી કોઈએ જોએલું નથી, તેમ-

જ કથા વાંચનારાઓ પ્રભુનાં સ્વરૂપની વાતો કરી જાય છે, પણ તેઓ કદિ પણ એ સ્વરૂપ સમજેલા હોતા નથી; કારણ કે કહી જવું એ કાંઇક જૂદીજ વસ્તુ છે અને સમજવું એ કાંઇક જૂદીજ વસ્તુ છે. વાતો કરવામાં ને અનુભવ લેવામાં તો જમીનઆસમાનનો ફેર છે; એવા અનુભવી તો ભાગ્યશાળી ભકતોજ છે, અને પ્રભુના નામની લેહ લાગ્યા વિનાના પંડિતો તો નાનાં બાળકોની પેઠે નકશો જોવામાંજ રહી જાય છે.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે શાસ્ત્રો જાણવાં નકામાં છે; પણ કહેવાનો હેતુ એજ છે કે, માત્ર પેટ ભરવા સારૂ, વાતો કરવા સારૂ, મોટાઇ મેળવવા સારૂ કે વિવાદ કરવા સારૂ શાસ્ત્રો વાંચી જવાથીજ કાંઇ વળવાનું નથી, પણ વાંચેલું હૃદયમાં ધારણ કરવું જોઇએ અને તે જીંદગીમાં પ્રત્યક્ષ રીતે અનુભવવું જોઇએ. તેજ તે કામનું છે; પણ તે ભક્તિથી–પ્રભુપ્રેમથી થઇ શકે છે, માટે જેમ બને તેમ પ્રભુ ઉપરનો પ્રેમ વધે તેમ કરો. પ્રભુપ્રેમને માટેજ શાસ્ત્રો છે, તે સારૂજ આપણી જીંદગી છે, તે સારૂજ આ દુનિયા છે અને તેમાંજ–પ્રભુપ્રેમમાંજ મોક્ષ છે; માટે ભાઇઓ! નકશામાં વિલાયત જોવાના જેવુંજ નહિ રહી જતાં ધર્મનાં રહસ્યો કાંઇક અનુભવમાં આવે અને પ્રભુ ઉપરનો પ્રેમ વધે તેમ કરો, પ્રભુ ઉપરનો પ્રેમ વધે તેમ કરો, પ્રભુ ઉપરનો પ્રેમ વધે તેમ કરો.

પદ–કાલિંગડો

સુમરન બિન સુખ નહિ પાવેગા, નહિ પાવેગા નહિ પાવેગા. (ટેક)
ભવસાગરમેં ભટક મરેગો, જો ગુરુ વાકય વિસારેગા. સુમરન
ભક્તિ જ્ઞાન બિના શઠ તોકું, જમડા સુખ મહી આવેગા. સુમરન
કુંભિપાક આદિ નરકનમેં, યમ કિંકર લે જાવેગા. સુમરન
અજપા જાપ નાવ ભવજલતેં, પલમાંહી પાર પહોંચાવેગા. સુમરન
ભાવ ધરી ભજ નિર્ગુણ ચૈતન્ય, ફેર જન્મ નહિ આવેગા. સુમરન
વિમલ વિશદ નિત શ્રીસદ્ગુરુકા, દેવકૃષ્ણ યશ ગાવેગા. સુમરન

---

## ૨૯૫–ભાકતની ટેકરી ને માયાનો બગિચો.

કોઈ સાધુ એક ઉંચી ટેકરી ઉપર નાની ઝુંપડીમાં બેઠો બેઠો પ્રભુનું ભજન કરતો હતો. ત્યાં મોજશોખની કોઇ વસ્તુઓ મળતી નહોતી.જવું આવવું પણ કઠણ હતું.પાણીનો ઝરો પણ દૂર હતો. જરા જરા ટાઢ પણ પડતી હતી અને ખાવાના પણ કોઈ દિવસ ફાકા પડતા હતા. એ ટેકરીની નીચેની ખીણમાં એક સુંદર બગિચો હતો.

તે બગિચામાં મોજશોખ કરવાનાં ભભકાદાર મકાનો હતાં અને ત્યાં દરેક ચીજની સગવડતા હતી. બહુ લોકો એ બગિચામાં મોજ-મઝા કરી રહ્યાં હતાં. ટેકરીવાળા સાધુનો એક ચેલો ઉપરથી આ બધી ધામધૂમ જોયા કરતો હતો. તેથી તે લલચાઈ જતો અને મોજશોખ ભોગવવા તેનું મન થઈ જતું, તેથી કોઇ કોઈ વખત પોતાના ગુરુને કહેતો કેઃ—

મહારાજ ! નીચે બગિચામાં ચાલોને ! મઝા તો ત્યાં છે, અહીં તો ધૂણી સારૂ પૂરાં લાકડાં પણ મળતાં નથી; હું તો ટાઢે ઠરી જાઉં છું. ત્યાં ખાવાપીવાની કેવી મઝા છે ! આપ જુઓ તો ખરા કે ટેકરી ઉપરથી જતાંઆવતાં જરાક આમ કે આમ થઈએ તો ઘડીકમાં બાર વાગી જાય, પણ એ બગિચામાં કાંઇ ફિકર છે ! એવું સુખ મૂકીને તમે અહીં ઉજ્જડમાં તે શું કરવા બેઠા છો ? ત્યારે ગુરુ મહારાજે કહ્યું કે,'બેટા ! ઇધર હી અચ્છા હૈ. થોડે દિન-મેં ઉનકી મજે દેખ લેના.'

ગુરુજીની વાત સાચી પડી. થોડાજ વખતમાં ચોમાસું આવ્યું. બહુ વરસાદ થયો, નદીમાં મોટું પૂર આવ્યું અને તે પૂરમાં તે બગિચો, બગિચાની અંદરના બંગલા અને બંગલાની અંદરના મોજ કરનારાઓ બધા તે પૂરમાં [illegible]; પણ ગુરુજીની ભક્તિની ટેકરી ઉપર કંઈ પૂરનાં પાણી [illegible] નંડાતું. તે તો ખડાખાગડા જેવા ને [illegible] મહેલાત રહ્યા [illegible] પછી તે ગુરુ-જીએ ચેલાને પૂછ્યું કે, 'કહુ બેટા ? મોજ મારનેકું નીચે જાના હૈ ?' ચેલાએ બંને હાથ જોડીને કહ્યું કે, 'નહિ મહારાજ ! મારી ભૂલ થઈ'

ભાઇઓ ! પાપીઓની મોજમજા તે નદીકિનારાના બગિચા જેવી—ત્રડીકમાં નાશ પામે તેવી છે, માટે એથી લોભાઈ જઇને ભક્તિની સલામત ટે[illegible]ી પ્યારી ટેકરીને છોડી દેશો માં, છોડી દેશો માં.

## ૨૯૬—ગામમાં રાજા આવવાનો હોય તો કેટલી બધી સફાઇ રાખવી પડે છે ? ત્યારે પ્રભુને હૃદયમાં લાવવા માટે કેટલું બધું પવિત્ર થવું જોઇએ ! એ વિચાર તો કરો.

કલકત્તાનો ગવર્નર જનરલ આવવાનો હતો, તેથી મુંબાઈમાં

શહેરસુધારાની મોટી ધામધૂમ ચાલી રહી હતી. રસ્તાઓ સાફ થતા હતા, મકાનો ઉપર રંગ અને વારનીસ લાગી રહ્યાં હતાં, રસ્તાઓ ઉપર લોકો વાવટા અને તોરણો બાંધતા હતા, કોઈ કાગળનાં ફૂલો ગોઠવતા હતા, કોઈ પોતાની દુકાન પાસે જરીના તાકાઓ લટકાવતા હતા, કોઇ ધજાપતાકા ફરકાવતા હતા, કોઇ સોનેરી રૂપેરી મોટા અક્ષરે " ભલે પધારો નામદાર વોઈસરાય સાહેબ " એમ લખતા હતા, કોઈ સુશોભિત કાગળોની ભભકાદાર કમાનો બનાવતા હતા, કોઇ ફૂલપાનનાં રોનકદાર આરકાંઓ ગોઠવતા હતા; અને કેટલાક ઝવેરીઓએ તો પોતાનાં ઘર પાસે મોતીઓની સેરો લટકાવી દીધી હતી. બંદર ઉપર લોકોનાં ટોળેટોળાં મળતાં હતાં અને રસ્તાની બેઉ બાજુએ ભારે દબદબાથી લશ્કર ગોઠવાઈ ગયું હતું; તથા વોઈસરાય સાહેબના માનમાં તોપોના બહાર થઈ રહ્યા હતા.

મુંબઇમાં જ્યારે આવી ધામધૂમ ચાલી રહી હતી, ત્યારે કાઠિયાવાડથી એક ભક્ત મુંબઇમાં આવેલા હતા. તે ભક્ત કોઈની ભલામણથી મુંબાઈના એક સુધરેલા શેઠિયાને ત્યાં ઉતરેલા હતા. એ શેઠિયો અર્ધો વટલેલા જેવો હતો, તેથી તેને ભક્તની રીતભાત પસંદ પડતી નહોતી, એટલે વાતવાતમાં તે ભક્તની ચેષ્ટા કર્યા કરતો હતો. ભક્ત દિવસમાં બે ત્રણ વખત નહાય, બહુ માળા–કંઠી રાખે, બહુ તિલકછાપા કરે, બહુ વ્રત–ઉપવાસ કરે, બહુ ધર્મની વાતો કર્યા કરે, બીજા ભક્તોમાં ભળ્યા કરે અને પોતાની સેવા–પૂજામાં બહુ વખત ગાળે, તે પેલા શેઠિયાને પસંદ પડતું નહિ. તેથી તે કહેતો કે, 'ભક્ત! તમે ભક્ત થયા પણ હજુ ઢોંગ ન મૂકયા. આ બધા ઢોંગ માંડયા છે, એમાં કાંઇ નહિ વળે. પ્રભુ તો અંતરમાં જોઇએ. આ બહારના વગવા શું કામના'? આમ વાત ચાલે છે એટલામાં તોપ ફુટી. તોપનો અવાજ સાંભળીને શેઠે કહ્યું કે, 'ભક્ત ! ચાલો ચાલો, જલદી કરો આજની ધામધૂમ જોવા જેવી છે.' ભક્તે પૂછયું કે શું છે ? શેઠે કહ્યું કે, 'અરે ભલા માણસ ! એટલી પણ ખબર નથી ? આજે વિલાયતથી કલકત્તાના ગવર્નર સાહેબ આવે છે. ભકતે કહ્યું કે, ગવર્નર આવે તેમાં શું થયું ? એમાં આટલી બધી ધામધૂમ શેની ? શેઠે કહ્યું કે, એ કાંઈ સવાલ છે ? ગવર્નર આવે તેમાં શું થયું ? તમે ભગતડાઓ તે દુનિયાદારીમાં કાંઇ સમજો છો કે નહિજ ? એવો મોટો હાકેમ

આવે તેને માન ન આપવું જોઇએ ? જો એને એના દરજ્જા પ્રમાણે માન ન આપીએ તો પછી રાજ તરફની આપણી વફાદારી કેવી રીતે બતાવી શકાય ?' ભકતે કહ્યું કે, 'પણ એવી વફાદારી બતાવવાની જરૂર શું?' આ સાંભળીને તે શેઠ ચીડાઈ ગયો. તેણે કહ્યું કે, 'ભગત ! તમે સાવ ઢોર જેવા છો. રાજ્ય તરફ વફાદારી બતાવવાની જરૂર શું એમ તમે કહો છો ? એમ કહેનારને તો સુસ્કેટાટ બાંધીને ખુબ ફટકાવવા જોઇએ. જેના રાજ્યમાં આપણે સુખથી રહીએ, જે આપણું રૂડી રીતે રક્ષણ કરે, જે આપણને નવા નવા હક્કો આપે, જે આપણને ચોરોથી, લૂંટારાઓથી ને પરદેશી લોકોના હુમલાઓથી બચાવે, જે આપણે માટે રસ્તાઓ, પૂલો, દવાખાનાંઓ ને નિશાળો વગેરે બંધાવે, જે આપણા ધંધા-રોજગારોને, ખેતીવાડીને તથા વેપારને ખીલવે, દુકાળ, રેલ, આગ વગેરે આફતોને વખતે જે આપણને મદદ કરે અને જે આપણા ધર્મનું રક્ષણ કરે, તે રાજની તરફ વફાદાર ન રહે અને તેના ભલા હાકેમોને માન ન આપે, એના જેવો નિમકહરામ બીજો કોણ ?'

ભકતે કહ્યું કે, 'શેઠ ! તમારી બધી વાત ખરી છે, પણ એ ઉપરથી તો સૌથી વધારે નિમકહરામ તમે લાગો છો.' શેઠે કહ્યું કે, 'તમારૂં ભેજું જરા ચસ્કેલું લાગે છે. હું કેવી રીતે નિમકહરામ છું?' ભકતે કહ્યું કે, ગવર્નરો અને ગવર્નરોના રાજાના રાજાઓ પણ જેના ચરણમાં હજારો હજારોવાર માથું ઝુકાવી રહ્યા છે, જેના હુકમથી સૂરજ ઝળકી રહ્યો છે, જેના હુકમથી દરિયામાં ભરતી-ઓટ થયા કરે છે, જેના હુકમથી તારાઓ ફર્યા કરે છે, જેના હુકમથી વરસાદ વરસ્યા કરે છે, જેના હુકમથી ઝાડો ફળો આપે છે, જેના હુકમથી તમે તથા આખી દુનિયા અને અનંત બ્રહ્માંડો પેદા થયાં છે, તે સર્વશકિતમાન પ્રભુ તરફ તમે બેદરકારી રાખો છો, માટે તમે સર્વ નિમકહરામો કરતાં પણ વધારે નિમકહરામ છો; કારણ કે બીજા નિમકહરામો તો દુનિયાંની તરફ નિમકહરામ હોય છે, પણ તમો તો ખુદ પ્રભુની તરફ નિમકહરામ છો. હવે તમે વિચાર કરો કે, એક હાકેમ આવવાનો હોય તેને માટે પણ જ્યારે આટલી બધી ધામધૂમ કરવી પડે છે, ત્યારે અનંત બ્રહ્માંડના નાથને આપણા હૃદયમાં લાવવા માટે કાંઇ તૈયારી ન જોઇએ કે?'

ભાઈઓ ! ભકિતનાં બહારનાં ચિન્હ તે પ્રભુ તરફની વફાદા-

રીની નિશાનીઓ છે અને પ્રભુને અંતરમાં લાવવાની તે તૈયારીઓ છે; માટે જો પૂર્ણ પ્રેમથી મહાન પ્રભુને અંતરમાં લાવવો હોય તો શરૂઆતમાં ભક્તિનાં બહારનાં ચિન્હોની પણ કેટલેક દરજ્જે જરૂર છે.

## ૨૯૭–ભક્તિનાં બે અંગ–એક પ્રભુ તરફની ફરજ અને બીજી દુનિયા તરફની ફરજ.

પ્રભુએ ભક્તિનાં બે અંગ કહેલાં છે:–એક પ્રભુ તરફની ફરજ અને બીજી દુનિયા તરફની ફરજ. પ્રભુ તરફની ફરજો બજાવવામાં આપણા દેશના ભક્તો બહુ ધ્યાન આપે છે, પણ દુનિયા તરફની ફરજ બજાવવામાં તેઓ બહુજ બેદરકાર હોય છે, તેથી તેઓની ભક્તિ એકઅંગી અને અધુરી રહે છે. આપણા દેશના લોકોનું વલણ ખાસ નિવૃત્તિ તરફ વધારે હોવાથી, પ્રભુ તરફની ફરજ બજાવવી આપણને સહેલી લાગે છે; કારણ કે એમાં પોતાના સ્વાર્થનો–અહંકારનો ભોગ આપવાનું બહુ થોડું છે. એ તો અકકલની ઉજેણી અને બુદ્ધિના વિલાસો છે; પણ દુનિયા તરફની ફરજ બજાવવામાં એટલે કે ભલાં કામો કરવામાં અને લોકો સાથે ભલાઈ રાખવામાં તો બહુ મહેનત પડે છે. માટે એ અંગ આપણા લોકોએ હાલમાં જાણે છોડીજ દીધેલું હોય એવું થઈ પડેલું છે.

પ્રભુ તરફની ફરજ બજાવનારા દુનિયા તરફની ફરજ કેવી રીતે નથી બજાવતા તે માટે અમે જોએલું છે કે, ઘણા ભક્તો આખો દિવસ ભગવત્સેવામાં રોકાએલા રહે છે, પણ તેઓ પોતાની પાસે મોટી સમૃદ્ધિ છતાં પણ ગરીબોને મદદ કરતા નથી. અમે જોએલું છે કે, જેઓ હરિકથા વાંચવામાંજ પોતાની જીંદગી ગાળનારા છે, તેઓ પણ પોતાને ઘેર મોટાં મોટાં મકાનો છતાં પણ ઘડીક વાર પણ મુસાફરોને ઉતારો આપતા નથી. અમે એવા ઘણા જણાઓને ઓળખીએ છીએ કે જેઓએ પ્રભુને અર્થે ઘરબાર ત્યજેલાં છે, બાઈડીછોકરાં ત્યજેલાં છે, ઘણા પ્રકારનાં સુખો ત્યજેલાં છે અને પ્રભુના નામનો જપ કરવામાંજ પોતાનો ઘણો વખત ગાળે છે; પણ તેઓ બીજાઓની નજીવી ભૂલો પણ માફ કરી શકતા નથી અને સહેજ વાતમાં ગુસ્સે થઈ જાય છે, જેઓ યોગવિદ્યાનો અભ્યાસ કરવામાં પોતાનો ઘણો વખત રોકે છે, તેઓનો પણ અમે

અનુભવ લીધો છે અને તેમાં પણ એમજ જણાયું છે કે,માણસ-જાતને મદદગાર થવાની બાબતમાં તેઓ ઢીલા છે અને જેઓનો બહારનો ત્યાગ બહુ મોટો છે, તેઓ પણ દુનિયા તરફની ફરજ-માં ઓછું ધ્યાન આપવાથી અંદરથી પક્ષપાતી રહી ગયેલા હોય છે. આમ થવાનું કારણ એજ છે કે, આપણા ભક્તો પ્રભુ તરફની ફરજોનું અંગ સંભાળે છે, પણ દુનિયા તરફની ફરજનું અંગ સંભાળતા નથી. તેઓ તો એમજ કહે છે કે, દુનિયા જૂઠી છે. દુનિયાની અમોને શું પરવા છે ? જનસમાજની સેવા કરવાના કામને તેઓ દુનિયાદારીમાં પડવું રહેવું સમજે છે. માણસો તરફ-ની ભલાઇને તેઓ ખુશામત સમજે છે અને પોતે ફક્કડ થઇને ફરવું તથા ગમે તેમ બેઅદબથી વર્તવું, એને તેઓ ભક્તિની ખુમારી કહે છે ! અને એવી ખુમારી મેળવવા સારૂ એટલે કે પો-તાના ભાઇઓ તરફ ધિક્કારની નજરે જોવાનું શીખવા સારૂ તેઓ ગાંજા, ચડસની મદદ લે છે. પ્રભુ ! પ્રભુ ! દયા કર ! દયા કર.

આવી રીતે ભક્તિનું એક અંગ સંભાળવાથી અને બીજું અંગ તોડી પાડવાથી તેઓ અર્ધાંગ વાયુથી ઝલાઇ ગયેલા રોગી-ના જેવા થઇ પડે છે; એટલે તેઓનું ગાડું એક પૈડા જેવું અને તેઓનું વિમાન એક પાંખવાળું થઇ પડે છે. એથી તેઓ જ્યાંના ત્યાંજ પડયા રહે છે અને તેઓની મહેનતના પ્રમાણમાં તેઓ ફળ મેળવી શકતા નથી. જેમ આપણા ધર્મમાં એકઅંગી ભક્તિ બની ગઇ છે, તેમ આપણા વ્યવહારમાં પણ તેવુંજ છે. પુરુષો બુદ્ધિ-બળમાં આગળ વધતા જાય છે, પણ સ્ત્રીકેળવણીમાં મીંડું છે. તેથી આપણું સંસારસુખ પણ "ઠંઠે ગયાં ગાડાં જેવું" અને "આઠ ઉંઠે એટલા" જેવું છે; કારણ કે જેનું અર્ધું અંગ ખોટું પડી ગએલું છે, એવા રોગી ખરૂં સુખ કેમ ભોગવી શકે ? આવું હોવાથીજ આપણે સંસારસુધારો કરી શકતા નથી અને આવું અર્ધાંગવાયુનું દરદ આપણને લાગેલું હોવાથીજ હાલના વ-ખતમાં આપણી ભક્તિ બહુ ફળદાયક થઇ શકતી નથી. અસલના ભક્તોની ભક્તિમાં બહુ ચમત્કારો બની ગયા છે, તેનું કારણ એજ છે કે, તેઓની ભક્તિ બંને અંગમાં સંપૂર્ણ હતી; માટે જ્યાં-સુધી આપણે ભક્તિની સાથે પરમાર્થને જોડીએ નહિ અને દુનિયા તરફ પ્રેમભાવથી તથા ભલાઇથી વર્તવું શીખીએ નહિ, ત્યાંસુધી યાદ રાખજો કે આપણી ભક્તિ અધુરી છે, અધુરીજ છે અને

એવી અધુરી ભક્તિમાંજ ન રહી જવાય એ સંભાળજો.

## ૨૯૮–બે પાંખવિના પંખી ઉડી શકે નહિ, તેમજ એકઅંગી ભક્તિથી કાંઇ ઉદ્ધાર થાય નહિ.

આપણે ઓચ્છવ સમયે વારેવારે અને ઝટપટ દર્શન કરવા દોડીએ છીએ; કારણ કે ત્યાં કાંઇક જોવાજેવી રચના હોય છે, ફૂલના હિંડોળા હોય છે, કાચનાં પારણાં હોય છે, કુંજનો ઠઠેરો હોય છે, રંગ ઉડતા હોય છે, દીપમાળા ભરેલી હોય છે, મહાપૂજા ચડાવેલી હોય છે અથવા હોમહવન થતા હોય છે. એ બધું જોવું આપણને બહુ ગમે છે. વળી ત્યાં આપણા દોસ્તો અને ઓળખાણવાળાઓ આવેલા હોય છે, તેમને આપણું મોહું બતાવવામાં અને તેમનાં મોઢાં જોવામાં આપણને કાંઇ ખાસ આનંદ આવે છે; એટલે એવે વખતે દર્શન કરવા ઝટઝટ દોડીએ છીએ; પણ આપણું કોઇ સગુંવહાલું મરી જાય, ત્યારે આપણે પોતેજ રોવા કૂટવાનું અટકાવી શકતા નથી. જેમ દર્શન કરવાં એ પ્રભુ તરફની ફરજ છે, તેમ મોહ ઓછો રાખવો અને બહુ હરખશોકને આધીન ન થવું, એ દુનિયા તરફની ફરજ છે. હવે તમે જુઓ કે, પહેલી ફરજ આપણે કાંઈક અંશે બજાવીએ છીએ પણ બીજી ફરજમાં બિલકુલ પાછળ પડીએ છીએ.

કોઇ કોઈ વખત આપણે કથા સાંભળવા જઈ શકીએ છીએ; કારણ કે ત્યાં મઝાનું સાંભળવાનું મળે છે, એટલે ગમ્મતમાં વખત જાય છે. જેમકે ગોપીઓની રાસલીલા, રુકિમણી હરણ, રામરાવણનું યુદ્ધ, પાર્વતી સાથે શિવનાં લગ્ન, દ્રૌપદીનાં ચીરહરણ, હરિશ્ચંદ્રની કથા, પાંડવોનો વનવાસ અને શબરીનાં એઠાં બોરની વાતો સાંભળવી આપણને બહુ ગમે છે; એટલુંજ નહિ પણ શ્રીકૃષ્ણની મધુરી મોરલીના નાદને અને ગોપીગીતને વ્યાસ એવી સરસ રીતે વર્ણવે છે કે વ્યાસનાં લટકાંમટકાં જોવા તથા તેની ચટકદાર વાણી સાંભળવા માટે પણ આપણને કથામાં જવાનું મન થઇ જાય છે, તેથી આપણે જ્યારે ત્યારે કથા સાંભળવા જઈએ છીએ; પણ કોઈએ આપણું અપમાન કર્યું હોય, અથવા નુકશાન કર્યું હોય તો તેને આપણે શુદ્ધ અંતઃકરણથી પ્રભુને ખાતર માફી આપી શકતા નથી. હવે જુઓ કે, ધર્મની કથા સાંભળવી એ પ્રભુ તરફની ફરજ છે અને બીજાઓએ આપણા જે વાંક કર્યા હોય તે

સર્વે માફ કરવા એ દુનિયા તરફની ફરજ છે; પણ તે બંને ફરજ સરખીરીતે બજાવવાની આપણે મહેનત કરતા નથી, તેથી આપણી ભક્તિ અધુરી રહી જાય છે.

હોમ-હવન, સંધ્યા-ગાયત્રી કે માળા ફેરવવાનું આપણામાંથી કોઈ કોઈ જરા તરા કરી શકે છે; પણ પાડોશી સાથે નજીવી બાબતમાં કજીયો થાય ત્યારે, અથવા પોતાના નોકરોની કે છોકરાંની કાંઇ સહેજ ભૂલ થઇ હોય ત્યારે, તેઓ પોતાનો મીજાજ કાબુમાં રાખી શકતા નથી. સંધ્યા-ગાયત્રી કે માળા ફેરવવી એ પ્રભુ તરફની ફરજ છે અને માણસજાતની ભૂલો તરફ ઉદારદ્રષ્ટિ ક્ષમાની નજરે જોવું તથા એવી બાબતો જતી કરવી, એ દુનિયા તરફની ફરજ છે. પહેલી ફરજ પાળવાનું કોઇ કોઇ સજ્જનોથી બને છે, પણ બીજી ફરજ બજાવવાનું સારા સારા સાધુઓથી પણ બનતું નથી, એટલી બધી આપણી ભક્તિ એકઅંગી થઇ ગએલી છે.

રેલવે, આગબોટ, વગેરેની સગવડતાથી, મુસાફરીના શોખથી, દેખાદેખીથી, નાણાંની છતથી અને કાંઇક અંદરની લાગણીથી આપણે તીર્થયાત્રા કરી શકીએ છીએ; પણ વેવાણોના વાંકા બોલવાની, દૂધમાંથી પોરા કાઢવાની અને વિનાકારણ બીજાઓની નિંદા કરવાની ટેવ આપણે છોડી શકતા નથી. જ્યાંસુધી આમ છે ત્યાંસુધી આપણી ભક્તિ ફળીભૂત કેમ થાય ? યાત્રા કરવી એ પ્રભુ તરફની ફરજ છે અને કોઇનો પણ દ્વેષ ન કરવો એ દુનિયા તરફની ફરજ છે. પ્રભુ તરફની ફરજ બજાવવામાં આપણે કાંઈક ઉમંગ બતાવીએ છીએ, પણ દુનિયા તરફની ફરજમાં આપણે છેકજ મીંડું મૂકીએ છીએ. એવી એક પાંખથી આપણું આત્મારૂપી પંખી મોક્ષમાર્ગમાં કેમ ઉડી શકશે, એ વિચાર તો કરો? અસલના ભક્તો આ બાબતો બરોબર રીતે સમજતા હતા, એટલે તેઓની ભક્તિ ફળીભૂત થઈ હતી અને તેઓ પ્રભુના કૃપાપાત્ર થઈ શક્યા હતા. એને માટે મહાન ભક્ત તુકારામનું ચરિત્ર જાણવાજેવું છે.

તુકારામ એક વખત પંઢરપુર વિઠોબાની યાત્રા કરવા જતા હતા. રસ્તામાં એક ખેતર આવ્યું, તેમાં ચકલાંઓ ચણતાં હતાં, તેની પાસેથી તુકારામ નીકળ્યા, ત્યારે ચકલાંઓ ઉડી ગયાં. આપણે જાણીએ છીએ કે ચકલાંઓ બીકણ જાત છે. તે પોતાની પાસે માણસોને આવતાં જોઇને ઉડી જાય છે, એમાં કાંઇ નવાઇ

નથી; પણ પોતાના જવાથી ચકલાં ઉડી ગયાં, એ જોઇને તુકારામને તા મોટી નવાઇ લાગી. તેને વિચાર થયો કે, હજી મારામાં કાંઇક પાપ રહેલું છે. હજી મારી ભક્તિ અધુરી છે. હજી મારામાં સમદૃષ્ટિ આવી નથી. જો મારામાં સમદૃષ્ટિ આવી હોય તો ચકલાંઓ મારાથી બીએ શામાટે ? જ્યારે ચકલાંઓ પણ મારો વિશ્વાસ કરી શકતાં નથી,ત્યારે પ્રભુ મારો વિશ્વાસ કેમ કરી શકશે ? માટે હવે એ ચકલાંઓનો વિશ્વાસ મેળવ્યા પછીજ અહીંથી ખસવું. એમ ઠરાવ કરીને જે ઠેકાણેથી ચકલાંઓ ઉડી ગયાં,તે ઠેકાણે પોતે વિઠ્ઠલ–વિઠ્ઠલ–વિઠ્ઠલ, કરતા ઉભા રહી ગયા. ત્રણ દિવસ ને ત્રણ રાત અન્નપાણી વિના ત્યાંના ત્યાં ઉભે ઉભેજ “ વિઠ્ઠલ–વિઠ્ઠલ–વિઠ્ઠલ, ” કરતે નીકળી ગયા. ચોથે દિવસે પોતાની મેળે ચકલાંઓ આવીને જેમ ઝાડ ઉપર નિર્ભય થઇને બેસે તેમ તેમના હાથ ઉપર, ખભા ઉપર અને માથા ઉપર, રમુજ કરતાં આનંદથી બેઠાં. એ પછી તુકારામે અન્ન–પાણી લીધું અને યાત્રા કરવા માટે આગળ ચાલ્યા.

જ્યાંસુધી દુનિયા તરફની ફરજ બજાવવામાં આવી દઢતા ન હોય, આપણાથી કોઇને પણ ઇજા નજ થવી જોઇએ એવી દઢતા ન હોય અને અંતરમાં એટલી ભલાઇ ન હોય ત્યાંસુધી આપણી ભક્તિ અધુરીજ છે; અને એવી અધુરી ભકિતથી કાંઇ બેડો પાર થઇ શકે તેમ નથી. માટે પ્રભુને ખાતર જેમ બને તેમ એકબીજાના દોષ નહિ જોવાની ટેવ પાડો, એકબીજાને માફ કરતાં શીખો અને એકબીજાને મદદ કરવાનો ઠરાવ કરો, એટલે દયાળુ પ્રભુ તમારી ભકિત મંજુર રાખશે.

## ૨૯૯—આપણી સામગ્રી પ્રભુ ક્યારે અંગીકાર કરશે?

બિહાગરો

તજી મમુરકી દાસ, કથા સુની, તજી મસુરકી દાસ;
કામ ન બિસરો ક્રોધ ન બિસરો, ન બિસરો મોહ જંજાલ. કથા૦
અભ્યાગત કોઉ આંગન આવે તાકો બતાવત કાલ;
ઘરમેં આયે બડાઇ કરત હૈ, કૈસે દિયો હૈ નિકાલ. કથા૦
લકડી ધોકે ચૌકે મેં ધરત હૈ, ચલત માનોં દેત ફાલ;
સુર કહે ઐસે કપટીકો, કૈસે મિલેંગે ગોપાલ. કથા૦

એક ભગવદી બાઇ હતી. તે પોતાના ઠાકોરજીની સેવામાં બહુ ધ્યાન આપતી અને તેને બહુ લાડ લડાવતી હતી. ઠાકોરજી સારૂ

દરરોજ નવાં નવાં આભૂષણો, નવાં નવાં વાઘાવસ્ત્રો અને નવી નવી જાતની સામગ્રીઓ તે બનાવતી હતી. ઠાકોરજી સારૂ તેને ત્યાં એટલો બધો ઠાઠમાઠ હતો અને તેને ઠાકોરજી ઉપર એટલો બધો પ્રેમ હતો કે એ જોઇને ઘણા લોકો અજબ થતા હતા; એટલું છતાં પણ એ બાઇ બહુ અભિમાની અને પાજી સ્વભાવની હતી. વાત વાતમાં જેની તેની સાથે લડી પડતી અને ધૂળ જેવી વાતમાં પણ પોતાનો જીવ બાળ્યા કરતી હતી. ઠાકોરજીની માળા બનાવતે બનાવતે પણ પોતે જેની સાથે લડી હોય તેને કેમ હેરાન કરવું તેના વિચારો કર્યા કરતી હતી. ઠાકોરજીને શણગાર ધરાવતે ધરાવતે પણ માણસોને ધમકાવતી હતી. આરતી કરતે કરતે પણ બીજાઓની તરફ મોઢું બગાડતી હતી અને ભોગ ધરતે ધરતે પણ બીજાઓની સાથે લડવાના મુદ્દાઓ શોધતી હતી.

આ બનાવનું કારણ એ હતું કે કુટુંબમાં ચાલતી આવેલી રીત મુજબ બાળપણથી તેનામાં પ્રભુપ્રેમના સંસ્કાર બેસી ગયા હતા, એટલે ઠાકોરજી તરફની ફરજ તે બજાવી શકતી હતી, પણ દુનિયા તરફની ફરજમાં તે બીલકુલ સમજતી નહોતી; કારણ કે શ્રીમંતાઇની–શેઠાણીપણાની મગરૂરી તેના મગજમાં ભરાઇ ગઇ હતી. એટલુંજ નહિ પણ નાનપણથીજ શ્રીમંતાઇને લીધે હુકમ ચલાવવાની ટેવમાં, પોતાનું ધારેલું કરવાની ઇચ્છામાં અને બીજાઓની બહુ દરકાર નહિ કરવાની રીતભાતમાંજ તે ઉછરેલી હતી; એટલે પ્રભુ ઉપરનો પ્રેમ મજબૂત છતાં પણ દુનિયા તરફની ફરજમાં તે બહુ પાછળ રહી ગઇ હતી.

એક વખત એ બાઇને ત્યાં કોઇ વૈષ્ણવ આવી નીકળ્યો. તેણે આ બધી રીતભાત જોઇ લીધી, તેથી તેને લાગ્યું કે, આ બાઇને પ્રભુ ઉપર પ્રેમ છે, પણ દુનિયા તરફની ફરજ તે સમજતી નથી, તેથી તેની ભક્તિ નકામી જશે માટે તેને કાંઇક સમજાવવી જોઇએ; પણ સુધરેલી ફેશનની વાતોથી તે કાંઇ શમજી સકે તેમ નહોતી, માટે તે વૈષ્ણવે વૈષ્ણવોની જૂની રીતે તેને સમજાવવાનો વિચાર કર્યો. પછી તેણે જરા મલકાતા મુખે એ બાઇને કહ્યું કેઃ—

આજે તો તમારા ઠાકોરજી મારા સ્વપ્નામાં આવ્યા હતા. એ સાંભળીને અજાયબીથી તે બાઇ બોલી ઉઠી, હેં ! મારા ઠાકોરજી ! તમારા સ્વપ્નામાં ? મારા સ્વપ્નામાં તો કોઇ દિવસ આવતા નથી. ભલા તમારાં ધન્યભાગ્ય ! શું કહી ગયા ? વૈષ્ણવે કહ્યું કે,

મને ઠાકોરજીએ કહ્યું કે, હું ઘણા દહાડાનો ભૂખ્યો છું, બહુ ભૂખ્યો છું; માટે તું મને તારે ઘેર લઇ જા. મેં સ્વપ્નામાં તેમને કહ્યું કે, કૃપાનાથ! તમે ભૂખ્યા છો, એ શું વાત! અહીં તમારે માટે રોજ નવી નવી જાતની સામગ્રી બને છે, રોજ છ છ ભોગ ધરાય છે ને તમે ભૂખ્યા કેમ? ત્યારે ઠાકોરજીએ કહ્યું કે, આ ઘરમાં રોજ કુટુંબકલેશ થાય છે; માટે હું પ્રસાદ આરોગતો નથી. એ બાઇના હાથનો પ્રસાદ મને ખપતો નથી; કારણ કે તે મારાં બાળકો સાથે લડીને પછી મને પ્રસાદ આપવા આવે છે; પણ હું કાંઇ એવો ભોળો નથી, કે એમ છેતરાઇ જાઉં. ત્યારે મેં કહ્યું કે, કૃપાનાથ! લડવાનો તો એ બાઇનો સ્વભાવ છે; પણ આપની ઉપર તેનો પ્રેમ કાંઇ ઓછો નથી. ત્યારે ઠાકોરજીએ કહ્યું કે એ પ્રેમ શું કામનો? એ પ્રેમ તો ફૂટેલાં વાસણમાં પાણી ભરવા જેવો. ઉપરથી પાણી રેડતા જાઓ ને નીચેથી તે પાણી નીકળતું જાય, એવો પ્રેમ શું કામનો? જો મારી ઉપર તેનો ખરો પ્રેમ હોય તો મારે ખાતર તેણે બીજાઓની સાથે ભલાઇ કરવી જોઇએ અને બીજાઓને માફ કરવું જોઇએ. તું કહે છે કે એનો લડવાનો સ્વભાવ છે, પણ એવો સ્વભાવ રાખીને કોઇ સ્વર્ગમાં ગયા છે? અને એવો સ્વભાવ રાખીને કોઇ પ્રભુના વહાલા થયા છે? જ્યારે સ્વભાવને આધીન થઇને ભકતો પણ પડયા રહે, ત્યારે પછી તેમની ભક્તિ શું કામની? હું મોટો કે સ્વભાવ મોટો? વૈષ્ણવોએ મારે ખાતર પોતાના સ્વભાવ બદલવા જોઇએ. એવા ને એવા સ્વભાવ રાખીને કાંઇ મોક્ષધામમાં જવાય નહિ. તું એ બાઇને કહેજે કે, હું તારી લાડકી છોકરીને બારીમાંથી નીચે ફેંકી દઉં ને પછી તને મીઠાઇનો ખુમચો ભેટ આપવા આવું, તો તે ભેટ તું લેશે કે? ને એ મીઠાઇના ખુમચાથી છોકરી ફેંકી દીધાનો બદલો વળશે કે? મેં કહ્યું કે, કૃપાનાથ! આપની વાણી સત્ય છે. એ બદલો એમ ન વળે. ત્યારે ઠાકોરજીએ કહ્યું કે, દુનિયાનાં બધાં માણસો એ મારાં વહાલાં છોકરાં છે. તેઓમાંનાં કોઇની પણ સાથે વેર કરીને, તેઓનાં કાળજાં ફફડાવીને મને પ્રસાદ ધરો તો હું કેમ કબૂલ રાખીશ? મારાં બાળકોને તમે જે દુઃખ આપો છો, તે તમારા મેવામિસરી સારૂ અને તમારી દૂધની લોટી સારૂ હું કાંઇ ભૂલી જઇશ કે? મને મારાં છોકરાંઓ વહાલાં છે; ખાવું વહાલું નથી. સવારમાં વહેલો ઉઠીને

એ બાઇને કહેજે કે,પ્રથમ મારાં છોકરાંઓની સેવા કર અને પછી મારી સેવા કર.મેં સ્વપ્નામાંજ તેમને કહ્યું કે,કૃપાનાથ !-હવેથી એ બાઈ આપની આજ્ઞા પ્રમાણે કરશે, પણ આજે તો આપ કૃપા કરીને આરોગો. ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું કે નહિ એમ નહિ બને. મને બહુ ભૂખ લાગી છે; તોપણ હજી એ બાઇના હાથનું મને નહિ ખપે. ત્યારે મેં કહ્યું કે, આપની આજ્ઞા હોય તો કાલે આપને હું ભોગ ધરાવું. ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું કે, આ ઘરમાં મને તારા હાથનું પણ ન ખપે; કારણ કે તું ઘણો પવિત્ર છે; પણ સામગ્રી તે કજીઆખોર બાઇના ઘરની છે ના? માટે એ ન ખપે. તારે ઘેર આવું ત્યાર પછી હું આરોગું.ત્યારે મેં કહ્યું કે,મહારાજ! આપ પધારો એ મારાં તો ધન્યભાગ્ય; પણ એ બાઇ મારે ઘેર આપને પધારવા કેમ દે? ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું કે, હું કાંઇ એ બાઇનો બંધીવાન થોડોજ છું? જો મને રાખવો હોય તો પોતાનો સ્વભાવ સુધારે, નહિ તો હું ચાલ્યો જઈશ. હું ભૂખ્યો તે કેટલોક વખત રહીશ? મેં કહ્યું કે, કૃપાનાથ! આપ તો દીનદયાળુ છો, અમો પામર વૈષ્ણવો ઉપર એવો ગુસ્સો ન જોઇએ. અમારી ઉપર તો આપની કૃપાજ જોઈએ. કૃપાનાથ! હવે એ બાઈના ઉપર કંઈ અનુગ્રહ કરવો જોઈએ. તે આપના ચરણમાં પડેલી છે. ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું કે, એ બાઇને કહેજે કે, જેની જેની સાથે તું લડી છે, તે સર્વની માફ માગ અને તેઓને ઘટતો બદલો આપ. એ લોકો તને માફ કરશે ત્યારે હું તારા ઘરનો ને તારા હાથનો પ્રસાદ લઇશ. બીજું, એ બાઈને એ પણ કહેજે કે, તારા કજીઆ પ્રમાણે ને તારા ખટપટિયા સ્વભાવ પ્રમાણે તો કયારની તારી ખરાબી થઈ હોત, પણ તારા અંતરમાં પ્રભુપ્રેમ છે એટલે આજ દિવસ સુધી તું ટકી રહી છે; માટે હવે જો નહિ ચેતે તો તારા ઘરમાં કે તારા હૃદયમાં હું રહેવાનો નથી. એમ કહીને શ્રીઠાકોરજી મહારાજ અંતર્ધાન થઈ ગયા ને મારી આંખ ઉઘડી ગઇ.

વૈષ્ણવના સ્વપ્નાની આ વાત સાંભળીને થોડીવાર સુધી દિઙ્મૂઢ જેવી થઇને તે બાઈ બેસી રહી. પછી ઠાકોરજી પાસે ખોળા પાથરીને બહુ માફ માગીને ખુબ રોઇ પડી. તેને ખરેખરો પશ્ચાત્તાપ થયો; તેથી પ્રભુએ તેની અરજ સાંભળી, એટલે તેના હૃદયમાં નવું બળ આવ્યું. તેનું જીવન તે દિવસથી બદલાયું. એકદમ તેણે

પોતાનો સ્વભાવ બદલ્યો. પ્રસંગોપાત તેણે સૌની માફી માગી; અને તે પછી કોઇનું પણ દિલ ન દુખાય એવી રીતે સૌ સાથે ભલાઈથી વર્તવા લાગી. એ પછી થોડા દિવસમાં તે બાઈને સ્વપ્નું આવ્યું કે, ઠાકોરજી તેના હાથની સામગ્રી બહુ ખુશીથી આરોગતા હતા.

## ૩૦૦–દુનિયામાં ભક્ત બહુ થોડા છે, તેથી કાંઈ ભકિતને ખોટી કહેવાય નહિ.

કોઇ એક લુચ્ચા માણસે કાંઈ કારણસર કોઇ માણસનું ખૂન કર્યું, તેથી પોલીસે તેને પકડયો અને કોર્ટમા લઇ ગયા. ત્યાં કેસ ચાલ્યો. પોલીસે ચાર સાક્ષીઓ રજુ કર્યા. એ સાક્ષીઓએ કહ્યું કે, એ માણસે ખૂન કર્યું તે અમે નજરે જોયું છે. એ સાક્ષીઓના જુબાની ઉપરથી જડજે તે ખુનીને ફાસીની શિક્ષા કરી. ત્યારે તે ખુનીએ પોતાના બચાવમાં કહ્યું કે, સાહેબ! તમે મને ગેરવાજબી સજા કરો છો,કારણ કે મને ખુન કરતા જોયાનું તો માત્ર ચાર જણાઓજ કહે છે, પણ ખુન કરતાં મને નથી જોયો એવા તો હજારો માણસ છે. આ કોર્ટમાં સેંકડો માણસ અત્યારે હાજર છે. તેને પૂછી જુઓ કે, તમાથી કોઇએ પણ મને ખુન કરતા જોયો છે? સાહેબ! એ હજારો માણસની વાત ખોટી માનીને એ ચાર જણાની વાત સાચી માનો છો અને તે ઉપરથી મને ફાંસીની શિક્ષા કરો છે, એ ગેરવ્ જબી છે. જડજે કહ્યું કે એ તો તારી બોલવાની લુચ્ચાઇ છે. જેણે તને ખુન કરતા જોયો તે ચારજ જણાનું કહેવું બસ છે. તને ખુન કરતાં નથી જોયો એવા હજારો લોકોની વાત હું માનતો નથી.

આવીજ રીતે ભક્તિની બાબતમાં પણ સમજવાનુ છે દુનિયામાં ભકતો ભલે થોડા હોય, પણ તેઓ પોતાના અનુભવની વાત કહે છે, માટે તે માનવી જોઇએ; અને ભક્તિ ન કરે એવાં ભલે દુનિયામાં લાખો માણસો હોય તોપણ તેઓની વાત કાંઈ મનાય નહિ; કારણ કે જેણે જોયેલું છે, તેનું કહેલું માનવું જોઇએ. જેણે પોતેજ જોયું નથી, તેનું કહેલું શું કામનું? જેણે શાસ્ત્રોમાં વિશ્વાસ કર્યો નથી, જેણે સત્સંગની મઝાઓ લૂંટી નથી, જેણે હલકા પ્રપંચો છોડયા નથી, જેણે હરિજનોની ને દુનિયાની સેવા કરી નથી, જેણે અંતરના સંતોષ મેળવ્યા નથી, જેણે ભકિતના

આનંદો અનુભવ્યા નથી અને જેણે પ્રભુના નામની લહેરો લીધી નથી, તેની વાતો તે કોણ માને ? જેણે આવા ઉત્તમ અનુભવો નથી લીધા તે અભાગિયા જીવો ભલેને એક તરફ હજારો હોય અને બીજી તરફ જેણે આવા અલૌકિક લહાવા લીધા છે તે ભાગ્યશાળી ભક્ત ભલેને એકજ હોય, તોપણ તે એકનીજ વાત સાચી છે અને તેની સામેના હજારોની વાત ખોટી છે, એમ શું તમોને નથી લાગતું ? માટે ભાઇઓ ! આજથી ઠરાવ કરો કે, ભક્ત બહુ થોડા હોય અને ભકિત ન કરે એવાં માણસો ઘણાં હોય તોપણ તેથી કાંઇ ભકિત ખોટી કહેવાય નહિ ને ભક્તની મહત્તા કાંઇ ઓછી થઈ જાય નહિ માટે જેમ બને તેમ ભકિતમાં લાગુ રહો અને ભકત બનવાની ઈચ્છા રાખો.

## ૩૦૧–દુનિયામાં ઢોંગી ઘણા હોય છે; કાંઈ ભકતો ઘણા હોય નહિ.

ગાયોભેંસોનાં ઘણુ હોય છે, પોઠિયાઓની પોઠ હોય છે, ઘોડાઓની હારો હોય છે, ઉંટોના કાફલા હોય છે, ખચ્ચરોની ટુકડીઓ હોય છે, ગધેડાંઓની વણઝારો હોય છે અને બકરાંઘેટાંનાં ટોળાંઓ હોય છે,પણ કયાંઈ સિંહનાં ટોળાંઓ જોયાં નથી. તેમજ દુનિયામાં ધર્મોની નિંદા કરનારી મંડળીઓ હોય છે, ભકતોને વગોવનારી સભાઓ હોય છે, અસલી ધર્મોને તોડનારી સમાજો હોય છે, બીજાઓને વટલાવનારા–બીજાઓની જીંદગી રદ કરનારા પરમાર્થીઓ પણ હોય છે, પોતાનાંજ શાસ્ત્રો જૂઠા પાડનારા ફિરસ્તાઓ પણ હોય છે,પોતાને સારૂ ભિખ મંગાવવા માટે ચેલા મુંડનારા મહાત્માઓ પણ હોય છે અને પોતાનાંજ મંદિરમાં ધર્મને નામે ગોટાળો ચલાવનારા મહાપુરુષો પણ ઘણાએ હોય છે પણ કયાંઈ ભકતોનાં ટોળાં હોતાં નથી; કારણ કે ભકત થવું કાંઈ સહેલું નથી.

પોતાના સ્વાર્થનો ભોગ આપવો, એ કાંઈ રમતની વાત નથી. પવન અને વીજળી કરતાં પણ વધારે ચંચળ મનને જીતવું એ કાંઈ ખાવાનું કામ નથી. દુનિયાદારીના મોજશોખ અને લાલચોને પ્રભુનાં નામ ઉપર ત્યજી દેવાં, એ કાંઈ સહેલી વાત નથી, ઈશ્વરની અલૌકિક માયાને જીતવી એ કાંઇ નાનીસુની બાબત નથી, વિશ્વાસની અદશ્ય દોરી ઉપર જીંદગી ગાળવી એ કાંઈ હથેળીમાં

ગાળ ચાટવાની વાત નથી અને બગડેલી દુનિયાની વચ્ચે રહીને જીંદગીના છેલ્લા શ્વાસસુધી સ્વર્ગીય ખ્યાલ તથા દેવતાઇ વિચારો રાખીને પ્રભુના પ્રેમમાં અને પ્રભુના આનંદમાં મહાલવું, એ કાંઇ જેવી તેવી બાબત નથી. એ તો બહુ મોટા ભાગ્યશાળીઓનાં કામ છે. એ તો દેવતાઓને પણ દુર્લભ છે. ભક્તિ આવી કઠિન છે, આવી અલૈકિક છે, માટેજ ભક્તોની મોટાઇ છે અને તે સારૂજ ભક્તોનાં ટોળાં હોતાં નથી. માટે ભાઇઓ ! જો ઉત્તમમાં ઉત્તમ રીતે પવિત્રમાં પવિત્ર જીંદગી ગાળવી હોય,ઉત્તમ મનુષ્યઅવતાર ની સાર્થકતા કરી લેવી હોય અને મોક્ષનાં સુખ મેળવવાં હોય તો પ્રભુના પ્યારા ભક્ત થાઓ, ભક્ત થાઓ.

## ૩૦૨–પોતાના ઘરમાં આગ લાગતાં એક નાનો છોકરો બીજા છોકરાંઓને તેની મઝા દેખાડવા તેડી લાવ્યો, તેમ આપણે પણ આપણી જીંદગીને મોજમઝામાં બળી જતી જોઇને રાજી થઇએ છીએ.

કોઈ એક માણસના ઘરમાં આગ લાગી. એ આગ બહુ વધી ગઇ એટલે તે માણસ દૂર બેસીને બહુ અફસોસ કરવા લાગ્યો અને રોવા લાગ્યો. એ વખતે તેનો નાનો છોકરો દોડતો દોડતો ફળિયામાં ગયો અને પોતાના જેવડાં સૌ છોકરાંઓને ભેળાં કરીને કહેવા લાગ્યો કે, ચાલો, ચાલો, મારે ઘેર ચાલો. ત્યાં બહુ મઝા છે. બીજા છોકરાઓએ પૂછયું કે શું મઝા છે ? ત્યારે પેલા છોકરાએ કહ્યું કે, અમારા ઘરમાં બહુ મોટી આગ લાગી છે, તે જોવા જેવી છે. એ સાંભળી સૌ છોકરાંઓ દોડતાં કૂદતાં ત્યાં આવી પહોંચ્યાં અને અજાયબીથી આગના ભભુકા ને ધૂમાડાના ગોટે ગોટા જોવા લાગ્યાં. એ જોઇ પેલા છોકરાને બહુજ રમુજ પડી, તેથી હસ્તે હસ્તે તાળીઓ પાડવા લાગ્યો ને નાચવા લાગ્યો; પણ તેને ખબર નહોતી કે આ મારૂં ઘર બળી જાય છે અને એ નુકસાની મારેજ ભોગવવાની છે.

આવીજ રીતે માયાના મોહમાં, મોજશોખના ભડકામાં, પ્રભુનું નામ લીધા વિના આપણી જીંદગી બળી જાય છે; અને તોપણ પેલા બાળક–અજ્ઞાન છોકરાની પેઠે કિંમતી જીંદગીને નકામી ચાલી જતી જોઇને–અરે ભસ્મ થતી જોઇને આપણે

ખુશી થઈએ છીએ. આનુંજ નામ મોહ છે; અને એવો મોહ આપણે જગતનું મિથ્યાપણું બરાબર રીતે સમજતા નથી, તેથી-જ થાય છે. જેમ પેલો ઘરધણી પોતાની કિંમતી મિલકતને બળી જતી જોઇને શોક કરતો હતો, તેમ આપણે પણ આપણી જીંદગી અને આપણા ઉત્તમ જુસ્સાઓનો નાશ થતો જોઇને તથા પ્રભુને ભૂલી જવા માટે દિલગીર થવું જોઇએ અને પશ્ચાત્તાપ કરવો જોઇએ; એટલુંજ નહિ પણ હવેથી એમ ન થાય માટે માયાને મિથ્યા સમજી, જગતને ક્ષણભંગુર સમજી, જીંદગીને પાણીના પરપોટા જેવી સમજી, સંબંધીઓને ધર્મશાળામાં ભેળાં થઈ ગએલાં મુસાફરો સમજી, અને સુખદુઃખને પ્રારબ્ધકર્મના ભોગ સમજી તેથી હરખ–શોકમાં ન પડતાં દીનતાથી પ્રભુનું શરણુ ધરી લેવું જોઇએ. એ વિના કયાંઇ આરો આવે તેમ નથી, એ વિના કયાંય શાંતિ નથી, માટે ભાઇઓ ! પ્રભુના શરણમાં જાઓ, પ્રભુના શરણમાં જાઓ.

## ૩૦૩–કોઈપણ માણસે એમ ન ધારવું કે હું પાપી નથી.

મહાત્મા સાધુઓએ તથા ઋષિ–મુનિઓએ વારંવાર કહેલું છે કે, અમે પાપી છીએ, અમારાં કર્મો પાપથી ભરેલાં છે અને જ્યાં સુધી આ દુનિયામાં છીએ ત્યાંસુધી પાપનો સંભવ છે. માટે તેઓ વારે વારે પોતાનાં દરેક કામ વખતે પ્રાર્થના કરતા કે:—

**सर्वपापहरो हरिः**

ખુદ પ્રભુએ પોતે પણ કહેલું છે કે:—

**सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ।**

(ગી૦ અ૦ ૧૮ શ્લો૦ ૪૮)

અર્થ:–જેમ અગ્નિની સાથે ધૂમાડો રહેલો છે, તેમ સર્વ કર્મોમાં દોષ રહેલો છે.

સૃષ્ટિનો ક્રમજ આવી રીતનો હોવાથી હું પાપી નથી, એમ કોઈએ પણ સમજવું નહિ જોઇએ. હું પાપી નથીજ, એમ માની લેવાથી પાપથી બચવાની દરકાર રહેતી નથી, તેથી કોઈ વખત પાપમાં ફસાઈ જવાનો ભય રહે છે, એટલુંજ નહિ પણ એમ માનવું તેમાં અભિમાનીપણું રહેલું છે;પણ જેઓ એમ માને છે કે, સર્વ કર્મોમાં પાપનો સંભવજ છે, તેઓ પાપથી બચવાની તજવીજમાં રહે છે અને તેઓમાં દીનતા તથા પ્રભુપ્રેમ આવતો જાય છે. એ તો ખુલ્લું છે કે બેદરકારી કરતાં તજવીજ લાખોગણી

સારી છે; એટલે જેઓ એમ માને કે અમે પાપી નથી, તેના કરતાં જેઓ એમ માને કે પ્રભુ સિવાય સર્વત્ર પાપનો સંભવ છે, તેઓને પાપથી બચવાની વધારે તક છે; કારણ કે તેઓ ચેતેલા છે અને અમારામાં પાપ નથી, એમ માનવાવાળાઓ બેદરકાર છે, એટલે તેઓને વખતે પાપમાં પડી જવાનો સંભવ છે. એને માટે એક જાણવાજેવો દાખલો છે કેઃ—

બે રાજાઓને લડાઇ થઇ. તેમાં એક રાજા હાર્યો; એટલે તેણે મરી જવાનો ઢોંગ કર્યો. એ પછી તે રાજાનાં માણસોએ જીતેલા રાજા પાસે જઈને કહ્યું કે, હવે અમે હાર્યા છીએ ને અમારો રાજા મરી ગયો છે; માટે હવે લડાઇ બંધ કરો અને મહેરબાની કરીને અમારા સુએલા રાજાના શબને તમારા નગરમાં થઇને સ્મશાનમાં લઇ જવાની રજા આપો. નવા રાજાએ જાણ્યું કે એમાં કાંઇ અડચણ નથી. આપણો મોટો દુશ્મન રાજા હતો, તે મરી ગયો. હવે છે શું ? એમ ધારી તેણે પોતાના શહેરમાંથી એ શબને લઇ જવાની રજા આપી.એ પછી જ્યારે હારેલા રાજાને શહેરની મધ્યમાં રાજમહેલ પાસે લઇ આવ્યા,ત્યારે તે ઢોંગી રાજા બેઠો થઇ ગયો અને પોતાનાં માણસોને કહ્યું કે,જોઇ શું રહ્યા છો? ચલાવો લડાઇ.જીતેલો રાજા ગફલતમાં હતો, એટલે હારેલો રાજા પાછો જીતી ગયો.

ભાઇઓ! આ લડાઈ તે દૈવી ને આસુરી સંપત્તિની છે. આસુરી સંપત્તિ હારી જાય છે ત્યારે તેનો પાપરૂપી રાજા મરી જવાનો ઢોંગ કરે છે, પણ ખરી રીતે તે મરી જતો નથી, તેથી વખત આવ્યે પાછો ખડો થઇ જાય છે. માટે પાપની તરફ બેદરકારી રાખવી નહિ; અને અમારામાં બિલકુલ પાપજ નથી એમ સમજવું નહિ; પણ આપણે એવા સંજોગોમાં છીએ કે જેથી દરેક વખતે પાપનો સંભવ છે એમ સમજી,દીનતાથી હમેશાં પ્રાર્થના કરતા રહેવું કેઃ–

**सर्वपापहरो हरिः ।**

પદ

હૌ હરિ પતિતપાવન સુને, (૨૬)
મેં પતિત તુમ પતિતપાવન, દોઉ બાનક બને. હૌં હરિ૦
વ્યાધ ગણિકા ગજ અજામિલ, સાખ નિગમહી ભને;
ઔર પતિત અનેક તારે, જાત કાપૈ ગને. હૌં હરિ૦
જાન નામ અજાન લીને, જાન યમપુર મને;
દાસ તુલસી શરણ આયો, રાખિયે અપને. હૌં હરિ૦

## ૩૦૪–પ્રભુમાં વિશ્વાસ રાખશો તો પ્રભુ દયા કરશેજ

કોઇ એક માણસના ઘર પાસે પાડોશીનો એક કૂતરો હતો. તે કંઇ કારણને લીધે રાતે ભસતો હતો, તેથી એ માણસને ઉંઘ આવી નહિ એ સારૂ તે માણસે એ કૂતરાને ખુબ મારવાનો પોતાના મનમાં ઠરાવ કર્યો.પછી તેણે સવારમાં ઉઠી લાકડી લઇને ગુસ્સાથી તે કૂતરા ઉપર છૂટી ફેંકી; પણ તે લાકડી બીજે ઠેકાણે અફળાઇ ગઇ, તેથી સહેજમાં કૂતરો બચી ગયો. એ પછી તે લાકડી પોતાના મોંમાં ઘાલીને કૂતરો પોતાને મારનાર ધણીની પાસે લઇ ગયો અને નીચું માથું કરી તેના પગ પાસે એ લાકડી મૂકી. કૂતરાનો એ વિવેક જોઇને–કૂતરાની એ લાયકી જોઇને–તેને મારવા ઇચ્છનાર માણસને દયા આવી ગઇ, તેથી પછી એ કૂતરાને મારી શકયો નહિ. તેને લાગ્યું કે,"જે લાકડીથી હું આ કૂતરાને મારૂં છું, તેજ લાકડી પોતાના મોંમાં ઉઠાવીને મારા પગ પાસે મૂકે છે. એ કૂતરાને હું કેમ મારી શકું ? તેના ભસવાથી આખી રાત મને ઉંઘ આવી નહોતી, તેથી એ કૂતરા ઉપર હું બહુ ચીડાયો હતો, પણ તેની આવી લાયકીથી હું.મારો ગુસ્સો ભૂલી ગયો, દયાની લાગણીથી મારી આંખમાં પાણી આવી ગયાં અને હું એ કૂતરાને મારવાને બદલે તેને પંપાળવા લાગ્યો."

ભાઇઓ ! આધીનતામાં–દીનતામાં આટલું બધું બળ છે, આટલી બધી ખુબી છે અને આટલું બધું નિર્ભયપણું છે, એમ તેને ખબર નહોતી. એ તો તે એ કૂતરા પાસેથીજ શીખ્યો. ભાઇઓ ! માણુસ અને કૂતરા વચ્ચેની આધીનતામાં પણ જ્યારે આટલી બધી ઉત્તમ લાગણી થાય છે, રાક્ષસપણું બદલાઇ જઇને દૈવીવૃત્તિ થાય છે, ત્યારે પ્રભુ તરફની આધીનતામાં કેટલી બધી દયા હશે, અને કેટલું બધું સુખ હશે એ ખ્યાલ તો કરો !

કૂતરાના ભસવાથી જેમ પેલો માણસ ગુસ્સે થયો હતો તેમ આપણા લોભથી,આપણા નિંદાખોર સ્વભાવથી, આપણા દંભથી, આપણા અહંકારથી અને આપણા અયોગ્ય રીતના વિષયભોગનાં પાપથી પ્રભુ આપણી ઉપર ગુસ્સે થાય છે; અને ગુસ્સે થવાથી જેમ પેલા માણસે કૂતરાને મારવા લાકડી ફેંકી હતી, તેમ પ્રભુ આપણી ઉપર કોઇ જાતનાં દુઃખ મોકલે છે. લાકડી ફેંકયા છતાં પણ કૂતરો જેમ દીનતાથી એ માણસને આધીન થયો, તેમ જો દુઃખને વખતે પણ આપણે દીનતાથી ભગવદ્ઇચ્છાને આધીન નહિ થઇએ તો

પછી પ્રભુની દયા આપણી ઉપર કેમ ઉતરી શકશે ? યાદ રાખજો કે આધીનતાથીજ દયા મેળવી શકાય છે; સામે થઈને કાંઇ ઇનામ મેળવી શકાતું નથી. માટે જો પ્રભુની દયા જોઇતી હોય અને પ્રભુ પાસેથી મુક્તિનું ઇનામ જોઇતું હોય તો જેમ બને તેમ શુદ્ધ અંતઃકરણથી પ્રભુના હુકમો પાળો અને જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહો.

કાલિંગડો

દયાળુ જગ સરજનહાર રે, દીનનાં દુઃખ હરનાર રે. (ટેક)
તું કારક પ્રતિપાળક તારક, નિર્મળ નિત્ય ઉદાર;
ક્ષમા કૃપારૂપ નેત્રે નિહાળીને, હીણુ અધર્મીને ઉદ્ધાર રે. દયાળુ૦
ક્ષુદ્ર વિષયના ક્ષણિક સુખ સારૂ, કીધાં છલ કપટો નિર્ધાર;
સ્વાર્થે સંતાપ્યા સાધુ સુશીલ જન તે, અપરાધ નિવાર રે. દયાળુ૦
અંત સમય મને અન્ય ન સુઝે, પ્રભુ તું વિણુ કોણુ સુખકાર;
કુટિલ કુછંદીને સુમાર્ગ સુઝાડી, ભવસાગર પાર ઉતાર રે. દયાળુ૦

## ૩૦૫–પાપ કરવું એ બહુ સહેલું છે; માટે પાપથી બચવાની બહુજ કોશીશ કરો.

પાપ કરવું એ બહુ સહેલું છે, માટે પાપથી બચવાની સૌથી વધારે ફિકર રાખવી જોઈએ. પાપ કરવા માટે કાંઇ મોટી મોટી મુશ્કેલીઓ ઉઠાવવી પડે તેમ નથી; તે તો ઘરમાં બેઠે બેઠે પણ, સુતે સુતે પણ, ધંધોરોજગાર કરતે કરતે પણ અને બિમારીના બિછાનામાં પડયે પડયે પણ કરી શકાય છે. માટે ભાઈઓ ! પાપથી બચવાની કોશીશ કરો; કારણ કે પાપ કરવું એ બહુજ સહેલું છે, માટેજ પાપથી બચવું બહુ મુશ્કેલ છે. સૂતે સૂતે પણ વિષયના વિચાર કરી શકાય છે, ધંધોરોજગાર કરતે કરતે પણ બીજાને ખરાબ કરવાના વિચાર કરી શકાય છે, જમતે જમતે પણ અદેખાઇના ખ્યાલો આવી જાય છે, રમતે રમતે પણ મગરૂર થઇ જવાય છે, હરવાફરવા જતાં પણ નજર બગાડી શકાય છે અને મોતની છેલ્લી ઘડી સુધી પણ તૃષ્ણા વધારી શકાય છે. એ બધું માનસિક પાપ છે. એવાં માનસિક પાપથી બચવું એજ ઉત્તમતા છે ને એનુંજ નામ ભક્તિ છે. એ પાપથી બચવાનો ઉપાય એજ છે કે હમેશાં શુભેચ્છા રાખવી; શુભેચ્છા એ ઇશ્વરીજ્ઞાનનું પહેલું પગથિયું છે; માટે કદિ પણ બૂરા વિચારો કે મિથ્યા સંકલ્પ નજ કરવા; પણ દરેક પળે એવીજ ભાવના રાખવી કેઃ—

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यंतु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

અર્થ:-બધા જીવો સુખી થાઓ. કોઈ પણ જીવને કાંઇ પણ દુઃખ ન રહો. સર્વનું કલ્યાણ થાઓ અને કોઇ પણ ઠેકાણે જરા પણ દુઃખ ન રહો. પ્રાચીન આર્ય ઋષિઓની પ્રાતઃકાળની પહેલી પ્રાર્થના આજ હતી કે, "હે પ્રભો ! સર્વનું કલ્યાણ કરો." આવી ભલી ઇચ્છાથીજ પાપથી બચાય છે, માટે જો પ્રભુના રસ્તામાં જવું હોય તો હમેશાં શુભેચ્છા રાખો, શુભેચ્છા રાખો.

## ૩૦૬-પાપીઓ કોઇક દિવસ પણ રૂડા થશે, એવી ઇચ્છાથી પ્રભુ તેમને તરતજ શિક્ષા કરતો નથી.

ઇશ્વર સર્વશક્તિમાન છે; તે ચાહે તો એક પળમાં સર્વ પાપીઓને મારી નાખે. તેની પાસે જેમ બચાવના તેમ નાશના પણ હજારો રસ્તા છે. અતિ વરસાદથી, દુકાળથી, ધરતીકંપથી, જ્વાળામુખી પર્વત ફાટવાથી,સમુદ્રથી,વીજળીથી,પવનનાં તોફાનથી, અગ્નિથી, હવા બગડવાથી, મરકીથી કૉલેરાથી અને એવાંજ બીજાં હજારો કારણોથી ત ઘડીકમાં મારી શકે; પણ પ્રભુ દયાળુ છે; માટે પાપીઓને પણ એજ વખત શિક્ષા કરવા ચહાતો નથી. પાપીઓ કોઇક દિવસ પણ રૂડા થશે, એવી ભલી ઇચ્છાથી પ્રભુ તેને બચાવે છે. માત્ર બચાવે છે એટલુંજ નહિ, પણ તે દરમિયાન સુધરવાની તેને તક આપે છે, પણ અફસોસ છે કે માણસો પ્રભુની એ દયાનો ઉલટો ઉપયોગ કરી પોતાનાજ પગમાં કુહાડા મારે છે, પોતાનાજ રોટલામાં ધુળ નાખે છે અને પોતાનેજ બેસવાની ડાળ કાપી નાખે છે. પ્રભુની ઈચ્છા તો એવીજ છે કે, જીવો મારી પાસે આવે અને મારા જેવા બને; પણ આપણેજ એવા અભાગિયા છીએ કે સમર્થ પ્રભુની દયા સમજતા નથી તથા પ્રભુએ આપેલી કિંમતી તકોનો લાભ લેતા નથી અને તેનો ઉલટો ઉપયોગ કરીએ છીએ;પણ યાદ રાખજો કે પ્રભુને ત્યાં કાંઈ પોપાંબાઈનું રાજ્ય નથી. આટલાં બધાં પાપ વચ્ચે પણ આપણે બચીએ છીએ ને મોજશોખ કરીએ છીએ, તે કાંઇ આપણાં પરાક્રમથી નહિ અને આપણાં છળકપટથી પ્રભુને છેતરીને નહિ, પણ પ્રભુની દયાથીજ બચીએ છીએ. એવીજ આશાથી-એવીજ ઈચ્છાથી કે આપણે કોઇક દિવસ પણ રૂડા થશું; પણ જો અંતસુધી પણ ભલા નહિજ થઇએ-પવિત્ર નહિજ થઇએ તો પછી આપણે માટે નરક તો છેજ; એમાં કોઈ જોષીને કે ડોશીને પૂછવા જવું પડે તેમ નથી. જેને જે જોઇએ તે લો; ગમે તો દયા ને ગમે તો શિક્ષા.

## ૩૦૭–પ્રભુની દયાનો માણસ ઉલટો ઉપયોગ કરે છે.

આપણે જાણીએ છીએ કે પ્રભુ કાળનો પણ કાળ છે. એક પળમાં તે આપણો નાશ કરી શકે તેમ છે. માત્ર આપણોજ નહિ પણ અનંત બ્રહ્માંડોનો એક પળમાં નાશ કરી દે એવું તેનામાં અદ્ભુત સામર્થ્ય છે; પણ માત્ર આપણે તેની દયાથીજ બચીએ છીએ; અને તોપણ આપણી મૂર્ખાઇ તો જુઓ કે આપણે પ્રભુની દયાનો કેવો અવળો ઉપયોગ કરીએ છીએ? પ્રભુ જેને ધન આપે છે, તેઓ અભિમાની બને છે; જેને રૂપ આપે છે, તેઓ વ્યભિચારી થાય છે; જેને વિદ્યા આપે છે, તેઓ વિવાદ કરે છે; જેને જોર આપે છે,તેઓ જુલમ કરે છે; જેને સત્તા આપે છે, તેઓ બીજાઓને દબાવે છે;જેને મોટું કુટુંબ આપે છે,તેઓ વધારે કજીઆ કરે છે; જેને જુવાની આપે છે, તેઓ દીવાના બને છે અને જેને લાંબું આયુષ્ય આપે છે તે વધારે પાપ કરે છે.આવી રીતે પ્રભુની કૃપાનો પાપીઓ ઉલટો ઉપયોગ કરે છે. જેમ બાવળનું ઝાડ મોટું થતું જાય, તેમ તેમાં કાંટાઓ પણ વધતા જાય છે અને જેમ તેની ડાળો મોટી થતી જાય તેમ કાંટાઓ પણ ઘણા થતા જાય છે. તેવીજ રીતે પાપીઓને જેમ જેમ અનુકૂળતા મળતી જાય છે, તેમ તેમ તેઓ વધારે પાપ કરતા જાય છે; પણ જાણતા નથી કે પાપ એ કેવી બૂરી ચીજ છે અને તેથી આપણી કેટલી બધી ખરાબી થાય છે! આપણા દુશ્મનોની સામે લડવા માટે આપણી ઉપર કૃપા કરીને જે દારૂગોળો આપણને આપવામાં આવેલો છે તેજ દારૂગોળો અફસોસ કે આપણે તે આપનાર સામેજ વાપરીએ છીએ.

ભાઇઓ! પ્રભુના માર્ગમાં આડે આવનારા કામ–ક્રોધ–લોભ વિગેરે દુશ્મનોને જીતવા માટે પ્રભુએ કૃપા કરીને આપણને વિદ્યા, ધન, બળ, સત્તા, આયુષ્ય વગેરે આપેલું છે. ઇશ્વરી રસ્તામાં નડતા રાક્ષસોને જીતવા માટે એ દારૂગોળો છે; પણ આપણી નાલાયકી તો જુઓ ને આપણી નિમકહરામી તો જુઓ કે જે રાક્ષસોની સામે થવા માટે–જે રાક્ષસોને જીતવા માટે–તેની સામે લડવાની સરતે જે દારૂગોળો આપણને મળેલો છે, તે રાક્ષસોની સાથેજ આપણે મળી જઇએ છીએ અને તે દારૂગોળો આપનાર પ્રભુની સામેજ તે સાધનોનો આપણે ઉપયોગ કરીએ છીએ!!! આ કરતાં વધારે નીચતા બીજી શું હોઈ શકે? પ્રભુએ કૃપા કરીને

આપેલી શકિતનો પ્રભુની સામે ઉપયોગ કરવો એનુંજ નામ પાપ છે, એમ ન થાય એ સંભાળજો.

## ૩૦૮–શિષ્યોના પગ ધુએ એવી જેનામાં નમ્રતા હોય તે ગુરુ થવાને લાયક છે.

એક ભકત મહાત્મા હતો. તેને લોકોએ કહ્યું કે તું અમારો ગુરુ થા. તું ગુરુ થવાને લાયક છે. અમારો તારી ઉપર વિશ્વાસ છે. ત્યારે તે સાધુ મહાત્માએ કહ્યું કે, હું ગુરુ થાઉં, તે પહેલાં હું ગુરુપણાને લાયક છું, એવી મારે તમોને ખાત્રી આપવી જોઇએ. ત્યારે લોકોએ કહ્યું કે, એવી ખાત્રીની અમોને જરૂર નથી. અમને તારૂં વચનજ બસ છે. ત્યારે તે જ્ઞાની ભકતે કહ્યું કે, એમ ન થાય. ખાત્રી કર્યા વિના કોઇને ગુરુ કરવો નહિ. ત્યારે લોકોએ કહ્યું કે, તમે કેવી રીતે અમારી ખાત્રી કરવા માગો છો ? ત્યારે તે મહાત્માએ કહ્યું કે, મને તમારા પગ ધોવા દો. જો હું તમારા પગ ધોઇ શકું તો તમારે મને ગુરુ સમજવો. લોકોએ કહ્યું કે, મહારાજ ! એવી ઉલટી વાત કેમ બને ? અમો શિષ્યોએ તમારા પગ ધોવા જોઇએ, પણ શિષ્યોના પગ ગુરુ ધુએ, એવી અવળી વાત કાંઇ બને નહિ. ત્યારે તે મહાત્મા ગુરુએ કહ્યું કેઃ—

ભાઇઓ! જેનામાં એવી દીનતા હોય કે જે પોતાના શિષ્યોના પણ પગ ધોઈ શકે, તે ગુરુ થવાને લાયક છે. જે પોતાના વૈભવના અભિમાનમાં, જે પોતાના જ્ઞાનના અભિમાનમાં, જે પોતાની ભકિતની ખુમારીમાં, જે પોતાની પવિત્રતાના આડંબરમાં અને જે પોતાના કુળના અભિમાનમાં રહેતા હોય તે ગુરુ થવાને લાયક નથી. જેનામાં શુદ્ધ અંતઃકરણની ખરેખરી ને પૂરેપૂરી દીનતા હોય અનેચેલાઓને પોતાની બરોબર બનાવવાની તાકાત હોય તેજ ગુરુ થવાને લાયક છે. શિષ્યોને રસ્તો બતાવવાને માટે ગુરુ છે એટલુંજ નહિ પણ શિષ્યોનો બોજો ઉંચકવામાં મદદ કરવા માટે ગુરુ છે. માત્ર માલમલીદા ઉડાવવા ને મનસ્વી હુકમ ચલાવવા માટેજ કાંઈ ગુરુ નથી. એ સૌ ગુરુઓએ બરોબર રીતે સમજવું જોઇએ.

## ૩૦૯–બીજાનું ભલું કરતાં, સાથે પોતાનું પણ ભલું થઇ જાય છે.

હિમાલય જેવા ઠંડા મુલકમાં એક માણસ ટાઢથી બહુ હેરાન થઇને રસ્તામાં પડી ગયો હતો. તે રસ્તા ઉપરથી એક બીજો

માણુસ જતો હતો, તેને પેલા પડી ગયેલા માણુસે કહ્યું કે, મહેરબાની કરીને જરા મારા પગ ઘસ તો મને ગરમી આવે. હું ટાઢથી બહુ હેરાન છું. ત્યારે તે બીજા માણસે કહ્યું કે, મને પણ બહુ ટાઢ વાય છે. મારાં આંગળાં પણ અકડાઈ ગયાં છે. હું તો તારા પગ ઘસી શકું તેમ નથી. પેલાએ બહુ આજીજી કરીને તથા બહુ સમજાવીને કહ્યું કે, ભાઇ ! તું જો તો ખરો, એમાં મઝા છે. પછી તે માણુસ જેમ તેમ કરીને તેના પગ ઘસવા લાગ્યો. જેમ જેમ તે વધારે ઘસવા લાગ્યો તેમ તેમ પેલા પડેલા માણુસમાં અને પોતાનામાં બંનેમાં વધારે વધારે ગરમી આવવા લાગી ને અંતે ટાઢ ઉડી ગઇ, તેથી બંને જણુા સાથે ચાલી નીકળ્યા અને ધીરે ધીરે એકબીજાના દોસ્ત બની ગયા.

જતાં જતાં રસ્તામાં તે પગ ઘસનારે પૂછયું કે, મેં તારા પગ ઘસ્યા એમાં મારી ટાઢ કેમ ઉડી ગઇ ? ત્યારે પેલા ઠંડીથી પડી ગએલા માણુસે કહ્યું કે, એજ ઇશ્વરની ખુબી છે કે, બીજાનું ભલું કરતાં સાથે પોતાનું પણ ભલું થઇ જાય છે; પણ માણસો તે બરોબર રીતે સમજતાં નથી, તેથીજ પરમાર્થ કરવામાં પછાત પડે છે. ડાહ્યાં માણસો તો એમજ માને છે કે, પરમાર્થ છે તેજ સ્વાર્થ છે. સ્વાર્થમાં પરમાર્થ બહુ થોડો છે,પણ પરમાર્થમાં સ્વાર્થ ઘણો છે; માટે કાંઇ નહિ તો આપણા સ્વાર્થને ખાતર પણ આપણે પરમાર્થ કરવો જોઇએ.

---

## ૩૧૦--પ્રભુ કહે છે કે આખી દુનિયા તમારે માટે છે. માત્ર એક પાપને છોડીને બીજું ગમે તે કરો.

આપણે માનીએ છીએ કે ધર્મ પાળવો એ તો બહુજ કઠિન બાબત છે, ભકિત કરવી એ તો માથા સાટેની વાત છે અને નીતિ રાખવી એ તો લાખો માણસમાં કોઇકથીજ બની શકે છે. બધાં માણસો આપણને એમ કહે છે, ઘણાએ ધર્મગુરુઓ પણ એમજ કહે છે અને આપણું મન પણ તે કબૂલ કરી લે છે, પણ પ્રભુ કહે છે કે એ તમારી ખોટી સમજ છે. માત્ર એક પાપ છોડીને બીજું કાંઈ પણ કરવાની હું તમોને ના પાડતો નથી. તમે વરઘોડામાં જાઓ તેમાં મને વાંધો નથી, તમે નવી નવી જાતનું સારૂં સારૂં ખાઓ તેમાં મને વાંધો નથી, તમે રોજરોજ દૂધપાકપૂરી કે રસપૂરી ઉડાવો, રોજરોજ મોહનથાળ ને મેસુરના ઘાણુ ઉતારો, રોજરોજ ગરમાગરમ જલેબી ઉડાવો,

રોજરોજ મસાલાદાર કઢેલાં ગરમાગરમ દૂધ પીઓ, રોજરોજ ખમણઢોકળાં ને પત્તરવેલિયાં બનાવો, રોજરોજ રાઇતાં ને તીખી તમતમતી ચટણીઓ બનાવો અને રોજરોજ આઇસક્રીમ તથા નવાં નવાં શરબતો બનાવીને પીઓ તેમાં મને વાંધો નથી. સુંદર કપડાં પહેરો તે પણ મને ગમે છે. કિંમતી દાગીનાઓ વ્યાજબી-રીતે વાપરો તેની પણ મને છીટ નથી. તમારાં અત્તરો ને સુગંધી તેલોથી પણ હું કાંઇ અભડાઈ જતો નથી. તમારાં છત્રી, રૂમાલ ને ચશમાં પણ મને કાંઇ ખુંચતા નથી. તમારા મોટા છત્રીપલંગો ને નેટની મચ્છરદાનીઓ પણ ભલે રહી. સુંદર નકસીના કોચો ને નવી નવી જાતની આરામ ખુરશીઓ પણ ખુશીથી વાપરો. તમે સભાઓ ગજાવો અને મંડળીઓમાં માન પામો, એમાં પણ મને અડચણ નથી. તમે લગ્ન કરો ને સંસારનાં સુખ સારી રીતે ભોગવો, એ જોઇને હું બહુ ખુશી થાઉં છું. તમોને તમારાં બચ્ચાંઓ ઉપર પ્રેમ કરતાં જોઇને મને તમારી ઉપર પ્રેમ આવે છે. તમોને નિર્દોષ રમતગમત કરતા ખુશાલ જોઇને હું ખુશી થાઉં છું. તમોને રૂડી રીતે ધંધો ચલાવતા જોઇને મને બહુ આનંદ થાય છે; કારણ કે મારા ઉદ્દેશમાં તમે મદદ કરો છો. તમોને એકડે એક ને કક્કો કેવડો શીખતા જોઇને પણ મને આનંદ થાય છે. એવી આશાથી કે તમે દુનિયામાં વધારે ઉપયોગી થઇ શકશો ને કોઇક દિવસ પણ મને જાણી શકશો. તમારા આલિશાન બંગલાઓ ભલે રહ્યા, તેથી હું કાંઇ નાખુશ નથી. તમારાં ફૂલનાં કુંડાંઓ ને માનીતાં ઝાડોની સુંદર વાડીઓ આબાદ હો;હું તેથી ખુશી છું. તમારા હોજ ને ફુવારાઓ, તમારા માનીતા પોપટો, કાકાકૌઆઓ, વાંદરાંઓ, પાણીદાર ઘોડાઓ, નિમકહલાલ કૂતરાઓ અને બીજાં પ્રાણીઓ કે જેને જોઇને તમે ખુશી થાઓ ને મારો મહિમા જાણો, તેને તમારા શોખને ખાતર ખુશીથી રાખો. તમારાં ફોનોગ્રાફ ને બાઇસિકલથી પણ હું કાંઇ વટલી જતો નથી. તમે ગરમાગરમ ચા કે કાવો પીઓ, તેથી પણ હું કાંઇ તમારી ઉપર ગરમ થઈ જતો નથી. તમારા ભભકાદાર ફોટોગ્રાફ, બીલિયાનની વીંટિઓ, ઝગમગતાં એરિંગો, ફેશનેબલ લોકેટો, લટકતા ઘડીઆળના છેડાઓ ને રબરટાયરની દોડતી ફેટનોથી પણ હું કાંઇ દિલગીર થતો નથી. તમારી ઉજેણીઓ ભલે વારંવાર થયા કરે અને તમારા વ્યાજબી મોજશોખની નિર્દોષ વસ્તુઓ ભલે

રોજરોજ વધે, તે સાથે મને વાંધો નથી. મને માત્ર એક પાપ સાથેજ વાંધો છે. એક પાપને છોડીને બીજી ગમે તે ચીજનો તમે યોગ્ય રીતે લાભ લો. આખી દુનિયા તમારે માટેજ છે; પણ તેમાં સરત માત્ર એટલીજ છે કે, મને તમારી સાથે રાખીને-મને યાદ કરીને-મને તમારા હૃદયમાં ધારણ કરીને પછી તમે બધું ભોગવો. આખી દુનિયા અને તેના બધા વૈભવો તમારે માટેજ છે. તમારે માત્ર એક પાપવિના બીજી કોઇ ચીજથી ડરવાનું નથી, માટે ભાઇઓ! પાપને છોડીને બીજું ગમે તે કરો ને ગમે તેમ કરીને પણ પાપને છોડી દો.

## ૩૧૧-આવો અવસર કાંઇ ફરી ફરી આવવાનો નથી, માટે ચેતો ચેતો.

ભાઇઓ! યાદ રાખજો કે આવો ઉત્તમ અવસર કાંઇ ફરી ફરી આવવાનો નથી. આવી ભગવત્કૃપા કાંઇ વારે વારે મળવાની નથી. આ પુણ્યભૂમિમાં-આ ભરતખંડમાં-આ ઇશ્વિરના કૃપાપાત્ર દેશમાં કાંઇ વારે વારે જન્મ મળવાનો નથી. આવો આપણો પવિત્ર-ઉત્તમ આર્યધર્મ કાંઇ ફરી ફરી મળવાનો નથી. આ જુવાની કાંઇ સદાકાળ રહેવાની નથી. એ તો જોતજોતામાં કાલ ચાલી જશે. ભક્તિ કરવા માટે પ્રભુનાં ઐશ્વર્યવાળાં પવિત્ર મંદિરો મળ્યાં છે. આપણી ભૂલો સમજાવનારા ઉત્તમ ઉપદેશકો મળેલા છે. આપણને પ્રભુકૃપાથી આરોગ્યતા મળેલી છે. જોઇએ તેટલો સમય મળે છે. જરૂર જેટલું જ્ઞાન મળેલું છે. ખર્ચવાને કાંઇક પૈસા પણ મળેલા છે. દાન આપવા માટે જોઇએ તેવાં પાત્રો પણ મળે છે અને ભક્તિ કરવા માટે આપણાં અંતરમાંથી કુદરતી પ્રેરણા પણ થાય છે; છતાં પણ આપણે કાંઇ પણ કરતા નથી એ શું થોડી ભૂલ છે? આવાં ઉત્તમ સાધનોને આવો ઉત્તમ અવસર કાંઇ વારે વારે મળવાનો છે કે? નહિજ. માટેજ ભક્તજનો પ્રેમપૂર્વક ગાય છે કેઃ—

બિહાગ.

ભજનકો પરિમાન, એસો હરિભજનકો પરિમાન;
નીચ પાવે ઉંચ પદવી, જલ તારે પાષાણ. એસો૦
અચલ તારા ને અચલ મંડલ અચલ શશિ ઔર ભાન;
દાસ ધ્રુવકું અવિચલ પદવી, રામકે દીવાન. એસો૦

રાવણુ કે દશ શીશ છેરે, હર ગૃહે સારંગપાણુ;
વિભીષણકું લંકા દીની, ભકત અપનો જાન. એસો૦
નિગમ જાકી સાખ પૂરે, સુનો સંત સુજાણુ;
દાસ તુલસી શરણુ આયો, રાખિયે ભગવાન. એસો૦

## ૩૧૨–ભક્તિનીસાથેયોગક્ષેમનુંઢાંકણુપણુપ્રભુઆપશેજ

આપણે મિઠાઈ લેવા મિઠાઈની દુકાને જઈએ ત્યારે જોઈએતેટલી મિઠાઇ માગીએ છીએ.ને તેની કિંમત આપીએછીએ; પણ એ મિઠાઇ બાંધવા માટે પાંદડાં, કાગળ, સૂતર, ટોપલી વગેરે જે કાંઈ જોઈએ તેની કિંમત આપણે પૂછતા નથી ને તે માગતા પણ નથી, તોપણુ મિઠાઈવાળો મિઠાઈની સાથેજ તેને સાચવવાનો બધો સામાન પોતાની મેળેજ આપે છે; તે તેની કિંમત તેની મિઠાઈની સાથેજ ગણી લે છે. એવીજ રીતે આપણે તો માત્ર ઈશ્વર પાસે ભક્તિજ માગવાની છે. ભકિતને રાખવાનાં સાધનો તો તે ભક્તિની સાથેજ પોતાની મેળે આપશે. એ માગવાની કાંઈ જરૂર નથી; કારણકે ભકતનું યોગક્ષેમ કરવાને તે બંધાએલો છે. મિઠાઈવાળો જ્યારે મિઠાઈ પણુ ખુલ્લી આપતો નથી, ગાંધી જ્યારે દવા પણુ પડીકાં બાંધ્યા વિના આપતો નથી અને વિલાયતી કાપડ આવે તે પણ બારદાન વિના આવતું નથી, ત્યારે પ્રભુ ભક્તિને નાગી કેમ આપશે ? અરધીના અજમાનું પણ પડીકું બંધાય, ભરૂચી ભાજીની પણ ઝુડીઓ બંધાય, એને સાચવવાની પણ કાળજી રહે અને ચિથરિયા ચોપડીઓને પણ પૂઠું હોય છે ત્યારે તમે વિચાર તો કરો કે પ્રભુ ભકિતને નાગી કેમ આપશે ? ભકિતને સાચવવા માટે ભકતનું રક્ષણ કરવું એ તો ભકિતનું બારદાન છે; એમાં કાંઈ ખાસ માગવા જેવું નથી. માટે ભાઇઓ ! પ્રભુ પાસે નિષ્કામ ભકિત માગો, એટલે સૌ સારાં વાનાં ઓની સાથે, એની મેળેજ ચાલ્યાં આવશે. નજીવી નજીવી ચીજોની માગણી નહિ કરો.

## ૩૧૩–ભક્તિનો જવાબ મળતાં વાર લાગે ત્યારે જાણવું કે પ્રભુ કાંઈક આપણું વધારે કલ્યાણુ કરવાનો છે.

આપણી ભકિતનો જવાબ દેવામાં પ્રભુ વિલંબ કરે ત્યારે સમજવું કે, આપણું કલ્યાણુ થવાનું છે, આપણે ત્યાં

કોઈ ભિખારી ગીત ગાતો ગાતો ભિખ માગવા આવે ત્યારે જો તેનું ગાયન આપણને સારૂં લાગે તો આપણે તેને ભિખ આપતાં વાર લગાડીએ છીએ અને તેનું ગાયન સાંભળ્યા કરીએ છીએ એ પછી અંતે તેને ખુશી કરીએ છીએ; પણ જો આપણને તેનું બોલવું સારૂં ન લાગે તો "માફ કર," એમ કહી દઇએ છીએ અથવા જલદીથી અર્ધી દુકાની તેની તરફ ફેંકી દઇએ છીએ. તેમજ પ્રભુને પણ જો આપણને વધારે ન આપવું હોય તો કાંઈ થોડું જલદી આપી દે છે; પણ જો કાંઈ વધારે આપવાની તેની ઈચ્છા હોય તોજ તે વાર લગાડે છે. માટે બહુ પ્રાર્થના છતાં પણ ભક્તજનોને જ્યારે જરૂરની ચીજ મળતાં પણ વાર લાગે ત્યારે જરૂર સમજવું કે, પ્રભુની આપણને કાંઇ વધારે આપવાની ઇચ્છા છે, માટે કદાચ ભક્તિનો જવાબ મળતાં વાર લાગે તો હિંમત હારી ભક્તિ છોડી દેવી નહિ; પણ ઉપર મુજબ સમજી ઉત્સાહપૂર્વક દૃઢતાથી વધારે વધારે પ્રાર્થના તથા ભક્તિ કરવી અને સર્વભાવથી ઈશ્વરમય બનતા જવું, તો ઇશ્વર આપણને છોડી દેશે નહિ. યાદ રાખજો કે ભક્તિનો જવાબ તુરતજ મળી જાય તો એટલા ટુંકામાંજ પતી જાય છે; પણ વાર લાગે તો વધારે મળવાની આશા બંધાયલા છે,માટે વાર લાગવાથી નહિ મળે એમ ધારી લઇ ભક્તોએ નિરાશ થવું નહિ જોઇએ.

---

## ૩૧૪–બચ્ચાંના કાલા કાલા બોલની પેઠે પ્રભુને પણ આપણી પ્રાર્થનાઓ વહાલી લાગે છે.

તમને નાનાં નાનાં નિર્દોષ બાળકો ઉપર પ્રીતિ છે ? તમે માબાપોનો પોતાનાં વહાલાં બચ્ચાંઓ ઉપરનો પ્રેમ જોયો છે?કાલું કાલું તોતડું તોતડું બોલતાં બાળકોનો નવો નવો અવાજ તેનાં વહાલાં માબાપોને કેવો મીઠો લાગે છે,એ તમને ખબર છે? એના એ શબ્દ તે બાળક પાસે વારે વારે બોલાવીને તેનો બાપ અંતરમાંથી કેવો ખુશી થાય છે એનું તોલ તમે કરી શકો છો? બાળકના એ કાલા કાલા અધુરા અધુરા બોલની પણ તેના બાપના મનમાં કેટલી મોટી કિંમત છે, એ તમે સમજી શકો છો?અને એ બાળકનું કાલું કાલું બોલવું, બાપના હુકમની બહુ દરકાર રાખ્યા વિના સ્વાભાવિક રીતેજ આડું અવળું રમવું અને વખતે વખતે બાપ

પાસે જવા માટે હાવલાં મારવાં ને ઉતાવળથી હાથ લાંબા કરી મને તેડી લો, એમ અંતરમાંથી ઇચ્છી, મધુરૂં મધુરૂં હાસ્ય કરતે કરતે ફૂદકા મારવા એ દેખાવ તમે જોયો છે ? એ દેખાવથી તેના વહાલા બાપને કેવો આનંદ થાય છે અને વારંવાર એવા આનંદનો દેખાવ જોવાને તેનો બાપ કેવો ઇચ્છે છે, એ તમે સમજી શકો છો ? જો એ સમજતા હો તો તમને ખબર પડે કે, આપણા-પિતા સમર્થ પ્રભુનાં આપણે બાળક છીએ અને આપણી પ્રાર્થનાઓ તે કાલું કાલું બોલતાં નાનાં બાળકોના શબ્દોના જેવી અપૂર્ણ ને અસ્ફુટ છે; પણ આપણા પરમ દયાળુ પિતા પ્રભુને તે બહુ વહાલી લાગે છે અને વહાલી લાગે છે માટે તે આપણી પાસે વારે વારે એનું એ બોલાવવા ઇચ્છે છે, માટે આપણે ફરી ફરી એની એ પ્રાર્થના કરતાં થાકી જવું નહિ જોઇએ; કારણ કે આપણી પ્રાર્થનાઓ પ્રભુને બહુ ગમે છે, માટે તે આપણી પાસે વારંવાર બોલાવવા ઇચ્છે છે; એટલે એવી પ્રાર્થનાઓ જેટલી વધારે થાય તેટલાં આપણાં વધારે ધન્યભાગ્ય છે. માટે કદિ પણ સર્વશક્તિમાન પ્રભુની પ્રાર્થના કરતાં કંટાળશો માં. એ તો જેમ વધારે થાય તેમ વધારે લાભ છે.

## ૩૧૫–હુશિયારીનો આપણે કેવો ખોટો ઉપયોગ કરીએ છીએ ?

એક જાણીતા હુશીઆર વકીલ પાસે કોઇ એક બહુ અગત્યનો મોટો કેસ આવ્યો. એ કેસની દશ હજાર રૂપિયા ફી ઠરી. થોડા દિવસમાં એ કેસનો ચુકાદો તે વકીલના અસીલની તરફેણમાં થયો, તેથી વકીલને દશ હજાર રૂપિયાની ફી મળી. એ પછી બીજે દિવસે તે કેસ જીતનાર માણસ વકીલ પાસે આવ્યો. એ વખતે વકીલ પોતાના ઘરમાં પોતાની સ્ત્રી પાસે બેઠો હતો. તેણે તે આવનાર માણસને કહ્યું કે, કાલે તમારો કેસ ખલાસ થયો છે, હવે શું કામ છે ? ત્યારે તે માણસે કહ્યું કે, તમને આ દશ હજાર રૂપિયા આપવા માટે આવ્યો છું. એમ કહીને તેણે પોતાના પાકીટમાંથી દશ હજાર રૂપિયાની એક નોટ કહાડી. ત્યારે વકીલે કહ્યું કે, મારી ફી તો મને કાલ સાંજેજ મળી ગઈ; તમને તે ખબર નથી ? પેલા માણસે કહ્યું કે તમને મેં ફી મોકલી આપી

છે, એ હું જાણું છું, પણ આ દશ હજાર રૂપિયા તો તમને ઇનામના છે. વકીલે કહ્યું, એટલું બધું શા ખાતે ? ત્યારે તે માણસે કહ્યું કે, સાહેબ ! અમારો કેસ બિલકુલ જૂઠો હતો. એક પણ વાત સાચી હતી નહિ,પણ તમારી હુશિયારીથીજ તેઓના સાક્ષી ઉડી ગયા, તેથી તેઓના વકીલો દબાઈ ગયા અને જડજના મન ઉપર તમારા ભાષણની એવી સારી અસર થઇ ગઇ કે જેથી અમારા લાભમાં ચુકાદો થઇ ગયો. તમારી હુશિઆરીથીજ અમે આ સાવ જૂઠો કેસ જીત્યા છીએ, માટે તમને ઇનામ આપવાની અમારી ફરજ છે; એમ કહીને તેણે વકીલના હાથમાં દશ હજાર રૂપિયાની નોટ મૂકી. આ વાત સાંભળીને અને દશ હજાર રૂપિયાની નોટ જોઇને મનમાં ખુશી થઇને જરા હસતે હસતે તેણે પોતાની બાયડી સામું જોયું. એવા ભાવથી કે, જોઈ મારી હુશીઆરી ? એ જોઇને તે ભલી બાઇએ તેને કહ્યું કે, તમારી એટલી બધી હુશીઆરી જ્યારે ખોટા કામમાં વાપરો છો ત્યારે તે જો સાચા કામમાં વાપરતા હો, તો તમે કેટલું બધું કરી શકો, એ વિચાર તો કરો ?

ભાઇઓ ! આપણે બધા પણ એ હુશીઆર વકીલની પેઠે આપણી હુશીઆરીને ખોટે રસ્તેજ વાપરીએ છીએ. આપણી યુક્તિઓ, આપણા પ્રપંચો, આપણી દોડધામ અને આપણા ચાળાચસકાઓ ઘણું કરીને ખાસ ખોટાં કામોને માટેજ હોય છે, ને એથીજ આપણે ઈશ્વરથી વિમુખ થઇએ છીએ. ભકતરાજ તુલસીદાસજી કહે છે કે:—

દોહરો

જેસી નીત હરામમેં, તેસી હરમેં હોય;
ચલા જાય વૈકુંઠમેં, પલા ન પકડે કોય.

ભકિત કરવા માટે—પ્રભુના વહાલા થવા માટે, માત્ર એટલુંજ કરવાનું છે કે જે પ્રવાહ ખારા સમુદ્રમાં નકામો ચાલ્યો જાય છે, તેજ પ્રવાહને સુંદર બગીચામાં વાળી દેવો; જે વૃત્તિ જૂઠામાં લાગેલી છે તેને સત્યમાં લગાડવી; જેવી વ્યવહારમાં પ્રીતિ છે તેવી પ્રભુમાં પ્રીતિ કરવી; એનુંજ નામ ભકિત છે ને એમાંજ મોક્ષ છે. સર્વ ચતુરાઈની ચતુરાઈ તે એજ છે.

આપણે જ્યારે જૂઠામાં પણ એટલું બધું કરી શકીએ છીએ, ત્યારે સાચામાં કેટલું બધું કરી શકશું એ ખ્યાલ તો કરો ? માટે

ભાઇઓ ! સત્યને પકડો, સત્યને પકડો, એજ તરવાનો રસ્તો છે અને પ્રભુનું નામ એજ સત્ય છે; બીજું સર્વ તો ક્ષણભંગુર છે. જૂઠાને પકડવાથી તો બહુ મહેનત પછી, કદાચ માત્ર થોડા રૂપિયાનુંજ ઇનામ મળે છે, પણ સત્યને પકડવાથી તો અલૌકિક વસ્તુની પ્રાપ્તિ થાય છે. જેમ કે પાપની માફી, અંતઃકરણની પવિત્રતા, સત્સંગમાં પ્રીતિ અને પરમાર્થવૃત્તિ વગેરે ઉત્તમ તત્ત્વની પ્રાપ્તિ થાય છે; માટે જે વૃત્તિ હરામમાં લાગેલી છે તેને ઈશ્વર તરફ વાળો. એજ સર્વ તત્ત્વનું તત્ત્વ છે ને એજ સર્વ ધર્મનો ધર્મ છે.

પદ

ભાવથી પ્રભુ ભજો, પ્રભુ ભજો ( ૨ )
તમે તરકટ કરવાં તજો રે—ભાવથી૦
હાં રે દયાદિલમાં રાખજો દહાડી રે ( ૨ )
તેથી અતિસુખ પામશો અગાડી રે—ભાવથી૦
હાં રે કોઇ પારકાં સંકટ કાપો રે ( ૨ )
ભાવે ભૂખ્યાંને ભોજન આપો રે—ભાવથી૦
હાં રે જે જે દીસે છે તે છે જવાનું રે ( ૨ )
એમાં કંઇ નથી રહેવાનું રે—ભાવથી૦
હાં રે જ્યારે આવશે વેળા છેલ્લી રે ( ૨ )
પ્રભુ વિના બીજો નથી બેલી રે—ભાવથી૦
હાં રે નથી રહેવાનું દલપતરામે રે ( ૨ )
પ્રભુ ભજે તે શુભ ગતિ પામે રે—ભાવથી૦

## ૩૧૬–લોકોની પેઠે ગુરુઓએ પણ પોતાના ધંધાની તાલીમ લેવી જોઇએ.

જેને વહાણ ચલાવવાનું કામ ન આવડે તે જો વહાણનો કૅપ્ટન બને તો જરૂર વહાણને ડુબાવે છે. જેને વૈદકનું કામ ન આવડે તે જો ઉંટવૈદું કરે તો જરૂર કોઇ માણસને દુઃખી કરે છે. રસોઇ કરતાં ન આવડે ને રસોઈ કરવા જાય તે જરૂર રસોઈ બગાડે છે. જેને નામું ન આવડે ને નામું માંડે તે જરૂર નામામાં ગોટાળો કરે છે અને જે લડાઇનું કામ શીખ્યાવિના લડાઇ કરવા જાય તે જેમ પોતાનાજ હાથપગ કાપે છે, તેમજ જે ગુરુઓનાં હૃદય ભક્તિથી ભીંજાએલાં નથી, જે ગુરુઓનાં હૃદય શ્રદ્ધાથી તરબોળ થયાં નથી અને જે ગુરુઓની વાણી ઉપદેશ વખતે

અમૃતની ધારાની માફક-ગંગાના પ્રવાહની માફક છુટથી ચાલી શકતી નથી, તેઓ પણ પોતાના શિષ્યોને ખરો લાભ આપી શકતા નથી;માટે.જેમ સૌ લોકોને પોતપોતાના ધંધારોજગારની ખાસ તાલીમ લેવી પડે છે, તેમ ગુરુઓએ પણ પોતાના ધર્મનો, જનસ્વભાવનો અને દેશકાળના રીતરિવાજોનો તથા આસપાસના સંજોગોનો ખાસ અભ્યાસ કરવો ઘટે છે. એવી રીતે જમાનાને અનુસરતી ધર્મની કેળવણી લીધા વિના તેઓ ફતેહ મેળવી શકે નહિ, કારણ કે પોલમપોલ ચલાવવાનો સમય હવે ફરતો જાય છે, એ વાત દરેક ગુરુઓએ બરોબર રીતે સમજી રાખવી ઘટે છે. જો એવી રીતે સમજીને ગુરુઓ તરફથી કામ લેવાશે તો તેઓ પોતાના ધર્મની, દેશની અને પોતાના આત્માની ઉન્નતિ કરી શકશે તથા પોતાના શિષ્યોનું કલ્યાણ કરી શકશે; પણ જો તેઓ પોતેજ પોતાના પવિત્ર ધંધાની કેળવણી નહિ લે તો પછી લોકો તેને નહિ માને તેમાં નવાઇ શું ? પોતાના ધંધાની પોતાનેજ કિંમત ન હોય તો પછી બીજાઓ તેની કદર કયાંથી બુઝી શકે ? એમ ન થાય માટે ગુરુઓએ જમાનાને અનુસરતી રીતે પવિત્ર ધર્મની કેળવણી લેવી જોઇએ અને શિષ્યોએ તેઓને એ બાબતની ખાસ સગવડતા કરી આપવી જોઇએ.

૫૬

જૂના ધરમ લ્યો જાણી, મારા સંતો, જૂના ધરમ લ્યો જાણી હે જી. (ટેક)
નદીકિનારે કોઈ જન ઉભો, તરસ નહિ સમાણી હે જી;
કાં તો આળસુ અંગ એહનું, સરિતા ખરે સુકાણી—મારા સંતો૦
કલ્પતરુ તળે કોઇ જન બેઠો, ક્ષુધા ખુબ પીડાણી હે જી;
નહિ કલ્પ એ બાવળિયો કે, ભ.ગ્યરેખ ભેળાણી—મારા સંતો૦
સદ્‌ગુરુ સેવે શિષ્ય નવ સુધર્યો, વિમળ મળી નહિ વાણી હે જી;
કાં ગુરુજી છે જ્ઞાન વિનાના, કાં પાપી એ પ્રાણી—મારા સંતો૦
ભક્તિ કરતાં ભય દુઃખ આવે, ધીરજ નવ ધરાણી હે જી;
કાં સમજણ તો રહી છે છેટે, નહિ નામ નિરવાણી—મારા સંતો૦
ચિંતામણિ મળી પણ તોએ, ચિંતા નવ હોલાણી હે જી;
નહિ ચિંતામણિ નકી એ પથરો, વસ્તુ નવ ઓળખાણી—મારા સંતો૦
મળ્યું ધન તોએ મોજ ન માણી, કહું કરમની કહાણી હે જી;
કાં તો ભાગ્ય બીજાનું ભળિયું, કાં તો ખોટી કમાણી—મારા સંતો૦
અમૃત મળ્યું પણ અમર થયો નહિ, પીવાની જુક્તિ ન જાણી હે જી;
કાં તો ઘટમાં ગયું નહિ કે, પીવામાં આવ્યું પાણી—મારા સંતો૦

ધર્મ કર્મ ને ભક્તિ ભણે, ભેદવિના ધૂળધાણી હે જી;
કહે ગણપત સમજી લ્યો સંતો, પૂરી પ્રાત પ્રમાણી—મારા સંતો૦

## ૩૧૭–પ્રભુ તો દર પળે મદદ કરવાને તૈયાર છે, પણ આપણા પુરુષાર્થનીજ ખામી છે.

એક ત્રણ ચાર વરસનો નાનો છોકરો હતો. તે નીચે રમતો હતો ને તેની મા માળ ઉપર કામકાજમાં રોકાએલી હતી. એ પછી થોડીવારે મા પાસે જવા સારૂ છોકરો ઉતાવળ કરવા લાગ્યો અને મા, મા, કરીને બૂમ પાડવા લાગ્યો.ત્યારે માએ કહ્યું, આવું છું. છોકરો બહુ ઉતાવળ કરવા લાગ્યો, ત્યારે માએ ઉપરથી કહ્યું કે, લે દીકરા ! આ રમકડું; પણ એ રમકડાંની દરકાર નહિ કરતાં મા, મા, કરીને તે છોકરો રોવા લાગ્યો. ત્યારે માએ કહ્યું કે, બાપુ ! ધીરો પડ. હમણાં આવું છું હો. એમ કરતાં જરાવાર થઇ ગઇ તોપણ મા આવી નહિ, ત્યારે મા પાસે જવા સારૂ ઉતાવળ કરીને છોકરો દાદરનાં પગથિયાં ચડવા લાગ્યો. બે ત્રણ પગથિયાં ચડયો એટલે માને ફીકર લાગી કે રખેને છોકરો પડી જશે, તેથી તે પોતાનું કામ પડતું મૂકીને ઝટઝટ છોકરાની સામી દાદર ઉપર આવી. છોકરો તો હજુ માંડ બે ત્રણ પગથિયાં ચડયો હતો, એટલામાં તો તેની મા આઠ દશ પગથિયાં નીચે ઉતરીને સામી આવી અને પ્રેમથી છોકરાને તેડી લઇ છાતી સાથે દાબી, વહાલો કરી, બકીયો* દેવા લાગી.

આવીજ રીતે તે બાળકની પેઠે આપણે આપણા પિતા પ્રભુની પાસે જવા ઇચ્છીએ છીએ, પણ તે જ્યાંસુધી માત્ર વાતો કરીનેજ પ્રભુને બોલાવીએ ત્યાંસુધી કાંઇ પ્રભુ આવે નહિ. નાનો છોકરો જેમ પોતાની શકિત નહિ છતાં પણ દાદરો ચડવાની મહેનત કરવા લાગ્યો, તેમ આપણે પણ આપણા દેશકાળ અને આપણી આજુબાજુના સંજોગો પ્રમાણે પ્રભુને પામવા માટે તજવીજ કરવી જોઇએ. જ્યાંસુધી એમ ન કરીએ ત્યાંસુધી પ્રભુવિના આપણે રહી શકતા નથી, એમ પ્રભુ માને નહિ; અને જ્યાંસુધી એવી ખાત્રી ન થાય ત્યાંસુધી કાંઇ પ્રભુ આપણી પાસે આવે નહિ;કારણ કે મા જેમ પોતાનાં છોકરાંને રોતીસુરત જોવા ઇચ્છતી નથી, તેમ પ્રભુ પોતાનાં બાળકોને નમાલાં જોવા ઇચ્છતો નથી; તે તો આપણી પાસેથી પુરુષાર્થ માગે છે અને પુરુષાર્થથીજ તે

* ચુંબન

પ્રસન્ન થાય છે. આપણે પ્રભુને ખાતર પુરુષાર્થ કરીએ એટલે તેની મદદ તેજ ઘડીએ તૈયાર છે. તેની મદદને વાર નથી, માત્ર આપણા પુરુષાર્થનીજ ખોટી છે; માટે ભાઇઓ! આળસ તજીને પ્રભુના રસ્તામાં આવો. પ્રભુના રસ્તામાં આવવા માટે તમોને તો માત્ર બે ત્રણ પગથિયાંજ ચાલવું પડશે, પણ પ્રભુ એવો દયાળુ છે ને તમારી ઉપર તેનો એટલો બધો પ્રેમ છે કે તે પોતે તો ઘણુંએ પગથિયાં ઉતરીને ખાસ તમોને તેડવા માટે સામો આવશે.

## ૩૧૮–ભક્ત થયા પછી લોભ રખાય નહિ.

એક ગરીબ માણસની છોકરી હતી. તેનું લગ્ન કોઇ મોટા શાહુકારની સાથે થયું. એ શાહુકાર બહુ ભલો ને ઉદાર હતો અને પોતાની વહુ ઉપરના પ્રેમને લીધે તેને રાજી રાખવા ઇચ્છતો હતો. તેથી તે શાહુકાર દર મહિને પોતાની વહુને હાથખરચી માટે ઘણા પૈસા આપતા હતા; પણ એ શેઠાણી ગરીબ માણસની છોકરી હોવાથી ને બાળપણથી તેનામાં કરકસરથી રહેવાની ટેવ હોવાથી તે વધારે પૈસા ખરચી શકતી નહોતી. પોતે બાપને ત્યાં હતી ત્યારે મહિને બેચાર રૂપિયાના ખરચમાં ચલાવી લેતી હતી, એટલે અહીં પચાસ રૂપિયા ખરચવા એ તેને બહુ વધારે થઇ પડતું હતું.

એક દિવસ તેના વરે પૂછયું કે, તું કાંઇ પૈસા કેમ માગતી નથી? હું તને મહીને બસો રૂપિયા ખીસ્સાખરચી સારૂ આપું છું તે પૂરા થાય છે કે નહિ? તારે મુંઝાવું નહિ. દર મહિને પાંચસો રૂપિયા સુધી ખર્ચવાની તને છૂટ છે. ત્યારે તે બાઇએ કહ્યું કે, મને તો પચાસ રૂપિયા પણ વધારે થઇ પડે છે. તમે મને બસો રૂપિયા આપો છો પણ બાકીના રૂપિયા તો મારી પાસે પડેલા છે. એટલું બધું ખર્ચ તે હું શેમાં કરૂં? મારા બાપને ત્યાં તો હું મહિને પાંચ રૂપિયામાં ચલાવી લેતી હતી. ત્યારે તે શેઠે કહ્યું કે, તારો બાપ ગરીબ માણસ હતો, એટલે ત્યાં એમ ચલાવતી એ વ્યાજબી છે, પણ મારે ત્યાં કાંઇ એમ ચાલે નહિ. મને તો પ્રભુએ ઘણુંએ આપેલું છે, માટે તેનો લાભ તારે લેવો જોઇએ. મારી આબરૂ પ્રમાણે જો તું ન ખરચે, તો એ મને ખરાબ લાગે. તારા બાપને ઘેર રહેતી તેમ કાંઇ મારે ઘેર રહેવાય નહિ; કારણ કે તે તો ગરીબ માણસ હતો ને હું તો મોટો શ્રીમંત છું. મારા જેવા શેઠિયાના ઘરમાં આવીને પણ જો તું એવી ભિખારણ જેવીજ રહે

તો પછી તારૂં શેઠાણીપણું કામનું શું ? મારી મોટાઈને ખાતર ખુલ્લું મન રાખીને હવે તો તારે ખુબ ખર્ચવું જોઈએ. પતિના આ ઉપદેશ પછી ધીરે ધીરે તે બાઇ વધારે વધારે ધર્મ-દાન કરવા લાગી.

ભાઇઓ ! ભકતો પોતાનો માલ લૂંટાવે છે, તેનો ભેદ હવે તમે સમજ્યા ? તેઓનું લગ્ન પ્રભુ સાથે થઇ ગયેલું હોય છે,એટલે માથે મોટો ધણી હોવાથી બેફીકરપણે તેઓ માલ ઉડાવી શકે છે પણ આપણે તેમ કરી શકતા નથી કારણ કે આપણે ખરા ભકત થયા નથી ત્યાંસુધી ગરીબ માણસની છોકરી જેવા છીએ, એટલે થોડામાં નિભાવી લઈએ છીએ. પણ ધર્મના રસ્તામાં ગયા છતાં પણ જો ઉદારતા ન રાખીએ. અને મોટું મન ન રાખીએ તો પછી પેલીનું શેઠાણીપણું જેમ કામનું નહિ તેમ આપણી ભકિત પણ શું કામની ? શ્રીમંતને પરણ્યા છતાં પણ જો પોતાની આગલી ગરીબાઇના સ્વભાવને વળગી રહે તો એ હલકાઈજ કહેવાય. અને ઉલટું તે શેઠિયાને ખરાબ લાગે તેમજ ભકત થયા પછી-હરિજન થયા પછી-પ્રભુ સાથે લગની લાગ્યા પછીપણ જો સાંકડું મન રાખીએ ને મુઠી વાળી રાખીએ, તો એ આપણીજ નાલાયકી છે ને પ્રભુને ખરાબ લગાડનારૂં છે. માટે તમારો જીવ ઘડીકમાં ન ચાલે ને તમે થોડામાં ચલાવી શકતા હોય તોપણ તમારા સમર્થ ધણીની આબરૂ સારૂ ને તેની તરફની તમારી પવિત્ર લાગણી સારૂ તમારા ભાઇબહેનો સાથે તમારે ઉદારતાથી વર્તવું જોઇએ.

---

## ૩૧૯—જે કાલની ફીકર કરે તે ખરા ભકતો નથી.

એક ગુરુ ને ચેલો કોઇ ગૃહસ્થને ત્યાં જમવા ગયા. જમી ઉઠયા પછી તે શેઠનો માણસ મુઠીભરીને સોપારીના કટકા લાવ્યો ને તે ચેલાના હાથમાં આપ્યા. ચેલાએ તેમાંથી એક બે કટકા ખાધા અને બાકીના કટકા પોતે ઓઢેલા લુગડાને છેડે બાંધ્યા, ને ત્યાંથી ચાલી નીકળ્યા.

જતાં જતાં રસ્તામાં ગુરુની નજર ચેલાના કપડાના છેડા ઉપર પડી. તેથી તેણે પૂછયું કે, બેટા ! આ ગાંઠે શું બાંધેલું છે ? ચેલાએ કહ્યું કે, મહારાજ ! સોપારીના કટકા છે. ગુરુએ કહ્યું કે, એ શામાટે બાંધી રાખ્યા છે ? ત્યારે એ ચેલાએ કહ્યું કે, કાલ સારૂ. ગુરુએ અજબ થઇને કહ્યું કે, અરે ! એટલો બધો અવિ-

શ્વાસ ! જેણે તને આજે દૂધપાકપૂરી આપ્યાં તે કાલ સોપારી નહિ આપે ? જેણે તને આટલાં બધાં વરસ સુધી જીવાડયો તે તને આવતી કાલે સોપારીનો કટકો નહિ આપે;અને કદિ સોપારી ન મળે તોપણ ભગવદ્દઇચ્છા. એની વળી દરકાર શું ? એવી દરકાર રાખે છે ત્યારે સાધુ શામાટે થયો ? બેટા ! ઘર છોડતાં તને મુશ્કેલી લાગી નહિ, માબાપ છોડતાં તને દિલગીરી લાગી નહિ, બાઈડી તજતાં તને વિચાર ન થયો, નાતજાત ને માન–મરતબો છોડતાં તને ફિકર ન થઈ, ધન–દોલતની અને વિષયોનાં સુખની તેં પરવા કરી નહિ અને હવે સોપારીના કટકાની દરકાર રાખે છે ! ! ટાઢતાપથી ને તીર્થો કરતાં મુસાફરીના થાકથી તું ડર્યો નહિ અને ભૂખતરસની દરકાર છોડીને તારા આત્માના કલ્યાણ માટે તું ભકત થયો,તેમ છતાં પણ ભગવદ આશરાનું બળ છોડીને હજી તું સોપારીના કટકા ગાંઠે બાંધે છે ? શરમ ! શરમ ! આવું સાધુપણું તો લોકોને અને પોતે પોતાના પંડને ઠગવા માટેજ હોઇ શકે. ખરા ભકતો તો કદિ પણ ગઇ કાલનો અફસોસ કરતા નથી કે આવતી કાલની ફીકર કરતા નથી. બેટા ! તું જો તો ખરો કે હરણો પાસે કયાં તીજોરીઓ છે ?માછલીઓને માટે બી વાવવા કોણ જાય છે ? કાકીંડાઓ માટે કયાં ખળાંઓ છે ? દેડકાંઓ કોની નોકરી કરવા જાય છે ? કબુતરોની વખારો કયાં છે ? અને સાપનાં ખેતરો કયાં છે ? તેઓને માટે માણસોના જેવી કાંઇ પણ સગવડતા નહિ હોવા છતાં પણ તેઓ ભૂખે મરતાં નથી, ત્યારે માણસો કેટલાં બધાં ઉત્તમ છે ? કેટલાં બધાં બુદ્ધિશાળી છે ? કેટલાં બધાં સાધનોવાળાં છે ? અને કેટલાં બધાં પ્રભુનાં કૃપાપાત્ર છે ? એ વિચાર તો કર. એવાં ઉત્તમ માણસો ને તેમાં પણ પ્રભુના ભકતો ભૂખે કેમ મરશે ? શું એટલો પણ વિશ્વાસ નથી.

ગુરુજીનો આ ઉપદેશ સાંભળી શિષ્યે પોતાની પાસેનાસોપારીના કડકા ફેંકી દીધા અને એ કડકા બાંધી લેવાની પોતાની ભૂલ સમજી તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. ખરા ભકતો આવા નિસ્પૃહી હોય છે ને એવું વિશ્વાસી જીવન ગાળનારા હોય છે. એવા મહાન ભકતોને માન આપતાં શીખો અને બ્રહ્માર્પણ કર્મો કરી એવા નિઃસ્પૃહી થતાં શીખો તથા ભગવદ્દઆશરાનું બળ રાખતાં શીખો.

ઈંદ્રવિજય છંદ

જા દિનતેં ગર્ભવાસ તજ્યો નર, આઇકે આહાર કીયો તબહીકો;

ખાત હી ભાત ભયે ધ્રતને દિન, જાનત નાહી ન ભૂખ્યો કહીકો.
દોરત ધાવત પેટ દિખાવત, તું શઠ કીટ સદા અનહીકો;
સુંદર કયું વિશ્વાસ ન રાખત, સો પ્રભુ વિશ્વ ભરે સબહીકો.

## ૩૨૦—ખરા ભક્તો ગમે તેવી સ્થિતિમાં પણ આનંદમાંજ રહે છે.

અસલના વખતમાં કોઈએક ગામનો રાજા મરી ગયો. તેની પાછળ કોઇ હક્કદાર વારસ ન હોવાથી પ્રધાનોએ ઠરાવ કર્યો કે શહેરના સર્વ લોકોની એક મોટી સભા ભરવી. તેમાં જે માણસની ઉપર હાથણી કળશ ઢોળે તે રાજા થાય. સર્વ લોકોએ અસલી રીત મુજબ પોતાની ખુશીથી એ વાત કબૂલ કરી. એ પછી એક મોટા ચોગાનમાં શહેરનાં સર્વ માણસોની સભા થઈ ને તેમાં એક હાથણીને શણગારીને કળશ આપીને છુટી મૂકી. હાથણીએ ઘણીવાર સુધી ફરતેફરતે અંતે એક સંન્યાસી ઉપર કળશ ઢોળ્યો ત્યારે બધા લોકોએ તે સંન્યાસીને કહ્યું કે, મહારાજ ! હવે તમે અમારા રાજા થયા છો, માટે આ કોપીન ને ભગવાં વસ્ત્ર કાઢી રાજમુગટ ધારણ કરો;અને આ વાંસના દંડને બદલે રાજદંડ ધારણ કરો. સંન્યાસીએ કહ્યું કે, મને રાજ્યની જરૂર. નથી હું રાજ્યને શું શું કરૂં ? હું તો મારા વૈરાગ્યથીજ રાજાઓનો રાજા છું. મને કાંઇ રાજખાજની દરકાર નથી.હું તે એવી ઉપાધિમાં શામાટે,પડું? પ્રધાનોએ કહ્યું કે, તમને રાજ્યની જરૂર નથી એ ખરી વાત, પણ પ્રભુએ તમને રાજ્ય આપ્યું માટે તે તમારે ભોગવવું જોઇએ. હાથણીએ તમારી ઉપર કળશ ઢોળ્યો તે કાંઇ મિથ્યા થાય નહિ. ભાગ્યદેવી તમારી ઉપર પ્રસન્ન થઇ છે, તેને તમે કેમ ઉલટાવી શકશો ? હવે કાંઇ તમારૂં ચાલે તેમ નથી.ભગવદ્દઇચ્છાને આધીન તમારે થવુંજ પડશે. બહુ બહુ ના પાડયા છતાં પણ લોકોએ તે સંન્યાસીને પોતાનો રાજા બનાવ્યો.

એ પછી ઘણાં વરસો વીત્યા બાદ બીજો કોઇ રાજા ઓચીંતો એ રાજ્ય ઉપર ચડી આવ્યો. તેણે સંન્યાસી રાજાને પકડી ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો. ત્યારે તે રાજાએ જરા પણ દિલગીર નહિ થતાં સંન્યાસ વખતનાં પોતાનાં અસલી કપડાંનું પોટલું બાંધી રાખ્યું હતું, તે કપડાં હરહર મહાદેવ બોલતે પાછાં પહેરી લીધાં અને સૌને " નમો નારાયણ " કરીને ઈશ્વરી લીલાના ચમ-

રકાર ઉપર હસતે હસતે જંગલમાં ચાલી નીકળ્યો.

પોતાની ઈચ્છાને ભગવદ્ ઈચ્છામાં મિલાવી દેવી અને ભગવદ્દઈચ્છાને આધીન થઇ જવું, તેનુંજ નામ સંન્યાસ છે. એવી વૃત્તિ રાખીને પછી પ્રારબ્ધયોગથી જે સુખદુઃખ આવી મળે તેને પ્રભુને યાદ કરતે કરતે શાંતિથી ભોગવી લેવાં એજ ભકતનું લક્ષણ છે, એજ ભકતની ખુબી છે, એજ ભકિતનું રહસ્ય છે અને એજ ભકતની ઉત્તમતા છે. પ્રભુએ કહેલું છે કેઃ—

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः।
स संन्यासी च योगी चन निरग्निर्न चाक्रियः॥
(ગી૦ અ૦ ૬ શ્લો૦ ૧)

અર્થઃ—કર્મનાં ફળની ઈચ્છા રાખ્યા વિના, જરૂર કરવાનાં કરવા લાયક કામ જે કરે છે તેજ સંન્યાસી છે ને તેજ ખરા યોગી છે. માત્ર અગ્નિને ત્યજી દીધો હોય તથા વ્યવહારનાં કામકાજ કરવાં છોડી દીધાં હોય તે કાંઇ ખરા સંન્યાસી કે સાચા યોગી નથી.

ભાઇઓ! પ્રભુનો આવો ખુલ્લો હુકમ છે, માટે બહારના ડોળડીમાકમાં ને ઉપર ઉપરના ઢોગસોંગમાંજ પડયા નહિ રહેતાં, ખરા સંન્યાસી ને ખરા યોગી થવું હોય તો શુદ્ધ અંતઃકરણથી ભગવદ્દઈચ્છાને આધીન થાઓ, એટલે કે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહો અને ભોગજોગથી જે કાંઇ સારૂં નરસું આવી મળે તે પ્રભુનું સ્મરણ કરતે કરતે શાંતિથી સહન કરો.

કવિત

ધૂલ જૈસે ધન જાકે શૂલસો સંસાર સુખ,
ભૂલ જૈસો ભાગ દેખે અંત જૈસી યારી હૈ;
પાપ જૈસી પ્રભુતાઇ શાપ જૈસા સનમાન,
બડાઇ બિચ્છુન જેસી નાગિનસી નારી હૈ;
અગ્નિ જૈસો ઇન્દ્રલોક વિઘ્ન જૈસો વિધિલોક,
કીરતિ કલંક જૈસી સિદ્ધિ સી ઠગારી હૈ;
વાસના ન કોઇ બાકી ઐસી મતિ સદા જાકી,
સુંદર કહત તાહિ વંદના હમારી હૈ

સવૈયો

કોઉક નિંદત કોઉક વંદત, કોઉક દેતહિ આઇજુ ભછન,
કોઉક આય લગાવત ચંદન, કોઉક ડારત ધૂરી તતછન;
કોઉ કહે યહ મૂરખ દીસત, કોઉ કહે યહ આહિ વિચછન,
સુંદર કાહુસું રાગ ન દ્વેષ ન, એ સબ જાનહું સાધુકે લછન.

## ૩૨૧–મનમાં હલકી ઇચ્છાઓ રાખીને સમાધિ ચડાવો તોપણ કાંઈ વળવાનું નથી.

એક રાજાના દરબારમાં કોઇ ભાંડ રમવા માટે આવ્યો. એ ભાંડ દરેક જાતનો વેષ લેવામાં બહુ હુશીઆર હતો. તેનું એકટિંગ એવું સરસ હતું કે લોકો તેથી બહુ અજબ થતા હતા. રાજાને રીઝવીને તેની પાસેથી મોજ લેવા માટે એ ભાંડ ઘણી ઘણી જાતના ઢોંગસોંગ કરવા લાગ્યો. કાગડાની, કુકડાની, વાંદરાની વગેરે જનાવરોની બોલી તે બરાબર રીતે બોલી જાણતો હતો. સભામાં તેણે કૂતરાનો અવાજ કહાડયો, ત્યારે બહાર કૂતરાંઓ ભસવા લાગ્યાં અને કાગડાનો અવાજ કહાડયો ત્યારે સેંકડો કાગડાઓ ભેળા થઇ ગયા. એ પછી તેણે વાંદરાં ચીડાયાં હોય તેના જેવું મોહું કરી બતાવ્યું.હબસીના જેવા મોટા હોઠ કરી દેખાડયા. વાણિયાનો ફારસ કરી બતાવ્યો. બીબીસાહેબનાં નખરાં કરી દેખાડયાં. ભેજાફાટેલ ગરમ મિજાજના લશ્કરી અમલદારના સ્વભાવ તથા ચહેરા આબાદ રીતે બતાવ્યા. કુભારજાનો જુલમ તથા નઠારા ગુરુઓનાં ફારસ કરી બતાવ્યાં અને છેવટ છતાંસાધનોએ માત્ર જરાક બેદરકારીથીજ રાજાઓ કેવા આંધળા બને છે અને કારભારીઓ કેમ લૂંટી જાય છે, તેનું પણ બહુ રસીલું વર્ણન કરી બતાવ્યું. ભાંડની ચતુરાઇથી રાજા પોતે અને આખી સભા બહુજ ખુશખુશ થઇ ગઇ અને સૌ શાબાશ, શાબાશ, બોલવા લાગ્યા. ત્યારે રાજાએ ભાંડને પૂછયું કે, તને ન આવડે એવો કોઇ વેષ છે ? ત્યારે ભાંડે કહ્યું કે, મહારાજ ! પ્રભુકૃપાથી મને ન આવડે એવો કોઇ વેષ હું જાણતો નથી. રાજાએ કહ્યું કે, જે કહીએ તે વેષ તું લેશે ? ત્યારે ભાંડે કહ્યું કે, હા મહારાજ ! જે કહો તે વેષ લાવું. જો તમારા હુકમ પ્રમાણે વેષ ન લઈ શકું તો હું ભાંડ શાનો ?

એ સાંભળીને "કારભારીઓ કેમ લૂંટી ખાય છે" એ પ્રસંગથી ગુસ્સે થએલા કોઈ અમલદારે કહ્યું કે, મહારાજ ! ભાંડ પોતાની ખોટી બડાઈ કરે છે. કાંઇ બધા વેષ તે લઇ શકાય ? ત્યારે ભાંડે કહ્યું કે, અહીં કાંઇ ઉધારની વાત નથી. મારી પાસે તો રોકડે ચૂકવવાની વાત છે. તમે કહો તે વેષ જો હું ન લઇ શકું તો આજથી ભાંડપણું છોડી દઉં.ત્યારે તે અમલદારે રાજાને કહ્યું

કે, મહારાજ ! એને યોગીનો વેષ લાવવાનું કહો,એટલે હમણાંજ એની બડાઇની ખબર પડી જશે. એ સાંભળી રાજાએ ભાંડને હુકમ કર્યો કે યોગીનો વેષ લાવ ને સમાધિ ચડાવ તો તું સાચો; નહિ તો એટલો કાચો. ભાંડે કહ્યું, એમાં શું મોટી વાત છે ? આપના જેવા રાજામહારાજાઓ પાસેથી મનમાનતી મોજ લેવા માટે એ પણ હું શીખેલો છું હો. સમાધિ લેવી કાંઈ મારાથી અજાણી નથી; એમ કહીને તેણે યોગીનો વેષ લીધો અને સિદ્ધાસન, પદ્માસન, મયૂરાસન, કકકુટાસન, દૃઢાસન,વીરાસન વિગેરે ઘણી જાતનાં આસનો, તથા ઘણી જાતના પ્રાણાયામ અને ઘણી જાતની મુદ્રાઓ કરી બતાવી. એ પછી તેણે એક કલાકની સમાધિ ચડાવી. સમાધિ જોઈને રાજા તથા બીજા સૈ લોકો બહુજ અજબ થઇ ગયા, તેથી સભામાં છુટથી ભાંડનાં વખાણ થવા લાગ્યાં અને સૈ લોકોનું ધ્યાન તેનીજ તરફ ખેંચાઇ રહ્યું. એમ કરતાં કલાક થઇ ગયો. લોકો જાણે કે હમણાં સમાધિ ઉતરશે,હમણાં સમાધિ ઉતરશે;પણ, સમાધિ ઉતરવાનું કાંઈ પણ ચિન્હ દેખાયું નહિ ને વખત પસાર થવા લાગ્યો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ લોકોની અધીરતા વધતી ગઈ. એમ કરતે કરતે બીજો કલાક ચાલ્યો ગયો તોપણ સમાધિ ઉતરી નહિ. ત્રીજો કલાક ને ચોથો કલાક થયો, પણ સમાધિ ઉતરી નહિ. અંતે કંટાળી જઇને રાજાએ કચેરી બરખાસ્ત કરી, તોપણ ઘણા લોકો તેનું પરિણામ જાણવા માટે ત્યાં ખમી રહ્યા. એમ કરતે કરતે રાત પડી તોપણ સમાધિ ઉતરી નહિ. સવાર થયું, બીજો દિવસ થયો ને ત્રીજો દિવસ ગયો તોપણ સમાધિ ઉતરી નહિ. વૈદોએ કહ્યું કે મહારાજ ! એ તો સ્વર્ગવાસી થઇ ગયો. હવે કાંઇ એ સમાધિ ઉતરવાની નહિ. એ તો મોટી સમાધિમાં ચાલ્યો ગયો. કલાકની સમાધિમાં કદિ બે કલાક લાગે પણ કાંઇ ત્રણ દિવસ થાય ? મહારાજ ! હવે એની આશા છોડો. હવે તો એને ઠેકાણે પાડવાની તજવીજ કરવી જોઈએ.

રાજાએ કહ્યું કે, ભાંડ બહુ વિચિત્ર શક્તિનો માણસ હતો અને સમાધિ લેતાં તે મરી ગયો છે, માટે તેને બાળી નહિ દેતાં સાધુઓની રીતે તેને દાટવો જોઈએ; અને બીજું એ કે આપણી ઉપર ઈનામનો તેનો હક્ક છે. એ ઈનામના પૈસામાંથી તેની સમાધિ ઉપર દહેરી ચણાવવી, એમ મારી ઇચ્છા છે. સૈ લોકો રાજાના એ વિચારથી ખુશી થયા. પછી નદીકિનારે એક ચોક બંધાવી તેમાં એ

ભાંડના શરીરને મૂકયું, ને તે ઉપર દહેરી ચણાવી.

એ વાતને ઘણાં વરસો થઈ ગયાં ને ધીરે ધીરે એ વાત વિસારે પડી. એ પછી બસો વરસ થઈ ગયા બાદ નદીમાં મોટું પૂર આવ્યું, તેમાં દહેરી પડી ગઇ ને ચોક ઉપર માટી પૂરાઇ ગઇ. વખત જતાં એ જમીનમાં ખેતીવાડી થવા લાગી. તે પછી ઘણાં વરસે કાંઇ ખોદકામ કરતાં એ ખેતરમાંથી તે ચોક નીકળી આવ્યો. લોકો અજબ થયા કે આ શું ? ગામમાં વાત ફેલાઇ કે ફલાણાના ખેતરમાં ડટાઈ ગએલું દેવળ નીકળ્યું છે. ત્યારે કોઇ કોઇ કહેવા લાગ્યા કે તેમાંથી તો દ્રવ્ય નીકળશે. પૈસા નીકળવાની આશાએ હજારો લોકો ત્યાં ભેળા થઈ ગયા. રાજાનાં માણસો આવી પહોંચ્યાં. તેઓએ બહુ સંભાળથી ખોદકામ ચલાવ્યું. ચોક તોડતાં તેમાંથી યોગીના વેષમાં સમાધિમાં પડેલા ભાંડનું શરીર મળી આવ્યું. એ જોઇને લોકો બહુ અજબ થયા. કોઈ કહેવા લાગ્યા કે એ તો મડદું છે. કોઇ કહેવા લાગ્યા કે એ તો સત્યુગના યોગી છે. કોઇ કહેવા લાગ્યા કે આ સિદ્ધ પુરુષ નીકળવાથી આપણા દેશનું કલ્યાણ થશે. કોઇએ કહ્યું કે, એવા મહાત્મા પુરુષની સમાધિ તોડી તેઓને છેડવાથી આપણી ઉપર આફત આવશે. કોઈએ કહ્યું કે, એ તો સાક્ષાત્ શંકરનો અવતાર છે. એવી રીતે સૌ લોકો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે જેને જેમ સૂઝયું તેમ કલ્પના કરવા લાગ્યા. એટલામાં ત્યાં એક સાધુ આવ્યો. તેને સમાધિ ચડાવવા–ઉતારવાનો કાંઇક અનુભવ હતો. તેણે કહ્યું કે, આ તો કોઈ મહા યોગી છે, પણ સમાધિ ચડી ગઇ છે તે પાછી ઉતરી નથી. મારી પાસે સમાધિ ઉતારવાની ક્રિયા છે, એમ કહી ત્યાં જઈ તેણે એ સમાધિવાળા શરીરની ચોક્કસ નસો દાબીને તાળવા ઉપર જરાવાર ઘી ઘસ્યું, એટલે આંખ ફેરવી, આળસ મરડીને યોગીરાજ ઝપાટાબંધ બેઠા થઈ ગયા અને ભાંડની રીતે પોતાના હોઠ ફફડાવીને બેઉ હાથે માનપૂર્વક સલામ કરી પગે લાગતાં કહ્યું કે ઘણી ખમાં મહારાજાધિરાજ ભૂપસિંહ બહાદુરને ! મોજ માગું, હજૂર, મોજ માગું, કૃપાનાથ ! આજ તો ભાંડને એવી મોજ આપો કે દુનિયામાં આપનું નામ અમર થઇ જાય.

લોકો તો આ વાત સાંભળીને અજબ થઈ ગયા કે આ શું ? ભાંડ શું ? મોજ શું ? ભૂપસિંહ કોણ ? પગે કોને લાગે છે? આ તે છે શું ? કાંઇ ભૂતપ્રૂત થયું કે ડાગળી ચસકી ગઈ છે ? લોકો

અજબ થતા આમ વિચાર કરે છે, એટલામાં સમાધિ ઉતારનારા સાધુએ પૂછયું કે, મહાત્માજી આપ કોણ છો ને આપની ઇચ્છા શું છે ? અમે આપની અધુરી સમાધિ ઉતરાવી એ અપરાધ ક્ષમા કરો. ત્યારે યોગીએ કહ્યું કે, મારૂં નામ કાલુડો ભાંડ. મહારાજા ભૂપસિંહ કયાં છે ? મને મોજ મળશે કે નહિ? એ પછી પોતાના ખ્યાલમાંથી છૂટતાં આજુબાજુ જોઇ અજબ થઇને બોલી ઉઠયો કે, આ શું ? હું કયાં છું ? આ હું શું જોઉં છું ? એ પછી અરસપરસ ખુલાસા થતાં જણાયું કે અઢીસો વરસ ઉપર તેણે સમાધિ લીધી હતી. એટલા વખતમાં તો એ શહેર પણ બદલાઇ ગયું ને રાજ્ય પણ બદલાઇ ગયું હતું અને તોપણ અઢીસો વરસ સમાધિમાં રહ્યા છતાં પણ ભાંડ તો ભાંડજ રહ્યો હતો અને તેની ઇચ્છા તો મોજ મેળવવાનીજ રહી ગઇ હતી.

આમ થવાનું કારણ એ છે કે, પ્રભુએ આપણા શરીરનું બંધારણ એવા પ્રકારનું બનાવેલું છે કે તેને જેવી સ્થિતિમાં રાખીએ તેવી સ્થિતિમાં અભ્યાસથી રહી શકે છે. માટી ખાઇને પણ રહી શકાય છે, છાણ ખાઇને પણ રહી શકાય છે. ઘાસ ખાઇને પણ રહી શકાય છે, ઝેર ખાઇને પણ રહી શકાય છે, ઉપવાસ કરીને પણ જીવી શકાય છે અને સમાધિમાં પણ રહી શકાય છે; પણ એવી રીતે રહેવાથી શુદ્ધ અંતઃકરણવિના અને પ્રભુપ્રેમવિના કાંઇ ઉદ્ધાર થાય નહિ. માટે ભાઇઓ ! યાદ રાખજો કે, આપણા મનની મલિન ભાવનાઓ સુધાર્યા વિના અને પ્રભુ ઉપરના ખરા પ્રેમવિના યોગ સાધવાથીને સમાધિ લેવાથી પણ કાંઇ વળવાનું નથી. ઇશ્વરના સત્ય જ્ઞાનવિના–પ્રભુ ઉપરના પ્રેમવિના અઢીસો વરસ સુધી સમાધિમાં રહેવા છતાં પણ કાંઇ ફળ ન થયું ને ભાંડ તે ભાંડજ રહ્યો, ત્યારે ઈશ્વરના પ્રેમ અને વિશ્વાસવિના–ભગવદ્‌આવેશ વિના આપણાં સ્વાર્થનાં કર્મોથી મુક્તિ કેમ મેળવી શકાશે, એ વિચાર તો કરો ? માટે ભાઇઓ ! બહારના ડોળડીમાકમાંજ નહિ પડયા રહેતાં તમારી ઇચ્છાઓ સુધારો અને તમારા અંતરનો પ્રભુપ્રેમ વધારો, એટલે ભલી ઇચ્છાથી થયેલાં કર્મો તથા પ્રભુપ્રેમથી થયેલાં કર્મોને ભગવદર્પણ કરવાથી તમે થોડામાંથી પણ ઘણું મેળવી શકશો; માટે જેમ બને તેમ શુભેચ્છા રાખો, જેમ બને તેમ શુભેચ્છા રાખો અને પ્રભુપ્રેમને પકડી લો, પ્રભુપ્રેમને પકડી લો.

## ૩૨૨–સાચા સંતનાં લક્ષણ

તા૦ ૩૦–૯–૧૯૦૨ ને રોજ સાંજે છ વાગે મુંબઇમાં ભૂલેશ્વરપાસે પરમહંસ પરમાનંદજી સ્વામીજી મહારાજે પોતાના દવાખાનામાં મેસ્મેરિઝમનો પ્રયોગ કર્યો હતો. તે વખતે સબજેક્ટે સંતનાં લક્ષણ માટે પોતાની ખુશીથી જે વાતો બતાવી તે જાણવા લાયક હોવાથી તેનો સાર આ દાખલામાં આપવામાં આવ્યો છે.*

પ્રથમ તેણે ઇશ્વરની પ્રાર્થના કરતાં કહ્યું કે, હે સચ્ચિદાનંદ! તારી જય થાઓ. તું સર્વને શાંતિ આપ. સૌને શરીરની, મનની ને અંતઃકરણની શાંતિ પ્રાપ્ત થાઓ. જેમ સમુદ્ર જળથી ભરેલો હોય છે તેમ દુનિયા શાંતિથી ભરેલી થાઓ. હે પ્રભુ! તારી પાસે આવવાનો રસ્તો થોડાનેજ મળે છે. જેને એ રસ્તો મળે તેજ સંત અને તેજ મહાત્મા છે. એવા સંતોથીજ દુનિયામાં શાંતિ ફેલાય છે; માટે હે દીનદયાળુ ઇશ્વર! આ દુઃખી હિંદુસ્તાન દેશમાં સાચા સંતોઉત્પન્નકર અનેએવા સંતોનું વર્ણન કરવાની મને શક્તિઆપ.

એ પ્રમાણે પ્રથમ પ્રાર્થના કરીને પછી કહ્યું કે, લોકો પૂછે છે કે સારા સંત કયે ઠેકાણે મળે છે? ને તેને કેમ પિછાણવા? સાધુઓ તેને જવાબ દે છે કે, ભાગ્યથી ને પ્રયત્નથી સારા સંતો મળે છે અને તેને અક્કલથી પિછાણવા. પ્રભુની વિજળીનું (એટલે ભગવત્કૃપાનું) જે આકર્ષણ કરી શકે છે,તેને સાચા સંત સમજવા. જે એવા સંતો હોય છે તેને મારૂંતારૂં હોતું નથી. જેના મનમાં સ્વાર્થ ન હોય અને જેના અંતઃકરણમાં ક્રોધ ન હોય તેને સંત સમજવા. ગાય દૂધ આપે છે માટે તેને પાણી પીવરાવવું અને વાઘને મારવો એવો ભેદ જેના મનમાં ન હોય, પણ ગાય તથા વાઘની ઉપર પણ જેની સમાનદૃષ્ટિ હોય તેને સંત સમજવા. જેમ સાગરમાં વરસાદના દિવસોમાં નદીઓનું જળ જાય છે તે ન જાય તોપણ સાગર ભરેલો રહે છે, ને નદીનાં પાણીની આશા રાખતો નથી; તેમ સંતોનું દિલ ભક્તિથી ઠઠાઠઠ ભરેલું હોય છે.

* આવી રીતની જાણવા જેવી ઘણી વાતો દરરોજના પ્રયોગ વખતે થાય છે.છેલ્લાં ત્રણ વરસમાં થયેલા બારસો પ્રયોગોમાંથી અગત્યની બાબતની મેં ઘણી નોંધો રાખેલી છે, તથા મેસ્મેરીઝમને લગતા મારા જાતિઅનુભવની પણ ઘણી બાબતો જાણવા જેવી છે; પણ એવી જાતનાં પુસ્તકોનો હજુ આપણા લોકોમાં બહુ શોખ ન હોવાથી ઘટતા આશ્રયવિના એ પુસ્તક છપાવવું મુશ્કેલ છે. લેખક

તે પ્રભુ સિવાય બીજી કોઈ પણ ચીજની ઇચ્છા રાખતા નથી. એવા સાગરની માફક પ્રભુપ્રેમથી ભરેલા નિઃસ્પૃહી જનોને સંત સમજવા. ચમાર, બ્રાહ્મણ કે ક્ષત્રી એ ભેદ જેના મનમાં નથી, એવા અભેદવૃત્તિવાળાને સાચા સંત સમજવા. જેને સ્તુતિ ને નિંદા બરાબર છે તે સંત. જેમ માણસો શોભાને માટે દાગીના પહેરે છે તેમ જેના મુખમાં પ્રભુના નામરૂપી અલંકાર છે તેને ઉત્તમ સંત સમજવા. પવન જેમ બધી દિશાએથી આવે છે અને તેને ઘર નથી તેમ બધી દુનિયા જેને સરખી છે તે સંત. અભિમાનમાં "મેં" અને "હમ" એ બે પ્રથમ શબ્દ છે. જેના ભાષણમાં "હું" ન હોય તે સાચો સંત. પોતાના બધી જાતના સ્વાર્થનો જેણે પ્રભુને ખાતર ત્યાગ કર્યો હોય તેને સાચા સંત સમજવા. સૂરજનો તાપ અને વરસાદ જેમ ગરીબ અને તવંગર સર્વની ઉપર એકસરખો પડે છે તેમ બધા ઉપર જેની સમાન દૃષ્ટિ હોય તેને સાચા સંત સમજવા. ઝાડમાંથી લોકો લાકડાં કાપી જાય છે તેને, પ્રવાસીને તથા તેને પાણી પાનારને પણ જેમ એકસરખી રીતે ઝાડ છાયા આપે છે તેમ જેની સર્વ ઉપર સમાનદૃષ્ટિ છે તે સાચા સંત છે. એવા સંતોનાં ઘણાં ચિન્હ છે. સંતમાં બુદ્ધિ કરતાં સમાનતાની વધારે જરૂર છે. બુદ્ધિ થોડી હોય તો ફીકર નહિ પણ સમાનતા જોઈએ. બહુ બુદ્ધિ હોય પણ જો અંતરમાં પ્રભુપ્રેમ ન હોય તો તે સાચા સંત નથી. ટુંકામાં સાચા સંત તો એજ છે કે જે પ્રભુનું આકર્ષણ કરી શકે છે.

પદ

ધન્ય ધન્ય એ સંત સુજાણને, જેનું ઉલટી પલટયું આપ;
એવા જન હરિ તણા.

આપ ટળી મળ્યા ભગવાનમાં, જેનો આપમાં હરિનો વ્યાપ—એ૦
જેના શીશમાં શીશ છે શ્યામનું, જેના નેણમાં નાથનાં નેણ—એ૦
જેના મુખમાં મુખ મહારાજનું, જેના વેણમાં વહાલાનાં વેણ—એ૦
જેના કાનમાં કાન શ્રીકૃષ્ણજીના, જેના નાકમાં નાસિકાનાથ—એ૦
જેની જીવ્યામાં જીવ્યા જીવનની, જેના હાથમાં હરિનો હાથ—એ૦
જેના હૃદયમાં હૃદય હરિતણું, જેના પાવમાં હરિનો પાવ—એ૦
જેમ હીરો હીરાવડે વેધીએ, તેમ થયો તે સહજ સમાવ—એ૦
એમ સંતમાં રહ્યા શ્રીહરિ, માટે સંત તે સુખનો ધામ—એ૦
ધર્મભક્તિ વૈરાગ્ય ને જ્ઞાન જો, તેને રહેવાનું સંત છે ઠામ—એ૦
એવા સંતશિરોમણિ ક્યાં મળે, જેણે દેહબુદ્ધિ કીધી દૂર—એ૦
કહે નિષ્કુળાનંદ એને સંગે, ઉગે અંતરે આનંદ સૂર—એ૦

## ૩૨૩—જ્યાંસુધી પ્રભુને આપણી ઈચ્છાઓ ન આપીએ ત્યાંસુધી કાંઇ પણ આપ્યું કહેવાય નહિ.

ભાઇઓ ! આપણી ઇચ્છાઓમાં આખા જગતનો સમાવેશ થઇ જાય છે; માત્ર જગતનોજ નહિ પણ ત્રણ લોકનો સમાવેશ થઇ જાય છે. તે ઇચ્છાઓને છોડીને, એ હજારો ઈચ્છામાંથીજ થોડી લઇને, તેમાંથી પણ એક એક ચીજ આપણે પ્રભુને આપીએ તેથી પ્રભુ કેમ રાજી થશે, એ વિચાર તો કરો ? આપણે દાન કરીએ છીએ પણ માનની ઇચ્છા તો બાકીજ રહી જાય છે. આપણે સેવા કરીએ છીએ, પણ કમાવાની ઇચ્છા તો બાકીજ રહી જાય છે. આપણે ઠાકોરજીને ભોગ ધરાવીએ છીએ, પણ છોકરાંછૈયાંની ઇચ્છા તો આપણા મનમાં રહીજ જાય છે. આપણે ગુરુનો ઉપદેશ સાંભળીએ છીએ, પણ રબ્બરટાયરની ગાડીમાં બેસી ફરવાના શોખની ઇચ્છા તો બાકીજ રહી જાય છે. આપણે તીર્થો કરીએ છીએ, પણ આપણા વહેવાઈ સાથેના કજીયા તો બાકીજ રહી જાય છે. આપણે અગિયારશ વગેરે વ્રતો કરીએ છીએ, પણ કામ-ક્રોધની ઇચ્છાઓ તો અંતરમાં હજુ ભરેલીજ હોય છે. આપણે દર્શન કરીએ છીએ, પણ સરકારના ખિતાબ લેવાની ઇચ્છા હજુ આપણે કયાં છોડેલી છે ? આપણે ભાજી–રીંગણાં ને બટેટાનું શાક તથા અડદની દાળની અગડ રાખી શકીએ છીએ, પણ નાટકો ને નાચતમાસા જોવાની ઇચ્છાને રોકી શકતા નથી. ભલી બાઈઓ ઠાકોરજીની સેવા કરી શકે છે, પણ કુટુંબકલેશના ઝગડાઓની ઈચ્છા કયાં ત્યજી શકે છે ? પંડિતો ગીતાજીનો પાઠ કરે છે, પણ એ પાઠ કરવા માટેનીજ મજુરી લેવાની ઈચ્છા તેઓએ કયાં છોડેલી છે ? વૈષ્ણવો મરજાદ લે છે, પણ એ મરજાદના અભિમાનની ઇચ્છાને તેઓ કયાં છોડી શકે છે ? બ્રાહ્મણો શિવ-પૂજન કરે છે, પણ એ પૂજનનું ફળ વેચી નાખવાની ઇચ્છા તેઓમાંથી કયાં મરી ગએલી છે ? ગુરુઓ ઉપદેશ આપે છે, પણ વૈભવ ભોગવવાની ઇચ્છામાંથી તેઓ કયાં બચેલા છે ? સાધુઓ ઘરબાર અને બાઇડીછોકરાંઓ છોડે છે, પણ રિદ્ધિસિદ્ધિની ને નજીવા ચમત્કારની ઇચ્છાઓ કયાં છોડી શકે છે ? અને માણસો ધર્મનાં કાંઇ કાંઈ કામો કરે છે, પણ તેના બદલાતરીકે લૌકિક ફળ અથવા સ્વર્ગ માગવાની ઈચ્છામાંથી તેઓ કયાં છૂટેલા છે ?

આવીજ રીતે આપણે સર્વ લોકો પ્રભુને ખાતર કાંઇ કાંઈ

કરીએ છીએ તોપણ આપણી બીજી ઘણી ઇચ્છાઓ તો બાકીજ રહે છે અને આપણી પાસે આપણીતરીકે બીજી વસ્તુઓ રાખીને આપણે પ્રભુને પામીએ એમ તો કદિ પણ બનવાનું નથી; કારણ કે પ્રભુનો ઠરાવ છે કે, જ્યારે આપણે પ્રભુને સર્વસ્વ અર્પણ કરી દઇએ ત્યારેજ આપણે પ્રભુના થઇ શકીએ, માટે એવી રીતે સર્વસ્વ અર્પણ કરવાનો સહેલામાં સહેલો ઉપાય એજ છે કે આપણી ઇચ્છાઓ પ્રભુને સોંપી દેવી અને આપણે તો એમજ સમજી લેવું કે અમે તો ચીઠ્ઠીના ચાકર છીએ, માટે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું.

## ૩૨૪–માણસની કિંમત સમજવા માટે ત્રણ પુતળીની વાત

ઉજ્જન નગરીનો ભોજરાજા બહુ વિદ્વાન હતો. ગુણીઓનો કદરદાન હતો અને અતિ દાનેશ્વરી હતો; એટલે તેના વખતમાં વિદ્યા–હુન્નરના ને કારીગરીના બહુ બહુ ચમત્કાર બનતા હતા. કારણ કે “ યથા રાજા તથા પ્રજા ” આપણા ઘણા રાજાઓ હાલમાં માંડી વાળેલ પાનિયાં જેવા છે, એટલે આપણે પણ પીળા પાનાં જેવા બની ગયા છીએ. ખેર; એ વાત સાથે હાલ આપણને કામ નથી. હવે આપણે અસલ વાત ઉપર આવીએ. એ ભોજરાજાના દરબારમાં એક વખત સોનાની ત્રણ પુતળીઓ વેચાવા આવી. એ ત્રણે પુતળીઓ એવી સુંદર કારીગરીની હતી કે, આખી સભા તેથી છક થઇ ગઇ. પુતળીવાળાએ રાજાને કહ્યું કે, મહારાજાધિરાજ ! તમારા દરબારમાં બહુ રત્ન પડેલાં છે, માટે મારી આ ત્રણે પુતળીઓની કિંમત કરાવી આપવાની મહેરબાની કરો. હું ઘણા મુલકોમાં ફર્યો પણ કોઇ તેની ખરેખરી કિંમત બતાવી શક્યું નથી. હવે જો આખી દુનિયામાં વખાણાએલા તમારા આવા મોટા દરબારમાં પણ મારી પુતળીઓની કિંમત નહિ થાય તો દુનિયા જાણશે કે, રાજા ભોજના દરબારમાં પણ ખરા પરીક્ષકો નહોતા.

આ સાંભળીને એક ઝવેરી બોલી ઉઠયો કે, લાવ લાવ, એ પુતળીઓ અહીં લાવ. એવું તે એમાં શું છે કે કિંમત ન થાય ? એમ કહી પોતે હાથમાં લઇ પુતળીઓને તપાસી અને પાસે બેઠેલા માણસને કહ્યું કે, છોકરા ! આની કિંમત કરી આપ. તે માણસ એ ઝવેરીનો નોકર હતો અને ઝવેરાતના કામમાં બહુજ

કાબેલ હતો. તેની કરેલી કિંમતમાં કદિ પણ ફેર પડતો નહોતો. એ માણસે તે પુતળીઓ લઇને તેના સોનાનો ઘસારો જોયો. તો દરેક પુતળીનું સોનું બરાબર સો ટચનું. એ પછી તે દરેક પુતળીનું વજન કરી જોયું, તો બરાબર એકસરખું વજન; ૦૧ રતીનો પણ ફેર નહિ. એ જોઇને ઝવેરીએ તે પુતળીવાળાને કહ્યું કે, બધી પુતળીની કિંમત એકસરખી છે. એ સાંભળીને પુતળીવાળો જરા હસ્યો.ત્યારે રાજાએ કહ્યું કે, ઝવેરી! તમે ભુલ્યા છો. એની કિંમત એમ ન થાય. જો તોલ ઉપર ને સારા માઠા સોના ઉપર એ પુતળીઓની કિંમતનો આધાર હોત તો એ પુતળીવાળો અહીં સુધી આવત નહિ. એમાં તો કાંઈ ભેદ હોવો જોઇએ. રાજાનું આવું બોલવું સાંભળીને સૌ દરબારીઓ, સૌ પંડિતો અને સૌ ઝવેરીઓ વિચારમાં પડયા. એટલામાં એક પંડિત બોલી ઉઠયો કે, મહારાજ ! સોનામાં ને વજનમાં ફેર નહિ હોય તો ઘાટમાં કાંઇ ફેરફાર હશે. પંડિતજીની એ સૂચના ઉપરથી સૌ દરબારીઓ અને કારીગરો પુતળીઓને લઇને ફરી ફરીથી તપાસવા લાગ્યા; પણ કોઈ પુતળીના ઘાટમાં જરા પણ ફેર છે, એમ કોઇથી પણ કહેવાઈ શકાયું નહિ, તેથી આખી સભા ચૂપ થઇને બેઠી. સભાને ચૂપ જોઇને, કોઇથી એ પુતળીઓની કિંમત થઇ શકતી નથી, એમ જાણીને રાજાએ કહ્યું કે, આટલા બધા પંડિતો અને આટલા બધા ઝવેરીઓ મારા દરબારમાં છે, છતાં પણ તે કોઈથી આ પુતળીઓની કિંમત ન થાય એ તો શરમભર્યું છે. એ સાંભળીને કાળિદાસ પંડિત ઉઠયા. તેણે એક સળી મંગાવી અને તે પુતળીના કાનમાં નાખી, એટલે તે બીજા કાનમાંથી નીકળી ગઈ. કાળિદાસે કહ્યું કે, આ પુતળીની કિંમત ત્રણ બદામ. પછી તેણે બીજી પુતળીના કાનમાં સળી નાખી, એ સળી તે પુતળીના મોંમાંથી બહાર નીકળી, ત્યારે કાળિદાસે કહ્યું કે આ પુતળીની કિંમત એક રૂપિયો. એ પછી ત્રીજી પુતળીના કાનમાં સળી નાખી, તે તેના પેટમાં ઉતરી ગઈ. એ જોઇને કાળિદાસે કહ્યું કે, આ પુતળીની કિંમત સવા લાખ રૂપિયા !

રાજાએ પુતળીવાળાને પૂછયું કે, કેમ ? તારી પુતળીઓની કિંમત વ્યાજબી થઇ છે કે નહિ ? પુતળીવાળાએ ખુશી થઇને હાથ જોડીને માનપૂર્વક રીતે કહ્યું કે, હા મહારાજ ! એ કિંમત બરાબર છે. પુતળીની અંદરની આવી રચના જોઇને અને તે

પારખી લેવાની કાળિદાસ પંડિતની ચતુરાઈ જોઈને સભા બહુ અજબ થઈ અને ખુશી થઈ. એ પછી ખુશી થઈને રાજાએ કહ્યું કે, પંડિતજી ! તમે ભારે કરી. મારી દરબારનું તમે પાણી રાખ્યું છે. હવે એ કિંમત તમે કેમ કરી, એનો ખુલાસો કરો. કાળિદાસ પંડિતે કહ્યું કે, મહારાજ ! જેના એક કાનમાં સળી નાખવાથી બીજા કાનમાંથી નીકળી ગઈ, તે પુતળીની કિંમત ત્રણ બદામની છે; તેમજ જે માણસ પોતાનાં કલ્યાણની, ધર્મની અને પ્રભુની વાતો સાંભળીને આ કાનેથી આ કાને કાઢી નાખે, એટલે કે તેની દરકાર કરે નહિ અને કાંઈ આચારવિચાર પાળે નહિ, તેની કિંમત ત્રણ બદામની છે. જે પુતળીના કાનમાં સળી નાખવાથી મોઢામાંથી નીકળી તેની કિંમત એક રૂપિયો. તેમજ જે માણસ જ્ઞાનની ને ભક્તિની રૂડી વાતો સાંભળીને એ સાંભળતી વખત રાજી થાય અને તે પોતાને મોઢે બીજાને કહી બતાવે, પણ પાછળથી પોતે તેમાંનું કાંઈ કરે નહિ, તેની કિંમત માત્ર એક રૂપિયો છે; અને જે પુતળીના કાનમાંથી પેટમાં સળી ગઈ, તેની કિંમત સવાલાખ રૂપિયા છે તેમજ જે માણસ ધર્મની અને પ્રભુની વાતોને પોતાના હૃદયમાં ધારણ કરે છે અને તે પ્રમાણે આચાર રાખે છે, એટલે કે ભક્ત થાય છે તેની કિંમત સવાલાખ રૂપિયા છે.

વાંચનાર ભાઈઓ અને બહેનો ! હવે તમારી મરજી પડે તે કરો. ગમે તો બેધ્યાનપણે મનમાં ગમે તેવા વિચાર કરતે કરતે આ દાખલાઓ વાંચીને આ કાનેથી આ કાને કાઢી નાખો. ગમે તો **"સ્વર્ગના વિમાન"** ના દાખલાઓ બહુ સારા છે, એમ અરસપરસ વાતો કરીને ચાર દિવસમાં તે ભૂલી જાઓ અને ગમે તો તેનું રહસ્ય હૃદયમાં ધારણ કરીને–તે પ્રમાણે આચરણ કરીને, દુનિયામાં આનંદથી રહીને, મનને શાંતિમાં રાખીને અને પ્રભુના શરણમાં રહીને અંતે સ્વર્ગનું વિમાન મેળવો. જેમ તમારી મરજી પડે તેમ કરો. આપણી કિંમત આપણાજ હાથમાં છે. કાળિદાસ પંડિતે રાજા ભોજને કહ્યા પ્રમાણે આપણે ત્રણ બદામના પણ બની શકીએ તેમ છીએ અને સવાલાખ રૂપિયાના પણ થઈ શકીએ તેમ છીએ. કેવા થવું, એ આપણી મરજી ઉપર છે; માટે ભાઈઓ ! અમારી ખાસ વિનતિ એ છે કે, તુરત ને તુરત સવાલાખ રૂપિયાની કિંમતના ન બની જવાય તો ફિકર નહિ, પણ

• ત્રણ બદામના ન બની જવાય, એટલી તો આપણા પવિત્ર આત્માને ખાતર અને સમર્થમાં સમર્થ ઇશ્વરને ખાતર જરૂર સંભાળ રાખજો.

પદ

વિઠ્ઠલ વિશ્વાધાર, પ્રભુ તું, વિઠ્ઠલ વિશ્વાધાર;
આ જગનો સરજનાર, પ્રભુ તું, વિઠ્ઠલ વિશ્વાધાર. (ટેક)
બ્રહ્મ ઇંદ્રાદિક દેવતા, જેને નમે છે આજ;
તે પરમેશ્વર સર્વતા, પૂરે મનનાં કાજ. પ્રભુ તું૦
લક્ષ્મીજી પણ જેહનાં, ચરણ સેવે છે નિત;
તે પ્રભુજીના પદવિષે, ચોડી રાખજો ચિત. પ્રભુ તું૦
ગૌતમ અત્રિ વસિષ્ઠથી, જેના પદ સેવાય;
એવા દેવ ભજ્યાથકી, પાપ આપણાં જાય. પ્રભુ તું૦
ધ્રુવ પ્રહ્લાદાદિક ભક્તથી, ભજન જેહનું થાય;
પુરુષોત્તમ સેવ્યા થકી, કોટિ યજ્ઞ ફળ થાય. પ્રભુ તું૦

## ૩૨૫–ખાંચામાં ભરાઇ ગએલું ગાડાનું પૈડું મોઢાની વાતોથી નહિ પણ ટેકો આપવાથીજ નીકળશે.

મુંબઈની હનુમાન ગલીમાંથી એક ખટારો જતો હતો. એટલામાં સામેથી એક દોડતી વિકટોરિયા આવી, તેથી ખટારાવાળાએ બેલને બાજુએ ખેંચ્યા પણ બેલ જરા તોફાની, રસ્તો સાંકડો, ગાડીવાળો કાંઇક બેદરકાર અને સામેથી આવતો વિકટોરિયાવાળો ઉતાવળો, તેથી ખટારો જોઈએ તે કરતાં વધારે દૂર હઠી ગયો અને તેનું પૈડું બાજુની ગટરમાં ભરાઇ ગયું. એ પછી ખટારાવાળો ઘણુંએ જોર કરે પણ કાંઇ ગાડું ચાલે નહિ; એટલામાં ત્યાંથી એક વાણિયો નીકળ્યો. તેણે ખટારાવાળાને કહ્યું કે, બેલને શું મારે છે? બેલને છોડી નાખ ને પૈડાંને હાથ દે એટલે ગાડું નીકળશે. ખટારાવાળાએ તેમ કર્યું પણ ગાડું ચાલ્યું નહિ. એ પછી ત્યાં એક પારસી આવ્યો તેણે ત્યાં ઉભેલા લોકોને કહ્યું કે, આ ઘેરવાળાને નોટીસ કાંઈ નહિ આપતા ? મ્યુનિસિપાલીટીવાલા બી આંધલા છે! આ જાહેર રસ્તા ઉપર એવી ખરાબ ગટર કાંય રહેવા દે છે ?

એટલી પ્રસ્તાવના કરીને પછી તેણે ખટારાવાળાને કહ્યું કે તું પણ મૂરખ જેવો છે. બે બેલથી ગાડું નથી ખેંચાતું તે હાથેવતી કેમ નીકળશે ? બેલ જોતરીને ગાડી જમણી બાજુ ફેરવ,

એટલે પૈડું નીકળશે ! ખટારાવાળાએ તેમ કર્યું, પણ ફસાઇ ગએલું પૈડું નીકળ્યું નહિ. એટલામાં ત્યાં સિપાઈદાદા આવ્યા. તેણે આવીને ખટારાવાળાને એક બે લાત ઝાડી કાઢી અને ઉલટો દમ ભરાવ્યો કે, " કસાલા રસ્તા રોકલેલા હે ? " ખટારાવાળાએ કહ્યું કે, આ પૈડું ફસાઇ ગયું છે તે નીકળતું નથી. ત્યારે તે મીયાંભાઇએ કહ્યું કે, " તે મધી કાય ? બેલાલા ધરૂન દોન ચાર ચાબુક લાવ, અના નિગેલ. " ગાડીવાળાએ એ ઉપાય પણ અજમાવી જોયો ! ગરીબ બિચારા બેલને વિનાકારણ ખૂબ માર માર્યો, પણ કાંઈ ગાડું ચાલ્યું નહિ. એટલામાં ત્યાં એક ભટજી મહારાજ આવ્યા. તેમણે ગાડાવાળાને કહ્યું કે, બેલને માર્યામાં કાંઈ નહિ વળે. જા, બે બે ચાર ચાર દોઢિયાં આપીને પાંચ સાત પાટીવાળાઓને બોલાવી લાવ, એટલે હમણાં પૈડું નીકળશે. ગાડીવાળાએ કહ્યું કે, મેં હમણાંજ ખટારો જોડેલો છે.મારી પાસે પૈસા નથી. આમ વાત ચાલે છે એટલામાં ત્યાં એક તાતિયા સાહેબ આવી લાગ્યા. તેમણે ખટારાવાળાને કહ્યું કે, બાજીરાવની પેઠે મનસુબો શું કરે છે ? બેલને ભડકાવ,એટલે તે ખૂબ જોર કરશે તેથી પૈડું નીકળી આવશે. ખટારાવાળાએ કહ્યું કે, મારા બેલ ભૂખ્યા છે,તે ભડકે એમ નથી. જેને રાતબો મળતી હોય તે ભડકે. ભાડુની બેલ બિચારા બોજો ઉપાડી ઉપાડીને મરી રહ્યા હોય તે ભડકે કયાંથી ? ત્યારે ચીડાઇને રાવ સાહેબે કહ્યું કે, એ બધો વાંક સરકારનો છે. પાસે ઉભેલા કોઇ માણસે પૂછ્યું કે, ગાડાનું પૈડું ખાંચામાં ભરાઇ જાય તેમાં સરકારનો શું વાંક ? ત્યારે તાતિયાજીએ કહ્યું કે, સરકારનો નહિ તો બીજા કોનો વાંક ? આવી સાંકડીગલ્લી શું કરવા જોઇએ ? આવી એબલગામણી ગટર શું કરવા જોઈએ ? આવા બાનકોટીને ગાડી હાંકવાના પરવાના શામાટે આપવા જોઇએ ? અને બેલને ઘોડાની લાદ ખવરાવી ખવરાવીને આવા મુડદાં જેવા બનાવી દે છે, તેની કોઇ ચોકસી રાખતું નથી એ વાંક કોનો ?એ બધો વાંક સરકારનો છે. આમ બડબડતો મોઢું બગાડીને તે ચાલતો થયો; પણ તેથી કાંઇ ગાડું ચાલ્યું નહિ. એ પછી ત્યાંથી એક સાહેબ ઘોડેસ્વાર થઇને જતો હતો, તેણે ઘણાં માણસોને ભેળાં થએલાં જોઇને ત્યાં પોતાનો ઘોડો રોકયો અને પૂછ્યું કે, "કયા હૈ ?" ગાડીવાળાએ કહ્યું કે, આ ગટરના પથ્થરમાં પૈડું ફસાઇ ગયું છે, તે નીકળતું નથી. સાહેબે ઘોડા ઉપર બેઠે બેઠે કહ્યું કે, "ઓ પથ્થ-

રકુ તોડ દો; કાયકું નહિ તોડતે હો ?" એમ કહીને તે ચાલતો થયો. લોકો હસવા લાગ્યા કે, "મારવો ઉંદર ને ખોદવો ડુંગર" તે આનું નામ. જરા પૈડું બેસવવા સારૂ કહે છે કે, "પથ્થરકું તોડ દો," પણ પત્થરને તોડવાનાં અહીં હમણાં ઓજારો કયાં છે, તેનો કાંઈ વિચાર ? એટલામાં ત્યાં એક ભાટિયા શેઠની ગાડી આવી, તે શેઠની સાથે બેઠેલા માણસે રસ્તા ઉપરના બીજા કોઈ માણસને પૂછયું કે અહીં શું છે ? ત્યારે તે માણસે કહ્યું કે, ગાડાનું પૈડું ગટરમાં ભરાઇ ગયું છે તે નીકળતું નથી. શેઠે કહ્યું કે, આપણે એ પંચાતીનું શું કામ ? ગાડી ઉપર હાથ ઠોકતે ઠોકતે કહ્યું કે, ગાડી ચલાવ, ગાડી ચલાવ, દર્શન થઇ જશે. સાથેના માણસે કહ્યું કે, રસ્તો બંધ છે, ગાડી ચાલે કયાંથી ? એ સાંભળીને શેઠ ગાડીમાંથી ઉતર્યો ને ખટારાવાળાને બે ચાર ગાળો ચોપડી દીધા પછી કહ્યું કે, બેલ છોડીને ખટારાને ઉભો કરી મૂક. પછી જોઇએ ત્યારે પૈડું કાઢજે. અમારી ગાડીને તો જવા દે. ખટારાવાળાએ કહ્યું કે પછવાડે ઓટલો નડે છે, તેથી ખટારો ઉભો થાય તેમ નથી. એ સાંભળીને તે શેઠ ચીડાઇ ગયો ને પોતાની ગાડી ફેરવી બીજે રસ્તેથી તે ચાલ્યો ગયો.

એક તો ગલ્લી સાંકડી ને તેમાં વળી ખટારો આડો પડી ગયાથી બેઉ બાજુનો રસ્તો રોકાઇ ગયો હતો, તેથી ત્યાં આઠ દશ મિનીટમાં પચાસ સો માણસો ભેળાં થઈ ગયાં હતાં. તેઓ તો દૂર ઉભાં ઉભાં જૂદી જૂદી યુક્તિઓ બતાવતાં હતાં, પણ તે અટકી બેઠેલું ગાડું એકેય વાતથી ચાલતું નહોતું. એટલામાં ત્યાં બે નવઘણી (મજુરો) આવ્યા. તેઓએ જોઇ લીધું કે, વાતમાં કાંઇ માલ નથી, જરાક ટેકાની જરૂર છે. એમ વિચારીને ગાડીવાળાને કહ્યું કે, વિચાર શું કરે છે ? બળદને હાંક, અમે પૈડું ઉપાડીએ છીએ. એમ કહી ગાડા પાસે જઈ એક જણાએ પૈડાંને જોર આપ્યું અને બીજાએ ગાડાને પોતાની કેડનો ટેકો આપ્યો, એટલે તુરત ગાડું ચાલતું થયું.

ભાઇઓ! જોયું કે? ખુંચી બેઠેલાં ગાડાં આવી રીતે જરાક ટેકો આપી દેવાથી ચાલ્યાં જાય છે; પણ દૂર ઉભા રહીને વાતો કર્યા કરવાથી કાંઇ વળતું નથી. પેલા વાણીઆની પેઠે ખોટી દયા બતાવવાથી કાંઇ અટકી બેઠેલાં ગાડાં ચાલે નહિ. પેલા પારસીની પેઠે કાયદાની મદદ લેવા દોડવાથી, અમલદારોના વાંક કાઢવાથી કે

ડાબી જમણી કોર મરડવાથી પણ કાંઈ અટકી બેઠેલાં ગાડાં ચાલે નહિ. તાતિયા સાહેબના કહેવા પ્રમાણે કાંઈ બધાય બેલ ભડકે નહિ અને વાતવાતમાં સરકારનો વાંક કાઢવાથી પણ કાંઇ ગાડું ચાલે નહિ. મીયાંભાઈના ઠોંસાથી કે મારસલ્લાથી પણ કાંઇ ખુંચી બેઠેલાં ગાડાં ચાલે નહિ. ખીસ્સામાંથી દોઢિયાં વિના ભટજી મહારાજની પેઠે દોઢિયાં અપાવવાની વાતો કરવાથી પણ કાંઇ ફસાઇ ગયેલાં ગાડાં ચાલે નહિ. પેલા શેઠિયાની પેઠે ગાળો દેવાથી કે ગાડું ઉલાળી નાખવાની સલાહ આપવાથી પણ કાંઇ અટકી બેઠેલાં ગાડાં ચાલે નહિ અને પેલા અંગ્રેજની પેઠે ઘોડા ઉપર બેઠે બેઠે કહેવું કે, "પથ્થર તોડ દો;" પણ એ પથ્થર કાંઇ એમ તૂટે નહિ ને અટકી બેઠેલાં ગાડાં કાંઈ એમ વાતો કરવાથી ચાલે નહિ. એવાં અટકી બેઠેલાં ગાડાં ચલાવવાને માટે તો પોતાના ખભાનો અને પોતાની કેડનો મજબૂત ટેકો આપે એવા નવઘણીઓ જોઇએ છે.

ભાઇઓ! અમારી પેઠે આવી વાતો કરવાવાળા તો તમોને ઘણાએ મળે છે ને ઘણાએ મળશે; પણ એથી કાંઈ શુકરવાર થાય નહિ; કારણ કે અનુભવીઓ કહે છે કે, આપણા ડૂબતા જતા દેશને, આપણાં દુઃખી થતાં ભાઇબહેનોને અને અશ્રદ્ધાના વમળમાં પડેલા આપણા પવિત્ર ધર્મને માત્ર વાતો કરનારા નહિ, પણ ટેકો આપનારા માણસો જોઇએ છે. સેંકડો ભૂલો બતાવવાથી અને હજારો વાતો કરવાથી જે કામ થતું નથી તે કામ જરાક ટેકો આપવાથી સહેજમાં થઇ જાય છે; માટે ભાઈઓ અને બહેનો! આપણા ગરીબડા દેશને ખાતર, આપણાં દુખિયારાં ભાઇબહેનોને ખાતર, આપણા પવિત્ર સનાતનધર્મને ખાતર, આપણા આત્માની ઉન્નતિને ખાતર અને સમર્થ પ્રભુને ખાતર એકબીજાને મદદ કરો. એમાંજ કલ્યાણ છે, એજ સૌથી સાચો ધર્મ છે અને એજ-પ્રભુને નામે એકબીજાને અરસપરસ મદદ કરવી એજ સૌથી પ્રભુને વહાલું કામ છે. માટે દયાળુ પ્રભુએ આપેલા આપણા સનાતનધર્મને ખાતર અને મહાન પ્રભુને ખાતર જેમ બને તેમ અરસપરસ મદદ કરવાનો ઠરાવ કરો અને આપણા એ ઠરાવમાં બળ આવવા માટે વારંવાર સચ્ચિદાનંદની જય બોલાવો, સચ્ચિદાનંદની જય બોલાવો, **सच्चिदानंदनी जय बोलावो** અને જગતનો ધણી જે આપણા સૌનો સરજનહાર પિતા છે, તેને દીનતા-

પૂર્વક આપણા પોતાના તથા સૌના કલ્યાણ માટે હાથ જોડી કહો કે:—

પદ

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ, સૌનું કરો કલ્યાણ. (ટેક)
નરનારી પશુ પક્ષીની સાથે, જીવ જંતુનું તમામ—દયાળુ૦
જગનાં વાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠો જામ—દયાળુ૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ, લડે નહિ કોઇ ગામ—દયાળુ૦
સર્વે જગે સુખકારી વધે ને, વળી વધે ધન ધાન—દયાળુ૦
કોઈ કોઇનું બુરૂં નવ ઇચ્છે, સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ૦
પોતપોતાના ધર્મ પ્રમાણે, સર્વે ભજે ભગવાન—દયાળુ૦

ॐ શાંતિ: શાંતિ: શાંતિ: ॥



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૧૨ | તાજ | તોજ |
| ૧૧ | ૨૨ | હારી | હારી ન |
| ૧૩ | ૧૪ | મયદાવન | મયદાનવ |
| ૧૩ | ૨૩ | છટા | છૂટા |
| ૧૫ | ૨૬ | શેઠન | શેઠને |
| ૨૦ | ૩ | ભળે. | ભળો. |
| ૨૨ | ૫ | ભરાર્યા ? | ભરાય ? |
| ૨૪ | ૧૧ | રોપલાં | રોપેલાં |
| ૨૪ | ૧૪ | શેઠે | શેઠ |
| ૨૪ | ૧૪ | પછે | પછી |
| ૨૫ | ૧૫ | શાકએ | શકીએ |
| ૨૬ | ૨૫ | કાપવાનાં | કાપવામાં |
| ૨૭ | ૮ | રસ્તમાંથી | રસ્તામાંથી |
| ૩૪ | ૧૦ | નથા | નથી |
| ૩૬ | ૨૪ | પાહડમાં | પહાડમાં |
| ૩૯ | ૨ | ભક્તતું | ભક્તનું |
| ૪૨ | ૨૦ | છે, | હતો, |
| ૪૨ | ૨૯ | ૯૦ | ૯ |
| ૪૯ | ૩ | વધર્માચરણુ | ધર્માચરણુ |
| ૫૧ | ૧૨ | દૈખાતાં | દેખાતા |
| ૬૧ | ૨૨ | તેમનો | તેમાંનો |
| ૬૯ | ૨૨ | ભાઈબિહેનો | ભાઈબહેનોને |
| ૭૨ | ૯ | રિઝશે | રીઝશે |
| ૭૪ | ૧૩ | દોનું | ડુંનો |
| ૭૪ | ૧૪ | કહે | કહ્યા |
| ૭૭ | ૨૫ | તારમાં | તારમેં |
| ૭૮ | ૨૬ | પ્રેઇ | પ્રોષ |
| ૭૮ | ૨૯ | રૈનેકા | રૈનકા |
| ૯૨ | ૯ | છટવા | છૂટવા |
| ૯૭ | ૨૪ | ઇશ્વરે | ઇશ્વર |
| ૯૮ | ૨૧ | ઉત્તમત્તા | ઉત્તમતા |
| ૧૧૮ | ૩૦ | તથી | તેથી |
| ૧૨૧ | ૨૪ | ભડકાંઓ | ભડકાઓ |
| ૧૩૨ | ૨૨ | વેંચી | વેચી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩૩ | ૧૩ | પરિહરી | પરિહરવી |
| ૧૩૩ | ૧૪ | ચહાત | ચાહત |
| ૧૩૫ | ૮ | જ્ઞાન | જ્ઞાન ન |
| ૧૩૫ | ૯ | ભાકતને | ભાકતનો |
| ૧૩૫ | ૧૭ | આપણાહ દયમાં | આપણા હૃદયમાં |
| ૧૪૨ | ૨૭ | તેતી | હતી |
| ૧૪૬ | ૨૪ | ભાંજન | ભોજન |
| ૧૪૭ | ૧૫ | વશ્વાસની | વિશ્વાસની |
| ૧૫૪ | ૯ | વારૂ | સારૂ |
| ૧૫૪ | ૨૧ | બુદ્ધિ | બુદ્ધિ અરૂ |
| ૧૫૭ | ૨૪ | જાણુવાની જાણુતા | જાણુવાની |
| ૧૬૦ | ૮ | જાણે | જાને |
| ૧૭૬ | ૧૨ | એમ હક | હક |
| ૧૭૭ | ૨ | ડ્જુન | ડ્ર્જુન |
| ૧૭૭ | ૩ | यंत्रारुढनि | यंत्रारूढानि |
| ૧૭૭ | ૧૩ | शत्रुन् | शत्रून् |
| ૧૭૭ | ૧૪ | मयवैते | मयैवैते |
| ૧૮૫ | ૨૪ | છટી | છૂટી |
| ૧૮૬ | ૩૦ | अहिंषा | अहिंसा |
| ૧૮૬ | ૩૧ | पृथविग्वधाः | पृथग्विधाः |
| ૧૮૭ | ૩ | ઉત્પત્તિ, | ઉત્પત્તિ, વિનાશ, |
| ૧૮૭ | ૧૩ | પચ | શ્વપચ |
| ૧૯૦ | ૧૨ | દુનિાયદારી | દુનિયાદારી |
| ૧૯૧ | ૩૧ | અવિધ્ધ | અવિદ્યા |
| ૧૯૨ | ૨૪ | વહા | વહાણુ |
| ૧૯૭ | ૨૫ | ખખ | ખૂખ |
| ૧૯૭ | ૨૮ | છે કે કહ્યું | કહ્યું |
| ૨૦૦ | ૧૮ | અતિહાસિક | ઐતિહાસિક |
| ૨૦૭ | ૧૬ | તજી છે | તજીને |
| ૨૨૦ | છેલ્લી | કયે | ચૂકયે |
| ૨૪૭ | ૧૯ | થાય છે | છે |
| ૨૪૭ | ૧૯ | અનુમાન થાય | અનુમાન |
| ૨૫૭ | ૧૭ | ધર્મના | ધર્મની |
| ૨૬૧ | ૯ | તા | તો |
| ૨૭૩ | ૨૬ | મળવેલો | મેળવેલા |
| ૨૮૧ | ૧૦ | પેરૂ | જામફળ |
| ૩૩૬ | ૧૦ | वन | व न |

# ગ્રંથવાચનના ફાયદા

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं किं तस्य शुष्कैश्चपलाविनोदैः**

અર્થાત્—જેના ભાગ્યમાં સારા સારા ગ્રંથો વાંચવાવિચારવાના હોય તેના આગળ ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણુતરીમાં છે ?

**મહાત્મા ગાંધીજી** લખે છે કેઃ—"પુસ્તકોમાં હું ગુંથાયલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણુ હું કાયર થાત નહિ; એટલું જ નહિ પણુ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે; તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે.××એક પછી બીજું,એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતરવિચાર પણુ કરી શકશો."

**સ્વ૦ પઢિયાર** લખે છે કે "બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઇ ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણુ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણુને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સીક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે. જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણુને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન તે અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે, અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે અને જ્ઞાન તે સર્વ-શક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે. "

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઇ**

# ગીતાનો નિત્ય પાઠ શામાટે કરવો ?

**ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કેઃ**–"હે અર્જુન ! આપણા આ ધર્મ્ય સંવાદરૂપ ભગવદ્‌ગીતાનું જે કોઇ પઠન કરશે, તેણે જ્ઞાનયજ્ઞથી મારૂં પૂજન કર્યું છે એમ હું સમજીશ."

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે કેઃ**–" વેદોના ત્રણે કાંડ ગીતામાં સ્પષ્ટ કરેલા છે. ( એટલુંજ નહિ પણ ) આ શ્રીમદ્ ભગવદ્‌ગીતા મૂર્તિમાન વેદજ હોઇને ઔદાર્યમાં વેદ કરતાં પણ શ્રેષ્ઠ છે."

**સ્વામી રામતીર્થજી કહે છે કેઃ**–"એમરસન ( મહાન અમેરિકન તત્ત્વજ્ઞાની) ના દોસ્તોના કહેવાથી જણાય છે કે તેના મનપર ગીતા અને ઉપનિષદોની વધારે અસર થઇ હતી."

**મહાત્મા ગાંધીજી કહે છે કેઃ**–" એક વખત મારો અંતકાળ પાસે આવેલો જણાયો, તે વખતે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી."

બંગસાહિત્યસમ્રાટબંકિમચંદ્ર કહે છે કેઃ—

'ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવામાં આવે છે તેનું એજ કારણ છે કે તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણેને યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે. અન્ય કોઇ ગ્રંથમાં આવું સામંજસ્ય નથી !' * * * 'આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐકય કેવળ ગીતામાંજ દૃષ્ટિગોચર થાય છે. આવી અદ્‌ભુત ધર્મવ્યાખ્યા કોઇ પણ દેશમાં, કોઇ પણ કાળે, કોઇએ કરી હોય એમ મારા જાણવામાં નથી.' * * 'આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાદ જગતમાં બીજે કયાંય નથી.'

**થૉરો** ( સુપ્રસિદ્ધ અમેરિકન મહાત્મા ) કહે છે કે " પ્રાચીન યુગની સર્વસ્મરણીય વસ્તુઓમાં ભગવદ્‌ગીતાથી શ્રેષ્ઠ કોઇ પણ વસ્તુ નથી. * * * ભગવદ્‌ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઇ જવા છતાં તેના જેવો બીજો એકે ગ્રંથ હજીસુધી લખાયો નથી. * * * ગીતાની સાથે સરખાવતાં જગતનું આધુનિક સર્વ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે, કોઇ કોઇ વખત 'આ તત્ત્વજ્ઞાન કોઇ જૂદાજ યુગમાં લખાયું હોવું જોઇએ' એવો વિચાર મારા મનમાં થઇ આવે છે. * * હું રોજ પ્રાતઃકાળે મારી બુદ્ધિ અને અંતઃકરણને ભગવદ્‌ગીતાના પવિત્ર જળમાં સ્નાન કરાવું છું."

**આવી મહામહિમાવંતી ગીતાનો પાઠ પ્રત્યેક હિંદુસંતાને હરહમેશ કરવો જોઇએ; કુટુંબમાં તેનું નિત્ય શ્રવણ કરાવવું જોઇએ; તથા સારામાઠા પ્રસંગે અને અમસ્થો પણ ગીતાગ્રંથ છૂટથી ભેટ આપવો જોઇએ.**

# સ્વર્ગની કુંચી

ચોથી આવૃત્તિ, કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૭૫,
મૂલ્ય માત્ર ૧)= પાકું પૂંઠું ૧।=

'વિમાન' માં બેસીને તો સ્વર્ગના બારણા સુધીજ પહોંચી શકાય, પણ પછી અંદર જવા માટે તો સ્વર્ગનાં બારણાં ઉઘડે તેવી કુંચીજ મેળવવી જોઇએ. એટલા માટે 'સ્વર્ગના વિમાન' પછી ભક્તિમાર્ગની બીજી ચોપડીતરીકે 'સ્વર્ગની કુંચી' કહાડવામાં આવી છે. પ્રભુને જાણવાની તેમજ ધર્મનું પાલન કરવાની ઇચ્છા પૂરી પડે તેટલામાટે આ પુસ્તકમાં ઇશ્વરનો મહિમા, ભગવદ્દઇચ્છાને આધીન થવાની ખુબી, ધર્મપાલનના લાભ, પ્રભુસ્મરણનો આનંદ, પ્રભુપ્રેમનું બળ, સત્સંગની બલિહારી, આચરણ સુધારવાની જરૂર, વગેરે અનેક બાબતો બહુ સારી રીતે સમજાવનારા ૨૧૦ સચોટ દાખલાઓ તેમજ અનેક ભજનો અને વિવિધ પ્રકારની પ્રાર્થનાઓનો સમાવેશ કરેલો છે.

# સ્વર્ગનો ખજાનો

ત્રીજી આવૃત્તિ, કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૫૦,
મૂલ્ય માત્ર ૧)= પાકુ પૂંઠું ૧।=

'કુંચી' વડે દ્વાર ઉઘાડીને સ્વર્ગની અંદર તો પેઠા; પરંતુ પછી 'સ્વર્ગનો ખજાનો' હાથ કરવાનો બાકી રહે છે. આ પુસ્તક એવા ખજાનારૂપ હોવાથી તેનું નામ 'સ્વર્ગનો ખજાનો' રાખ્યું છે અને તે ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી છે. એમાં ભક્તિની જરૂર, સંતનાં લક્ષણ, ઈશ્વરનું સ્વરૂપ, મનને વશ કરવાના, જીંદગીમાં મીઠાશ લાવવાના અને પાપથી બચવાના ઉપાય, ભક્તોનો તરફડાટ, ભક્તિનું ખરૂં સ્વરૂપ, સત્સંગના લાભ, ઈશ્વરાપણ કર્મ, શ્રદ્ધા અને ભક્તિની ખિલવણી કેવી રીતે થાય, શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા? પ્રભુપ્રેમ કેવી રીતે જગાડવો? સાચો પરમાર્થ કેવી રીતે થઈ શકે? આચરણ કેમ સુધરે? એ વગેરે અનેક ઉપકારક વિચારોનો ખજાનો આ પુસ્તકમાં ૧૨૫ અસરકારક દાખલાઓદ્વારા રજુ થએલો છે. સાથે જૂદા જૂદા ભક્ત મહાત્માઓનાં ભજન પદ વગેરે પણ આપેલાં છે.

# સ્વર્ગનું વિમાન

આ પુસ્તક પોતેજ

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્રપાસે–અમદાવાદ અને કાલબાદેવી–મુંબઈ

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયમાં હાલ મળતા

# ઉત્તમ અને સસ્તા ગ્રંથો

## અતિ ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | કદઇંચ | મૂલ્ય |
|---|---|---|---|
| ગિરધરકૃત શુદ્ધ રામાયણ ... ... | ૭૫૦... | પ।।×૯. | ૨। |
| અખાની વાણી—મનહરપદ સાથે ... | ૫૦૦... | ૫×૮ | ૧।। |
| ધર્મતત્ત્વ—બંકિમચરિત્રસાથે ... ... | ૨૪૮... | પ।।×૮ | ૦।। |
| શ્રીવાલ્મીકિ રામાયણ—મોટા બે ભાગમાં... | ૧૪૦૦... | ૬।।×૧૦ | ૬) |
| મહાભારતનાં આદિ અને સભાપર્વ. ... | ૬૦૦... | ,, | ૨ |
| શ્રીદાસબોધ—નવી આવૃત્તિ ... | ૬૨૦... | પ।।×૮ | ૨।। |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા—નવી આવૃત્તિ... | ૭૦૦... | પ।।×૮।। | ૨।। |
| શ્રીમદ્ ભાગવત—ઉત્તમ ભાષાંતર......... | ૭૦૦... | ૮×૧૧ | ૫) |
| શ્રીરામકૃષ્ણકથામૃત—બંને ભાગ ભેગા...... | ૬૫૦... | પ।।×૮ | ૨।। |
| સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો. ભા.૧ થી ૫... | ૫૦૦... | ,, | ૨) |
| ,, ,, ગ્રંથ ૨ જો ભા. ૬ થી ૯, નવી આવૃત્તિ સત્વર પ્રસિદ્ધ થશે. | | | |
| ,, ,, ગ્રંથ ૩ જો ભાગ ૧૦—૧૧ ... | ૫૦૦... | પ।।×૮ | ૨) |
| ,, ,, ગ્રંથ ૪ થો ભાગ ૧૨—૧૪ છપાય છે. થોડા માસમાં નીકળશે. | | | |
| સ્વામીવિવેકાનંદ ગ્રંથ ૧લો ભા.૧—૨—૩ .. | ૫૭૫... | ,, | ૨। |
| ,, ,, ગ્રંથ ૨ જો ભાગ ૪—૫ ... | ૬૦૦... | ,, | ૨। |
| ,, ,, ભાગ ૬ થી ૮ નોખા... | ૧૦૦૦... | ૫×૬।। | ૩) |
| ,, ,, ભાગ ૯ મો—સંપૂર્ણચરિત્ર... | ૭૪૦... | ,, | ૨।। |
| ,, ,, ભાગ ૧૦ મો—રાજયોગ ... | ૩૦૦... | ,, | ૧। |
| શ્રીભજનસાગર—નવી આવૃત્તિ ...... | ૨૦૦... | ૫×૮ | ૦।।= |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| બંકિમનિબંધમાળા—ધર્મતત્ત્વ, | | | |
| તથા ચરિત્ર સાથે ... ... | ...૫૯૦ ... | પ।।×૮ | ૧।।। |
| આગળ ધસો ... ... | ...૫૮૪ ... | ૫×૬।।। | ૧) |
| ભાગ્યના સૂત્રધારો ... ... | ...૭૨૦ ... | ,, | ૧।। |
| સુખ સામર્થ્ય અને સમૃદ્ધિ ... | ...૫૫૨ ... | ,, | ૧)= |
| પ્રભુમયજીવન ... ... | ...૨૧૬ ... | ,, | ૦।। |

# हवे पछी बहार पडनारा ग्रंथो

નીચલામાંના ઘણાખરા ગ્રંથો ચાલુ તેમજ આવતા—૧૯૮૨ ના વર્ષમાં વિવિધ ગ્રંથમાળાદ્વારા તેમજ છૂટા નીકળશે અને તરતમાં લેનારને કિફાયતે મળશે.

**રામતીર્થ**—ભાગ ૧૨ થી ૧૪
**મહાન અકબર**
**પઢિયારનાં સ્વર્ગનાં પુસ્તકો**
**ટૂંકી વાતોના નહિ મળતા ભાગો**
**ભારતના સંતપુરુષો**
**શ્રીગૌરાંગ પ્રભુનું મોટું ચરિત્ર**

**સંતવાણીસંગ્રહ** અનેક ભાગોમાં
**તુલસીકૃત રામાયણ**—ટીકાસહિત
**રાજસ્થાનનો ઇતિહાસ** ૨—ભાગ
**યોગવાસિષ્ઠ** ૨-ભાગ-નવી આવૃત્તિ
**ભગવતી ભાગવત**-નવી આવૃત્તિ
**મહાભારતનાં અઢારે પર્વ**

# संपूर्ण महाभारत

આ ગ્રંથ કહાડવાની યોજના અગાઉ પડતી મૂકેલી, તે પાછી શરૂ કરવાની તૈયારી ચાલે છે. ઇશ્વરેચ્છા હશે તો આવતા વર્ષમાં તેની યોજના રજૂ કરાશે અને એકાદ વરસમાંજ આખો ગ્રંથ રૂ. ૨૫) માં બહાર પડી જશે.

## पुस्तको मंगावनारने खास सूचना

૧—પોસ્ટેજ ઉપરાંત રજીષ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂ. ૧૦ સુધીનું રૂ. ૦। જુદું લાગે છે. ૨—મુંબઇમાં પણ બહારગામનીજ ( અમદાવાદથી સહજ વધુ ) કિંમત લેવાતી હોવાથી બહારથી મંગાવનારે અમદાવાદજ લખવું. ૩—મંગાવેલામાંથી જે પુસ્તક ન આવે તે ખલાસ સમજવું. ૪—રૂ. ૧ ) થી ઓછાનાં પુસ્તકાદિ જોઇયે તો વી. પી. થી ન માગતાં મ. ઓ. કે ટીકીટજ મોકલવી. ૫—પૂરું મૂલ્ય તથા વધારાના પેકીંગ ઇ૦ બદલ ૦। પ્રથમથીજ મોકલીને દશેક રૂા.નાં સામટાં પુસ્તકાદિ રેલરસ્તે મંગાવનારાને ખર્ચ બહુ ઓછો આવશે. ૬—કમમાં કમ રૂ. ૨૫ ) નાં પુસ્તકાદિ લેનારને કમીશન પણ મળશે. ૭—બહારનાં પુસ્તકો લાવીને મોકલાશે નહિ.

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

**અમદાવાદમાં**—ત્રણ દરવાજા બહાર, નદીને રસ્તે, સેશન કોર્ટ પાસે.

**મુંબઈમાં**—કાલબાદેવી રોડ, હનુમાનગલીનેનાકે, કાલબાદેવીના મંદિર સામે.

# સારાં પુ[illegible]ટલે શું?

"બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું, એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઇ ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો તે એ સમુદ્રનો લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સીક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનારા પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિવડે પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન તે અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન એ મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે. આમ હોવાથી મને એમ લાગે છે કે સારાં પુસ્તકોનો ફેલાવો કરવો એ સૌથી મોટામાં મોટું પુણ્યનું કામ છે; એ સૌથી ઉત્તમમાં ઉત્તમ ધર્મ છે; એ સૌથી મોટામાં મોટી સેવા છે અને બીજાં ઘણી જાતનાં ઉપાડો કરતાં એ સૌથી સાચામાં સાચો રસ્તો છે; માટે હું તો સૌ ભાઇઓને એજ વિનતિ કરું છું કે જેમ બને તેમ સારામાં સારાં પુસ્તકો સસ્તામાં સસ્તી કિંમતે વેચાય તેમ કરો."

(પઢીઆરકૃત સાચું સ્વર્ગ)